॥ શ્રી ભગવાન કરૂણાસાગરો વિજયતે ॥



# ભવતિમિર ભાસ્કર




પ્રકાશક

શ્રી ભગવાન કરૂણાસાગર મંદિર ટ્રસ્ટ

પો. એસ. વી. આર. કોલેજ,

કૈવલ ચોકની સામે,

ઉમરા, સુરત-૭.

કાયમપંથ જ્ઞાન સંપ્રદાયના આદ્ય સ્થાપક પરમગુરુ
શ્રીમંત ભગવાન કરૂણાસાગર વિરચિત

૧. સક્રત ચિંતામણિ ગ્રંથ
૨. પરમસિદ્ધાંત પ્રણવ કલ્પતરૂ ગ્રંથ
૩. અદ્વૈતા-દ્વૈત નરવેદ ચિંતામણિ ગ્રંથ
૪. શ્રી અચરતસાગર નિધિ ગ્રંથ

# ભવતિમિર ભાસ્કર

પ્રકાશક

શ્રી ભગવાન કરૂણાસાગર મંદિર ટ્રસ્ટ
ઉમરા પો. એસ.વી.આર. કોલેજ રોડ,
કૈવલ ચોકની સામે, સુરત-૩૯૫ ૦૦૭.

# સર્વજ્ઞ દિવ્ય પરમગુરુ ભગવાન શ્રીમંત કરૂણાસાગર



आद्य अंत हमेरा कछु । कोहु लहत नहि पार ॥
विश्व सकल के साक्षी । हम साक्षी किरतार ॥

तेही स्वरुप हम अविगत । गति लहत नहि कोई ॥
अपरमपार परमपर । जबी कहत मम सोई ॥

પ્રાગટ્ય મહાસુદ બીજ
સંવત ૧૮૨૯

કૈવલધામ પ્રયાણ
ભાદરવા વદ-૧૩ સંવત ૧૯૩૪

# પ્રસ્તાવના

## શ્રી સકત ચિંતામણિ ગ્રંથ

પરમદયાળું પરમવિશેષ, પરમ શ્રેષ્ઠ, મહાન સમર્થ, પરમગુરૂ, ભગવાન કરૂણાસાગર વિરચિત, સક્રત ચિંતામણિ ગ્રંથની પ્રસ્તાવના લખવાની ભગવાન કરૂણાસાગરની કૃપાથી શરૂઆત કરું છું.

જગતભરના લોકો વેદાન્તે સ્થાપેલા નિર્ગુણ, નિર્વિકારી, સર્વવ્યાપક, જગતમાં ઠરરસ ભરેલા, અકર્તા બ્રહ્મમાં ભૂલા પડેલા હોઈ પોતે બ્રહ્મરૂપ છે, એમ માની "અહં બ્રહ્માસ્મિ" કહે છે. તથા આચાર્યોએ સ્થાપેલા સગુણ ઈશ્વરોની લોકો ઉપાસના કરે છે. પરંતુ વસ્તુતઃ બ્રહ્મ શું છે, તથા સગુણ ઈશ્વરો કોણ છે, તે યથાર્થ સમજી શકેલા ના હોવાને લીધે, તેમાં ભૂલા પડી ભટક્યા કરે છે. અને જગત રચનાર ખરા સકર્તા ધણીને ઓળખી શકતા નથી. તેમજ જગતભરમાં પ્રવર્તી રહેલા સિદ્ધાંતોનું નિજગમના સજાણજાણના નેત્રોવડે ન્યાયપૂર્વક અવલોકન કરેલું નથી. તેઓ અંધશ્રદ્ધાને લીધે સ્વાર્થી આચાર્યોનાં મિષ્ટ વચનો સાંભળી તેમની પ્રપંચજાળમાં ફસાઈ રહેલા છે. આમ જ્યારે દુનિયાભરના લોકો કોઈ વેદમાં તો કોઈ શાસ્ત્રોમાં તો કોઈ પુરાણો પાછળ તો કોઈ આચાર્યો સ્થાપિત સગુણ અવતારાદિક મૂર્તિઓ પાછળ, તો કોઈ તીર્થયાત્રા, જપ કે તપ પાછળ આમ ભિન્ન ભિન્ન મનમાપક પરમેશ્વરો માની જેને જ્યાં જે યોગ્ય લાગ્યું તેને તે સત્ય માની તેમાં તે વિરામ પામ્યા છે. સદર ગ્રંથના કર્તા સમર્થ પરમગુરુ ભગવાન કરૂણાસાગર ઉપર જણાવેલા જુદા જુદા સિદ્ધાંતો ને જુદા જુદા વાદો સત્ય નથી એમ સાબિત કરી બતાવે છે. કારણ કે જે સિદ્ધાંતમાં સત્ય અને અસત્ય, જડ અને ચેતનનો નિવેડો અને તે સિદ્ધાંતમાં અંશ અને કર્તાપદ બાકી રહી જાય છે. આ વિષયનો સંપૂર્ણ ખુલાસો આ ગ્રંથમાં કરવામાં આવેલો છે તે નીચે પ્રમાણે છે.

આ જગતભરમાં જગતની ઉત્પત્તિના વિષયમાં તમામ આચાર્યોનો મત ભિન્ન ભિન્ન છે. આ બાબતમાં જગતની ખરી ઉત્પત્તિ કેવી રીતે થયેલી તે ભગવાન કરૂણાસાગર સાબિત કરી બતાવે છે. સકર્તાએ જગત કેવી રીતે ઉત્પન્ન કર્યું અને જગત ઉત્પન્ન કરવાનો આશય આ ગ્રંથમાં જણાવેલો છે. તથા ઉત્પન્ન કરેલા જગતમાં સકર્તાવાદનો પ્રચાર કરનારનો પરિહાર દેખાડેલો છે. તથા પોતે આ જગતમાં સકર્તા ધણી પરમ વિશેષ અંશસ્વરૂપે આવેલા છે. અને આવીને ખરાખોટા સંત અને આચાર્યોનું વર્ણન ન્યાયપૂર્વક કરી બતાવ્યું છે. તેમજ કલિયુગના સંતો અને આચાર્યોનું લક્ષ બતાવ્યું છે. તથા રાજનીતિ અને ધર્મનું વર્ણન સંક્ષિપ્તમાં કર્યું છે. તેમજ સુધર્મ અને અધર્મનું વર્ણન કરેલું છે. કર્તા અને અકર્તાના લક્ષનું પ્રતિપાદન

કર્યું છે. કર્તાના સંકલ્પમાં અનુક્રમ કેવો ગોઠવાયેલો છે તે પણ જણાવ્યો છે. સાથે સાથે અકર્તાપદનો પરાજય દેખાડ્યો છે. કર્તાનો આશય પણ દર્શાવ્યો છે. કર્તાની અંતરવૃત્તિથી ઉત્પન્ન થયેલા અંશોનો ભાવ તેમજ અનુભવ દેખાડ્યો છે. અંશોના ત્રણ પ્રકારના લક્ષ પણ દર્શાવવામાં આવ્યા છે. કર્તા સાથે અંશોના સંબંધનો પ્રકાર જણાવ્યો છે. કર્તાએ પોતાના અંશોને અલંકારરૂપે ઈશ્વરીય ગતિ દર્શાવી છે. તથા તે ઈશ્વરીય વિભૂતિ સાથે અંશોને અલગ સલંગની ગતિ જણાવી છે. આ જગતભરમાંથી અંશોને મુક્ત થવા માટે જેવા પ્રકારનો વૈરાગ્ય જોઈએ તે જણાવ્યો છે. પરમવિશેષ પરમગુરૂ શ્રી ભગવાન કરૂણાસાગર દ્વારા કૈવલ કર્તાને મળવાને માટે વૈરાગ્યની જરૂરિયાત છે તે લક્ષણા પરમગુરૂ દ્વારા આ ગ્રંથમાં દર્શાવી છે.



## શ્રી પરમ સિદ્ધાંત પ્રણવ કલ્પતરૂ ગ્રંથ



આધુનિક સમયમાં અત્યાર સુધી જગતભરમાં થયેલા સર્વ આચાર્યોના સિદ્ધાંત તથા વેદ અને તેની ઉત્પત્તિ તેમજ નામનામી (નામ માત્રને ધારણ કરનાર) તથા પ્રણવમાંથી નીકળતા અક્ષરો અને તે વડે લખાયેલાં શાસ્ત્રો પુરાણો વગેરેની સંપૂર્ણ હકીકત સત્યતાપૂર્વક વર્ણવેલી છે. વળી કલિયુગના ધર્મગુરૂઓના જુઠા આડંબરોમાં જે જગત ફસાઈ રહેલું છે તે વિષયની સમજ તથા તેમાંથી કેમ અને કેવી રીતે છુટવું તેવા પ્રકારની સમજ આ ગ્રંથમાં આપેલી છે.

ભગવાન કરૂણાસાગરે પ્રણવસિદ્ધાંત પ્રણવકલ્પતરૂ ગ્રંથ રચતાં પહેલાં આ ગ્રંથનું મંગલાચરણ રચેલું છે. તેમાં છેલ્લી ચોપાઈ દસ નંબર-પદીબોધ મોરાલકંદના રાગની છે. જગતભરના સમગ્રસિદ્ધાંતોથી 'કૈવલ સિદ્ધાંત'' સર્વશ્રેષ્ઠ છે. કારણ કે સત અને આનંદરૂપી ઝલક તે કૈવલનીજ છે.

અહં બ્રહ્મથી પર બ્રહ્મના પ્રકાશક પોતે સમર્થ કર્તા કૈવલ સમગ્ર પ્રસારાના સંચાલક, અંશ સ્વરૂપ બીજકના ઉત્પાદક હોઈ તે સદાસદોદીત કાયમ કૈવલ જ છે. બલકે સકર્તા કૈવલનો પ્રકાશ તે બ્રહ્મ હોઈ તે અક્રીત તેમજ જાણગતી સિવાયનો હોવાથી તે શુભ કે અશુભ કર્મ કરે તેમ નથી. પણ તે બ્રહ્મ, આખા ખલકનો આધાર છે. ને કૈવલ કર્તા, વારપાર વિનાનું જે બ્રહ્મ, તેથી પણ પર અતિ અથાહ એવા કૈવલપતિનું વર્ણન વાણી દ્વારા કોઈ રીતે થાય તેમ નથી. પરમ કૃપાળુ ભગવાન કરૂણાસાગર પ્રેરણા આપે કે બ્રહ્મથી પર રહેલું ગતિના વેગવાળું પતિપદ (કૈવલપદ) તેનો અનુભવ થાય.

આ ગ્રંથની શરૂઆતમાં ભગવાન કરૂણાસાગરે નામલક્ષનું નિરૂપણ ઘણા પ્રકારે અતિબારીકાઈથી શોધી દર્શાવ્યું છે.

આ સમગ્ર જગત ઉત્પન્ન થવાના કારણનો ખુલાસો સુંદર રીતે આ ગ્રંથમાં સમજાવ્યો છે. તેમજ મૂળાક્ષરો ઉત્પન્ન થવાનાં કારણ અને તેને પુષ્ટિ કેવી રીતે આવેલી તેનો ખુલાસો પણ સારી રીતે કરેલો છે.

કેવલકર્તાના ઉમંગથી સમસ્ત જગતની રચના થઈ છે. તેમાં અંતરવૃત્તિના અંશો દ્વારા અંશ કળા અને તેમની ગતિનું વર્ણન કરી બતાવ્યું છે. તેમજ અંશઅંશીપદની ઐક્યતા અને ચતુર પ્રકારના ગુરૂઓના વર્ણનમાંથી સદ્‌ગુરૂસાર સિદ્ધાંત તેમજ અષ્ટ પ્રકારની ચાસમી અને ત્રણ પ્રકારના અંશોમાંથી પરમ શ્રેષ્ઠ અંશની ગતિ દર્શાવેલી છે અને નામનામી બાબતનું પ્રતિપાદન કરેલું છે. તેમજ સમકેતુરૂપી ગ્રંથરૂપીપુરુષનું પંચીકરણ દર્શાવ્યું છે. ગ્રંથરૂપી પુરુષને શિરે કલગી (મુગટ) રૂપી આભૂષણ રૂપે જગત ભરના તમામ ધર્મોના સિદ્ધાંતોના સારરૂપ ગતિ જણાવેલી છે.



## શ્રી નરવેદ ચિંતામણિ ગ્રંથ



અદ્વૈતા દ્વૈત નરવેદ ચિંતામણિ ગ્રંથમાં આદિથી અંત સુધી કેવી રીતે તીવ્ર વૈરાગ ટકાવી રાખવો તે બાબત જણાવેલી છે. ત્યાં જગતભરના સર્વે આચાર્યો તથા અવતારાદિક પુરુષો કરતાં આ ગ્રંથોના રચનાર સમર્થ પરમગુરુ ભગવાન કરૂણાસાગર જગતભરમાં પ્રસરી રહેલા અજ્ઞાન રૂપી અંધકારનો નાશ કરવા, લોકોને ચેતાવી તે અંધકારમાંથી મુક્ત કરી ખરા સકર્તા પતિને પામવાનો માર્ગ બતાવવા જ સકર્તાનું દ્વૈત સ્વરૂપ લઈ જગતમાં આવેલા છે. આ બાબતની વધુ વિગત જાણવાની ઈચ્છાવાળાઓએ સદર ગ્રંથનું અવલોકન કરવું.

સકર્તા પતિ અદ્વૈત છે. અને તેમણે સ્વસંકલ્પથી જગતની ઉત્પત્તિ કરી જેથી આ જગતમાં અંશો દ્વૈતમાં રમણ કરવા લાગ્યા અને સદર વિલાસના વિલાસીરૂપ થતાં પોતાના સકર્તા પતિ અને પોતાના સ્વરૂપને ભૂલી ગયા. જેથી વિસ્મૃત થયેલા પદને પ્રાપ્ત કરવા આદિ પુરુષ નિરંજન મહાન શ્રેષ્ઠ તીવ્ર વૈરાગને ધારણ કરી આદ્ય શક્તિના મોહનો પરિત્યાગ કરી મહાન અદ્વૈત શૂન્યમાં અચળ આસન જમાવીને બેઠા, ત્યારબાદ શક્તિને સૃષ્ટિ ક્રમ ચલાવવાની આજ્ઞા કરી, તેમજ બ્રહ્માનાપુત્રો (સનકાદિકો)ના વૈરાગ્યનું વર્ણન જણાવ્યું છે. તથા વેદ ધારા નક્કી કરી બતાવી, તથા આધુનિક સમયના વૈરાગવાળા ત્યાગીઓએ સંસારી આચાર્યોનાં રચેલાં શાસ્ત્રો વાંચવા નહિ કારણ કે તેવાં શાસ્ત્રો કર્તા પદથી વિમુખ છે. તદુપરાંત પરમ વિશેષ અંશનું વર્ણન વ્યાકરણ તથા પ્રાકૃત ભાષાના વહેવારથી પરમગુરૂનો પરમ લક્ષ અનેરો છે. તેમજ જગત ભરના આચાર્યોએ ખરાકર્તાની ગતિને નહિ ઓળખવાથી વિશેષ અંશો

(દેવો)ને બાપ તરીકે વર્ણવેલા છે. કૃત્રિમ ગુરૂઓના કૃત્રિમ ન્યાયથી બચવા પરમગુરૂની લક્ષણા જણાવી છે.

પરમગુરૂના હુકમથી વિમુખ થનારનો ત્યાગ તેમજ બનાવટી કર્તાનું ખંડન અને ખરા કર્તાની ઓળખ જણાવેલી છે. તેથી સાચા સાધુઓને કુટિલતા ત્યાગવાથી પરમ ધામની પ્રાપ્તિનો માર્ગ દર્શાશે. તેમજ પરમ સકર્તા પતિ તરફથી ચૌદે તબક્કાના અંશોને ચેતાવવાના કુલમુખત્યારનામાની હકીકત જણાવેલી છે.



## શ્રી અચરત સાગર નિધિ ગ્રંથ



સમર્થ પરમગુરૂએ જગતભરના સર્વ સિદ્ધાંતો તપાસી જોયા છે. તેમાંના કોઈપણ સિદ્ધાંતમાં તેમને દુનિયાના સર્જનહારનો સત્ય નિર્ણય કરેલો જણાયો નથી. સર્વ સિદ્ધાંતોમાં માત્ર સકર્તા પતિએ જે ચૌદ લોક રૂપ કૃત રચેલું છે તેનું જ વર્ણન કરેલું હોઈ સકર્તાના કૃત પૈકીના મોટી વિભૂતિવાળાને જ દુનિયાના કર્તા તરીકે મનાવી જગતના જીવોને તેમાં જ વળગાડેલા છે. આ ભેદનો સત્ય નિર્ણય સમર્થ પરમગુરૂએ આ ગ્રંથમાં કરી સાકાર તેમજ નિરાકાર ઉપરાંત દ્વૈત અદ્વૈતથી પર પરમ સકર્તા સત કૈવલ જ છે, આ બાબતનું સત્ય દીર્ઘ દર્શન અચરત સાગર ગ્રંથમાં કરાવેલું છે, આ સકર્તા સિદ્ધાંત દઢતાપૂર્વક સમજવામાં આવે એટલા માટે કૃત્રિમ કર્તાવાદથી લઈ બ્રહ્મવાદ સુધીના સર્વ વિદ્વાનોને દિગ્મૂઢ કરી નાખે તેવા (૧૬) પ્રશ્નો પૂછેલા છે. આ આશ્ચર્યચકિત કરી નાખે તેવા (૧૬) પ્રશ્નો અચરતના મર્મને સમજનાર જે હશે તે જ સકર્તા સતકૈવલ પતિને ઓળખી પરમપતિપદ પ્રાપ્ત કરશે.

પ્રથમ અચરતે કરેલી સ્તુતિનું વર્ણન તથા મંગળાચરણમાં પોતાનો પરમગુરૂ પ્રત્યેનો વિરહ અને શુભભાવના દર્શાવેલી છે. સકર્તા સિદ્ધાંતનું વર્ણન તેમજ આચાર્ય મતનો નિર્ણય અને સકર્તા સિદ્ધાંતનો અભિપ્રાય જણાવેલો છે. તથા બ્રહ્મવાદીઓને સોળ આશ્ચર્ય પ્રશ્નો જણાવેલા છે. તેમજ અહં બ્રહ્માસ્મિની પકડનો અભાવ જણાવેલો છે.

બ્રહ્મવાદીઓ યાને નાસ્તિક વાદીઓને ઠીક ઠીક પ્રમાણમાં અકર્તા પદનો ભાવ છોડાવી સકર્તા સર્જનહારની લક્ષણા સારી રીતે સમજાવવામાં ધ્યાન દોરવ્યું છે.

અંશ અંશીપદની ઐક્યતા ને કર્તાનો નિર્ણય દર્શાવેલો છે તેમજ શ્રેષ્ઠ ગતિમાં સંતભક્તોનું વર્ણન તથા અઠ્ઠાવીસ કુંડના છ અધિકારીઓનું વર્ણન પર મુખે ઉચ્ચાર કરવાનો આશય તથા પરમગુરૂની ઉપાસનાનું વર્ણન દર્શાવવામાં આવેલું છે તથા પરમગુરૂ નામનો નિર્ણય વગેરે આ સર્વ બાબતો આ પુસ્તકમાં આપવામાં આવેલી છે.

# -: ગ્રંથવાર અંગો તથા ચોપાઈઓ નીચે પ્રમાણે છે :-

**સકૃત ચિંતામણિ ગ્રંથ**

| અંગ | ચોપાઈ |
|---|---|
| ૧ | ........ ૧૩ |
| ૨ | ........ ૧૨ |
| ૩ | ........ ૧૨ |
| ૪ | ........ ૨૫ |
| ૫ | ........ ૧૦ |
| ૬ | ........ ૨૫ |
| ૭ | ........ ૬ |
| ૮ | ........ ૫૪ |
| ૯ | ........ ૬ |
| ૧૦ | ........ ૧૯ |
| ૧૧ | ........ ૧૫ |
| ૧૨ | ........ ૫૭ |
| ૧૩ | ........ ૬૫ |
| ૧૪ | ........ ૨૮ |
| ૧૫ | ........ ૩૨ |
| ૧૬ | ........ ૬૨ |
| ૧૭ | ........ ૪૮ |
| ૧૮ | ........ ૨૮ |

કુલ અંગ અઢાર ૫૧૭

**પરમસિદ્ધાંત પ્રણવ કલ્પતરૂ ગ્રંથ**

મંગળા ચરણ ...૧૦

| કેતુ | ચોપાઈ |
|---|---|
| ૧ | ........ ૮૭ |
| ૨ | ........ ૨૬ |
| ૩ | ........ ૧૧૩ |
| ૪ | ........ ૨૦ |
| ૫ | ........ ૮૫ |
| ૬ | ........ ૨૦૦ |
| ૭ | ........ ૮૨ |
| ૮ | ........ ૧૮૫ |

કુલ કેતુ આઠ ૭૯૮

**અદ્વૈતાદ્વૈત નરવેદ ચિંતામણિ ગ્રંથ**

| અંગ | ચોપાઈ |
|---|---|
| ૧ | ........ ૫૨ |
| ૨ | ........ ૮ |
| ૩ | ........ ૨૬ |
| ૪ | ........ ૧૪ |
| ૫ | ........ ૫૨ |
| ૬ | ........ ૭૧ |
| ૭ | ........ ૫૦ |
| ૮ | ........ ૪૩ |
| ૯ | ........ ૪૫ |
| ૧૦ | ........ ૨૬ |
| ૧૧ | ........ ૪૨ |
| ૧૨ | ........ ૫૨ |
| ૧૩ | ........ ૬૨ |
| ૧૪ | ........ ૨૨ |
| ૧૫ | ........ ૪૧ |

કુલ અંગ પંદર ૬૦૬

**અચરત સાગધ નિધિ ગ્રંથ**

સ્તુતિ ... ૧૨

મંગળચરણ....૨૧

| અંગ | ચોપાઈ |
|---|---|
| ૧ | ........ ૧૬ |
| ૨ | ........ ૧૧૨ |
| ૩ | ........ ૩૫ |
| ૪ | ........ ૧૯૨ |
| ૫ | ........ ૬૫ |
| ૬ | ........ ૯૬ |
| ૭ | ........ ૬૩ |
| ૮ | ........ ૭૭ |
| ૯ | ........ ૧૭ |
| ૧૦ | ........ ૩૦ |
| ૧૧ | ........ ૩૩ |
| ૧૨ | ........ ૫૦ |

કુલ અંગ બાર ૮૧૯



## પરમહંસ સુખાનંદજી



આશરે છેલ્લાં ૮૦ થી ૯૦ વર્ષ અગાઉથી ભગવાન કરૂણાસાગરના હસ્તલિખિત ગ્રંથો છપાવવા શરૂ કરનાર સ્વ. પરમહંસ સુખાનંદજી મહારાજની જન્મભૂમિ ગામ ચાંગા, તા. પેટલાદ હતો. તેમણે સોળ વર્ષની ઉંમરે કાયમ સમાજના મહંત દામોદરદાસજી ગુરૂ નારણદાસજીની પાસે ગામ રૂપીયાપુરા, તા. બોરસર મુકામે દીક્ષા લીધી હતી. ત્યારબાદ ઘણા વર્ષો સુધી મહાન સમર્થ પરમશ્રેષ્ઠ પરમ વિશેષ પરમગુરૂ ભગવાન કરૂણાસાગરના ગ્રંથોનો અભ્યાસ કર્યો. ત્યારબાદ પોતે હરદ્વાર, રૂષિકેશ સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવા ગયા. તે વખતે કાયમ સમાજના મહંતો તથા સંતોએ એમને સાથબળ બિલકુલ આપેલું નહિ. છતાં પોતે પોતાના બુદ્ધિબળે ત્યાં રહી સારી વિદ્વત્તા મેળવી. તે દરમ્યાન તેમને જે વિદ્યાભ્યાસ કરવામાં નાણાંની જરૂર પડેલી તે સઘળી ગામ માણેકપોર, તા. બારડોલીના રહીશ હરિભક્ત સેવક ગં. સ્વ. વૃદ્ધ માતાજીએ આપી તેમના અભ્યાસને પ્રોત્સાહન આપેલું.

ત્યારબાદ પોતે વિદ્વાન પંડિતનો શ્રેષ્ઠ અધિકાર પ્રાપ્ત કરી ગુજરાતમાં પાછા આવ્યા ને ગામ સાંધીયર તા. ઓલપાડ, જી. સુરતમાં થોડો વખત રહી ત્યાંથી ગામ ઉમરા તા. ચોર્યાસી જી. સુરત આવી રહેલા. ત્યાં ઉમરાના મહંત શ્રી વિષ્ણુદાસજીએ તેમની ઘણી રીતે સેવા કરેલી તથા સાથબળ આપેલું. ત્યારબાદ પોતે ગામ સુરકુવા તા. બોરસદ જી. ખેડામાં ભગવાન કરૂણાસાગરના મંદિરમાં રહી સંવત ૧૯૭૪માં પરમગુરૂ ભગવાન કરૂણાસાગરના સ્વમુખે ઉચ્ચારાયેલા અને લખાયેલા હસ્ત લિખિત ૧૬ ગ્રંથો પૈકી એક ગ્રંથ નામે સક્ત ભાષ્ય હતો તે ગ્રંથને કાવલ પ્રકાશનું ઉપનામ આપી પોતે તેની પહેલી આવૃત્તિ ઈ.સ. ૧૯૧૮માં વડોદરાના લક્ષ્મી વિલાસ પ્રેસમાં છપાવી એ ગ્રંથને જગ પ્રસિદ્ધ કર્યો.

જ્યારે આ કૈવલ પ્રકાશની પ્રથમ આવૃત્તિ બહાર પડી કે તુરજ જ મોટા ગણાતા મુખ્ય ગાદીપતિ મહંત તરફથી એક નોટિસ ગામ સુરકુવા તા. બોરસદ જી. ખેડાના મહંત મોતીરામજી ગુરૂ બલદેવદાસજીને આપવામાં આવેલી કે તમારે પરમગુરૂનાં હસ્ત લિખિત વચનો છપાવી જગતમાં બહાર લાવનાર સાધુ સુખાનંદજીને આપણા મંદિરોમાંથી વિદાયગીરી

## 卐 ગ્રંથ જ્ઞાનનું વિચારણીય અવલોકન 卐



| કૈવલધામ નિવાસ : | કૈવલધામ નિવાસ : | કૈવલધામ નિવાસ : |
| --- | --- | --- |
| મહંત શ્રી વિષ્ણુદાસજીગુરુ ભક્તિદાસજી, ઉમરા. | પરમહંસ સુખાનંદ મહારાજ વડોદરા | મહંતશ્રી શાંતિદાસજીગુરુ વિષ્ણુદાસજી, ઉમરા |

આપવી. જો તેમ નહિ કરવામાં આવે તો તે મહંતને સંપ્રદાયમાંથી છૂટા કરવામાં આવશે. આ પ્રમાણે લેખિત તથા મોઢાંની ધાક ધમકીઓ ઘણા મંદિરોમાં આપવામાં આવેલી જેથી પરમહંસ સુખાનંદજીને સુરકુવાથી વિદાયગીરી લેવી પડી અને તેવા કટોકટી અને આફતના સમયમાં તેઓને ગામ બાંધણી તા. પેટલાદના રહીશ પા. સોમાભાઈ બકોરભાઈએ આશરો આપ્યો ત્યાં તેઓ થોડો વખત રહ્યા, ત્યારબાદ ઉમરા ગામે જઈ રહ્યા, અને ત્યાંથી ગામ વ્યારા જી. સુરતમાં ભાવસાર મગનલાલ ભગવાનદાસને ત્યાં રહીને કૈવલ જ્ઞાનોદય નામનું માસિક સોળ પેજી ફરમાનું જૈન વિજય પ્રિન્ટિંગ પ્રેસમાં છપાવવાનું શરૂ કર્યું. તે માસિક એક વર્ષ સુધી છપાવવાનું ચાલુ રાખ્યું હતું.

ત્યારબાદ પાછા ઉમરા ગામે આવી રહેવા લાગ્યા અને તે ગામના ધાર્મિક શુદ્ધભાવનાવાળા હરિભક્તો (સેવકો)એ પરમહંસ સુખાનંદજી માટે એક નાનું પર્ણકુટી જેવું સુંદર મંદિર (જે હાલમાં પગલી મંદિર તરીકે ઓળખાય છે) નદીના કિનારે બંધાવી આપ્યું. તે મંદિરમાં રહ્યા પછી તેમણે 'પંચમ શ્વસંવેદ' નામના ગ્રંથની આવૃત્તિ પહેલી સોળ પેજી ફરમાં સાઈઝવાળાં જૈનાનન પ્રિન્ટિંગ પ્રેસ, સુરતમાં સંવત ૧૯૭૬માં છપાવી ત્યારબાદ શ્વસંવેદ ઉપનિષદ ગ્રંથ (અચરતસાગર)ની આવૃત્તિ પહેલી ધી ડાયમન્ડ જ્યુબીલી પ્રિન્ટિંગ પ્રેસ અમદાવાદમાં સંવત ૧૯૭૬માં છપાવી. ત્યારબાદ 'પાખંડનો પરાજય' (અનુભવોદયકારક) (પંચમ શ્વસંવેદ નિરૂપણ) જૈન વિજય પ્રિન્ટિંગ પ્રેસ સુરતમાં સંવત ૧૯૭૭માં છપાવ્યું. ઉપરનાં નામવાળાં ત્રણે પુસ્તકો પ્રકાશન સુખાનંદજીએ ઉમરા ગામે રહી છપાવ્યાં.

ત્યારબાદ પરમહંસ સુખાનંદજી વડોદરા આવ્યા જ્યાં તેઓશ્રીને એક મંદિર બક્ષિશ મળ્યું જે મંદિર ગોયા દરવાજા બહાર વડોદરામાં ભગવાન કરૂણાસાગરના મંદિરના નામથી ઓળખાય છે. આ મંદિરમાં પોતે રહ્યા અને પરમગુરૂના પુસ્તકોનો ઝીણવટ ભર્યો અભ્યાસ ચાલુ રાખ્યો. તે અરસામાં જ્ઞાન પિપાસુ જનોની પુસ્તકો ।ટેની માંગણી ઘણી વધી જવાથી તેઓને સંવત ૧૯૭૯માં 'કૈવલ પ્રકાશ' ગ્રંથ આવૃત્તિ બીજી તથા 'કૈવલ પ્રકાશ' આવૃત્તિ

ત્રીજી સંવત ૧૯૮૪માં ધી લક્ષ્મી ઈલેક્ટ્રીક પ્રિન્ટિંગ પ્રેસ વડોદરામાં છપાવી પ્રસિદ્ધ કરવાની ફરજ પડી. ત્યારબાદ શિક્ષાપત્રી નામનો ગ્રંથ (જેનું પરમગુરૂના હસ્તલિખિત ગ્રંથોમાં 'સ્વાચાર પત્રિકા' નામ છે તે પુસ્તિકાનું ઉપનામ શિક્ષાપત્રી આપી) પરમહંસ સુખાનંદજીએ ધી લક્ષ્મી ઈલેક્ટ્રીક પ્રિન્ટિંગ પ્રેસ વડોદરાનાં તા. ૧૨-૧૧-૨૫ના અરસામાં છપાવી પ્રસિદ્ધ કર્યો. અને તે ગ્રંથ આ સંપ્રદાયના તમામ મંદિરોમાં હસ્તલિખિત છે. જે જીજ્ઞાસુ જનને જોવાની ઈચ્છા થતાં અત્રે બતાવાશે. ત્યારબાદ ભગવાન કરૂણાસાગરનો 'જીવન પ્રભાવ' નામનો ગ્રંથ સંવત ૧૯૮૬માં ધી આર્ય સુધારક પ્રેસ વડોદરામાં પરમહંસ સુખાનંદજીએ છપાવી પ્રસિદ્ધ કર્યો. સંવત ૧૯૮૪ની સાલે 'કૈવલ પ્રકાશ' ગ્રંથની આવૃત્તિ ત્રીજી છપાવી બહાર પાડવામાં તેમજ ત્યાર પછીના પરમગુરૂના સઘળા હસ્તલિખિત ગ્રંથો છપાવી પ્રસિદ્ધ કરવામાં પરમહંસ સુખાનંદજીને ગામ ઉમરા તા. ચોરાસી જી. સુરતના મંદિરના મહંત શાન્તિદાસજી ગુરૂવિષ્ણુદાસજીએ પોતાના તન, મન, અને ધનનો ભોગ આપી સહૃદયથી સાથ આપી તેમણે સંયુક્તપણે લોકહિતાર્થે ગ્રંથો છપાવી જ્ઞાનનો પ્રકાશ ફેલાવ્યો. અને પોતાની વિદ્વતાથી અને ધર્મ ધગસથી ભાવિક હરિભક્તોને અમૃત સમાન જ્ઞાનની લ્હાણી કરાવી. તેમાં પરમહંસ સુખાનંદજીને વ્યારાના સેવક દરજી પ્રાણજીવન લલ્લુભાઈ તરફથી પણ સારી એવી આર્થિક મદદ આ બધા ગ્રંથો પ્રકાશિત કરવામાં મળી હતી જેની આ જગ્યાએ ભક્ત જનોની જાણ માટે સહર્ષ નોંધ કરી છે.

ઉપરના ગ્રંથો છપાવ્યા બાદ બીજા ગ્રંથો સંયુક્તપણે તેમને નીચે પ્રમાણે છપાવ્યા :

(૧) વિશ્વભ્રમ વિધ્વંશ નિધિ ગ્રંથ આવૃત્તિ પહેલી સંવત ૧૯૮૭.

(૨) ભવતિમિર ભાસ્કરગ્રંથ આવૃત્તિ પહેલી સંવત ૧૯૮૯.

(૩) ભગવાન કરૂણાસાગરની અગાધ ગતિ ગ્રંથ આવૃત્તિ પહેલી સંવત ૧૯૯૧.

(૪) પંચમ શ્વસંવેદ ગ્રંથ આવૃત્તિ બીજી સંવત ૧૯૯૫.

ઉપર પ્રમાણેના ચાર ગ્રંથો અનુક્રમે સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ અમદાવાદમાં છપાવ્યા.

## “સંત શિરોમણી”



# મહાન તપસ્વી રઘુરામજી મહારાજ

(ઉમરા-સુરત)

જન્મ ફાગણ સુદ-૧૧ સંવત-૧૮૨૫

કૈવલધામ જેઠ સુદ-૧૧ સંવત-૧૯૫૬

ત્યારબાદ સકર્તા ભાષ્ય આવૃત્તિ ચોથી આવૃત્તિ ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ અમદાવાદમાં સંવત ૧૯૯૮માં છપાવી ત્યારબાદ સકર્તા ભાષ્ય (હિંદી અનુવાદ) આવૃત્તિ પહેલી ધી સાધના પ્રિન્ટિંગ પ્રેસ વડોદરામાં સંવત ૨૦૦૦માં છપાવી પ્રસિદ્ધ કરી.

ઉપર દર્શાવેલા તમામ ગ્રંથો તથા પુસ્તકોના પ્રથમ પ્રકાશક પરમહંસ સુખાનંદજી હતા તથા ઉમરાના મહંત વિષ્ણુદાસજી તથા શાન્તિદાસજી ગુરૂ વિષ્ણુદાસજી બન્ને ગુરૂશિષ્યે તનમન અને ધનથી તેમને સાથબળ આપ્યું હતું, અને ઉપરના તમામ ગ્રંથોના પ્રકાશનોમાં સંયુક્ત ભોગ આપ્યો હતો. આ તમામ ગ્રંથોની ગુજરાતી લિપિમાં ટીકા કરવામાં પરમહંસ સુખાનંદે પોતાની વિદ્વત્તાનો સદ્‌ઉપયોગ કર્યો અને ઉચ્ચ કોટિનું પ્રથમ પદનું જ્ઞાન આ જગતના જીજ્ઞાસુ ભક્તજનોને માટે તૈયાર કરી આપ્યું. જેથી સરળ રીતે પોતાનું કલ્યાણ પ્રાપ્ત કરે તેવા ગ્રંથો પ્રચારમાં મુકનાર તે ધર્મ ધુરંધર પુરુષ પરમહંસ સુખાનંદજીને આ પ્રકાશક ધન્યવાદ આપે છે.



## મહાન તપસ્વી રઘુરામજી ગુરૂ કુવેર સ્વામીજી



મહાન તપસ્વી રઘુવીરજી પોતે વાડાસીનોર પરગણા નજીક ખડગોધરા નામના ગામના હતા. તેઓ જાતે સીસોદીયા ક્ષત્રિય હતા. તેમણે ૧૮ વર્ષની ઉંમરે ભેખ લીધેલો. ત્યાર બાદ ગામ હઠીપુરા તા. સાહંબા નજીકના જંગલમાં એક ઝાડ નીચે આસન સિદ્ધ કરી તપશ્ચર્યા કરી. આ પ્રમાણે તેમણે વીસ વર્ષ સુધી આસન સિદ્ધ કરી તપ કરેલું. તે પછી તેમના તપોબળના પ્રભાવે ત્યાંના નજીકના લોકોએ મહારાજશ્રીને ગામમાં લાવી એક મંદિર ઉભું કરી આપ્યું. ત્યાં તેઓ તપસ્વી દશામાં જ સમય વ્યતીત કરતા હતા. તે તપોબળના પ્રભાવે ઘણા લોકોને તેમના પરચાઓ મળેલા જેથી તેમના તે જીલ્લામાં ઘણા શિષ્યો થયા હતા.

ત્યાર બાદ તેઓ ત્યાંથી નીકળી સુરત જીલ્લામાં તાપી નદીના કિનારે ઉમરા ગામના સ્મશાન નજીક નદી કિનારા પાસે તપસ્યા કરતા હતા. અને તપસ્યાના પ્રભાવથી સુરત જિલ્લામાં ઘણા ગામોનાં ભક્તોએ તેમને ગુરૂ તરીકે સ્વીકાર કરેલા. આવી અદ્‌ભૂત તપસ્વીની પ્રશંસા અવર્ણનીય છે. વળી ત્યાંના લોકો હજીપણ તેમના પરચાઓ સંબંધી ઘણી જ વાતો ચર્ચે છે.

તેઓ સંવત ૧૮૮૦ થી ૧૯૫૬ની સાલ સુધી ઉમરા ગામમાં જ રહ્યા. તેમના તપોબળનો પ્રભાવ હતો. તેમજ તેઓ પરમગુરૂ કરૂણાસાગર ભગવાનના જ્ઞાનના સારા અનુભવી તેમજ મહદ્ લક્ષવાળા હતા. ઉમરા ગામે તાપી નદીના કિનારે ભક્તોએ એક સુંદર મંદિર બાંધી તેમાં તપસ્વી મહારાજની પ્રતિમા પધરાવી છે. અને તે આજે પણ મોજુદ છે. તેમજ તેમની તપ કરવાની જગ્યા (ધુણી) પણ મોજુદ છે. (વધુ વિગતો માટે જીવનચરિત્ર વાંચી લેવા વિનંતી છે.)



## સંત દશાના અનુભવી મહાન સંત વિષ્ણુદાસજી



પરમ દયાળુ પરમકૃપાળુ ભગવાન કરૂણાસાગરના વચનોને અનુભવગમ્ય કરનાર તેમજ ગુરૂ લક્ષમાં સ્થિત કરનાર મહારાજશ્રી વિષ્ણુદાસજી ગુરૂ ભક્તિદાસજીનો જન્મ ગામ સાંધીયેર તા. ઓલપાડ જી. સુરતમાં થયો હતો. તેમણે આ સંપ્રદાયમાં ગુરૂપદ ગ્રહણ કરતા પહેલા કબીર સંપ્રદાયમાં સંત તરીકે આરૂઢ હતા. અને કબીર સાહેબના જ્ઞાનનો ઘણો અનુભવ લીધો હતો. ત્યારબાદ પરમહંસ સુખાનંદજીનું સાંધીયેર ગામમાં આવવું થયું ને ત્યાં તેમણે ચતુર્માસ કર્યો. એ સમયે કરૂણાસાગર ભગવાનના જ્ઞાનનો સુંદર યોગ સુખાનંદજી સાથે વિષ્ણુદાસજીને થયો અને તેથી ત્યારબાદ તેઓશ્રી ઉમરા ગામે ભગવાન કરૂણાસાગરના મંદિરે રહેવા લાગ્યા. અને તેઓ હંમેશા ગુરૂના લક્ષમાં જ સંત દશામાં રહેતા હતા.

તેઓ આ સમાજના મહાજ્ઞાની મહંતોમાંના એક જ્ઞાની મહંત હતા, તેઓ પરમગુરૂના લક્ષમાં પ્રથમપદે પહોંચેલા હતા. તેમજ તેમનો શાન્ત સ્વભાવ, પદાર્થ ભાવનાનો અંતરથી ત્યાગ અને સંતની રહેણીમાં ઘણા જ સાવધ હતા, જેથી તેમનામાં પરમગુરૂનું સમગ્ર જ્ઞાન હતું એમ કહેવું એ અતિશયોક્તિભર્યું નથી. તેમનો શીતળ સ્વભાવ અને શરણે આવનાર જિજ્ઞાસુ જનને પણ પરમગુરૂના ગ્રંથોનું સરળ રીતે બ્યાન કરી સમજાવતા હતા. તેઓ જાતે હરહંમેશ પરમગુરૂના ગ્રંથોના અભ્યાસમાં તથા પરમગુરુના લક્ષમાં પોતાનો સમય વ્યતીત કરતા અને બાહ્ય બીજી વાતો પરત્વે ધ્યાન આપતા ન હતા. તેઓ સંવત ૨૦૦૫ના ચૈત્ર સુદી ત્રીજને દિવસે ઉમરા ગામે કેવલવાસી થયા.

Ajay Panchesaya

# અથ સક્રત ચિંતામણી ગ્રંથ પ્રારંભતે



## ભવ ઉત્પન્ન વિષેનું અંગ ૧લું

**ॐ परम सक्रत सांम्रत पत, निज कैवल करुणेश;**
**एक अखंड स्वराज जेहुनके, स्वयंप्रकाश सधेश. ॥१॥**

આ ગ્રંથની શરૂઆતમાં ભગવાન શ્રી કરુણાસાગરે ॐ શબ્દનો ઉચ્ચાર પ્રથમ કરેલો છે. તે શબ્દ બહુ પ્રકારે વપરાય છે. એ શબ્દના ઓમ, ઓમ્કાર, ઓહંગ એમ પૃથક પૃથક ઉચ્ચારો થાય છે. તો પણ એકંદરે ત્રણેય શબ્દોનો ભાવ એક જ છે. તથાપિ ઓહંગ શબ્દ, શબ્દાર્થ રૂપે નથી પણ ઘટ ઘટ પરત્વે ઓહંગ પર રહેલાં અંશોનું હંગ છે. હંગ એટલે અંશની જે સજાણ જાણ વૃત્તિ તેનું નામ હંગ છે. જે હંગે કરીને પ્રાણાયામ ચેતન થયો છે અને પ્રાણાયામ ચેતન થવાથી ગુણ ગણ અંતઃકરણ, ઈન્દ્રિયો આદિ શરીરનાં સર્વ તત્ત્વો એક બીજાને સ્પર્શે તત્ત્વના ગુણે કરીને ચેતન થયાં છે.

સદરહુ તત્ત્વોનો અધિપતિ પ્રાણાયામ છે અને તે પ્રાણાયામ ઉપર અંશની સજાણ જાણવૃત્તિ આવેલી છે. તે વૃત્તિને હંગ કહેલી છે. તે હંગ સક્રિય છે એટલે સર્વ તત્ત્વો તેનાથી જ ક્રિયાયુક્ત થાય છે.

હવે ગ્રંથની પ્રથમ ચોપાઈમાં ॐ શબ્દનો ઉચ્ચાર કરવાનું કારણ (ભાવ) એટલા જ માટે છે કે ભગવાન કરુણાસાગરે ગ્રંથોમાં જે વાણીવિલાસ કરેલો છે તે ઉચ્ચાર અંતરહંગના અવાજથી જ કર્યો છે. કારણ કે પુરૂષ પ્રકૃતિ બન્નેનો સંચાલક પ્રાણાયામ છે. એટલે સર્વ તત્ત્વ તીર પ્રાણાયામ કહી શકાય અને અંશની જે સજાણ જાણ વૃત્તિ તે તો માત્ર દૃષ્ટા રૂપે જ સર્વ તત્ત્વોને પોતાના ભાસ વડે કરીને ચલાયમાન કરી રહેલી છે.

વળી હંગનો બીજો ભાવ એવી રીતે નીકળે છે કે, ગમે તે મનુષ્યના અંતર આત્માનો ગેબી અવાજ, મનુષ્યની કોઈપણ સ્થિતિમાં અચાનક બોલાવતાં, "હું" શબ્દ રૂપે નીકળી જાય છે.

એ ઉચ્ચાર સ્વાભાવિક છે. ગમે તેવી નિદ્રામાં સુતેલો મનુષ્ય હોય અને તેને કોઈ બોલાવે તો તે "હું" કહીને જ ઉઠશે. હું વિષેનો ભેદ જાણનારા ઘણા જ થોડા છે. કારણ સર્વ પ્રકારની પદાર્થયુક્ત જાણથી "હું" શબ્દ પર રહેલો છે. તેમજ "હું" શબ્દ ગમે તે દશામાં નષ્ટ થતો નથી. કારણ પાંચ પ્રકારની અસ્મિ પૈકી જે તે અસ્મિને ધારણ કરનારો "હું" શબ્દ છે. એ ઉપરથી "હું" શબ્દ વિષે ઘણો જ વિચાર કરવા જેવો છે. જો હંગ સક્રિય હોય "હું" પણ સક્રિય કહેવાય અને બન્ને વિષે ગમે તેટલો વિચાર કરીએ તો પણ તે ઓછો છે.

આ ઉપરથી એકંદરે ભગવાન કરુણાસાગર અંતર સ્વરૂપમાંથી બહાર આવીને બોલેલા નથી. જેથી **ૐ પરમ સક્ત સાંમ્રત પત,** એ વિજ્ઞાનનો અનુભવ ઉચ્ચાર પોતાના નિજસ્વરૂપમાં રહી હંગ દ્વારા કરેલો છે. અને તેજ દશામાં રહી અનંત બ્રહ્માંડોના માલિકનાં નામ નક્કી કરેલાં છે. તેમ કરવાનું કારણ એ છે કે અત્યાર સુધી ભવભરમાં માલિક વિષે જે નામ યોજવામાં આવ્યાં છે તે નામ આત્માને ઉદ્દેશીને પડેલાં છે કારણ કે ઈશ્વર એટલે પ્રાણાયામનો ધણી તેમજ પરમાત્મા એટલે પરમ મહાદ આત્મા એમ અનેક નામ છે. તે નામ માલિક ધણીને પહોંચી શકતા નથી. તેમજ જેટલા જેટલા ઈશ્વર વાચક શબ્દો છે તે માયાયુક્ત છે.

ઉદાહરણ તરીકે વિશ્વંભર એટલે વિશ્વનું ભરણ પોષણ કરનાર, જે તત્ત્વોના યોગે જ થાય તેવું આપણ સર્વ મનુષ્યોનું જીવન બહારથી આવે છે, અને જે ગતિ દ્વારા શરીરનું જીવન પોષાય છે, તે જીવન અવ્યક્ત છે. તે વ્યક્ત શરીરને જીવન આપી સશક્ત રાખે છે માટે નાનાનું જીવન મોટાને આશરે છે. તે જીવનને ખુદ માલિક કહેવાય નહિ. કારણ જીવનનો સંચાલક જીવનથી ન્યારો છે. એટલા માટે જ વિશ્વંભર ખુદ માલિકનું નામ નથી. કારણ કે શરીર રૂપી વિશ્વનું ભરણ પોષણ તત્ત્વોના યોગે જ થાય છે

હવે નાથ શબ્દનો વિચાર કરીએ. નાથ એટલે ધણી. તે પણ શરીરને નાથનારો નાથ કહેવાય. માટે જે નાથમાં શરીરનાં સઘળાં તત્ત્વો નથાયાં છે, તે નાથ સોહંગ છે. અને તે સોહંગ દ્વારા પ્રાણાયામ રૂપી નાથે નથાઈ જતમત રહેલાં છે. ઉપરથી ખુદ માલિકનું નામ "નાથ" નથી.

વળી પ્રાણપતિ તે પણ શ્વાસાનો પતિ કહેવાય, શ્વાસનો પતિ એટલે જેનાથી શ્વાસ ચેતન થયો છે તેનું નામ અંશ છે. ખુદ માલિક અંશની પાર છે.

હવે અનંત બ્રહ્માંડના માલિકને કયા શબ્દોથી યોજવા જેથી તે તેમને જ પહોંચી શકે. કારણ કે ભવભરમાં જે જે નામો માલિક ધણી(કર્તા)ને માટે પાડવામાં આવેલાં છે, તે તે નામો આત્મા વિષેની કલ્પના કરીને ઘટાવેલાં છે.

હવે ભગવાન કરુણાસાગર ખુદ માલિકને જે વિશેષણો આપીને નીચે પ્રમાણે નામનો પ્રકાશ કરે છે. તે હે સજ્જનો સાંભળો.

## આદ્ય, સક્ત, સ્વરાજ્ય, કરુણેશ અને કૈવલ.

**આદ્ય** એટલે સમસ્ત સૃષ્ટિની આદિમાં જે હોય તે આદ્ય ગણાય, વળી આદ્ય એટલે સર્વથી પહેલાં કે જેની પાર કોઈ હોઈ શકે જ નહિ, એટલે ચૌદલોક રૂપી સામગ્રીનો સર્વ મસાલો જેનાથી બનેલો હોય તેજ સર્વની પાર અને સર્વની આદિમાં જે રહેલા હોય, તેનું જ નામ આદ્ય છે.

**સક્ત** એટલે જેના સંકલ્પથી જ સર્વ તત્ત્વ સ્ફુરાયમાન થઈ ચૌદે લોક સ્ફુરી ઉઠેલું છે તે, જેનાથી ચૌદલોક સ્ફુરાયમાન થયું છે, તે ધણીનું નામ સક્ત છે.

**સ્વરાજ્ય** એટલે ચૌદ લોકમાં વસતા સર્વ જીવો ઉપર જેનું સામ્રાજ્ય હોય તેને જ સ્વરાજ કહેવાય છે.

**કરુણેશ** એટલે ચૌદ લોક રૂપી વિશ્વમાં જેની એક સરખી કરૂણા હોય તેને જ કરુણેશ કહી શકાય છે.

**કૈવલ** એટલે જેનામાં કોઈ જાતનો વળ ન હોય તેને જ કૈવલ કહેવાય છે. નામ, રૂપ અને ગુણ એ વળથી જ ભરેલાં છે. જેથી જે તે કાળે અચાનક નષ્ટ થઈ જાય છે. અને કૈવલ એ તો વિશેષણ છે. વિશેષણ એટલે સંજ્ઞા, વસ્તુ તો સંજ્ઞાથી પર છે. માટે નામ-રૂપ ગુણની કોઈ પણ સંજ્ઞા મૂળમાં ઘટતી નથી. એ કારણે જગતભરના એટલે ચૌદલોકના નિવાસીજનોને જાણ થવા માટે નામ રૂપ વિશેષણો વસ્તુસ્થિતિ જોઈને ઘટાવેલાં છે, તેમજ તેજ શબ્દોનો ઉચ્ચાર કરવાથી કૈવલ ધણીમાં સંજ્ઞા ઘટે છે. માટે કૈવલના પરમ પ્રેમાળુજનોએ હરવખત **આદ્ય સક્ત સ્વરાજ કરૂણેશ કૈવલ**, એ પરમપિતાનો પરમ લક્ષ છે, એમ સમજીને તે કદી પણ વિસરવો જોઈએ નહિ.

तेही पतने निज सष्ट रची जब, बोहोत जतन कर जाशे;

तीनकी सहाय करनसुर  सरजे, इंद्र चंद्र रवि तासे. ॥२॥

સકર્તા સત્ કેવલે ઘણા પ્રકારના વિચાર સંયુક્ત જતમત રહી શકે, તેમજ સંકલ્પ પુરો થતાં સુધી ફરીવાર ઉત્પન્ન ન કરવાં પડે એવાં અખૂટ તત્ત્વોની સામગ્રી ઉત્પન્ન કરી છે. તે સામગ્રીના ભોક્તા અંશોની મદદે બીજા દેવ લોકો ઉત્પન્ન કરી હરવખતે મદદગાર થવા સરજેલાં છે. સુર એટલે દેવ તેમજ ઈંદ્ર, ચંદ્ર, સૂર્ય વગેરે મનુષ્યના સુખને માટે સર્જાયેલાં છે.

अरु रज तम गुण सात्त्विक सरसत, पुरष शक्ति जेही आदु;

कीन धराचर अचर धरनकु, अविकासन गगनादु. ॥३॥

પરમ દયાળુ કેવલકર્તાએ સર્વ બ્રહ્માંડના પ્રાણી માત્રને એક સરખુ સુખ મળી રહે તેટલા માટે રજો, તમો અને સાત્ત્વિક ગુણ તેમજ પુરૂષ અને આદ્યશક્તિ ઉત્પન્ન કરી, મહીમંડળ (ઈંડ)ને ધારણ કરી રાખવા અચર-કદી ડગે નહિ એવું જતમત બંધારણ બાંધેલું છે, જેની અંદર હરવા ફરવા ચૌદેલોકમાં વસતા દેવ, દાનવ અને માનવને જોઈતો અવકાશ તેમજ વિસ્તાર સંપૂર્ણ આપેલો છે.

सुरके तेज प्रकाश परमते, हरही सकल सीत लाई;

जाते सकल भवके जीव तनकु , अतही होत अकुलाई. ॥४॥

જ્યારે બ્રહ્માંડના પતિદેવ કેવલકર્તાએ મહદ અગ્નિનો અંશ સૂર્ય ઉત્પન્ન કરી વિશ્વમાં મૂક્યો ત્યારે સૂર્યના પ્રચંડ કિરણના અતિ તાપને લીધે ભવભરની શીતળતાનો નાશ થયો, જેના પરિણામે જગતભરના સર્વ જીવો ગભરાઈ ઉઠયા.

क्रपावंत तव अगम विलोकीत, कीनेहु पवन प्रसार;

जीव सकल तन अचर चरनके, स्वांति करनकु सारा. ॥५॥

કૃપાળુ પરમપતિ કેવલે સર્વ જીવો ઉપર દયા લાવીને, તેમજ અગમ ગતિનો વિચાર કરીને બ્રહ્માંડભરમાં અદૃષ્ય રહેલા વાયુ તત્ત્વને ગતિ આપીને પવનનો પસારો કર્યો જેથી સર્વ જીવને સુખપુર્વક શાંતિ મળી.

पुनी खट रस रसके रस लेवन, देवन दीन दयालु;
खान पांन अमृरत रतभोजन, पुरित तात प्रतिपालु. ॥६॥

દયાળુ કેવલકર્તાએ ખટરસ ઉત્પન્ન કર્યા છે. અને તે ખટરસમાંથી રસ લેવાને માટે ખટ ઋતુઓ ઉત્પન્ન કરી છે. જેથી જુદી જુદી ઋતુમાં જુદા જુદા રસ ઉત્પન્ન થાય છે. ઉપરાંત ખાંનપાંન આદિ અમૃતમય ઋતુ ઋતુનાં ભોજનો પ્રતિપાળ પિતાએ પુરાં પાડેલાં છે.

ओरु खटरत गत कीये क्रतारन, लागत सकल सकामु;
उलट पुलट सुख नविन नविनकु, जीवकु करन विरामु. ॥७॥

છ ઋતુઓ તે પણ એકબીજાથી જુદા જુદા સ્વભાવની છે, અને ઉલટ સુલટ નિત્ય નવીન સુખો આપવાવાળી છે. જેની પરમ છાયા નીચે સર્વ જીવો વિરામ પામેલાં છે.

ओर मोज में केतिक बरनु, मनुस जात घर घरकी;
गजवाहन हय सुखपालन सुख, एक एकते सर सरकी. ॥८॥

કેવલકર્તાની અનંત મોજનું વર્ણન કરવું મુશ્કેલ છે. કારણ મનુષ્ય પરત્વે અને ઘેરઘેર સુખની અનંત સીમાઓમાં અત્યાર સુધી કોઈ સુખનો છેડો લાવી શકેલું નથી. કારણ કે કોઈને હાથી, કોઈને ઘોડો, કોઈને સુખપાલ એમ અનેક મોજશોખ તેમજ જુદા જુદા પ્રકારના ભોગો ભવમાં ભરેલા છે. અને તે એકબીજાને તપાસતાં અધિકાધિક દેખાય છે.

जेही जीनकु सुक्रोत सरभरही, देत पीतु प्रभुताइ;
ओर सकल समद्रष्ट चराचर, कोउसे नहि कटुकाइ. ॥९॥

જે જે જીવના જે જે સુકૃત્ય છે તે તે પ્રમાણે તે તે જીવને દયાળુ કેવલકર્તા પ્રભુતાવાળી સમૃદ્ધિ આપે છે. તેમજ જેઓનાં સુકૃત્ય નથી તેવા જીવો પરત્વે દયાળુ કેવલ કદી પણ સમદષ્ટિને છોડી દઈને વિષમ દષ્ટિથી જોતા નથી.

एसे परम दयाल निहारंन, अखिल अंश रज तजके;
लेत संभाल सकल तन तनकी, आपने करत उपजके. ॥१०॥

આવી રીતે પરમ દયાળુ કેવલકર્તા પોતાની પરમ અલૌકિક નિધાદષ્ટિથી રજતજથી લઈને અખિલ લોકનાં સર્વ શરીરોની રોમે રોમે સંભાળ રાખે છે. કારણ પોતાના સક્રત સંકલ્પથી જ સર્વ જીવો ઉત્પન્ન કરેલાં છે. એથી જ સર્વ જીવોને નિહાળવાનું મુખ્ય કારણ છે.

याविध निजके नीगा निरंतर, अंतर रहित सपेखी;
छपी रहेत नहि आद्य अंत मध, जीनते कछु अपेखी. ॥११॥

નિજ કેવલકર્તાની પરમ અલૌકિક અખંડ નિધાદષ્ટિ અંતર રહિત શુદ્ધ રહેલી છે. જેથી આદ્ય, અંત અને મધ્યમા સર્વ જીવનાં સુકૃત દુષ્કૃત જાણે છે, જે કોઈપણ જીવનાં કોઈ પણ કર્મો દયાળુ કેવલથી છૂપાં રહી શકે તેમ નથી.

तेही पतके निज परम पसारन, कारन अंश समेतु;
आपने कीये सकल कुल आलम, जानीत रखत सहेतु. ॥१२॥

તે પરમ પતિનો પરમ પસારો અને તે પસારાનું મૂળ કારણ અંશ આદિ સર્વ વિશ્વ સર્જાયેલું છે. એમ જાણી પરમ દયાળુ કૈવલકર્તા સર્વ જીવો પરત્વે શુદ્ધ હેત રાખે છે.

एही परकारनके जीनुं अंतर, प्रीये भव परम पराई;
जदपी न होइ निज प्रीये पतिनकुं, तदपी न रचे रचाई. ॥१३॥

એ જ પ્રમાણે કૈવલકર્તાના અંતરમાં પરંપરાથી ભવપરત્વે પ્રિયતા છે. જો કદાચ પ્રિયતા ન હોય તો જગતભરના સર્વ લોકોની રચના કરત નહિ. છતાં રચના કરેલી છે, જેથી ધણીને જગત પ્રિય છે.

## અંગ ૧લું સમાપ્ત








## ખલ પરિહારન દેખાવનકો અંગ

ज्यौं करखीके खेतरनमें खड, उपजत नाज विरोधु;
त्यौं करता करखी खेतनभव, नीपजत खल परमोधु. ॥१॥

જેમ ખેડુતના ખેતરમાં ખેતી કરતાં અનાજની વિરૂદ્ધ ખડ એટલે ઘાસ ઉત્પન્ન થાય છે. તેમાં ખેડૂતની ઈચ્છા હોતી નથી. છતાં ઘાસ ઉત્પન્ન થઈ પાકનો નાશ કરે છે, તેવી જ રીતે કેવલકર્તાના જગતરૂપી ખેતરમાં ખલ એટલે મૂર્ખ પુરુષો ઉત્પન્ન થઈ સુખ દુઃખની વાતો કરીને અજ્ઞાની જીવોને ભમાવી, ખરા પરમેશ્વરથી વિમુખ રાખે છે.

तेही जीवनकु उलट पुलट कर, लेत सकल उरजाई;
देइ परमोध पतावन प्रभुपद, करन आप जीवकाई. ॥२॥

ખલ શબ્દ આ જગ્યાએ ભગવાન કરુણાસાગરે ધર્મગુરુઓ તથા આચાર્યો વિષે જ વાપરેલો છે. કારણ તેમણે જગતભરના જીવોને ઉલટ સુલટ સમજાવીને પોતાને કબજે કરી રાખેલા છે. તેમજ જીવોની આશા પ્રભુપદ પામવાની હોવા છતાં પણ અજ્ઞાની જીવો સમજ વગરના હોવાથી આચાર્યોની જાળને સમજી શકતા નથી. વળી ગુરુઓને ઉલટો માર્ગ સમજાવવાનું મુખ્ય કારણે પોતાની આર્થિક આજીવિકા સારી રીતે ચાલે, અને મોજશોખ ભોગવવાનું મળે એ છે; એ કારણ તેઓ જીવોના ગુરૂ થવામાં ઘણા જોરથી ઉમેદવારી રાખે છે. તેમ પોતાના વાડામાંથી ખસી ન જાય, તે માટે અમે તમારા ગુરુ છીએ, એટલે ગુરૂવચન નહીં માનો તો નરકે જશો, એમ તેઓ ઉપદેશ કરે છે. જેથી બિચારા અજ્ઞાની જીવોને કહેવરાવતા ગુરુઓનાં વચનો સાંભળી ભય લાગે છે. જેથી તે અજ્ઞાની જીવો જમાનાના સ્વાર્થી ગુરુઓની પાસ જાળમાં ફસાઈ રહેલા છે. જેમાંથી ખસવું એ તેમને માટે અતિ મુશ્કેલ થઈ પડેલું છે.

पण निज करता लहत न लंपट, धुरतपणे जग धुते;
अंधे जीवनकु नहि सुजत, ठगत वेश कर तुते. ॥३॥

તેઓ લંપટ એટલે સ્ત્રીવશ હોવાને લીધે કર્તાપદ જાણી શકયા નથી. વળી તેઓ ધુર્ત એટલે

જગતને ઠગી ખાનારા હોવા છતાં અંધ જીવોને આ બાબતમાં કાંઈ સૂઝ પડેલી નથી. જો સૂઝ પડી હોત તો આ બધો ઢોંગ(બનાવટી) અને ઠગવેશ છે એમ તેઓ સમજી જાત, પણ એમાંનું કોઈપણ ન સમજવાને લીધે અત્યાર સુધીના જીવો નકલી ગુરુઓને ઓળખી શકેલા નથી.

**एक लंपट एक त्यागही कलपीत, जलपीत उभे अखारा;**

**एही भवसागर अंध परमकु, ठग ठग खाय ठगारा. ॥४॥**

એક લંપટ પુરૂષ અને બીજો ત્યાગી પુરુષ તે પણ કલ્પિત ત્યાગવાળો છે. આ બન્નેએ મળીને એક જબરજસ્ત અખાડો જમાવ્યો હતો. અને પરંપરાથી ચાલતા આવેલા અંધ સંસારમાં પોતાની ચાલબાજી (કપટજાળ)નો પૂરોપૂરો પ્રસારો કરીને આ ઠગગુરૂઓ ઠગી ઠગીને ખાય છે. આ પ્રમાણે મોટા પુરૂષોનાં બાનાં આગળ ધરીને પોતાની વાસનાઓ ધર્મગુરુઓ સાધે છે.

**ओर ठननकी कु न गनतहे, असन वसन जेही धनके;**

**एही सब अनीत पदारथके क्रतके, भुगतमान लग तनके. ॥५॥**

જીવોને ઉલટા માર્ગે વાળવા ઉપરાંતની ઠગ વિદ્યાને અમે ગણત્રી કરીને કહેતા નથી, તો પણ અસન એટલે હરિભક્તોના ધનનું હરણ કરવાની આશા તેમજ ધન એટલે ઈંદ્રિયોની લોલુપતા પુરી પાડવાનું વ્યસન એટલે કે જે ગુરુને જે વ્યસન લાગ્યું હોય તેની વાસના પાછળ તે તે ગુરુઓ જ્યાં ત્યાં ભમ્યા કરે છે. આ સર્વ અનિત્ય પદાર્થોના કૃત્યો ધર્મગુરુઓને લક્ષાવધિ જન્મો સુધી શરીરો ધારણ કરી કરીને ભોગવવાં પડે છે.

**सो तो भवीत अनो अंन घातक, चालत जुग परभाई;**

**तेही अवगुणकी गनत न करता, परभारे पति जाई. ॥६॥**

સો એટલે ધર્મગુરુ અને તેનો ભક્ત એ બન્ને જણ અન્યોઅન્ય કર્મથી બંધાય છે, અને વારંવાર જન્મ મરણ ભોગવે છે. આ પ્રકારે જગતનો પ્રભાવ ચાલી રહેલો છે. આવી રીતના ભારે અવગુણો હોવા છતાં, નિજ તાત ધણી તે ગણતા નથી પણ અજ્ઞાની જીવોએ આંધળા ગુરુઓ ઉપર વિશ્વાસ રાખી બારોબારીઆ ઈશ્વરો ઉપર પ્રીતિ રાખી એથી જ એમણે એમના જીવનને ખોટના ઉંડા ખાડામાં ઉતાર્યું છે, આખરે એ જીવોને ભારે પસ્તાવો થશે.

**पण धुता जीवनके जेही जन, ता पर पति खुनसाई;**

**आपने अंश करे धूड उनसे, भुरची भेस भरमाई. ।।७।।**

જીવોને ઠગનારા ધુતારા ધર્મગુરુઓ જે અનર્થ અને અન્યાયના માર્ગ ઉપર નિજપતિ સકર્તા માલિકની ખુનસ છે. કારણ કે જેની પાછળ જગતને વાર્યું છે તે જગતનો માલિક નથી. તેમજ સર્વ જીવો તેના અંશ નથી તથાપિ ભૂચર ખાતાના જીવોને ભુરચી ભેંસ એટલે ઈશ્વરના નામની નકલ બનાવી સેળભેળ સમજાવી ગુંચવી નાખ્યા છે.

**परपंचे परमेस थपीतव, मनुस जातके जबही;**

**तीनुरहेणी करनी परपंची, धर परपंची तबही. ।।८।।**

કહેવરાવતા આચાર્યો તે પોતે પણ પ્રપંચી અને તેમણે કરેલી પરમેશ્વરની સ્થાપના તે પણ પ્રપંચી છે. કારણ કે તેમણે અનંત બ્રહ્માંડના મહાન કેવલ ધણીને નહીં ઓળખતાં મનુષ્ય જાતના ઈશ્વરો મનાવી જગતને ભૂલમાં નાખેલું છે. તેમજ તે ગુરુઓની ધર એટલે પ્રથમથી જ રહેણી પણ પ્રપંચથી ભરેલી જ છે.

**हरिके धोखे जीव सकल तांहा, पतंगवत थई परही;**

**धन हरवेके धरम मही जइ, कोइ काले नहि तरही. ।।९।।**

જીવ માત્ર પ્રભુ પદ નહિ ઓળખી શકવાથી તથા ઠગ ગુરૂઓ નરકના દંડ શિક્ષા કે સજાનો ભારે જુલમ થશે, એમ સમજાવીને અજ્ઞાની જીવોને ફસાવી રાખેલા છે. જેથી તેઓ ભયભીત બની ગયેલા છે. તેથી જેમ દીવાને દેખી અનંત પતંગો પડીને મરણ પામે છે, તેવી જ રીતે ચાલબાજીવાળા ચાલાક ગુરુઓની જાળમાં જગત ફસાય છે. તેમજ તેવા ધર્મગુરુઓ તેમની પાસે જનાર ભક્તનું ધન તેઓ હરી લે છે.

તેઓ એમ કહીને સમજાવે છે કે, ભાઈ ગુરૂના નામ ઉપર જમીન આપો, ઘર આપો, પૈસા આપો. આમ કરવાથી તમોને પુણ્ય થશે. બિચારો આશાથી ભરેલો જીવ તન, મન અને ધન ગુરૂને બક્ષીસ કરી દે છે. જેથી પાછળથી અનહદ દુઃખો માત્ર તે જીવને સોસવાં પડે છે. કેમકે જેમ બળી ગયેલાં જંગલને હરણ છોડી દે છે તેમ નિર્ધન થયેલા હરિભક્તને ગુરૂઓ છોડી દે છે. આવા જીવો અનંત જુગ વહી જાય પણ ભવસાગર તરી શકતા નથી.

जो कदपी साचे पद होय तो, धन देतां नहि धोखुं;
मणी लेइने मुगताफल देतां, जीनके दल नहि दोखु. ॥१०॥

જો કદાચ માર્ગ સત્ય નિજપતિ પદનો હોય, અને ઈશ્વરનું અસ્તિત્વપણું નિશ્ચયાત્મક હોય તો ધન આપતાં જરા પણ ધોખો એટલે ભય રાખવો નહિ. કારણ મણિ લેવાનો છે અને મુક્તાફળ એટલે મોતી આપવાનું છે. કદાચ મોતીને બદલે મહામણિ મળે તો વળી તે મહાભાગ્યની વાત છે.

पण आतो वैराग्य भक्ति ओरु, ज्ञान नहि लवलेशां;
कंकर देइ पारस पद पतवे, गतवे करी उपदेशा. ॥११॥

પણ ઉપરના પ્રપંચમય માર્ગમાં ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય લેશ માત્ર નથી. ધર્મગુરુઓ આપે ત્યારે કાંકરો અને કહે ભાઈ ! આ તો પારસ છે. તે જતમત રાખજે, અને કોઈને કહેતો નહિ. આવી રીતે યુક્તિપુરઃસર ઉપદેશ કરી જીવોનું મનનું સમાધાન કરે છે.

आगले धरम सुबते विमुखकर, अधरम धरम मनावें;
निज नेंननके अंध सकलकु, अद्भुत करी जनावे. ॥१२॥

અત્યારના નવિન પંથોના સ્થાપકો જુના પંથોથી વિમુખ કરી અધર્મને જ ધર્મ સમજાવી તે અદ્ભુત હોવાનું જણાવી પોતે પોતાનાં બડાઈપૂર્વક ભારે વખાણ કરે છે કારણ કે નિજજ્ઞાનના સર્વ જીવો આંધળા હોવાથી તેમના આગળ તેઓ મોટાં મોટાં ગપ મારે છે.

અંગ ૨જું સમાપ્ત






## અથ સકર્તા ફરમાન પરમ વિશેષકો અંગ

तब करता निज सधर हुकमसें, हमकु दीये पठाइ;
जेतने भर जुगके जीवनकु, तीनकु देहो चेताइ. ॥१॥

ઉપર પ્રમાણે જગત પંથોની જાળમાં ફસાયું જેથી ખરા ઈશ્વરને અથવા સત્ય વસ્તુસ્થિતિને કોઈ જાણી શક્યું નહિ. તે માટે ખુદ કેવલકર્તાએ મહાન પરમ વિશેષ પરમગુરુને અત્રે એટલે ચૌદેલોકમાં કાયમપંથ ધર્મનો ધર્મધ્વજ ફરકાવવા હુકમ કર્યો, કે જગતભરના સર્વ લોકોને મારું જ્ઞાન આપી સર્વ જીવોને સમજાવી ચેતાવી દેજો.

तेहीते परख परे ठगीयानकी, नेंन नविनसे देखी;
सार असार नवेर करनसे, दरसे भेख सवेखी. ॥२॥

આ મહાન જ્ઞાનના પ્રતાપે 'તેહી તે' એટલે સ્વાર્થી ગુરુઓએ જે પાપની પ્રપંચ જાળમાં જીવોને ફસાવી રાખેલા છે તે જીવોને પોતાના સ્વ સ્વરૂપ જાણવાની જાણ, શ્રી પરમગુરુના તરફથી જ્યારે થશે ત્યારે તે તમામ જીવોને ઠગલોકોની પરીક્ષા થઈ જશે. અને ત્યારે તેઓ નવિન જ્ઞાન નેત્રોથી દેખતા થશે. તેઓમાં સાર અસાર જોવાની ગતિ પ્રાપ્ત થવાથી સર્વ ભેખોની વ્યવસ્થા તે પણ કેમ અને કેવી છે તે વિગેરે તેઓ સર્વ સમજી જશે, જેથી કાળચક્રના ફેરામાંથી બચી શુદ્ધ ગુરુમુખી થશે. આવો હુકમ સકર્તા ધણીએ પરમ વિશેષ અંશ પરત્વે કર્યો છે.

जेही अंश सामान अल्पगत, तेहीन समजे जदपी;
भले जावो परपंच पक्षमे, तीनके धोखन तदपी. ॥३॥

હે પરમ વિશેષ અંશ ! જે અંશો સામાન્ય અને અલ્પ ગતિના હોઈ તમારું જ્ઞાન ન સમજી શકે તો ભલે, તેઓ પ્રપંચ પક્ષમાં જાય તો પણ તે વિષે તું જરા પણ ધોખો એટલે ભય રાખીશ નહિ.

पण निज अंश विशेष सधरसें, तेही न जाय ठगाई;
परम पोकार करो जुग जाहार, अनभेन्याव लखाई. ॥४॥

પણ સ્વસ્વરૂપની પ્રાપ્તિ અર્થે જ્ઞાનની ઈચ્છાવાળો વિશેષ ગતિનો, સદ્ધર એટલે મોક્ષની ભારે ઈચ્છામાં મજબુત રહેનારો, કષ્ટ પડે પણ ડગે નહિ એવો નિશ્ચયાત્મક પુરુષ હોય તો પ્રપંચી ગુરુઓની જાળમાં ફસાઈ ન જાય એટલા માટે તું જગતભરમાં નિર્ભય ન્યાયનો પરમ લક્ષ જણાવી જગજાહેર પોકાર કરજે. જે સાંભળી ઉંચી ગતિના જીવો તારા શરણમાં ધસી આવશે.

तेही न्याव सुनतामे समजही, विशेष अंश विवेकी;
भव सागरमे खंडमहीं तब, बहोत घनेही एकी. ॥५॥

હે પરમ વિશેષ અંશ ! તારા જ્ઞાનવાન ન્યાયથી ભરેલા શબ્દોને વિશેષ ગતિના વિવેકીજનો તરત સમજી જશે. કારણ કે ભવસાગરમાં ભરતખંડ માંહે લક્ષાવધિ જીવો છે. પણ નિજપદના વિવેકી ઘણાઓમાં કોઈ એક જ નીકળશે. તે ઠગાઈ ન જાય તે માટે કાળજી રાખજો.

सुर सींध ज्यौं रण एककमल, जीनत्ये सकल डराइ;
त्यौं कोइ अंश विशेष जगेतो, एक अनेक जगाइ. ॥६॥

જગતભરમાં પરમપદની ઈચ્છાવાળા અંશ કોઈ એક જ નીકળી આવશે. તેવા અંશો ઘેરઘેર કે ગામેગામ મળશે નહિ. માટે તેઓને શુદ્ધપદે (કેવલપદમાં) પહોંચાડવા સંપૂર્ણ સમજાવજે, જેથી જેમ રણને વિષે ચઢેલો શૂરવીર માણસ એકલો હોવા છતાં અનેકને ડરાવી પોતાને તાબે કરે છે, તેવી જ રીતે કોઈ વિશેષ અંશ વિશેષ જ્ઞાનથી જાગૃત થાય તો અનેક જીવોને શુદ્ધ જાગૃત કરી શકે છે.

ओरु जेही कीये वहेवार पक्षमें, देखो परम परासे;
सकल जांहांनके जीव जंतकु , एकही नरपत रासे. ॥७॥

એ વિષે એક વહેવારિક દૃષ્ટાંત આપું છું, કે સર્વ સંસારને જતમત કબજે રાખવા એક જ રાજા રાજ્ય કરે છે.

तीनके अमल मही सब वरतत, अगणीत नात्य पटलही;
पण नरपतकी आंण सकलशीर, बाजत एक अटलही. ॥८॥

રાજ્યની સઘળી રૈયત રાજાના અમલમાં વર્તે છે અને તેના જ પેટામાં આવેલા ન્યાતના તથા ગામના તેમજ પરગણાના સર્વ પટેલો ઉપર પણ આણ રાજાની ફરે છે. અને તે પટેલો અગણિત હોવા છતાં રાજાની આણને તાબે રહે છે. જે આણને કોઈ મટાડી શકે તેમ નથી.

त्यौं आ भवमें भरम पक्षके, देश नगर घरघरही;
निज करताके न्याव विना मग, कुलमुखीया सरभरही. ॥९॥

ઉપર પ્રમાણેના પટેલો રાજ્ય સત્તાના તાબામાં રહી પોતાના સ્વાર્થપક્ષને ખેંચે છે. છતાં રાજ્ય સત્તાને ઓળખે છે. વળી તે પટેલો પોતાની ખટપટ રાજા સુધી ન જવા દેતાં બારોબાર સમાધાન કરી પોતાની વાસનાઓ તૃપ્ત કરે છે, તેવી જ રીતે સંસારભરમાં ગામેગામ, દેશેદેશ,

શહેરેશહેર અને શેરીએ શેરીએ સર્વ સ્થળે અજ્ઞાનથી ભરેલા ધર્મ પંથોનો જમાવ થઈ ચૂકેલો છે. જેમાં નિજ કેવલકર્તાના ન્યાયનો માર્ગ લેશ માત્ર નથી. જેમ દેશના આગવા પટેલો પોતાની ચાલબાજીની રમત રમે છે, તેવી જ રીતે રમત કહેવરાવતા ધર્મગુરૂઓ રમે એટલે એકંદરે ધર્મગુરુઓમાં અને પટેલોમાં ફેર જરાપણ દેખાતો નથી.

एसे पंथ फसे जेही जीवन, गनती नहि तेहुनकी;
तोल मही पासांग बराबर, हुरमत जान जेहुनकी. ॥१०॥

એવા પ્રપંચી પંથમાં જે જીવો ફસાયેલા હોય તેવા જીવની, હે પરમવિશેષ અંશ જરા પણ ગણતરી કરીશ નહિ. જેમ ઘી તોળવામાં વાસણ સાથે પથ્થરનો ધડો કરવામાં આવે છે છતાં તે ધડાની કિંમત નથી, કારણ કે ઘી તોળી લઈને તે ધડો ફેંકી દેવામાં આવે છે, તેવી જ રીતે પંથપક્ષના વાડામાં ફસાયેલા જીવો, હુરમત એટલે શુદ્ધ મતિ વગરના છે એમ જાણજે, અને ધડા જેવા ગણજે.

बिन हुरमत के अंश अवनपर, तीनकी कुन चलाई;
गास फु स मरजाय बरायन, कणकु रखो बचाई. ॥११॥

હે મારા પરમ વિશેષ અંશ ! જે હિંમત વગરના અંશો પૃથ્વી ઉપર હોય તે આ જ્ઞાનવાન માર્ગમાં આવી શકે નહિ. તેવા પંથપક્ષમાં રખડતા જીવોને ઘાસ બરાબર સમજી જતા કરી માત્ર કણરૂપ વિશેષ ગતિના અંશને બચાવજે.

तबते होहु सकल जन सनमुख, आरतवंत सनेही;
नाही जरुर सुनेकी तीनकु, जेही करतार अनेही. ॥१२॥

તે કણરૂપ વિશેષ અંશો નિજપદ કેવલ કર્તાની સન્મુખ થવા આરતવાન થઈને રહેશે, અને નિજપતિપદ ઓળખશે. જે મારા પદને ધ્યાનપૂર્વક સાંભળતો નથી તે જીવની કર્તા પાસે જરૂર પણ નથી.

## અંગ ૩જું સમાપ્ત



# અંગ ૪થું

## અથ સંત આચાર્ય બરનનકો અંગ

सतजुग त्रेहेता द्वापर कलीके, जुग चतुरके जेही;
बरनेहु संत सीरोमणी तीनके, सुनो सकल चित्तदेही. ॥१॥

સત્યુગ, ત્રેતા, દ્વાપર અને કલિયુગ એ ચારે યુગમાં જે સંત શિરોમણી થયા છે, તે વિષેનું વર્ણન ચિત્ત દઈને સાંભળો.

औरु आचारज सहित भक्त सद, भिन्न भिन्न करी भाखु;
साहा ठगनके लक्ष सबनकु, समज परे त्यौं दाखु. ॥२॥

આચાર્યજનો તેમજ ભક્તજનો વિગેરે જુદાં જુદાં સત્ લક્ષણ અને અસત્ લક્ષણવાળા બન્ને જેમ છે, તેમ ભિન્ન ભિન્ન કહું છું તે સાંભળો.

सुनकादिक शिव शेष सहितदरु, रवि शशी विष्णु विरंची;
एही भक्त निज आद्य अवनधर, वेदे वदित वित संची. ॥३॥

શનકાદિકો, શિવજી, શેષ, ધ્રુવ, ચંદ્ર, સૂર્ય, વિષ્ણુ અને બ્રહ્મા વિગેરે ભક્તો સૃષ્ટિની આદ્યમાં વેદના વિત્તનું સંચીત કરી મહાન ધર્મધુરંધર પાકેલા છે.

रचीत स्त्रष्ट पालन संघारन, रहे अवन शिर धारी;
निज पतिके सिर हुकम नभावत, धंनताय बलिहारी. ॥४॥

ભગવાન કરૂણાસાગર કહે છે કે જ્યારથી સૃષ્ટિ રચાઈ ત્યારથી અદ્યાપિ સુધી શિવ, બ્રહ્મા અને વિષણુ તથા ચંદ્ર, સૂર્ય અને શેષજી વિગેરે પાલનપોષણ તથા ઉદય અસ્તની ઘટના આજદિન સુધી એક સરખી કરી રહેલા છે. તે તેઓ સકર્તા પતિદેવનો હુકમ શિર પર ધારી અદ્યાપિ નિભાવ કરી રહેલા છે તે બદલ હું તેમને ધન્યવાદ આપું છું. તેમજ શેષ, કૂર્મ અને મીંડક વિગેરે દેવ તત્ત્વના અધિપતિઓ અનંત પૃથ્વીને પોતાના પરમ આકર્ષણને લીધે જતમત રાખી રહેલાં છે.

शुनकादिक सुख तजीत सकलईत, ब्रह्मचरज भजनांमु;
चंद्रसुरज भव करत उजेता, नेक न लेत विरांमु. ॥५॥

બ્રહ્માજીની બ્રહ્મપુરીનું અનહદ સુખ હોવા છતાં બ્રહ્મપુત્ર શનકાદિકો સદર સુખને તરણાની માફક તજી દઈને 'સોહં બ્રહ્મ' રૂપ ખોરાકમાં એટલા તો તરબોળ થયા કે જેમાંથી અનંત લાંબી જિંદગી ગુજારી છતાં ડર્યા નથી. તે બ્રહ્મચર એટલે અંશ વૃત્તિના વિશુદ્ધ જીવનવાળી નૂર ભૂમિકામાં રહી અનહદ સુખ ભોગવે છે. તેમજ ચંદ્ર અને સૂર્ય ભવમાં અંધકારનો નાશ કરવા પળમાત્ર વિરામ લેતા નથી.

दरु अविचल तपकीन बाल तन, रखव सुत नव जोगी;
खलक जांहांनके नरप हुतो पण, कंचीत भये न भोगी. ॥६॥

પરમેશ્વરના નામની શોધખોળ પાછળ ધ્રુવે અચલ તપનો આરંભ કર્યો. અર્થાત્ બાલ્યાવસ્થા હતી છતાં માલિકના નામ પર ઘણાં જ કષ્ટ સહન કરવા છતાં પણ ડગ્યા નહિ. વળી ઋષભદેવ નામનો એક પૃથ્વીપતિ યાને ચક્રવર્તી રાજા હતો. તેના નવ પુત્રો એક પછી એક એમ બધાએ યોગી થઈ ગયા, પણ તેમણે લેશ માત્ર ભોગની ઈચ્છા કરી નહિ.

एही सतजुग के भक्त भरमबीन, सारधार सत सेतु;
तंन मंन सहित सनातनके जेही, पतिके सकल सहेतु. ॥७॥

ઉપર મુજબ જે ભક્તજનોનું વર્ણન થયું તે સત્ય યુગમાં થયેલા છે. અને તે કોઈ પણ પ્રકારના કર્મભ્રમ સિવાય સારધાર નિજ સનાતનમાં ચિત્ત વૃત્તિઓનો નિગ્રહ કરી, એક અખંડાકાર અદ્વૈત રૂપે રહેતા હતા. તેમજ પતિદેવના આનંદમાં તેમનો આનંદ હતો.

सुख नारद प्रेहेलाद विभीक्षण, व्यालमिक अंगीरा;
अम्रीख आद्य त्रेहेताके भक्त, जपतप भये सधीरा. ॥८॥

શુકદેવ, નારદ, પ્રહલાદ, વિભીષણ, વાલ્મીકિ, અંગીરા અને અમરિષ વિગેરે ભક્તજનો ત્રેતાયુગમાં થયા છે. તેઓ જપ તપ કરીને ધીરવીર પુરુષો પાકેલા છે.

सुखके तप बन वृक्ष सरायत, नारद कीरत भजनही;
शीर साटे समरन प्रेहेलादन, बोहोतक तात रजंनही. ॥९॥

મહાન તપસ્વી શુકદેવજીનું તપ એટલું તો નિર્મળમાં નિર્મળ હતું કે જે વૃક્ષ નીચે તપ કરવા બેસતા તે વૃક્ષ પણ તપની પ્રશંસા કરતાં હતાં. તપના અતિ પ્રભાવને લીધે તપનાં અનંત પરમાણુઓ વૃક્ષોની ગતિમાં ઉતરતાં અને વૃક્ષોમાં રહેલી જડતાને સ્ફૂર્તિ મળતી. જેથી તેઓ ગુપ્ત અને ગેબી અવાજે શુક તપની પ્રશંસા કરતાં હતાં. આ ઉપરથી કહેવાનું એ કે, મહાન અતિ નિર્મળમાં નિર્મળ તપસ્વીઓમાં એક શ્રી શુકદેવજી થયેલા છે. મહામુનિ નારદ કીર્તન ભજનની પ્રવૃત્તિમા અતિ ઉચ્ચ પ્રકારનું જીવન પ્રભુ સ્તવનમાં ગાળનાર મસ્ત દશાના મહાપુરુષ થઈ ગયા છે. તેમજ મહાન પ્રભુનો પ્રેમીલો પ્રહ્લાદ જીવનની પરવા ન રાખતાં પ્રભુમય થઈ મરણાન્તે પણ ડગ્યો નહિ. કારણ તેના પિતાએ અનેકાનેક દેહાન્ત વિઘ્નો નાખ્યાં, છતાં જરા પણ જેના દિલપર ગ્લાનિ ઉત્પન્ન થઈ નથી તેવાં નિર્મળ ભક્ત શ્રી પ્રહલાદજી થયા.

भये विभीक्षण भ्रात विमुखतज, गये शरण रामनके ;
स्रष्ट बंधव रजताय करपकी, गनीन आंच अमलकी. ॥१०॥

લંકાપતિ રાવણનો ભાઈ વિભીષણ જે પરમાત્માનો પરમભક્ત હતો, તેણે પોતાના નિજ બંધુનાં અતિ દુષકૃત્ય જોઈ તેને ઘણી પેરે સમજાવવા છતાં જ્યારે રાવણના મન ઉપર જરાયે અસર થઈ નહિ ત્યારે ભાઈથી વિમુખ થઈ તે રામના શરણે ગયા. આ પ્રસંગે બંધુની શ્રેષ્ઠતા વિષે જરા પણ આંચકો ખાધો નહિ. અપવાદ તરીકે રામ રાવણના જંગમાં રામજી હારી ગયા હોત તો વિભીષણની શું દશા થાત? એ કહેવું મુશ્કેલ છે. છતાં ભક્તિના માર્ગમાં અડગ રહેનાર ભક્તજનોને ભવિષ્યની કંઈ પણ પરવા હોતી નથી.

व्यालमीक वनखंड विपनके, रांमरतन जश भाखे;
उमर धर सरभर तन तजलग, आंन करत नहि चाखे. ॥११॥

વાલ્મીકિ એક વખત એવી દશામાં હતા, કે તે અતિ આતતાઈનાં કામ કરતા હતા. પણ કર્મવીર મહામુનિ વાલ્મીકિને જ્ઞાન થતાં જીંદગીભર રામજીના ગુણાર્વિંદ સિવાય બીજો ઉચ્ચાર કર્યો નથી.

अंगीरा अनुकरम भरमसें, अलग सदा जुग सेती;
रहे सनातंनके जेही सनमुख, पावंन पद परमेती. ॥१२॥

મહર્ષિ અંગીરા કર્મ અકર્મથી દૂર રહી એક સનાતન (બ્રહ્મ) પદમાં સ્થિર થઈ આખર સુધી એક જ દશામાં વિરામ પામેલા છે.

अम्रीख व्रत के रख दरवासा, नेम चुकावंन गयेवु;
पण नहि टेक तजे तीनकीपर, चक्रसुदरसंन थयेवु. ॥१३॥

અમરીષ રાજા હતા, ઉપરાંત પરમાત્માના પરમભક્ત હતા. તે એકાદશીનું વ્રત પાળવામાં બહુ ચોકસાઈ રાખતા હતા. કોઈ એક પ્રસંગે મહામુનિ દુર્વાસાએ તેમના વ્રતને ચૂકાવવા ઘણી જ ખટપટ કરી તેનું આખર પરિણામ સારું આવ્યું નહિ જેથી ભક્તદ્રોહ થયો, જેના પરિણામે સુદર્શન ચક્ર દુર્વાસા પાછળ પડ્યું. આખરે દુર્વાસા મહાભક્ત અમરીષને શરણે થયા. આમ હોવા છતાં અમરીષે પોતાની ટેક તજી નથી.

संत राधवानंदके निज, भय चतुरजन जेही;
रामानुज नीमानुज माधु, विष्नु सांम सद तेही. ॥१४॥

શ્રી સ્વામી રાઘવાનંદજીના ચાર શિષ્યો થયા. તે રામાનુજ, નેમાનુજ, વિષ્ણુશ્યામ અને માધવાચાર્ય, એ સર્વ મહાન પરમેશ્વરના સંશોધક હોઈ જેમણે ચાર સંપ્રદા ચલાવી છે.

ओरु ओधव अकरुर नांमदेव, पीपा रंकासेनी;
मेहेता तुलसी सुर जे देवा, कीरत वदीत जग जेहेनी. ॥१५॥

ઓદ્ધવજી, અક્રૂર, નામદેવ, પીપાજી, રંકા વંકા અને સૈન(વાળંદ) તથા તુલસીદાસ, નરસિંહ મહેતા, સુરદાસ વિગેરેની કીર્તિ જગજાહેર છે.

ओर भक्त अगनीत आद्यलु, सबके मोहोर कबीरा;
जीनकी गत्यमत्य अगम अगोचर, अथाह गंम गंभीरा. ॥१६॥

વળી જગતભરમાં બીજા અનેક ભકતો થયા છે. તે સર્વથી આગળ પડતા કબીર સાહેબને કહી શકાય, જેની ગતિ મતિ અગમ્ય હોઈ થાહ અથાહની પાર ગયેલી છે.

एही परजा द्वापर संतनकी, कलिजुग कीये पसारा;
आद्य बोध द्वापर गुरु के निज, अबलगी जीनुं विस्तारा. ॥१७॥

ઉપર મુજબ જે સંતભક્તોનું વર્ણન થયું તે દ્વાપરયુગના સંતજનોએ કલિયુગમાં પુનર્જન્મ લઈ પરમભક્તિનો પ્રસારો કરેલો છે. તેઓ આદિ બોધ દ્વાપરયુગના ગુરૂઓનો લઈ આજદિન સુધી વિસ્તાર પામેલા તે ધર્મના અસ્તિત્વને તે જ્ઞાનદ્વારા ટકાવી રહેલા છે.

द्वादश पंथ संप्रदा चारी, वारीधरु तंन मंनही;
जीनकी टेक एक समदरशन, नंदीक नहि कोहु जंनही. ॥१८॥

બાર પંથ તેમજ ચાર સંપ્રદાયનો નિશ્ચય એક છે, અને તે ભક્તિ, જ્ઞાન, વૈરાગ્યના, સમદર્શી હોવાથી અરસપરસ કોઈની નિંદા ન કરતાં સર્વજનો હળીમળી રહેલા છે. જે ઘણું જ ખુશી થવા જેવું છે.

तबते जेही निज संत असलके, संप्रदाय गुरु सरके;
एही सब नविन भेख नहि, कलुके मूल उपज द्वापरके. ॥१९॥

જે તે ગુરૂઓ અને જે તે સંતજનોની ઉત્પત્તિ દ્વાપરયુગમાં છે, અને તેના તેજ કલિયુગમાં જન્મેલા છે. એટલે તે સંતગુરુઓનો ભેખ કલિયુગનો નવિન ગણાય નહિ. પણ તેની મૂળ ઉત્પત્તિ તો દ્વાપરની છે.

ज्यौं अवतार क्रष्न द्वापरके, कलिमे कीरत बढाइ;
एही परकार संत पण तबकै, अबके गये फेलाइ. ॥२०॥

જેમ દ્વાપરયુગમાં કૃષ્ણ જન્મેલા અને કલિયુગમાં તેમની કીર્તિનો પ્રસારો થયો તેમ સંતજનો દ્વાપરયુગના હોઈ કલિયુગમાં ભક્તિભાવનો પ્રસારો થયેલો છે.

सतजुगमे सत तप त्रेहेतामै, एही उभये जुग जंनही;
द्वापर ध्यांन मांनसी पुजा, कलिजुग कीरत भजनही. ॥२१॥

સત્યુગમાં સત્ય હતું. ત્રેતાયુગમાં તપ હતું, દ્વાપરયુગમાં ધ્યાન અને માનસિક પૂજા હતાં અને કલિયુગમાં માત્ર કીર્તન ભજન રહ્યું છે.

एही वहीवट निज परमपराके, जुग वहेवार कहेवु;
खुद करताकी जाण जेहुनत्ये, तीनत्ये अलग रहेवु. ॥२२॥

ઉપર મુજબ યુગ વિષે જે વહીવટ કહ્યો તેજ પ્રમાણે પરંપરાથી ચાલતું આવે છે. અને એનું નામ જગવહેવાર છે. પણ ખુદ કર્તા ગતિની જાણ તે તમામ વહેવારથી અલગ રહી ગયેલી છે.

**पण जुगके वहेवार वरततां, तांहां लग नहि परपंचु;**

**तब आचारज अगम गतिसे, समझी कीये सकंचु. ॥२३॥**

જ્યાં સુધી જગતનો વહેવાર જેમ છે તેમ વર્તવામાં આવે ત્યાં સુધી પ્રપંચ લેખાય નહિ, અને તેટલા જ માટે આચાર્યજનોએ ભવિષ્યનો વિચાર કરીને ધર્મકાયદાઓની રચના કરી ધર્મને નિર્માણ કર્યો છે.

**ओरु सतजुग त्रेहेता द्वापरके, आचारज संतनके;**

**ईश्वर संम अवतार जेहुंनके, तारन जुग जंतनकै. ॥२४॥**

સત્યયુગ, ત્રેતાયુગ અને દ્વાપરયુગમાં જે જે સંત આચાર્યો થયા, તે ઈશ્વરી અવતાર સમાન સમજવા. કારણ તેમનો હેતુ જગતભરના જીવોને તારવાનો હતો.

**बडे बडे भूप भेट लेई आगे, धरीत करीत तंनमंनही;**

**तो तीनसे नहि पांण पसारत, जीनते रहत अमनही. ॥२५॥**

મોટા મોટા નૃપતિઓએ સ્થાવર જંગમની ભેટ તનમનથી સંત ગુરુઓને ચરણે ધરેલી છતાં પણ મહાપુરુષોએ પોતાનો હસ્ત એ તરફ લંબાવેલો નથી.

## અંગ ૪થું સમાપ્ત







# અંગ ૫મું

## કલિકે સંત આચરજ લક્ષ દેખાવનકો અંગ.

अबके नवीन पंथ कलीके निज, तीनके धरम सुनेहु;
संत भक्त आचार सहित जीनु, धरही कपटके वेहु. ॥१॥

હવે કલિયુગના નવિન પંથો વિષે તેમજ તેમના ધર્મ વિષે તેમજ સંત ભકત અને આચાર્યોના વર્તન વિષે જે જે કપટજાળ છે તે તે કહું છું તે સાંભળો.

छलके पेज रचीत भवभरमीत, परमीत करे ईतराई;
ज्ञांन भक्ति वैराग न अंतर, उपले करत सराई. ॥२॥

પેચ એટલે યુક્તિ. તે યુક્તિ છળકપટથી ભરેલી હોવાને લીધે, જગત તેમની જાળમાં ભ્રમિત બનેલું છે. તેઓ તેમને પોતાનો ધર્મ પરમ શ્રેષ્ઠ છે એમ સમજાવે છે. અને બીજાના ધર્મ વિષે ઉણપો બતાવે છે. છતાં પણ તેમાં જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય લેશ પણ હોતાં નથી. માત્ર ઉપર ઉપરની જ વાતો કરે છે.

आपने पक्ष परम करी मांने, खट दरशनके नंदी;
निज करताके न्याव लहत नहि, फोगट ईतके फंदी. ॥३॥

સ્વાર્થી ધર્મગુરુઓ ખટદર્શનની નિંદા કરી પોતાના ધર્મની પ્રશંસા કરે છે. છતાં નિજકર્તાનો ન્યાય કેવો છે તે તેઓ જાણતા નથી. માત્ર ફોગટ ખોટી નિંદા કરી, જગતને ફંદામાં નાંખે છે.

जो कदपी करतार परमकु , न्याव सहित लख जांने;
तदपी नंदा करीत तोयभल, फरक देखाईत ज्ञांने. ॥४॥

કદાચ પરમકર્તા ધણીના ન્યાયને જેમ છે તેમ જાણીને જ્ઞાનનો ફરક દેખાડવાને જ જો નિંદા કરી હોત તો ઠીક હતું. પણ તેમાંનું તો તેમની પાસે જરા પણ જ્ઞાન હોતું નથી.

पण आतो निज लक्ष लहे बीन, बोध कपट त्यागनके;
मतलब एक गुप्त उर अंतर, मीत हरनंकु धनके. ॥५॥

નિજ લક્ષની ગતિને નહિ જાણવાથી જ્ઞાનોપદેશ તથા ત્યાગ કપટથી ભરેલો બતાવે છે. પણ તેના અંતર હૃદયમા ગુપ્ત મતલબ તો માત્ર ધનનું જ હરણ કરવાની છે, અને તે ખોટ પુરી પાડવા પુરતો જ ભક્તિ વૈરાગ્યનો ઉપલક ડોળ રાખે છે.

ईश्वरता अनुभवंन मांहांनपद, वरथ वेत अभिमांनी;
भुचरकी गत्य पचीत पदारथ, करत वात असमांनी. ॥६॥

ઐશ્વર્યતા અનુભવ અને મહાનપદ પ્રાપ્ત કર્યા સિવાય જ તેના વેત્તાપણાનું વ્યર્થ અભિમાન જણાવે છે. જાતે ભૂચર ગતિના છે. અને ગતિ પદાર્થમાં પચી ગયેલી છે. છતાં વાતો તો આસ્માની કરે છે.

त्याग देखावत पण तसकर संम, ध्यांन बलाई बगके;
दुनी ठगनके दाम हरनकु, परपंची रग रगके. ॥७॥

ઉપર વર્ણવેલા સંત અને આચાર્યો તથા ગુરૂજનો ત્યાગ દેખાડે તો છે. પણ તે તો માત્ર ચોરના જેવો જ અને તેમનું ધ્યાન પણ નદી કિનારાના બગલા તથા બિલાડી સમાન છે. એ સઘળુ દુનિયાને ઠગવા અને ધનનું હરણ કરી માલેતુજાર થવા માટે પોતાની રગેગરમાં તેઓ પ્રપંચ ભરે છે.

जीवतारंनकी गरजन जीनकु , निज स्वारथके लोभी;
हरिप हरांमी सकल सकांमी, मोक्ष न देवे सोभी. ॥८॥

તેઓ સ્વાર્થી લોભવૃત્તિના હોઈ પોતાના તથા સામાના જીવને તારવાની ગરજ તેઓને હોતી નથી. હરીફ એટલે સ્પર્ધાથી જે કામ કરે તેનાથી, હરામી એટલે હરામ વૃત્તિથી તથા પોતાનું શ્રેય થાય એવા આશયથી જે કામ કરે છે તેથી મોક્ષ તો તેવા ગુરૂઓ તરફથી મળવો આકાશ કુસુમવત્ છે.

वितरागंनके वेस देखावन, इंद्र आक फलजेसे;
देतदांन मुगतीको मुखसें, भांड नरपके तेसे. ॥९॥

એવા ગુરુઓ પોતે ત્યાગી છે, એવો બાહ્યાડંબર ઈંદ્રવર્ણા સમાન તથા આકડાના ફળ સમાન

બતાવે છે. વળી ભવૈયાઓ રાજાના પાઠમાં મોઢે મોઢે જે પ્રમાણે દાન આપે છે તેના જેવું જ આ ધર્મગુરુઓનું મુક્તિદાન છે.

दरबवांन अदकारी नरपकु, उलटीमेठ चढावे;
परसादीनके देइ परमोधु, प्राणे पाय परावे. ॥१०॥

દ્રવ્યના અધિકારીઓ રાજાઓ તથા જમીનદારોને તથા સદ્‌ગૃહસ્થોને ધર્મગુરુઓ પોતાના તરફથી નૈવેદ્ય મોકલી પોતે મોટાની ગણત્રીમાં ખપે છે. અને પ્રસાદ વિગેરે આપી એ લોકોનાં પોતે વખાણ કરી જગતમાં પરાણે પોતાનું વંદન કરાવે છે.

## અંગ ૫મું સમાપ્ત






## રાજનીતિ ધર્મ દેખાવનકો અંગ

रायनहि कोइ न्याय करनके, दरबवांन सब अंधु;
भुरची भेखकी भेट लेवनकुं, तीनके होय संमंधु. ॥१॥

ચાલુ જમાનામાં રાજા અને રાજ્ય કર્મચારીઓ એવા નથી કે જે શુદ્ધ ન્યાય તોળી શકે. હાલ તો જગતના તમામ માણસો તથા ભેખધારી સંત સાધુઓ તરફની નજરાણાની રકમ તરફ લક્ષ રાખી ન્યાય કરવામાં આવે છે.

नरपत होय विचारवांनजो, भेट न ले भगवाकी;
साचे संतन सोज चढावे, एतो गत ठगवाकी. ॥२॥

પૂર્વજન્મના યોગે કરીને રાજા જો બુદ્ધિમાન હોય તો ભગવાં વસ્ત્રધારી સાધુ પુરૂષોની ભેટ લેજ નહિ. ખરેખરી રીત તો એ જ છે કે ભેટના અધિકારી તો સાધુ સંતો છે. છતાં ઉલટી રીતે સાધુની ભેટ નૃપતિ સ્વીકારે છે. એ એક પ્રકારની ઠગાઈની રીત છે.

जो जनं उलटे करे नोछावर, दरवांनकु डंभी;
ते न करे कल्यानं कोहुनके, वृथा देखावंन पंभी. ॥३॥

ધર્મગુરૂઓ પોતાની પ્રતિષ્ઠા વધારવાની ખાતર દ્રવ્યવાનોને દંભ બતાવી તેમની પાસેથી નાણું કઢાવી ઉપર ચોપાઈમાં બતાવ્યા મુજબ ઉલટી રીતે વ્યય કરે છે. જેથી કરી દાન લેનારા ધર્મગુરુઓ કોઈનું કલ્યાણ કરી શકતા નથી. અને જો કદાચ આશાઓ કલ્યાણની બતાવી હોય તો વૃથા પોલંપોલ એમ સમજવું.

पंबे पंब मोक्षके दाता, ज्ञाता थइ गुरु मनवे;
परम अथर पीछन जीनकु, मुक्त जुगतकी जंनवे. ॥४॥

મોક્ષ માર્ગ દર્શાવવા વિષે પોલંપોલ હોય છે, છતાં પોતે જ્ઞાનના અધિષ્ઠાતા થઈ તેઓ ગુરુપણાનો દાવો રાખે છે. તથાપિ જેને પરમ અર્થ કહેવામાં આવે છે, તેની તેમને લેશમાત્ર ઓળખ હોતી નથી. તોપણ મુક્તિનો માર્ગ યુક્તિપૂર્વક પ્રપંચ કરી જણાવે છે.

पण न लहे परपंच जेहुनकै, नरपत ओरु श्रीमंतु;
ओछा देई अदकाई लेवंनकु, ये धुता गति वंतु. ॥५॥

નૃપતિને અને શ્રીમંતોને પ્રપંચી ધર્મગુરુઓ કેવી રીતે ઠગી શકે છે, તે બન્ને પૈકી એકેય સમજતા નથી. કારણ કે મહારાજ આપે તો પ્રસાદીનો પડીઓ જેની કિંમત માત્ર અર્ધો આનો જ હોય છે. છતાં પ્રસાદ લેનારને તો એક રૂપિયો આપવો પડે છે. તેમ ન કરે તો ભગત બગડી ગયો અગર શ્રદ્ધા વગરનો છે, એમ કહેવામાં આવે છે. આ બધી ચતુરાઈ ધુતારા ધર્મગુરૂ-ઓની છે.

तेही धुता त्यौं नरपत नीतिबीन, जांणन जनम धरीने;
लंच लेई परपंच पंथकु, थपीतव साच करीने. ॥६॥

રાજ્યનીતિ અવ્યવસ્થિત હોવાને લીધે ધૂર્ત ધર્મગુરૂઓ દાવપેચમાં ફાવી ગયા છે. તેઓએ નીતિ માર્ગ જન્મ પર્યંત જાણ્યો નહિ. જો કદાચ જાણ્યો હોય તો લાંચ લઈને ધર્મગુરૂઓને પોતાના પ્રપંચી ધર્મને સાચો કરી ચલાવવા મદદ કરત નહિ.

तब आ जुगके जीव सकल सब, राज थपीतत्ये भरमे;

तेही अपराधंन अल्प आयुषते, मरी मरी जाय अधरमे. ॥७॥

જે પ્રપંચી ધર્મ રાજાની મદદ લઈ સ્થાપ્યો છે, તે ધર્મમાં જગતભરના જીવોને ફસાવ્યા છે. કારણ મોટા લોકો જે ધર્મને માને ત્યાં અજ્ઞાની જીવો સાર અસાર જાણવાની ગતિ ન હોવાને લીધે ફસાઈ જાય છે. આમ અનેક જીવ ફસાયા અને અજ્ઞાન દશામાં રહ્યા એ સઘળું પાપ મદદ આપનાર રાજાને શિર રહે છે. એથી અનેકવાર જન્મમરણ ભોગવી લક્ષાવધિ વર્ષો માત્ર દુઃખમાં જ વ્યતિત કર્યા કરે છે.

कोटीक दरब धरे जो आगे, कपट आचारज जबही;

न्यायवंत जो नरप होयतो, हाथ न छीवे तबही. ॥८॥

ધર્મગુરૂઓ અને કપટી આચાર્યો કરોડો રૂપિયાનું ધન રાજાની પાસે ધરે પણ જો નીતિબદ્ધ તેમજ ન્યાયવંત રાજા હોય તો હાથ જરા પણ લંબાવે નહિ.

जबते राजकरन तीनकु धंन, सार असारही बुझे;

सत पक्षकु करीत स्थापंन, असत उपापंन झुझे. ॥९॥

જો રાજા સત્યવાન તેમજ સત્ય પક્ષનું પ્રતિપાદન કરનારો તેમજ સાર અસાર જોવાવાળો હોય તો તે રાજાને ધન્યવાદ છે. કારણ તે રાજા સત્યની સ્થાપના કરે છે અને અસત્યનું ઉત્થાપન કરવા કટિબદ્ધ થઈને ધર્મનું તારણ કાઢી શકે છે.

जो जो भये अगंमके नरपत, अवतारादिक ओई;

हंनीकु पंथ सहित दांनवकु, देवबंचाये सोई. ॥१०॥

પાછળના જમાનામાં જે અવતારાદિક મહાપુરુષો નૃપતિઓ થયા છે તેમણે હિંસક જીવોને તેમજ કુપંથે ચાલનાર કુકર્મીઓને તથા દાનવોને તાડન કરી દેવોને તેમજ દૈવી ધર્મોને સહાય કરી રક્ષણ કર્યું છે.

राय कोहुनकी लांचन लेते, असत धरमकी आगे;

नीतिबंध न्यायके नरपत, सो क्यौं अनहुत पागे. ॥११॥

અસત્ય ધર્મના પ્રતિપાદકો પોતાના પંથે ચલાવવા રાજાને લાંચ આપવા જાય તો પણ નીતિબદ્ધ અને ચરિત્રવાન રાજાઓ લાંચનો સ્વીકાર કરતા નથી.

जबत्ये अंश सकल संमपुरन, राजकरत नेह कंटी;
सतधरम परताप पुनीतसे, वीधन सबनते वंटी. ॥१२॥

રાજાનો અંશ સર્વજ્ઞાન જાણથી સંપૂર્ણ છે. જેથી તે કપટજાળના પંથોની પાપલીલાનો પસારો અટકાવી દે છે. અને સત્ય ધર્મને પ્રવર્તાવવા હમેશાં સત્યતા જાળવે છે. આવા રાજા રાજ્ય કરવા છતાં નિષ્કામી હોય છે. વળી તે સત્યધર્મના પ્રતાપે કરીને અનંત વિઘ્નો વટાવી શકે છે.

नीजकु धरम सकल संमपुरन, राज करनकै सोई;
वेद पुराण शास्त्र समजुक्ता, मुगतारमे न कोई. ॥१३॥

રાજા સ્વતંત્ર સ્વચ્છંદી વર્તન ન રાખતાં શાસ્ત્ર, પુરાણ અને વેદની મર્યાદામાં રહી વર્તન રાખે તેજ ખરી રાજ્યનીતિ છે.

न्याय करंन नीरगुणके गुनसे, पालंन सगुन रहीतकु;
दांन पुंन उदारंनकी रत, जग फल रजो ग्रहीतकु. ॥१४॥

સત્યવાન રાજા નિર્ગુણી રહીને પક્ષરહિત ન્યાય કરે છે અને સગુણરૂપ સત્વગુણ ગ્રહણ કરી રૈયતનું પાલન પોષણ કરે છે. તેમજ રજોગુણ ધારણ કરીને ઉદાર ગતિથી પુણ્યદાન કરે છે, તેમજ અતિ મીઠાશથી ભરેલાં પ્રિય વચનો ઉચ્ચારે છે.

सात्विकसे सनमांन सकलकु, बंदी जन जाचकके;
सहित विप्र ओरुखट दरसंनसे, अमृत संम वाचकके. ॥१५॥

સાત્ત્વિક વૃત્તિથી રાજા દરેકને સન્માને છે. તથા યાચકો, માગણો, બ્રાહ્મણો અને ખટદર્શન આદિના સાધુ સંન્યાસીઓનું નમ્રભાવે પ્રેમયુક્ત અમૃતમય વાણી વદીને સન્માન કરે છે.

ताड करन ओरु दंड तमोसै, नेमे जक्त रखनकु;
ओलंगन नहि करत कालकोई, आपने धरम पखंनकु. ॥१६॥

સત્યવાન રાજાઓ ફિતુરી રૈયતને તથા ચોર ડાકુઓને દંડ તથા શિક્ષા કે સજા કરવા પૂરતો જ તમોગુણ રાખે છે. એથી સત્યતાને બાધ આવતો નથી. અને તેવા પ્રસંગે પણ રાજા પોતાના સત્ય ધર્મને છોડતા નથી.

एही विधि न्याय चलत सोई नरपत, उभेलोक जशवंतु;

मरतलोक ओरु देव महीजीने, बजे डुडुबी अंतु. ॥१७॥

ઉપર પ્રમાણે સત્ય ન્યાય કરનાર રાજાનાં યશોગાન સ્વર્ગ અને મૃત્યુ ઉભય લોકમાં ગવાય છે. અને તેના યશનાં નગારાં પણ ઉભય લોકમાં વાગે છે.

ओरु सबकेतो रायकलीनके, असत अधरमी उलटे;

अन्यायंनके न्याय चुकावत, कबहु न चालत सुलटे. ॥१८॥

વર્તમાન કલિકાળના રાજાઓ અધર્મને ધર્મ ગણી ન્યાયના ચુકાદા ચૂકવે છે. તેઓ કદી પણ સત્યમાર્ગ ઉપર ધ્યાન આપતા હોય, એમ જણાતું નથી. કારણ રાજાઓ અસત્યવાદી અને અધર્મી છે. પછી ન્યાયને કોણ જુએ તેમ છે ?

चलंन हलंन सबचेन अतीतके, हंसा करन हमेसी;

वाच काचके वहीवट वींटंडी, नेम नहि लव लेसी. ॥१९॥

રાજાઓનાં હાલવા ચાલવાનાં વર્તન તેમજ ચારિત્ર, ચેષ્ટા એ તમામ અનીતિપૂર્ણ હોય છે. અને હંમેશાં તેમની પાસે હિંસા પ્રવર્તી રહેલી હોય છે. વળી તેઓની વાચ એટલે વાણી પણ જુદી હોય છે. તેમજ તેઓ કાચ (કાછડીછટ્ટા) હોઈ લેશ માત્ર નિયમ પણ રાખતા નથી.

सच्चेकु जुठाई बनावत, असतंनके सत करही;

लंच लेई उलटी सुलटायत, अधरमे उदरभरही. ॥२०॥

તેઓ સત્યને જૂઠું બનાવે છે. અને અસત્યને સત્ય કરે છે. તથા લાંચ લઈ ઉલટાને સુલટું કરી અધર્મથી પેટ ભરે છે.

जो कबु दांन करे तो कीरतके, एहेरंन साट सुयंनके;

तीनके फल प्रापतकी गतीयां, जो कण उसर बोयंनके. ॥२१॥

રાજાઓ પુણ્યદાન કરતા નથી અને કરે તો તે કીર્તિ મેળવવા પુરતું જ, કારણ કે ચોરી એરણની અને દાન તો સોયના જેવું કામ કરે છે. તેનું ફળ પણ ઉસર એટલે ખારવાળી જમીનમાં વાવેલા અનાજ (જે ઉગી શકતાં પણ નથી તેના) ના જેવું જ સમજવું.

एही विधि राजरीत कलीजुगके , जेही नरपत नरक रही;
सो सुक्रांत प्रापत फल अंते, घोर नरकमे परही. ॥२२॥

ઉપર પ્રમાણે રાજ્યની રીતો કલિકાલના યુગમાં પ્રવર્તે છે. એવું રાજ્ય કરનાર રાજપુરુષ પ્રાપ્ત કરેલાં સુકૃતનાં ફળ ભોગવી અંતે ઘોર નર્કને વિષે જશે.

जब नरपत गत एसी जाणके, अंत कालके फलही;
आपने कीये आप भुगततही, तबते चलो सुचलही. ॥२३॥

હે જગતના જનો, અધર્મી રાજ્યનીતિ પ્રમાણે વર્તનાર, રાજાઓની ઉપર પ્રમાણે ગતિ થાય છે. કારણ પોતાનાં કરેલા પોતાને જ ભોગવવાનાં છે. એટલા જ માટે સત્ય ધર્મ પ્રમાણે ચાલો અને નીતિને માર્ગે જ ઉભા રહો, નહિ તો ઉપર પ્રમાણેની હાલત અંત વખતે થશે.

जो भुपत भगवांन भजेतो, राजरीत सब करतां;
आगले तप अबके उभये मीली, बेर लगे नहि तरतां. ॥२४॥

રાજાઓ પૂર્વજન્મના તપ વડે થયા છે. જેથી આ જન્મને વિષે સત્ય રાજ્યનીતિ ધારણ કરી ભગવાનને ભજે તો ઉભય (પૂર્વજન્મના તેમજ ચાલુ જન્મના) તપના પ્રતાપે ભવસાગર તરતાં તેમને વાર લાગે નહિ.

राज धरम संक्षेप सुनाये, अनीत्य नीत्य गन्य जेही;
ओरु करनीके अंत मीलंन फल, कही सकल विधि तेही. ॥२५॥

ભગવાન કરૂણાસાગર કહે છે કે સંક્ષેપમાં રાજ્યધર્મ જણાવ્યો તથા અનિત્ય તેમજ નિત્યની ગતિ ઓળખાવી તેમજ સારી નરસી કરણીનાં ફળ છેવટ શું મળશે તે પણ કહ્યાં.

## અંગ ૬ઠ્ઠું સમાપ્ત




## સુધરમ ધરમ સંક્ષેપકો અંગ

तबते जेही जीनुं धरम चलावत, चहे सकल सतवंतु;
तेही तीनुं देव उपासक सरभरही, सफल फले सब अंतु. ॥१॥

હવે ધર્મના ચલાવનારા સંશોધકો સત્ય વક્તા હોવા જોઈએ અને તેમના વર્તન ન્યાયનીતિથી ભરપુર હોવા જોઈએ. જેથી તેનાં પરિણામ સારા આવે. વળી જે તે ધર્મગુરૂઓની જે તે દેવની ઉપાસના પક્ષપાત રહિત એક સરખી થાય તેનું ફળ પણ જે તે ઉપાસના પ્રમાણે શિષ્યોને એટલે જનસમાજને મળે છે.

नहि तरतो परपंच धरमसें, ईत दुनीयां ठग खाई;
पण जीनुं देव उपाशकके पद, अंत मीले नहि ताई. ॥२॥

હે જગતમાં કહેવરાવતા ધર્મગુરુઓ તથા આચાર્યો ! જો સત્યમાર્ગમાં રહી શુદ્ધ વર્તન નહિ રાખતાં અધર્મ, અન્યાય અને પ્રપંચ માર્ગમાં રહી દુનિયાને ઠગી ખાવા પુરતું જ જીવન ગુજારશો તો તમે જે તે દેવોની જે તે પ્રકારે ઉપાસના કરતા હશો, અને જનસમાજ પરત્વે કરાવતા હશો, તે બન્ને પક્ષના જનોનું ફળ વ્યર્થ જશે, અને અંતકાળે પણ તેમાંનું તમોને કંઈ પણ મદદગાર થશે નહિ.

ते माटे परपंच नभे नहि, देव धरममे तबही;
नेंन मही रज अप चीकटमे, समे नहि त्यौं जबही. ॥३॥

જેમ ઘીમાં પાણી નથી સમાતુ તથા નેત્રમાં રજ નથી સમાતી તેવી જ રીતે દેવધર્મમાં પ્રપંચ પાખંડ નભી શકતાં નથી.

एही सकल सब जतमतकीगत, लोकीत सुभ संसारा;
जड तंनकें उपले अनुकरमीत, कीन मरम अनुसारा. ॥४॥

ઉપર મુજબ અત્યાર સુધી જતમત રહી રહેણીકરણી પાળવા વિષે, વિશેષ વિસ્તાર કરવો

પડેલો છે, તેનું કારણ માત્ર સંસાર સારા માર્ગ ઉપર જાય અને સત્ય કર્મ કરે એ જ છે. વળી જડ શરીરનાં તે તમામ કર્મ ઉપલક જ થાય છે. અને તેનું ફળ પણ જડ શરીરને જ મળે છે, તે વિષે વિગતવાર અનુક્રમ કહેલો છે.

**पण करता निज सकल अंशके, अणुनी आद्य अज भवके;**
**सहितशक्ति ओरु पुनीत पुरुषतेन, उपजावंत जेही सबके. ॥५॥**

હવે નિજ કર્તા ધણીના અણુરણુથી લઈને, શિવ, બ્રહ્મા, વિષ્ણુ તથા આદ્યશક્તિ અને પુરૂષ નિરંજન સુધીના સર્વ અંશો તેમજ બ્રહ્માંડભરની સર્વ સામગ્રી જે નિજ કર્તા ધણીની બનાવેલી છે તે

**तेही करतारंन परम पुरुषके, न्याव लहे जन कोई;**
**अवनी रची तबते जीनु अबलग, अकथ रहे पद ओई. ॥६॥**

(તે) સકર્તા સત્યકેવલના પરમ ન્યાયને કોઈએ જાણ્યો નહિ, અને પૃથ્વી રચાઈ ત્યારથી આજદિન સુધી ઉપર કહેલા શિવ, બ્રહ્મા, વિષ્ણુ તથા પુરુષ પ્રકૃતિમાં જગતભરના સર્વ લોકો અટકી રહેલા છે, જેથી તે પદ અદ્યાપિ અકથ્ય જાણ્યા સિવાયનું રહેલું છે.

### અંગ ૭મું સમાપ્ત






## કર્તા અકર્તા લક્ષ દેખાવનકો અંગ

**सरगुन ईष्ट सकल जेतने भर, सो तो क्रता करतके;**
**जीनके अनीत पदारथके तंन, अवधी काल मरत्तके. ॥१॥**

ભગવાન કરુણાસાગર કહે છે કે, ચૌદ લોકમાં વસતા સર્વજનનો તેમજ તેમના સગુણ ઈષ્ટો પણ કેવલ કર્તાના ક્રતથી બનેલા છે. જેથી તમામ લોકોનાં શરીર સહ સર્વ પદાર્થો અનિત્ય હોઈ

જે તેનો અવધિકાળ આવતાં નાશ પામે છે.

नीरगुण ब्रह्म अकरता अनुचीत, अंतस बीनुं संकलपके;
तो आ भवके करन हारको, उपजे कीनुं कलपके. ॥२॥

બ્રહ્મ, નિર્ગુણ, નિરાકાર, અવ્યક્ત, અકર્તા, અનુચિત એટલે અંતઃકરણ તથા સંકલ્પ વગરનું અડોલ સર્વવ્યાપક છે, એમ વેદવક્તાઓ કહે છે. તો શંકા એ થાય છે કે સમસ્ત સંસારનો ઉત્પન્ન કરનાર કોણ ? તથા આ વિશ્વ(જગત) કોના સંકલ્પથી સરજાયેલું હશે ?

वीनुकलपे चर अचरंनके तंन, विचीत्र भात क्यौं होई;
लख चोरासी जीव जंतके, अगणित करत सकोई. ॥३॥

સંકલ્પના સંકલ્પી સિવાય સ્થાવર જંગમનાં શરીર વિચિત્ર ભાતનાં કેમ હોઈ શકે ? તેમજ ચોરાશી લક્ષ પ્રકારના જીવજંતુ અગણિત કહેલા છે, તે કૃતના કર્તા વગર કેમ કરીને બની શકે ?

जो कहेसो अक्रत अदबदसे, आपो आप उपजजी;
चकीत चरीत्र चीनके भवभिन्न, विविध भात कुणसजही. ॥४॥

કદાત તમે અકર્તાવાદી કહેશો કે અકર્તા બ્રહ્મથી અદબદ અચાનક આપો આપ જગત ઉત્પન્ન થાય છે, તો કહો કે આશ્ચર્ય ઉત્પન્ન થાય તેવા ઘાટો બનેલા છે. તેમજ સંસારભરમાં સર્વ ચરિત્રથી ભિન્નભિન્ન દેખાય છે, તેમ થવાનું કારણ શું હશે ?

पुनही नेम विना आपो आपसें, हवित सकल उतपतही;
चतुर खांण घाटनकी गणती, रखत कु ण जत मतही. ॥५॥

ફરીથી કહું છું કે જગતભરના સર્વ લોકો નિયમ સિવાય પોતપોતાની મેળે આપોઆપો ઉત્પન્ન થતા હોય તો ચાર ખાણના ઘાટોની ગણત્રી કોણ જતમત રાખે છે ?

बिनु जतमत ओरु नेम विनातो, अगणितहोय उपजमे;
लक्ष चोरसीनकी नही गणती, नेक विनाय निपजमे. ॥६॥

જો કદાચ જતમત અને નિયમોમાં રાખનાર કોઈ ન હોય તો અગણિત ઉત્પન્ન થાય. જેથી ચોરાસી લક્ષ પ્રકારના ઘાટોની ગણત્રી વધી જાય, અગર ઘટી જાય. એટલે ચોરાસી લક્ષ તરીકે નિશ્ચયથી કહેવાય નહિ.

**पण तेतो नहि वेद वदीतमे, वीनु परमाण प्रभाई;**

**अणुनी आद्य रज तजनी उतपत, गणती कीये सचाई. ॥७॥**

તેથી વેદમાં સંસારના પ્રમાણની પ્રમાણ વગર ગણત્રી કરેલી નથી. પણ અણુથી લઈ રજતજની ઉત્પત્તિની ગણત્રી જેમ છે તેમ સત્ય કરેલી છે.

**तेही गणती घाटंनकी अंदर, अवतारादीक आये;**

**मछ, कच्छ, वहेरा क्रष्न-राम ल्यौं, नविन वेश नहिलाये. ॥८॥**

વેદે ગણત્રી કરેલા ચોરાસી ઘાટની અંદર મચ્છ, કચ્છ, વરાહ અને રામ-કૃષ્ણ વિગેરે અવતારાદિ જન્મ પામેલા છે. તેઓ નક્કી કરાયેલા ઘાટ વિરૂદ્ધ નવિન સ્વરૂપ ધારણ કરીને આવેલા નથી.

**नहिन चली मगदुर कोहुनकी, क्रता करतथी भिन्न;**

**नीची नाड करी भग भीतर, नीकसे होय आधिन. ॥९॥**

ચૌદ લોકમાં વસતા દેવ, દાનવ, માનવ પૈકી કોઈની મગદૂર (શક્તિ) નથી કે કર્તાના કરેલા કૃતથી ભિન્ન ભિન્ન સ્વરૂપ ધારણ કરીને જન્મ લઈ શકે. કારણ કે સર્વ લોકોની ઉત્પત્તિ જે તે લોકમાં તે તે યોનિના ભગસ્થાન દ્વારા તેને આધીન થઈ જન્મ લઈ શકે છે.

**जो उपजे परमांण विना कोउ, करत गणीतसे बाहारी;**

**तो क्यौं भयेन भवसें फरकको, चोवीश इश अवतारीं. ॥१०॥**

જો કદાચ વેદે કરેલી ગણત્રીના પ્રમાણ સિવાય કોઈ ઉત્પન્ન થવાની શક્તિ પામતું હોય તો રામકૃષ્ણ આદિ ચોવીસ અવતારો જગતથી ભિન્ન સ્વરૂપ ધારણ કરીને શા માટે જન્મ ન લઈ શક્યા ?

माटे निज करतार कलप विनु, अणु न उपजत अनही;

तीनके क्रत मही सब व्रतत, सुर सुरीनर मुनी जंनही. ॥११॥

એટલા જ માટે નિજ કર્તાના સંકલ્પ વગર અણુમાત્ર બીજા કોઈથી ઉત્પન્ન થઈ શકતું નથી. પણ તેના કરેલા ક્રતની અંદર જ મનુષ્યથી લઈ દેવતા સુધી સર્વલોક વર્તી શકે છે.

तेसही क्रर्ता साम्रतकी गत्य, लहे बिना सब पखही;

ज्यौं मृतकके जीव विनातंन, सकल अंग नीख शीखही. ॥१२॥

તે સમર્થ સકર્તા સત્ કૈવલની ગતિને જાણ્યા વગર જગતભરનાં સર્વ મતપંથના પક્ષોના સિદ્ધાંત નખશિખવાળા હોવા છતાં જીવ વગરના શરીર જેવા જ સમજવા.

त्यौं जेही लक्ष पुरातंनके पुनी, अबके सकल लखेवुं.

नीरगुण के वा शीर गुणकेपद, जीनमे अटक रहेवुं. ॥१३॥

તેવી જ રીતે ગત જમાનામાં જે અવતારાદિક પુરૂષ થયા તેમની અત્યારે જે નિર્જીવ પ્રતિમાઓ રહી છે તેના સ્થાપક મતપંથના આચાર્યોએ જગતભરના સર્વ લોકોને નિર્ગુણ વા સગુણ સ્વરૂપને સમજાવી તેમાં અટકાવી રાખ્યા છે.

तबते सकल उपासंन भवकी, विशेष अंश आयंनकी;

निज करतारंनके पठवायल, जग जनुनी जायंनकी. ॥१४॥

જગત જનુની એવી જે આદ્ય શક્તિ તેનાથી ઉત્પન્ન થયેલા શિવ, બ્રહ્મા અને વિષ્ણુના કર્તા નિરંજન છે. અને તેમના મોકલવાથી ત્રણ ગુણ પૈકી વિષ્ણુ વિશેષ અંશરૂપે જગતમાં આવેલા છે. તેમને ઈશ્વર સ્વરૂપ સમજી પંથીઓએ સ્થાપન કરી જગતને વળગાડેલું છે.

तीनहुं देख सब कीये सथापंन, मुरती सकल जांहांनमे;

पण निज करता आय विनाभव, क्यौं करी लखे ध्यांनमें. ॥१५॥

અવતારી પુરૂષોને જોઈને તેમની મૂર્તિની જગતના આચાર્યોએ સ્થાપના કરેલી છે. પણ નિજકર્તા જગતમાં આવેલા નથી તો પછી ધ્યાન ધરવામાં તેમનો લક્ષ કેવી રીતે રાખી શકાય ?

ध्यांन विना ओरु द्दष्ट परेबीन, तीनहु थाय को थपही;

विनु थापन विसरंनके जेहीपद, जीनके जापको जपही. ॥१६॥

જે પદનું ધ્યાન ધરવામાં આવ્યું નથી. તેમજ જે દષ્ટિએ પડેલું નથી તો પછી તે પદની સ્થાપનઃ કેવી રીતે થઈ શકે ? વળી જો તે પદની સ્થાપના ન કરવામાં આવે તો કાળે કરીને તે પદ વિસરી જવાય છે. અને તેનો જાપ પણ જપી શકાય નહિ.

तेही माटे निजकरता आद्यकु, भजत नहि भवमांही;

जेही तेही पंथ फसे जीत तीतमे, भये करत सरनांही. ॥१७॥

એટલા જ માટે આદિ અનાદિના નિજ સકર્તા સર્જનહારને ભવભરના લોકો ભજતા નથી તેનું કારણ એ છે કે જગતના લોકો જે તે પંથમાં ફસાયેલા હોઈ કર્તાના કરેલા કતમાંના કતને શરણે વળગેલાં છે.

करत सकल खुदके संकल्पकै, जीनमे क्रतारं न कोई;

तदपी ताय सबईष्ट करतके, निज कारन नहि सोई. ॥१८॥

જગતભરનું જે કત રચાયેલું છે તે નિજકર્તા સંકલ્પથી બનેલું છે, તે કતમાં કર્તા નથી તથાપિ કત પૈકી કોઈ ઈષ્ટની સ્થાપના કરવામાં આવે તો તેથી સર્વ લોકને ઉત્પન્ન કરનારું નિજ કારણ તેમાં નથી.

न्जि कारंन बीन क्रतवंनके पद, भूले सकल भरूसे;

करता एक अनेक पक्षही, भीन भींन भवभूसे. ॥१९॥

ચૌદે લોકના મૂળ કારણ રૂપ કર્તાને તથા કર્તાપદને જાણ્યા સિવાય તેના કરેલા કતમાં સર્વલોક ભરોસો રાખીને ભૂલા પડેલા છે. કારણ કે કર્તા એક છે. પણ મત પંથના ભિન્ન ભિન્ન અનેક પક્ષોના મતાધિકારી(આચાર્યો)ઓએ કર્તાનો ખરો માર્ગ ભૂંસી (બેદરકારીથી કાઢી) નાખ્યો છે.

भूसन सकल आचारके जीनुं, कीनुं नहि एक ताई;

अल्पज्ञे जेही अंश अनीन होई, जीनमे रहे भुलाई. ॥२०॥

કર્તાના ખરા માર્ગને છેકી નાંખનારા સર્વ આચાર્યો છે. અને તેમાં વળી એક બીજાના મતથી વિરૂદ્ધ વર્તન રાખીને બોલેલા છે. તેથી અલ્પજ્ઞગતિવાળા અંશો અનીન (ગરીબ)પણે તે આચાર્યોના સિદ્ધાંતમાં ભૂલથી ભૂલા પડેલા છે.

**एही परकार सकलकुल वीलमे, वृथावेतके ज्ञांनु;**

**निजपति परम सकरतांके सद, रहे सकल अज्ञांनु. ॥२१॥**

ઉપર પ્રમાણેનું જ્ઞાન વૃથા અને વિત્ત વગરનું હોવા છતાં તેમાં સર્વલોક વિરામ પામ્યા છે. એ કારણે પરમ સકર્તા નિજપતિના સદ્માર્ગથી સર્વલોકો અજ્ઞાન(અજાણ) રહેલા છે.

**तेही करतारंनके अभिप्रायंन, न्याव देखावंन सारु;**

**क्ररता क्रर्त अक्ररत नवेरन, कारर मुज अवतारु. ॥२२॥**

જે પરમ સકર્તાના પદથી જગત અજ્ઞાન રહેલું છે તેજ કર્તાના અભિપ્રાયને ન્યાય સહિત દેખાડવા સારુ તથા સગુણ અને નિર્ગુણ એ બન્ને પદનો નિર્ણય કરી જણાવવા માટે શ્રી સમર્થ પરમગુરૂ આ જગતને વિષે દિવ્ય પ્રગટ સ્વરૂપ ધારણ કરીને પધારેલા છે.

**वेद वदित आचारज अनुभवी, अगणीत भेख भयेवु;**

**अकरत पद ओरु सकरतके क्रत, कथी कथी सकल गयेवु. ॥२३॥**

વેદના વદનાર એવા જે બ્રહ્મા તથા આચાર્યો તેમજ અનુભવીઓની આદિ, અગણિત ભેખધારીઓ અકર્તા પદ (બ્રહ્મ) અને સકર્તાથી બનેલું ક્રત તેજ કર્તા છે એવું કહી ગયેલા છે.

**ऐही विधि आचारज अनुभवकी, ओरली गत अविलांनी;**

**तो खुदकी कुन खबर खलकमे, करही दुसरको ज्ञांनी. ॥२४॥**

ઉપર પ્રમાણે આચાર્યો અને અનુભવીઓએ આ બાજુની ગતિનું જ વર્ણન કરેલું છે, તો પછી ખુદ કર્તાની ખરી ખબર ખલકભરના જીવોને કરનારો બીજો કયો જ્ઞાની રહેલો છે કે જે ખરી વાતનો પ્રકાશ કરી શકે ?

**याते सकल जांहांन अजभव ल्युं, वेद सहित विस्तयेवुं;**

**निज पदसें इतके अनुकरमीत, क्रताक्ररत अनु भयेवुं. ॥२५॥**

એટલા જ માટે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ તથા વેદ વિગેરેનો જે વિસ્તાર થયેલો છે તે તમામ સકર્તા પદમાંથી અનુક્રમે ઉત્પન્ન થયેલું આ બાજુનું કર્તાનું કૃત હોઈ તે કૃતને જ જગતભરના લોકોએ અનુભવેલું છે.

**तदपि ताय मुज वचन विलोकीत, करही तोल ततवेतु;**
**आद्य अंत मध्य खोज करीत वीत, उचरे सकल सहेतु. ॥२६॥**

એટલા જ માટે હે તત્ત્વવેત્તાઓ, મારા વચનનું વિલોકન કરી તુલના કરી જુઓ. કારણ કે આદ્ય અંત અને મધ્યમાં વિત્તરૂપ વસ્તુની ખોજ કરીને હું સર્વલોકના હિતની ખાતર ઉચ્ચાર કરીને બોલેલો છું.

**जीनुं संकल्पके भये सकलतुम, अणुनीआद्य सुर अंशु;**
**तेही पीतुकी पहेचान न कीनकु , जींनके होहु कुलवेसु. ॥२७॥**

જે પિતાના સંકલ્પથી અણુની આદ્ય લઈ દેવ સુધીના તમે સર્વ પેદા થયેલા છો, તથા જેના સર્વ વંશજ છો, તે પિતાની કોઈને ઓળખ નથી.

**पुनी पालण पोक्षण करंनन ताई, जीनु हुकमसे देवा;**
**तेही करता निज वीसर परीनके, उतईव सब वीलमेवा. ॥२८॥**

ફરીથી કહું છું કે તે પતિના હુકમથી દેવતાઓની આદ્ય લઈ ચૌદેઈ લોક થયા છે. તથા તેમનું પાલનપોષણ પણ તે જ કરે છે. તે કર્તાની જાણને તમો સર્વ વિસરી ગયા અને આ બાજુ તથા તે બાજુના પદાર્થોમાં વિરામ પામી અટકેલા છે.

**सो उतईतके न्याय लहितजोत, पुनी देखहु मम गतियां;**
**प्रकृति आद्यओरु पुरुष सहितईत, कीने कीये उत्पतियां. ॥२९॥**

ઉપર કહેલાં ઉતઈત એટલે મૃત્યુલોકથી લઈ ચૌદલોક સુધી દેવદેવાધિ આવેલા છે. તેમનો ન્યાય અને મારી (પરમગુરૂની) ગમગતિ, એ બન્નેની તુલના કરી વિચાર કરો કે પ્રકૃતિથી લઈ આદિ પુરુષ સુધી સર્વને ઉત્પન્ન કરનાર કોણ છે ?

तबत्ये खोज करही सकल मम, कारंन क्रता लखेवुं;

अनंत सकल न्यावनी निजगम, जेहीपद अचल अखेवुं. ॥३०॥

એટલા જ માટે મેં (પરમગુરૂએ) ચૌદલોક આદિ તત્ત્વોની ખોજ કરીને સર્વનું કારણ કર્તાપદ છે એમ લખેલું છે. વળી તે અનંતપદના ન્યાયની નિજગમરૂપ જાણ જે અચળ અનાદિપદ તે અખંડાકાર છે.

जबते सकल होहुं मम बचन, प्रतीत प्रेम अनुरागी;

संसक्रत ओरु सुरति समरति, क्ररताहीन लख त्यागी. ॥३१॥

એટલા જ માટે મારાં (પરમગુરૂનાં) સર્વ વચનો કર્તા પદમાં પ્રતીતિ વધારનારાં, પ્રેમના અનુરાગથી ભરેલાં છે, ત્યારે બીજી બાજુએ સંસ્કૃત તથા શ્રુતિ સ્મૃતિએ કર્તા લક્ષનો ત્યાગ કરેલો છે.

संस्क्रत ओरु श्रुति समरति, हमसे अधिक न जांनु;

टेढी तरक बोले की बाबज, मत भूलो निज भांनु. ॥३२॥

સંસ્કૃત તથા શ્રુતિ સ્મૃતિનું કહેવું મારાથી (પરમગુરૂથી) અધિક જાણશો નહિ, કારણ કે તે ભાષા ટેઢી(વાંકી) તથા તર્કવાદથી ભરેલી સઘળી બાબતોવાળી છે. એટલે તે ભાષામાં અંજાઈ જઈને નિજભાનુ એવું જે આત્મસ્વરૂપ તેને ભૂલી જશો નહિ.

निजभांनु सोई न्याव सहितके, आपनुं आप अनुभवही;

तेसेही क्रता न्यावके नरणित, मीले सजातही तबही. ॥३३॥

નિજ ભાનુ એટલે પોતાનું સ્વરૂપ ન્યાયથી અનુભવી શકાય છે. અને તે આપનપુના અનુભવ ન્યાયથી સકર્તા સત્યકેવલનો નિર્ણય કરવામાં આવે, તો જ અંશનું સ્વજાતિપદ રૂપ અંશી મળે છે.

बीनहु सजात सिद्धान्त सकल जेही, सो न पितु आपनेही;

बीनु पितुके परभाविक जेही पद, कुन कज कीये सनेही. ॥३४॥

જગતભરના જે સિદ્ધાંતો છે તે નિજ અંશના સજાતિ નથી, અને તે સિદ્ધાંતમાં જે પિતાપદ વર્ણવેલું છે તે જ પદ નિજકર્તા નથી. જેથી નિજપિતાથી ઉત્પન્ન થયેલું ચૌદલોક રૂપી પ્રભાવવાળું નિજ પિતા સિવાયનું જે પદ છે તેની સાથે શા માટે સ્નેહ બાંધવો ?

**आद्य अंत मध्य जलमसरणकी, तेही न सहाय करंननके;**

**तो तीनके उपासनके जन, कोहो क्यौं करी तरंननके. ॥३५॥**

ચૌદલોકમાં વસતા દેવો પૈકી કોઈને પરમેશ્વર માનવામાં આવે, તો તેથી તે પરમેશ્વરો આદ્ય અંત અને મધ્યમાં જે જન્મમરણનાં દુ:ખો છે, તે નિવારવામાં સહાય કરી શકશે નહિ. તો પછી જે જનો તેની ઉપાસના કરશે તે કેવી રીતે તરી શકશે ?

**बीनुं तरननके लक्ष रखनमे, कुन नफा नरलोई;**

**जबते निज करता करुणामये, अब लखावहु मोई. ॥३६॥**

હે સ્ત્રીપુરૂષો, જે પદથી તરી શકાય એમ નથી તેમાં લક્ષ રાખવાથી શું ફાયદો છે ? માટે જો નિજકર્તા પદને જાણવાની ઈચ્છાવાળાઓ મારી પાસે આવે તો હું તે લક્ષ તમોને જણાવીશ.

**पण आवंनकी जेही गंम गतियां, देव सहित दुर्लभही;**

**तो तुमेरी मतमोइ मीलंनकु, मुशकल नहि सुलभही. ॥३७॥**

મારા શરણમાં આવી ગમગતિને મેળવવી એ વાત દેવતાઓને પણ દુર્લભ છે. છતાં જો તમારી મતિ મને મળવાની હોય તો તે મુશ્કેલ નથી પણ સુલભ છે.

**पण जो कदपि आइ मीलो मुज, करी समरपण मनही;**

**तो परसाद परम पुरुषकु , जो होय संत सजंनही. ॥३८॥**

હે સંત અને સજ્જનો, મારા શરણમાં આવી તમારાં મન મને સમર્પણ કરશો. તો જ હું તમોને પરમપુરૂષનો સ્પર્શ કરાવી શકીશ.

**संत सजंनमे रखु न अंतर, जीनुं हमसे रत होई;**

**उभयेकुं अविगत्य करताकी, गति जनावहु सोई. ॥३९॥**

જેની મારા પરત્વે રત(આરત) હોય એવા સંત અને હરિજનોની આગળ અંતર રાખીશ નહિ. તથા બે બન્નેને અવિગત કર્તા કેવલની ગતિને જણાવીશ.

ओरु आपन तेही अंश तेहुनके, एही तंनमे तंन जेही;
तीनकी पण नरणे वरणीतमे, रखु नहि संदेही. ॥४०॥

વળી તે કેવલકર્તાના આપણે અંશો છીએ. અને આ શરીરમાં આવેલા પરમકારણ દેહમાં તેનું સ્થાન છે. તેનું પણ વર્ણન કરી સંદેહ રાખ્યા સિવાય નિર્ણય કરી બતાવીશ.

तो तुमही फेरी ओर´ पक्षमे, मुदे कवन मुरजाई;
जीनमे खोज न निज खावंनकी, तीनमे क्यौं विलमाई. ॥४१॥

તો પછી તમો જ્ઞાનહીન પક્ષમાં નિજ આનંદની જાણ વગર ક્યા હેતુથી મુંઝાઈ મરો છો ? કારણ કે જેમાં ખુદખાવન નિજકર્તાની ખોજ નથી તો પછી તેમાં વિરામ પામી શા માટે અટકી જવું જોઈએ ?

अहो जीव तुम जुगन जुगनके, भूले पंथ भरममे;
छ्ल क्रतवंनके दंभ कपटमे, क्यौं फस रहे शरममे. ॥४२॥

હે જીવ, તમે પક્ષકારોના પંથના ભ્રમમાં, યુગોના યુગોથી ભૂલા પડી ભ્રમણ કર્યા કરો છો. વળી તે છળ, કપટ, દંભ અને કૃતઘ્નતાયુક્ત પંથોમાં શરમ રાખી શા માટે ફસાઈ રહ્યા છો ?

शरमे शरम डुबही सबजंन, भेडकी लाहार कतारे;
सरजंनहार विनाकी बाबज, तीनमे कुन उबारे. ॥४३॥

પંથીઓના ફાંદામાં ગાડરિયા પ્રવાહની માફક શરમમાં ને શરમમાં સર્વલોક ડૂબી મરે છે, કારણ કે તે મતમંથમાં સર્જનહાર સિવાયની વાતો કરેલી છે. તો પછી તેમાં કોણ ઉગારી શકે છે ?

जबते आश नहि तरनेकी, अंतकाल पस्ताई;
जीव खुनका देवन बदला, परो चोरासी जाई. ॥४४॥

એટલા જ માટે તે મતપંથ ધર્મમાં ભવસાગર તરવાની આશા રાખશો નહિ. અને રાખશો તો જિંદગીના છેવટ દિવસે પશ્ચાત્તાપ કરવો પડશે. વળી જીવના ખુન બદલ ચોરાશી લક્ષ ઘાટોમાં જવું પડશે.

चोरासीनके जन्म मरनमे, जुगन जुगन वही जाई;
एसी कष्ट सहो पण हंमसै, मीलो नहि क्यौं आई. ॥४५॥

ચોરાશી ખાતાના જન્મ મરણમાં અનંત યુગ વહી જશે તો પણ પાર પામશો નહિ. વળી પારાવાર કષ્ટ સહન કરો છો, તો પછી ઉપર કહેલા દુઃખથી મુક્ત થવા અમોને કેમ આવી મળતા નથી ?

जेही मनखा दुर्लभ देवनकु , तेही मनखा तुमपाई;
बीन सदगुरु फेरीके भव भुगतो, धिक् आतम हताई. ॥४६॥

જે મનુષ્ય જન્મનો અવતાર દેવકોટીના દેવતાઓને પણ દુર્લભ છે, તે મનુષ્યવતાર હાલ તમો પ્રત્યક્ષ પામેલા છે. એ અમૂલ્ય અવતાર સદ્‌ગુરૂના જ્ઞાન વગર ભવના પદાર્થ ભોગવવામાં ખપી જાય છે. એવા પ્રકારના વર્તનથી આત્મહત્યા વહોરનાર મનુષ્યને ધિક્કાર છે.

एही बचन शीख परम अरथके, सुनो सकल नरनारी;
पंथ पक्ष विनु लक्ष न्यायके, वदितव पर उपगारी. ॥४७॥

હે સ્ત્રીપુરુષો, ઉપર કહેલાં વચનો દ્વારા જે પરમ અર્થની શિખામણ આપેલ છે, તેમાં પંથનો પક્ષ કર્યા સિવાય માત્ર ન્યાયની દૃષ્ટિએ લક્ષ જ્ઞાન પરોપકારને માટે વદેલા છીએ તે તમે સાંભળો.

पण जीनुं गति परम उतकष्टी, उरध अरसकी अलियां;
सार असार नवेर करनकी, जो होय ज्ञान अमलियां. ॥४८॥

જે અંશની ગતિ પરમ ઉત્કૃષ્ટ છે તે ભ્રમર કમળના ન્યાયે ઉર્ધ્વ અરસ (અંતરિક્ષ) રહેલો છે. તે જ્ઞાનનો અમલ જેનામાં હશે તે જ સાર અસારનો નિર્ણય કરી શકશે.

पुनी आपने पतकी आरतकु , खोजत अति व्रेहेवंतु;
तीनकु परखपरे एही पदकी, न लहे जीव अचंतु. ॥४९॥

વળી જેઓ આપણા નિજપતિની અતિ વિરહાતુર થઈને ખોજ કરે તેને જ નિજપદની ખબર પડે. પણ અચેત (જડ) જીવો જાણી શકે નહિ.

अचेतकु फेरी तेही चेतावत, भवके भरम मटाई;
निज मुखकी मानत नहि पुठल, परमुखसे प्रतीआई. ॥५०॥

અચેત જીવો મારા ચેતાવેલા ચેતશે નહિ તો પછી મારી પાછળ થયેલા જ્ઞાનવાન પુરૂષો સંસારભરના ભ્રમને મટાડી ચેતાવશે. કારણ કે મારા નિજમુખથી કહેલી વસ્તુ બીજાનાં મુખ ઉપર જશે ત્યારે અચેત જીવને પ્રતીતિ આવશે.

परमुखसे प्रती होय तोयभल, निजपतिके जश गाई;
अन्यो अन्य अनंत मुखनसे, जावही कीरत फेलाई. ॥५१॥

બીજાના મુખથી પ્રતીતિ આવતી હોય તોપણ સારું છે. કારણ કે તે પણ નિજપતિનાજ જશ ગાશે. અને એવી રીતે અન્યોઅન્ય અનંતમુખદ્વારા નિજ પતિની કીર્તિ ફેલાશે.

सुने कीरत जेही निज सरजनकी, अंतरभाव सहेती;
पुनी सतसंघ करत संतनके, पावही पद परनेती. ॥५२॥

અંતરનાં ખરાભાવથી સકર્તા સર્જનહારની કીર્તિ સાંભળીને જો સંત સ્વરૂપે રહેલા પરમગુરુનો સંઘ કરે તો જે પદને માટે વેદે નેતિ પોકારેલી તે પરનેતિ પદ પ્રાપ્ત થાય છે.

परनेति सोइ निज करतापद, छेवट सदन सबेही;
पुरुष आद्य ओरु प्रकृति सहितगुन, सरजनहार सबेजेही. ॥५३॥

વેદ જે પદને કહી શકેલા નથી તેજ નિજકર્તાનું પદ છે, અને તેજ સર્વ લોકની છેવટે આવેલું તેમનું સદન(ઘર) છે. અને તેજ આદિપુરૂષ, આદ્યશક્તિ તથા ગુણગણ એ સર્વના સર્જનહાર છે.

बीन सरजे कछु बनेन कंचीत, करे विना क्यौं होई;
तेही करनन करतारनकी गत, सकल सुनावहु मोई. ॥५४॥

સર્જનહારના સર્જ્યા સિવાય કિંચિત માત્ર બની શકે તેમ નથી, તથા તે સર્વને સર્જનાર સકર્તા સત્ય કૈવલ છે તેમની ગતિ કહું તે સાંભળો.

## અંગ ૮મું સમાપ્ત






## કર્તા સંકલ્પ અનુક્રમ દેખાવનકો અંગ

कारन क्रिया और ल्यौं कारज, काज चतुर तो सोई;
एक एकके अनुकरम करतमे, प्रगट देखो सब कोई. ॥१॥

કારણ, ક્રિયા, કારજ અને કાજ એ ચાર એક પછી એક અનુક્રમ પ્રમાણે કર્તાના કરેલા ક્રતમાં પ્રગટ દેખાય છે. તે સર્વ નીચે પ્રમાણે જુઓ.

निज कारन सोई क्रता आद्यसद, क्रिया जीनुं संकल्पही;
कारज भये सकल सब उतपन, काज पदार्थ अल्पही. ॥२॥

નિજકારણ તે જ સર્વનું આદિપદ છે. અને ક્રિયા તે તેમનો સંકલ્પ છે. કારજરૂપ સર્વની ઉત્પત્તિ છે અને કાજરૂપ તે સર્વ અલ્પજ્ઞગતિવાળા પદાર્થ છે.

पुनीकारन जेही संकल्पकी पर, क्रिया ईच्छ उतपंनही;
करजहिरण्य गर्भ चैतंन वित्त, काज सकल जड तंनही. ॥३॥

બીજીવાર કહું છું કે સર્વનું નિજ કારણ સંકલ્પની પાર આવેલું છે. અને ક્રિયારૂપ ઇચ્છાથી સર્વ ઉત્પન્ન થયેલું છે. તે ઉત્પન્ન થયેલા પદાર્થોની અંદર હિરણ્યગર્ભ રૂપ ચૈતન્યવિત્ત કારજરૂપે રહેલું છે. અને કાજરૂપ સર્વ જડ શરીરો છે.

**एही परकार करत कर्ताबीनु, बने न' न्याव सहितमे;**

**कारन सो कारजमे दरशीत, देखो प्रभाव हीतमे. ॥४॥**

એ પ્રમાણે ક્રત કર્તાના કર્યા સિવાય બનેલું નથી. વળી તે ક્રત ન્યાયથી વિરૂદ્ધ જરાક પણ વર્તી શકે તેમ નથી. તેમજ ક્રતના પ્રભાવમાં મૂળ કારણ દેખાય છે, તે હું કહું છું તે સાંભળો.

**प्रभावहीत सोई अखिल सकलभव, करत काज सब कोई;**

**ब्रह्मादिक भव अणुनी आद्य कज, करे विना नव होई. ॥५॥**

ચૌદ લોકમાં વસતા સર્વલોકો કર્તાના પરંપરાથી ચાલતા આવેલા પ્રભાવમાં કાજ (કામ) કરે છે. તથા શિવ, બ્રહ્મા અને વિષ્ણુની આદે સર્વ કોઈ એ પ્રભાવમા કાર્ય કર્યા સિવાય રહી શકતા નથી.

**जबते क्रता करतके कारन, नीसे सद निजपदही;**

**ता बीनु परे सकल अकरतके, सिद्धांत सबके रदही. ॥६॥**

એટલા જ માટે કર્તા સર્વ ક્રતના કારણરૂપ છે એવું નિશ્ચયથી માનવું. તે નિજ કારણ સિવાયના સર્વ અકર્તા સિદ્ધાંતો રદ છે, એમ જાણવું.

અંગ ૯મું સમાપ્ત



## અંગ ૧૦મું

## અકર્તા પદ પરિહાર (પરાજય)હાર્ય દેખાવનકો અંગ

**जो न परे रद अकरतके पद, ब्रह्म ज्ञांनके जबही;**

**तो भव ईष्ट उपासनके जन, वहित होय मन सबही. ॥१॥**

જો બ્રહ્મજ્ઞાનનું અકર્તા સિદ્ધાંતપદ રદ પડે નહિ તો, ઈષ્ટ ઉપાસના કરવાને માટે ભવભરના સર્વલોકોનાં મન વહિતળ થઈ જાય, માટે અકર્તા બ્રહ્મજ્ઞાન રદ થવું જોઈએ.

उपासना सोइ मातपिता सुत, शिसकु गुरु संतनकी;

पतिव्रता निज पियु सेवनकी, प्रीत सहित तंनमंनकी. ॥२॥

પુત્રને સેવા માતાપિતાની અને શિષ્યને કરવાની સેવા ગુરૂ તથા સંતજનોની છે. તેમજ પતિવ્રતા ધર્મ પાળનાર સ્ત્રીને પતિની સેવા, અને તે પણ ખરા અંતઃકરણથી તનમનપૂર્વક કરવાની છે.

राजंनकी दिवांन रहीतकु, राखंन जेही अधिकारु;

करे अस्तुत अमलसे उपली, अंतर नहि पतियारु. ॥३॥

રાજાનો માનમર્તબો દિવાને સાચવવાનો તથા દિવાનનો રૈયતે સાચવવાનો છે. છતાં આ વહેવાર ઉપલકદૃષ્ટિથી ચાલે છે. અંતરદૃષ્ટિથી આમાંના કોઈને પ્રતીતિ નથી.

तेसेही गुरु शीश मात पितासुत, ओरु पतिवंत समेतु;

तेही पण अदब उपलकी राखत, अंतर नहि सहीतु. ॥४॥

તેવી જ રીતે શિષ્ય ગુરૂની ઉપાસના, તથા પુત્ર માતાપિતાની ઉપાસના અને પતિવ્રતા ધર્મ પાળનારી સ્ત્રી પતિની ઉપાસના, એ સર્વલોક શરમની ખાતર અદબપૂર્વક ઉપલક ધર્મ પાળે છે. પણ અંતરમાં શુદ્ધ હેત નથી.

हेत रहे क्यौं सम दरशनंसे, इष्ट अधिक बीनुं जांने;

आपा पर सरखु होय अंतर, ब्रह्मज्ञांन अविलांने. ॥५॥

બ્રહ્મજ્ઞાને કરીને પોતાને તેમજ અન્યને સરખા માનવાથી તેમજ ઈષ્ટને પોતાથી અધિક નહિ જાણવાથી, અંતરમાં શુદ્ધ હેત કેવી રીતે આવી શકે ?

एही परकार सकल भवभरमे, विटंड थईने सबही;

भरमे भरम भमे भवसागर, निजपद पाय न कबही. ॥६॥

આ પ્રમાણે સર્વ લોકો વિતંડી થઈને ભવમાં ભમે છે. અને તેવી જ રીતે ભ્રમમાંને ભ્રમમાં ભવરૂપ સંસાર સાગરમાં ભમનારા જીવ નિજકર્તા પદ કદાપિ પામી શકતા નથી.

सहेस्त्रषेर धीक धीक तेहनकु, क्रता विमुख नरनारी;
बोहोत जनमकी खेप मनुषतन, गये सकल सबहारी. ॥७॥

કર્તા વિમુખ નરનારીને હજારવાર ધિક્કાર છે ! કારણ ઘણા જન્માન્તરે મનુષ્યાવતાર રૂપી ખેપ હાથ લાગવા છતાં સર્વ પ્રકારે હારી ગયા.

अहो पापी फटफट जीवन तुज, विचरे क्रता विसरही;
जीनके दीये सकल तंन मंन धंन, भुगतमांन सबकरही. ॥८॥

અહો ! હે પાપી ! ધિક્ ! ધિક્ ! તારા જીવનને કે જે તન મન અને ધન તું ભુક્તમાન કરી રહ્યો છે, તે આપનાર કર્તાને તું વિસરી જઈ વિચરે છે.

सो भुगती जब भये क्रतघ्नी, लंपट लुण हरांमी;
तीनकी गुनेगारी रोउरोउमे, काढे सकल बरांमी. ॥९॥

તે ભુક્તમાન કરવા આપેલાં તનમનને ભોગવીને તું કૃતઘ્ની લંપટ અને લૂણહરામી થયો છે. તે ગુનાની શિક્ષા બદલ અઠ્ઠાવીસ કુંડ પૈકી રૌરવ નામના કુંડને વિષે પચાવેલો હરામી માલ કાઢી નાખવો પડશે.

सरजन हारकी सकल समरधी, करी खराबी खाईने;
तीनकी कछु न करी बंदगी, दुष्ट भोळव्या दईने. ॥१०॥

સર્જનહારની સર્વ સમૃદ્ધિને સર્વ લોકોએ ખાઈને ખરાબ કરી પણ તે ધણીની બંદગી ન કરતાં-દુષ્ટવૃત્તિના પાખંડીઓના કહેવાથી જગત ભોળવાઈ ને દેવતા આદિતત્ત્વોમાં વળગેલું છે.

अरे अधम अचेत अंध अज्ञानी, क्रता ठगीत कीत जाई;
रोम रोम रग रग की जीनकु, नथी अजांणी ताई. ॥११॥

અરે ! ઓ અધમ, અચેત, અંધ અજ્ઞાની ! કર્તા કેવલને ઠગીને તું ક્યાં જઈશ ? કારણ કે તારાં રોમે રોમે અને રગે રગે તેનાથી અજાણ્યાં નથી.

सो क्यौं बिनभुक्तायंन रहेवत, करणी कंचीत भरनी;
एसे न्याय विना एही नाटक, सब कोइ होय अशरनी. ॥१२॥

તે કેવલ કર્તા કરણીનાં ફળ કિંચિત્ માત્ર હોય તો પણ ભુક્તમાન કરાવ્યા સિવાય રહેતા નથી. અને એવો ન્યાય જો ન હોય તો ચૌદ લોકરૂપી નાટકનો ખેલ અશરણ એટલે કોઈનો પણ આશ્રય લીધા સિવાય સ્વતંત્ર સ્વચ્છંદી થઈ અસ્તવ્યસ્ત થઈ જાય.

असरन सोवीनुं ईष्ट उपासन, दास नहि कोउ कीतके;
ज्ञान भक्ति वैराग्य विना भव, होई जाय वरत वहीनके. ॥१३॥

અશરણ એટલે ઈષ્ટ ઉપાસના સિવાયનો હોઈ કોઈનો દાસ થતો નથી અને જ્ઞાનભક્તિ તેમજ વૈરાગ્ય વગર કોઈપણ જાતના વ્રત સિવાયનો ભવસાગરમાં વહી જાય છે.

वरत सकलके जमनिम साधन, पुनी भजन जप जेही;
ओरु तप तिरथ विद्या विलोकन, नित्यनेम जीनु जेही. ॥१४॥

વ્રત એટલે યમ, નિયમ, પ્રાણ, પ્રત્યાહાર તથા ભજન, જપ, તપ, તીર્થ વિદ્યા વિલોકન વિગેર નિત્ય નિયમ જેણે જે કરવાનું છે તે.

तेही सकल सबलोप हवीतरीत, जीततीत सकल विचरही;
आड अटक बिनु केद कबज बिनु, यौं जग होय ईतरही. ॥१५॥

(તે) સર્વ રીતે માર્ગનો લોપ કરી જ્યાં ત્યાં સર્વ લોક આડ અટક વગર તથા કોઈને કબજે થયા સિવાય જગતમાં વિચરે છે.

ईतरी सो आपने मत वरतत, अधरम धरम न जांने;
वहित वचन आचारज के होई, भरमे सकल अज्ञाने. ॥१६॥

ઈતરે એટલે અતડો રહી પોતાના મત પ્રમાણે વર્તે તે ધર્મ અધર્મને જાણે નહિ. તેમજ આચાર્યોનાં વિતંડાવાદી વચન સાંભળી સર્વલોક ભ્રમરૂપ અજ્ઞાનમાં પડેલા છે.

एही विधि विश्व सकल अचरचर, जड पशुवत गति होई;

ईष्टदेव अनुकरम विना कुल, भवित घोर अग सोई. ॥१७॥

ઉપર પ્રમાણે ચર અચર વિશ્વના સર્વ લોકો જડરૂપ પશુવત્ ગતિના થઈ ગયા છે, કારણ કે ઈષ્ટદેવને પામવાના કર્મ વગર જગતભરના સર્વ લોકો ઘોર અંધકારમય બનેલા છે.

जदीप घोर अघ होई सकलमे, आपनुं आप वीतरही;

पुनी करतारनके गम गतकी, जावही जाण विसरही. ॥१८॥

જ્યારે ઘોર અજ્ઞાનરૂપ સર્વ લોકો બની જશે, ત્યારે આપનપુની જાણ રહેશે નહિ. અને જ્યારે આપનપુની જાણ નહિ રહે ત્યારે, કર્તા કૈવલની ગમગતિની જાણ વિસરી જવાશે.

जब जावही निज जाण विसरही, सहित पति आपनेकी;

तो कुण रही मतलब सरजनकी, सरमे स्त्रष्ट रचेकी. ॥१९॥

જો આપનપુ અને નિજપતિ પદની જાણ વિસરી જશો તો કર્તા કૈવલે સર્જેલા સર્વલોકની શું મતલબ રહેશે ? અને ચૌદલોક રૂપી સામગ્રીનો મસાલો ઉત્પન્ન કરતાં જે શ્રમ પડેલો છે તે શું વૃથા જશે ?

અંગ ૧૦મું સમાપ્ત



## અંગ ૧૧મું

## સકર્તા મતલબ દેખાવનકો અંગ

मतलब खुदकु खलक रचेकी, कहत सुनो सबकोई;

मेरे अंश लहे सोई मुजकु, ओरु आपनुं आप सोई. ॥१॥

કર્તા કેવલને જગત રચવાની મતલબ કહું છું તે સર્વ કોઈ સાંભળો મારા અંશો મને તથા પોતાને જાણે તથા-

तब तेहु सकरतकी खुदकु पहोंचे अंश समेतु;
मैं जाणुं तौ अंश लहे मुज, जबते बढे सहेतु. ॥२॥

તેવી રીતે પોતાને તથા મને (કેવલકર્તાને) જાણવાથી અંશોને નિજપતિ ઉપર ઉમંગ થશે, એવી રીતે અંશ અંશી બન્નેનું હેત વધી જશે.

पुनी पालन पोक्षण करननकी, जाने अंश सबेई;
अहो धन्य आपने पति शीरपर, पोखे परम सनेही. ॥३॥

જો સર્વ અંશો મને જાણે અને કહે કે અહો! ધન્ય છે કે અમારા શિર પર સર્જનહાર છે ! તો નિજ સકર્તાની સાથે પરમ સ્નેહ બંધાય અને તે પોતાના વિત્તરૂપ ગતિથી સર્વનું પાલનપોષણ કરે.

एही प्रकार अन्यो अन्य उभये, उपजे हेत जबीते;
महेरबान महेरनकी द्दष्टे, हेरे हमेश तबीते. ॥४॥

એ પ્રમાણે અંશની સજાણ જાણ દૃષ્ટિ પતિમાં અને પતિની બાહ્યદૃષ્ટિ અંશમાં એકમેક થાય ત્યારે હેત ઉત્પન્ન થાય છે, અને તે સકર્તા પતિ મહેરથી ભરેલી દયાળુ દૃષ્ટિએ હંમેશાં અંશને હેરે એટલે જુએ છે.

तेही मेंहेरंनकी द्रष्ट अरसते, अमी चुवत घंन जेही;
तेही घंनकी अमीसे अचराचर, हरि होय स्त्रष्ट सबेही. ॥५॥

તે સકર્તાની મહેર એટલે દયાળુ દૃષ્ટિ અંતરિક્ષ આસમાનમાં અમી એટલે અમૃતરૂપ બનીને ઘન એટલે વરસાદ રૂપે મૃતલોકનાં તત્ત્વોને જીવન આપવા ચુવત એટલે પડે છે. તે ઘનરૂપ અમીવડે કરીને સૃષ્ટિના ચર અચર સર્વ પદાર્થો હરિયાળા (લીલા) થાય છે.

हरियासो चैतन संजुक्ता, हरित पदारथ सोई;
स्थावर जंगम विश्व चराचर, करत केल सब कोई. ॥६॥

હરિયા એટલે ચૈતન્યયુક્ત જે પદાર્થો છે તે, સર્વ સ્થાવર જંગમ ચરાચર વિશ્વમાં કેલ(આનંદપૂર્વક ક્રીડા) કરે છે.

तेही केल अंशनकी देखीत, निज करतार हुलासे;
कुदरत खेल खलक रचनेकी, एही पतिनके आसे. ॥७॥

અંશની તે ક્રીડા જોઈને નિજકર્તા ઉલ્હાસ એટલે આનંદ પામે છે. અને નિજપતિનો ખલકનો કુદરતી ખેલ રચવાનો આશય પણ એજ છે.

कही सकल मतलब करताके, अंतर अखिल रचेकी;
आद्य अंत मध्य खावंनकी खच, निश्चे वदित सचेकी. ॥८॥

કર્તા કેવલના અંતરમાં અખિલ રચના રચવાની જે મતલબ હતી કે કહી. આદ્ય અંત અને મધ્યમાં જે સત્ય હતું તે નિશ્ચયપૂર્વક કહેલું છે.

अब कोई मत जानो मम उचरन, में तो अलखके अंशु;
अपरमपार परम पतकी गत, क्यौं करीलहु आकंशु. ॥९॥

શ્રી સમર્થ પરમગુરૂ કહે છે કે ઉપર પ્રમાણે ઉચ્ચાર કરેલો મારો પોતાનો નથી. હું તો મારા અલખ નિજપતિનો અંશ છું, કારણ કે પરમ પતિની ગતિ પારાવાર છે. હું તેમની આકાંક્ષા શી રીતે જાણી શકું ?

पण एतो आपे करताकुल, मोही मुखन फुरमाये;
अकल कला अविगत रचनारन, पोते प्रगट जनाये. ॥१०॥

પણ નિજ કૈવલ કર્તાએ કુલગતિ મારા મુખદ્વારા ફરમાવેલી છે, તથા અવિગતની અકળકળા રચનારે પોતે જ પ્રગટ કરી છે.

मेरे शीरपर बोज धरकु अनुभव कोई रचईये;
तीनको मांन नहि मेहेमन, एतो आप उचरीये. ॥११॥

હું તો નિમિત્ત માત્ર હોઈ ગ્રંથજ્ઞાનનો બોજો ઉઠાવું છું પણ તે ગ્રંથજ્ઞાનમાં મહાન અનુભવ

તો સકર્તા સત્કૈવલનો છે. તે માન મને ઘટતું નથી પણ તેઓએ પોતે જ ઉચ્ચાર કરેલો છે.

पुनी क्रता उचरनकी अंतर, कुण कज धरे उछाहु;
अहो नहि जानता कोई मुजकु रचना आद्य अद्याहु. ॥१२॥

બીજીવાર કહું છું કે મારા મુખદ્વારા નિજકર્તાએ કરેલા ઉચ્ચારની અંદર કોઈએ ઉત્સાહ ધારણ કરેલો નથી અને કૈવલકર્તા કહે છે કે આદિ અનાદિના રચનાર મને કોઈએ જાણ્યો નથી.

वेद पुराण शास्त्रके वगत्ता, आचारज व्याकरणी;
निजपद रहित पदारथके जेही, गये सकल सब बरणी. ॥१३॥

વેદ, પુરાણ અને શાસ્ત્રના વકતાઓ તથા વ્યાકરણના આચાર્યો વિગેરે સર્વ નિજ પદ સિવાય, માત્ર પદાર્થનું જ વર્ણન કરી ગયા છે.

सो बरननके भये सकल कुल, अंश सकल अभ्यासी,
तबते रहे अजांण आद्य अज, भवके भये विलासी. ॥१४॥

ઉપર મુજબ વર્ણન કરેલા પદાર્થોનો સર્વ અંશોએ અભ્યાસ કર્યો છે. એ કારણે નિજપતિથી અજાણ્યા રહી માત્ર ભવના જ વિલાસી થયા છે.

करत विलासीक हुए विसरजन, सरजंनहारकु सबही;
केहे कुवेर अलख एही कारण, मे मुख उचरे तबही. ॥१५॥

જગતભરના જીવો કૃતના વિલાસી થયા તેથી સર્જનહારને સર્વ વિસરી ગયા. એ કારણે શ્રી સમર્થકુવેર સ્વામીજી કહે છે કે, અલખ હોવા છતાં તેમણે મારા મુખદ્વારા ઉચ્ચાર કર્યો છે.

## અંગ ૧૧મું સમાપ્ત





# અંગ ૧૨ મું

## ક્તા લક્ષ દેખાવન અંશ અનુભવકો અંગ

सोही अलख जीनुं करत उपासन, जेही समरन जप ध्यांनु;
नरख परख बीनुं अगमअगोचर, क्यौं करी होय अविलांनु. ॥१॥

તે અલખ જે લખી ન શકાય એવા કર્તાને પામવાને જપ તપ અને ધ્યાન આદિ ઉપાસના કરે છે. પણ જે અગમ અને અગોચર છે તેને નિરખ્યા વગર અને પારખ્યા સિવાય, કેમ કરીને વંદન કરી શકાશે ?

जेही परकारनके निज आपन, अनित पदारथ रहिता;
सस्वरु प सुध स्वाद्य सबनते, हिरण ज्ञानगम सहिता. ॥२॥

તેવી જ રીતે આપનપુ એટલે નિજ અંશસ્વરૂપ અનિત્ય પદાર્થોથી રહિત છે. તથા શુદ્ધ સસ્વરૂપને, સર્વ તત્ત્વો આદિ હિરણ્ય જ્ઞાન ગમ સ્વાધિન છે.

तेही प्रकारनके निज करता, अलग अनुक्रम जेही;
बाजीगरवत शुद्ध संकल्पसे, करनहार सब तेही. ॥३॥

તેવી જ રીતે નિજ કૈવલકર્તા અનુક્રમ પ્રમાણે ઉત્પન્ન થયેલા ચૌદ લોકથી અલગ છે. જેમ બાજીગર બાજીથી દૂર રહી બાજી રચે છે તેમ કર્તા શુદ્ધ સંકલ્પથી સર્વ પ્રકારની તત્ત્વ સામગ્રી રચીને બાજીગરવત્ અલગ રહે છે.

तेही करननकी क्रिया अलौकिक, लौकिक बरनी न जाई;
आपने साक्षी सुपन रचत ज्यौं, कोहो कीस ठाम रहाई. ॥४॥

તે સકર્તાના સંકલ્પની ક્રિયા અલૌકિક છે, તે લોકોમાં વર્ણવી શકાવી મુશ્કેલ છે. આ શરીરમાં રહેલા સાક્ષીએ રચેલું સ્વપ્ન તમે કહેશો કે કયા ઠામ પર રહીને રચે છે ?

पुनी जीनकी नहि जनीत कोहुनकु, मालममेद रचंनकी;
हये हस्ती नृप मनुष्य व्याघ्रखग, भिन भिन तंनतंनकी. ॥५॥

બીજીવાર કહું છું કે સ્વપ્નના ભેદ (તત્ત્વસામગ્રી)ની રચનાની બાબત ભવભરમાં વસતા કોઈને ખબર નથી. તેમાં હાથી, ઘોડા, નૃપ, મનુષ્ય, વ્યાઘ્ર, ખગ(પક્ષી) વિગેરે ભિન્ન ભિન્ન શરીરધારી દેખાય છે.

**ओरु वचित्र भात भव भरकी, उपजा पीछे दरशही;**

**पण निपजकी प्रथम आद्य कल, तेहीकीत कोहु न करसही. ॥६॥**

તે સિવાય ભવભરની વિચિત્ર પ્રકારની ભાતો ઉત્પન્ન થાય છે, અને તે સ્વપ્નની છેવટે દેખાય છે. છતાં ઉત્પન્નની પ્રથમ કળ જાણવાને કેમ તપાસ કરતા નથી ?

**कवंन जाग रही रचै सकलकुल, अकलित अकल छुपाई;**

**सकल बनाव बनायंनके पुनी, मंनकु दीये देखाई. ॥७॥**

કયી જગ્યાએ રહીને સ્વપ્નની અકળ ગુપ્ત છૂપાઇ રહેલી સામગ્રી રચાએલી છે ? વળી સ્વપ્ન પુરૂ થયા પછી સઘળો બનાવ છેવટે મનને બતાવે છે.

**पण निजकी निपजकी मंनकु, आण न कंचित भरकी;**

**अंतसकरण करतकु सरायत, गंम नहि नीपज धरकी. ॥८॥**

છતાં નિજ સ્વપ્નની ઉત્પત્તિની મનને કિંચિત્ માત્ર જાણ નથી. કારણ કે મન અંતઃકરણ કૃતની શ્લાઘા કરી શકે છે. પણ પ્રથમ ઉપજની ગમ મનને હોતી નથી.

**आपने अलपगने साक्षीयंनकी, एही विधी अकल कलाई;**

**तो खुद खलक साक्षीयंनके पत, जीनुं करत कु न पाई. ॥९॥**

જ્યારે આપણા અલ્પજ્ઞ સાક્ષીની ઉપર વિધિ પ્રમાણે કળા છે, ત્યારે ચૌદલોકરૂપી ખલકના સાક્ષીરૂપ મહાનપતિના કૃતનો કોણ પાર પામી શકે તેમ છે ?

**ओरु आपने तंनके साक्षीनिज, रुपरंग गुण रहितु;**

**अंतसकरण ईद्री दश पुनीतत, अलग सदातेही सहितु. ॥१०॥**

આપણા શરીરનો નિજ સાક્ષી નામરૂપ ગુણથી રહિત હોઈ અંતઃકરણ દશ ઈંદ્રિયો, તથા

તત્ત્વો વિગેરેથી સદાને માટે અલગ છે.

**तीनकी बूझ बुझावत कोहुजंन, हंमकु आप लखावौ;**
**सांगौपांग सकल नीखसीखही, कोहो क्यौं करी दरशावो. ॥११॥**

તે સાક્ષીની જાણ જણાવનાર કોઈ જન હોય તો મને તેનો લક્ષ લખાવી આપો. તે એવી રીતે કે સાંગોપાંગ સર્વ નખશિખ સહિત કહો કેવી રીતે દર્શાવશો ?

**दरसपरस करंननके जेहीतत, आगे अनित देखाई;**
**नित निरंतर आपनुं आपते, जीनते अतीत रहाई. ॥१२॥**

જે તત્ત્વોના યોગે દૃશ્યમાન થાય છે તે તત્ત્વો હું આગળ કહી ગયો છું કે અનિત્ય છે. અને નિત્ય નિરંતર જે આપનપુ છે તે અંશ સર્વ તત્ત્વોથી જુદો રહે છે.

**जेही हजरत निज हालहजुरा, आपोआप आपनंही;**
**जीनकी गंमनहि अहंग एहीमम, तो करत कुन जंनही. ॥१३॥**

જે હજરત હાલ હજુર આપોઆપ આ શરીરમાં રહેલો છે તેની ગમગતિની જાણ નથી, તથા અહંગ એટલે નિજસ્વરૂપની પણ ખબર નથી, તો કર્તાને કોણ જાણી શકશે ?

**पुनी आपनतो प्रगट हाल हंम, द्रष्टपणे देखाई;**
**ओरु करत तो फरक आपनसे, तीनकीगत्य कुन पाई. ॥१४॥**

બીજીવાર કહું છું કે આપણે તો પ્રગટ હાલ દૃષ્ટારૂપે દેખાઈએ છીએ, પણ કર્તા તો આપણાથી જુદા છે; તો તેની ગતિ કોણ પામી શકે તેમ છે ?

**पण जेही तेही परकार सकरता, आपनु आप अनुसारे;**
**ओर नहि अनुभव सरभरको, जीनकी सजात सकारे. ॥१५॥**

પણ જે પ્રકારે સકર્તા સત્‌કેવલ છે તે જ પ્રકારે આપનપુ(અંશ) છે. તે સિવાય બીજો અનુભવ નથી. કારણ કે સજાતીયથી સજાતીયનો સ્વીકાર થાય છે. યાને અનુભવ કરી શકાય છે.

जबते प्रथम आपकु खोजीत, गुरु परमपे जाई;
तेहीके तेही परकार सकरता, न्याव सहित लखपाई. ॥१६॥

એટલા જ માટે પ્રથમ પરમગુરૂ પાસે જઈ આપનપુની ખોજ કરો અને તેજ પ્રકારે ન્યાયના લક્ષવડે સકર્તા કૈવલને ઓળખો.

आपन तो निज अलपगने गत्य, करता सरवगने;
सकल झांहांनके जीव अंशकी, रज तज जांण सबेई. ॥१७॥

આપણે સર્વ અંશો અલ્પજ્ઞ ગતિના છીએ, અને આપણા નિજ કૈવલકર્તા સર્વજ્ઞ હોઈ સર્વ રજતજને જાણે છે.

पुनी जेहुंनके शुध्य संकल्पत्ये, पलमे खलक बनावे;
आपन तो आपने निजतंनकी, जीनकी गत नही पावे. ॥१८॥

ફરીથી કહું છું કે નિજકર્તા શુદ્ધ સંકલ્પથી પળમાત્રમાં ખલક ઉત્પન્ન કરી શકે છે. ત્યારે બીજી બાજુ આપણા શરીર તત્ત્વની રેષમાત્ર જાણને આપણે જાણી શકતા નથી.

तेहुते फरक आपन करता बीच, अगनीतके फेरफारी;
ज्यौं घटके नभ ओरु अपरंमसुंन्य, या विधि कर्ता अपारी. ॥१९॥

તેટલો અગણિત ફેરફાર આપણે અંશો અને કર્તા વચ્ચે રહેલો છે. જેમ ઘડામાં રહેલું આકાશ અને મહાશૂન્ય એ ન્યાયે કર્તાપદ અપરંપાર વિસ્તરેલું છે.

तेही माटे आपने आपनकु, जेही सुझ ते पावो;
तेही विधीके अनुभव करतासु, न्याव सहित लखलावो. ॥२०॥

જે સૂઝ એટલે જાણે કરીને આપનપુ સંબંધીની ઓળખાણ થાય છે તેજ સજાણ જાણના ન્યાયે કરીને કર્તાપદનું ઓળખાણ કરવાનું છે.

पुनी. आपने आपनको ध्यांनु, धरत दरसं होय जेसे,
एसेही करता ध्यांन अविलांनु, करत दरसं पण तेसे. ॥२१॥

ફરીથી કહું છું કે પોતે પોતાનું સ્વરૂપ ધ્યાન ધરતાં જે સજાણ જાણથી દશ્યમાન થાય છે તેજ દષ્ટિએ અવલોકન કરતાં કર્તા દશ્યમાન થશે.

**ओरु आपनतो प्रगट पासके, करता प्रोक्षपरमहीं;**

**पण चितमै चकितपणानो, उभये एक मरमही. ॥२२॥**

વળી આપણે પોતે તો અંશરૂપે આ શરીરમાં પ્રગટ છીએ, પણ નિજ પરમ કર્તા આપણાથી પરોક્ષ છે. છતાં પણ જ્યારે સજાણ જાણથી અંશ અને નિજકર્તાના પરમભેદને જાણીશું ત્યારે ચકિત થઈશું.

**जदपी सकरता प्रौक्ष न होयतो, आगले क्यौं आराधे;**

**सुनकादिक शिव शेष सहित दरु, प्रोक्ष विना कुन साधे. ॥२३॥**

જ્યારે આપણા સર્વથી નિજકર્તા પરોક્ષ ન હોય તો પછી આગળ થઈ ગયેલા મહાપુરૂષો શા માટે આરાધના કરત ? મતલબ કે તે પરોક્ષ છે જ. વળી શનકાદિકો, શિવ, શેષનારાયણ, ધ્રુવ વિગેરે તે (સકર્તા) પરોક્ષ ન હોય તો શા માટે સાધે ?

**ओरु सुखदेव रखव सुत जोगी, दत अजगर धर त्यागी;**

**प्रगट पास परमेश होय तो, तो क्यौं भये वैरागी. ॥२४॥**

વળી શુકદેવ, ઋષભદેવ તથા તેમના નવ પુત્રો જે યોગેશ્વરોના નામથી ઓળખાય છે તે તથા દત્તાત્રય, અજગર, એ સર્વ પ્રથમથી મહાત્યાગી થયા છે. તેઓની પાસે પ્રગટ પરમેશ્વર હોત તો વૈરાગ્ય શા માટે લેત ?

**पुनी तीनकु अज्ञांन कंहो तो, तीनसे तुम नही मोटे;**

**भुले सकल ब्रंह्म असमीमे, पण न भये तीनुं जोटे. ॥२५॥**

ફરીથી કહું છું કે જો કદાચ તમે કહેશો કે ઉપર જણાવેલા મહાપુરૂષો અજ્ઞાની હતા જેથી પરમેશ્વર સંબંધી પરોક્ષભાવ જણાવ્યો પણ વાસ્તવમાં અપરોક્ષ છે. એમ જ જો તમારું માનવું હોય તો તમો કહેનાર તે મહાપુરૂષોથી મોટા નથી. તમે તો માત્ર 'અહં બ્રહ્માસ્મિ'માં ભૂલા પડી ભમો છો જેથી તેમનાં સમોવડિયા તમો થઈ શકશો નહિ.

जीनकी कीरत वदित जुग जाहेर, अति अदभुत इश्वरीये;
तुमतो अलपगने उचरंनके, नहिन ताय सरभरीये. ॥२६॥

ઉપર જણાવેલા મહાપુરુષોની કીર્તિ જગજાહેર હોઈ તેઓ અતિ અદ્‌ભુત ઐશ્વર્યથી ભરપૂર છે. અને તમો તો માત્ર અલ્પજ્ઞ ઉચ્ચાર કરનારા છો જેથી તેમની તુલાના તમો કરી શકશો નહિ.

क्यौं करी सरभर होय तेहुंनकी, विनु साधन जप ध्यांनु;
तुमतो भूले ब्रंह्म भरुसे, तो जगजीव समांने. ॥२७॥

હે નવીન વેદાન્તીઓ, તમો સાધન, જપ અને ધ્યાન સિવાય જ તેઓની બરાબરી શી રીતે કરી શકશો ? તમે તો બ્રહ્માસ્મિના ભરોસામાં ભૂલા પડેલા છો, જેથી તમારામાં અને જગતના જીવોમાં કશો ફેરફાર નથી.

जो अल्पज्ञे जीव चराचर, विनु तपसे भवभरमे;
त्यौं तुमही ब्रंह्मज्ञांन वहीतमे, रहे जीव विनु करमे. ॥२८॥

જે અલ્પજ્ઞ ગતિના ચર અચર જીવો છે તે જગતમાં એટલા જ માટે ભમે છે કે તેમનામાં જપ, તપ, કર્મ આદિનું સાધન નથી. તેવી જ રીતે તમે બ્રહ્માસ્મિના વિતંડાવાદી થઈ જપ તપ સાધન વિનાના જીવ રૂપે જ રહેલા છો.

उत्तंम करम सकल जेतनेभर, अहं ब्रंह्मसे त्यागे;
मध्यम करम करत नहि डरहो, जबते रहे अभागे. ॥२९॥

'બ્રહ્માસ્મિ'ના વિતંડાવાદે કરીને સર્વ ઉત્તમ કર્મોનો ત્યાગ કરો છો, અને મધ્યમ કર્મ કરતાં તો ડરતા નથી. વળી તમો અંતઃકરણ આદિની સ્ફુરણાવડે સૂક્ષ્મ કર્મો પણ કરે જાઓ છો. એ કારણે પરમ વસ્તુનો લાભ મેળવવામાં ભાગ્યહીન રહેલા છો.

तबते जेतने ज्ञांनी सकलभर, अस्मी ब्रंह्म कहावे;
निजपति परम सरकता सरजंन, सुपंनतर नहि पावे. ॥३०॥

'અહં બ્રહ્માસ્મિ' જેટલા જ્ઞાનીઓ કહેવડાવે છે તેટલા નિજપતિ પરમ સકર્તા સર્જનહારને

સ્વપ્રાન્તરે પણ પામી શકશે નહિ.

**ज्ञांनीकी गत्य आपने आपलु, निज आतंमके दरसी;**

**पण न लहे करतार परमकु , तो क्यौं करी उधरसी. ॥३१॥**

જ્ઞાનીજનોની ગતિ આત્મદર્શી હોઈ પોતે પોતાને ઓળખે પણ કર્તા પદને ઓળખી શકતા નથી. તો પછી ઉદ્ધાર શી રીતે થઈ શકશે ?

**जो कहेशो आपनपु दरशे, मोक्ष परम पद पाई;**

**जबते आपो आप तरे सब, कर्ता संरन कुन जाइ. ॥३२॥**

કદાચ કહેશો આપનપુ એટલે આત્મસ્વરૂપનાં દર્શન થવાથી પરમ મોક્ષ પદ મેળવી શકીશું. જો એમ જ હોય તો સર્વલોક પોતે પોતાની મેળે તરી શકે. તો પછી કર્તાનું શરણ મેળવવાની ઈચ્છા કોણ રાખે ? અને શા માટે રાખે ?

**पुनी सत्गुरुके कांम परे क्यों, आपो आप हरीमे;**

**देवंनकु दिपक क्या करही, तीमर न सुर पुरीमे. ॥३३॥**

ફરીથી કહું છું કે જો પોતે હરિ રૂપ હોઈ પોતે પોતાની મેળે તરી શકાતું હોય તો સદ્‌ગુરૂની જરૂર શા માટે પડે ? જેમ દેવલોકમાં અંધકાર નથી જેથી દીપકની જરૂરત પડતી નથી.

**जो कहेशो अज्ञांन मीटावंन, गुरु कीना हम सोई;**

**एक ब्रंह्ममे कुन गुरु हे, अग केहुंनकु होई. ॥३४॥**

કદાચ કહેશો કે અજ્ઞાનને મટાડવા ગુરૂ કર્યા છે, ત્યારે કહો કે એક બ્રહ્મમાં ગુરૂ કોણ અને અજ્ઞાન કોને થયું ?

**जो आगे अज्ञांन हुता तो, जब पीछे ते होई;**

**एसे अल्पज्ञे आतम से, काज न होवत कोई. ॥३५॥**

જો એક વખત જીવ અજ્ઞાની હતો, અને તેને ગુરુ મળવાથી જ્ઞાન થયું હોય તો ફરીથી બીજીવાર અજ્ઞાન કેમ થાય ? આવા આત્મસ્વરૂપના અલ્પજ્ઞ જ્ઞાનથી કોઈ કાર્ય થતું જ નથી.

तब जेतने कुल ज्ञांनी तेहुनने, मोक्ष आतंमसे मांने;

आपे आप हवित परमेश्वर, निज करतार न जांने. ॥३६॥

ઉપર પ્રમાણે સમજીને સર્વ જ્ઞાનીઓ આત્મસ્વરૂપ જાણવાથી મોક્ષ માની પોતે પોતાની મેળે પરમેશ્વર થયા છે. જેથી નિજ કર્તા પદ જાણી શકેલા નથી.

जब लगी आपने परंम पतिकु, न्यायं सहित नहि खोजे;

आतम लक्ष लहे पण तीनसे, मीटे न भवजल मोजे. ॥३७॥

જ્યાં સુધી આપણા પરમ સકર્તા પતિની ન્યાયથી ખોજ કરી ન હોય ત્યાં સુધી આત્મલક્ષ જાણેલો હોય છતાં, ભવભ્રરના જન્મમરણનું દુઃખ મટતું નથી.

भवजलमोजे जनम मरण दुःख, पति विनु कुन पतावे;

आंन देवंनसे एही दरदकी, कोहुन पीर मटावे. ॥३८॥

ભવભ્રરમાં જે જન્મ મરણનું દુઃખ છે, તેનો પતિ વિના કોણ નિવેડો લાવી શકે તેમ છે ? કારણ કે બીજા દેવોથી આ દરદની પીડા મટાડી શકાય તેમ નથી.

जीनकी पीर न मीटे देवंनसे, जीव चीने को तरही;

तीनते सुर सरस गतिके पण, पति विनु काज न सरही. ॥३९॥

જન્મ મરણનાં દુઃખ દેવતાથી પણ મટી શકતાં નથી. તથા જીવને ચીન (જાણ)વાથી કોઈ તરી શકતું નથી. વળી દેવતાનો ભેદ જાણવો સહેલો છે. તથાપિ પતિ વિના કાર્ય થતું નથી.

तबते सोज करही निज पतिकी, सुर सबनते बंटी;

न्याय सहित छेवटके सदनी, जेही एकल नैहे कंटी. ॥४०॥

તેટલાજ માટે સોજ એટલે શોધખોળ સર્વ દેવથી પાર જઈને કરો. તથા ન્યાયને પાસે રાખીને વર્તજો. કારણ કે તે ઘર સર્વની છેવટે એકલમલ નિષ્કલંક રૂપે રહેલું છે.

कंटक सो दुतिये अमलीनके, दावे कारंन विरोधु;

तेही सकलके शीरपर सरजंन, जेही अद्वैत अरोधु. ॥४१॥

પતિપદના માર્ગ સિવાયના દેવતાઈ રસ્તા કાંટા જેવા છે. અને પતિના નિજ અમલમાં તે વિરૂદ્ધતા કરનાર છે. વળી તે સર્વ દેવના શિર પર એક અદ્વૈત સર્જનહાર છે. તેને જ આરાધવા, ભજવા વા સંભારવા.

**ओरु वंटीक के देव सकल सब, अवध्यकाल जेही जाई;**

**त्रीगुण सक्त ओर पुरुष सहित ईत, आद्य लहीत परलाई. ॥४२॥**

ભવભરના સર્વ દેવતાઓને છોડી આગળ ચાલવાને હું એટલા જ માટે કહું છું કે, તે સર્વની અનુક્રમે અવધિ આવતાં ત્રણ ગુણ પ્રકૃતિ અને પુરુષ વિગેરે સર્વ પ્રલયકાળે ખપી જાય છે.

**अवध्यकाळ परलेके जेही पद, सो नहि करता कहाई;**

**निजपति अमर रहाय बिना फैरी, रचना कुन रचाई. ॥४३॥**

અવધિ આવતાં જે પદ નષ્ટ થાય છે તે પદને કર્તા કહેવાય નહિ. કારણ નિજપતિ સકર્તા અખંડ અમર રહ્યા સિવાય બીજી વાર સૃષ્ટિક્રમની રચના કોણ રચી શકે ?

**कोउक सिद्धांन्ते सदा कालभव, जीनके नाश न होई;**

**तो करतार पुनी कया करही, अंतविनु कीनु कोई. ॥४४॥**

કોઈના સિદ્ધાંતે ભવભરનો સંસાર અનાદિકાળનો છે, જેનો કદી પણ નાશ થતો નથી. જો એમ જ હોય તો પછી કોઈ તત્ત્વ અંતવાળું ન હોવાથી કર્તા શું કરી શકે તેમ છે ? તેને શા માટે માનવા જોઈએ ?

**एही परकार कोहोतो सुनहो, जीनके न्याव लखावुं;**

**आद्य अतं मधकी गंम गतीयां, सबविधि समझ पखावुं. ॥४५॥**

તમો ઉપર પ્રમાણે માનતા હો તો આદ્ય, અંત અને મધ્યની ગમગતિ જેમ છે તેમ સર્વ પ્રકારે સમજાવું તે સાંભળો.

**आद्य कहे सबयंनकी उतपत, मध्ये सकल पसारा;**

**अंत कहे उतपतकी अवधि, बिन एक सरजंनहारा. ॥४६॥**

સર્વ લોકની પ્રથમ ઉત્પત્તિનું નામ આદિ છે. અને સર્વ ઉત્પત્તિનો છેવટ દિવસ તેનું નામ અંત છે. તથા આદિ અંતનો મધ્યભાગ જેમાં સર્વ પ્રસારો થયેલો હોય છે તેનું નામ મધ્ય કહેવાય છે. આ પ્રમાણેની ઘટના સર્જનહાર સિવાય હોઈ શકે જ નહિ.

सो तो तुमही सकल कहतहो, आद्य अंत मध्य सोई;
जो जग उत्पत नाश न होयतो, आद्य अंत कीनुं कोई. ॥४७॥

તમો સર્વ લોક કહો છો કે આદિ અંત અને મધ્ય છે. તો પછી જગતની ઉત્પત્તિનો નાશ ન થતો હોય તો આદિ, અંત અને મધ્ય એવું પણ ન હોવું જોઈએ.

ओरु देखत तुम हाल नैनसै, स्थूल सुक्षम के तंनही;
जेही जीनकी अवधी परमांने, विनसी जाय सबजंनही. ॥४८॥

વળી તમે તમારાં નેત્રોથી પ્રત્યક્ષ જોઈ શકો છો કે - સ્થુલ સૂક્ષ્મ આદિ જે તે સર્વે શરીરો અવધિ આવતાં નાશ પામે છે. એ તમે જાણો પણ છો. તથા-

थावरकी थावर सम सरजीत, जंगमकी जंम जेही;
तीनकी आद्य सकल अचराचर, कोहुन अमर सदेही. ॥४९॥

સ્થાવરની ઉત્પત્તિ તથા લય સ્થાવર પ્રમાણે સર્જાયેલાં છે. તેમજ જંગમની ઉત્પત્તિ અને લય જંગમ પ્રમાણે હોઈ સર્વ ચર અને અચર શરીરવાળા દેહો કોઈના અમર રહી શક્યા નથી.

मरतलोकमे कीट मरे तो, हये हस्ती मरजाई;
देवलोक उडगण अलपीतसे, चंद सुर पण जाई. ॥५०॥

મૃત્યુલોકની પૃથ્વી ઉપર કીટ જાતિ મરતાં જોઈએ છીએ તો, કોઈ દહાડો હાથી અને ઘોડો મરી જતાં પણ જોઈશું, તેમજ દેવલોકમાં તારાઓ નાશ પામે છે તો કોઈ કાળે ચંદ્ર અને સૂર્ય પણ નાશ પામશે.

एही दोहुनकी आद सहीत गुन, शक्ति पुरु ष परलाई;
जबतो आद्य अंत उतइतमे, पीछे कुन रहाई. ॥५१॥

ઉપર પ્રમાણે મૃત્યુલોક તથા સ્વર્ગલોકના દેવતાઓ અનુક્રમ પ્રમાણે નાશ પામતાં ગુણવાળા શિવ, બ્રહ્મા અને વિષ્ણુ તથા પુરૂષ પ્રકૃતિ પણ નાશ પામશે. અને જો આમ જ હોય તો આદિથી અંત સુધી ઉતઈત એટલે જગતભરમાં પછી કોણ રહી શકશે ?

जदपी रहेत नहिको उतईतमे, हवित सकल सब नाशा;

रहे एक किरतार सनातंन, पुनही शून्य अविकाशा. ॥५२॥

જ્યારે સર્વલોકનો નાશ થતાં જગતભરમાં કોઈ બચતું નથી. ત્યારે એક સનાતન કર્તા અને મહાશૂન્ય-અવિકાશ જ રહે છે.

द्वैत विलास रहे जेतने दिन, कल्पो कल्प जुगनही;

तेतने भर अविनाश सकर्ता, रहे अकेल गगनही. ॥५३॥

જેટલો વખત જગતનો દ્વૈત વિલાસ રહે છે તેટલો વખત અવિનાશી સકર્તા મહાશૂન્યમાં અખંડ એકલા અદ્વૈત સ્વસ્વરૂપે શુદ્ધ સનાતન રૂપ રહે છે.

तार पीछे फेरी करही सकर्ता, उर रचनाके भावु;

पुरु ष आद्य ओरु शक्ति सहीत गुन, उपजावत सबकावुं. ॥५४॥

શુદ્ધ સનાતન સત્યકેવલ ઘણો કાળ વિરામ પામ્યા પછી, બીજીવારની રચના રચવા શુદ્ધ ઉપજણ દ્વારા અંતર હેત સહિત ભાવધારણ કરીને આદિ પુરૂષ, આદિ શક્તિ તથા ત્રણ ગુણ વિગેરે સર્વની રચના કરી સમસ્ત સંસારને ઉત્પન્ન કરે છે.

एही विधसे उतपत परलायत, पूनीपूनी फेर समरता;

आद्य अंत मध अचल अनादिक, रहे सो बजे सकरता. ॥५५॥

ઉપર પ્રમાણે ઉત્પન્ન કરે છે અને નાશ કરે છે, તથા તેવી જ રીતે વખતો વખત જગતની પુનરાવૃત્તિ કરે છે. તથાપિ જે સકર્તા સત્કેવલ છે તે આદ્ય, અંત અને મધ્યમાં એક અખંડ રૂપ અનાદિ, અચળ, શુદ્ધ અવ્યયરૂપે રહે છે.

अब देखो निज नेन न्यावसे, कोहो कुन अचल रहाई;

ब्रह्मा विष्णु महेश शक्ति ल्युं, पुरु ष सहित परलाई. ॥५६॥

હવે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, શક્તિ અને પુરૂષ એ તમામ પ્રલયકાળે નાશ પામે છે. તો પછી તમારા નિજજ્ઞાન નેત્રથી ન્યાય જોશો કે આમાંથી કોણ બચી શકે છે ? અને અચળ રહી શકે છે ?

**जबतो रहे अकेल सकरता, सेहेज शून्यमें सोई;**

**कीट पतंग आद्य अजभवलु, जीनुं अंश सबकोई. ॥५७॥**

એ કારણે સકર્તા સત્કૈવલ મહાસહજ શૂન્યમાં એક અખંડ અદ્વૈત રૂપે રહે છે, અને મહુર જંતુથી લઈ કીટ પતંગ અને બ્રહ્મા, વિષ્ણુ તથા પુરૂષ પ્રકૃતિમાં રહેલા ચૌદે લોક રૂપ જગતના સર્વ અંશો તે નિજ કૈવલ કર્તાના જ છે.

## અંગ ૧૨મું સમાપ્ત





## અંગ ૧૩મું

## ત્રધા પ્રકાર અંશ લક્ષ દેખાવન

**त्रधा प्रकार अंश उतपंनकी, जीनकी गनीत जनावु;**

**जीव सांमांन विशेष परमपुनी, लघु दीरघ दरशावु. ॥१॥**

નિજ સકર્તા કૈવલથી ત્રણ પ્રકારના અંશોની ઉત્પત્તિ થયેલી છે. તેની ગણત્રી એવી છે કે જગતભરના સર્વ સંસારના અંશો સામાન્ય કોટીના અને દેવતાઈ અંશો વિશેષ કોટીના તથા પરમ વિશેષ અંશ પરમ કોટીના હોઈ ઘાટથી નાના મોટા છે.

**जेही सांमान अंश अचराचर, अल्पज्ञे अघसेती;**

**विशेष ईश अवतारी आद्य ल्यौं, धरम अनीत हनेती. ॥२॥**

ઉપર કહેલા પૈકી સામાન્ય અંશો ચરાચર અલ્પજ્ઞ અઘ (અંધ અજ્ઞાનથી ભરપુર) ગતિના છે. તથા વિશેષ અંશો દૈવી તત્ત્વોવાળા અવતારી પુરૂષ આદિ ધર્મની આડે આવતાં વિઘ્ન દૂર કરનાર જાણવા.

परम विशेष परम पतिके निज, हुकमी हाल हजुरा;

कल्प कल्प जुगमांही पठावत, देखन विश्व स्फुरा. ॥३॥

ત્રીજા પ્રકારના પરમ વિશેષ અંશ કે જે પરમપતિ કૈવલકર્તાના નિજ હુકમમાં હાજરાહજુર રહે છે તેમને દરેક કલ્પના યુગમાં જ્યારે વિશ્વનું પતિ પરત્વે સજાણ જાણપણાનું અધઃપતન જુએ છે ત્યારે તે તેને મોકલે છે.

भो मंडल भव भोवन आयके, द्रष्ट पसार परमकी;

जेही जीनुं इष्ट उपासनकी निज, नरणीत सकल धरमकी. ॥४॥

તે ભૂમંડલના ભવભુવનમાં આવીને પરમ અલૌકિક દષ્ટિ પ્રસારીને જે તે ધર્મના ઈષ્ટદેવની ઉપાસનાનો નિર્ણય કરે છે.

ओरु तेही धरम सिद्धांत सकलके, न्याव सहित लखदेखी;

बीन करतार थाप नहि थपही, जीनके रखे उवेखी. ॥५॥

ફરીથી કહું છું કે સંસારભરના સર્વ ધર્મ સિદ્ધાંતોનો નિજ ન્યાયથી લક્ષ જોઈને જે કર્તાપદ સિવાયના મતપંથ અને ધર્મ હોય છે તેનું ઉથાપન કરે છે.

थपे एक करतार सनातंन, आद्य अंत मध्य सोई;

उतपन परले पुनी जेहुंनके, अवध्यकाल नहि कोई. ॥६॥

પરમ વિશેષ પરમ અંશ આદ્ય, અંત અને મધ્ય તથા ઉત્પત્તિ પ્રલય સિવાયના એક કર્તા પદની સ્થાપના કરે છે. જેનો કદી પણ અવધિકાળ હોતો નથી.

अवध्यकाल बीनु रेहे अखंडीत, सांम्रथ सोही कहावे;

कल्प कल्प परजंत आयपुनी, नविन नविन उपजावे. ॥७॥

સકર્તા કૈવલ અવધિકાલ વગરના અચળ અખંડ રહે છે. અને તેજ સમર્થ સર્જનહાર છે. તથા એક કલ્પ પુરો થયે બીજો કલ્પ આવતાં સૃષ્ટિની ઉત્પત્તિ નવા નવા પ્રકારે સરજે છે.

आते कोहु नहि निज करता, एक पति विनु दुजे;
उतपत परले तेही जेहुंनसे, अगंम निगम सब बुझे. ॥८॥

એટલા જ માટે એક પરમપતિ કેવલ સિવાય બીજો કોઈ કર્તા નથી તથા ઉત્પત્તિ અને પ્રલય કર્તા કેવલથી થતાં હોવાને લીધે અગમ નિગમની સર્વ જાણને તે જાણે છે.

एही विधि न्याय सहित नरणीतके, सो निज अंश परमही;
कल्प कल्प अवनिपर आवत, कहंत करता मरमही. ॥९॥

ઉપર પ્રમાણે પરમ વિશેષ અંશ ન્યાય સહિત નિર્ણય કરવા દરેક કલ્પમાં પૃથ્વી ઉપર આવી સર્વ સંસાર પરત્વે સકર્તાનો મર્મ જાહેર કરે છે.

सोही मरम टहंकारंनकी जग, रहही कलप पर जंतु;
जदपी जाय विसरंन कर्ता निज, तदपी आयधरे तंतु. ॥१०॥

શ્રી સમર્થ પરમ વિશેષ અંશ એટલે મહાન પરમગુરુ જેઓ જગતનિયતાના હુકમથી પૃથ્વી આદિ ચૌદલોક રૂપી જગતમાં આવી જે પરમ અલૌકિક જ્ઞાનનો ટંકાર કરે છે તે એક કલ્પ પર્યંત રહે છે. છતાં જ્યારે જ્યારે જગત નિજકર્તાને વિસરી જાય છે ત્યારે ત્યારે શરીર ધારણ કરી અંશોની સજાણ જાણને જણાવે છે.

पण फुरमायल परम पुरसके, हुकमे करी पीयांना;
एही परकारंन कल्प कल्पमे, परम पुरुष आईजांहांना. ॥११॥

પરમ વિશેષ પરમ અંશ કહે છે કે જ્યારે મારા નિજ કૈવલકર્તા ફરમાન કરે છે ત્યારે તે હુકમ લઈને હું જગતમાં આવું છું. એ પ્રમાણે દરેક કલ્પમાં મારું આગમન થાય છે.

ओर सकल सब जुगन जुगनके, विशेष अंश विचरही;
तेही सब निज करतारंनकी गत्य, शके नहि भव करही. ॥१२॥

હવે વિશેષ કોટીના જે અંશો મેં કહેલા છે, તે અંશ યુગે યુગે પૃથ્વી ઉપર આવીને વિચરે છે. પણ નિજકર્તાની સજાણ જાણની ગતિને તેઓ જગતભરના સર્વ લોકોને જણાવી શકતા નથી.

क्यौं न शके करीतव करता गत्य, कहत सुनो मे उनको;
निज करतार परकाश ब्रंह्मजे, तांहां लग जांण जेहुनकी. ॥१३॥

અવતાર આદિ પુરૂષોને નિજકર્તાની ગતિની જાણ ન હોવાથી તે જણાવી શકવાની શક્તિ નથી તેનું કારણ હું કહું છું. તે એ છે કે નિજ કેવલકર્તાનો પરમ પ્રકાશ જેનું નામ બ્રહ્મ છે ત્યાં જ સુધીની અવતાર આદિ પુરુષોની જાણ છે.

सुनकादिक शुखदेव कपिलदत्त, ओरु अवतार समेती;
अद्वैत ब्रंह्म सिद्धांत सकलके, निगम सहित कीये नेति. ॥१४॥

શનકાદિકો, શુકદેવ, કપિલ, દત્તાત્રેય તથા અવતારો વિગેરેનો એક અદ્વૈત બ્રહ્મ સિદ્ધાંત છે અને વેદો પણ તે જ પદમાં અટકી ગયા છે, અને આગળ જતાં નેતિ પોકારી છે.

नेति नेति सोई नहीन लहत हंमे, अथाहके उचरंनकी;
तो करतार परम निजके जेही, क्यौं करी लहे सदंनकी. ॥१५॥

નેતિ નેતિ એટલે હું તે પદ જાણતો નથી. એટલે અથાહ. એવું જે બ્રહ્મ તેનો ઉચ્ચાર કરતાં થાક લાગી ગયો તો પછી તેના પર જે પરમ સકર્તાનું પરમપદરૂપ સદન (ઘર)ને તેને કેમ કરીને જાણી શકે ?

पुनही एक अद्वैत कहेणमे, ईश्वर पण कांहां रहीये;
जबतो जीव अचेत सकल सब, तीनकी सरभर भइये. ॥१६॥

હવે ઉપર પ્રમાણે બ્રહ્મ સિદ્ધાંતને માનનારા તથા વેદોએ કરેલા પ્રતિપાદન ઉપર આધાર રાખનારાઓને હું પૂછીશ કે, એક અદ્વૈત કહેણમાં કોણ કોને સંદેશ પહોંચાડી શકે તેમ છે ? તથા સર્વવ્યાપક બ્રહ્મમાં જગત પણ જુદું પાડી શકાય નહિ. તેમજ ચૌદલોકની ગણત્રીના વિષયમાં પણ ચૌદલોકને પૃથક પૃથક મૂકી શકાય નહિ. અને જો તેમ કરવામાં આવે તો એક વ્યાપક બ્રહ્મના વિભાગ પાડયા લેખાય. વળી અવતાર આદિ ઈશ્વરોનું ઇશ્વરપદ પણ સંભવતું નથી, કારણ કે તેઓ શાસ્ત્રકારના મતે યુગે યુગે આવે છે, અને ધર્મનું સ્થાપન કરે છે. તે મત એક અદ્વૈત બ્રહ્મમત વિરૂદ્ધ ઠરે છે, એકંદરે કહીએ તો ચરાચર ચૌદલોકના સર્વ અંશોની બ્રહ્મસિદ્ધાંતના ન્યાયે અચેત

જીવગતિ એક જ સરખી હોવી જોઈએ. પણ નિજ ન્યાયથી ઊંડો વિચાર કરી જોતાં એક અદ્વૈત બ્રહ્મરૂપ જગત હોય એમ જણાતું નથી.

जो होय जीव सकल सरभरही, तो कुण इश अदकाई;
तीनके ज्वापनकी जुगते, दो भोइ अर्थ बताई. ॥१७॥

જો કદાચ સર્વલોકના સર્વ જીવો સર્વ ભવભરમાં એક સરખા હોય તો ઈશ્વરોના અવતાર વિષેનું અધિકપણું સંભવતું નથી. માટે હે બ્રહ્મજ્ઞાનીઓ બ્રહ્મરૂપ જગતમાં કોનો જાપ જપીને ભવપારંગત થવાશે તે વિષેની જે યુક્તિ હોય તેનો ખરો ખર્થ શું થાય છે તે ભેદ વિશેષના મને બતાવો. જો કદાચ જગત બ્રહ્મ હોય તો જાપ જપવો એ અજ્ઞાનતા કહેવાય. બ્રહ્મજ્ઞાને સામાન્ય વિશેષના ભેદ નથી, તો કોણ કોનો જાપ જપે ? જાપ જપનાર તે પણ બ્રહ્મ અને જેનો જાપ જપે છે તે પણ બ્રહ્મ. તો શું આવાં બે બ્રહ્મ હશે ? ના, આમ હોઈ શકે નહિ. ત્યારે જીવ અજ્ઞાની શાથી ? અને ઈશ્વરો જ્ઞાની શાથી ? આમ બીજી દૃષ્ટિએ જોતાં ભિન્નતા શાથી જણાય છે ?આવું કહેનાર અજ્ઞાની છે એમ તમે કહી શકશો નહિ. કારણ ગમે તે પ્રકારે ધર્મની આમન્યા મૂકીને મુખ બંધ કરવાનો અધિક અધિકાર તમારો નથી. જે તે શંકાનું સમાધાન સંપૂર્ણ રીતે તમારે કરવું જોઈએ. કારણ વેદાંત મતે જગત નથી તો વેદ અને શાસ્ત્રો તથા પુરાણો આદિ ગ્રંથો જગતને ઉદ્દેશીને જ રચવામાં આવેલા છે. છતાં તમે જગત નથી એમ કહો છો તો એ શ્રમ વૃથા શા માટે લીધો હશે ? વારૂ, જે જ્ઞાની જે દશામાં અંતર્નિષ્ઠ થયો તે દશા તે જ જ્ઞાની ભોગવી શકે છે. તેનો લાભ બીજાને મળતો નથી તેમજ અંતર દશાવાળી અવસ્થાઓ ભિન્ન ભિન્ન દેખાય છે. તો વર્તમાન જગત ભિન્ન કેમ ન દેખાય ? માટે જ આ વિષયની ખરી હકીકત વેદાંત સિદ્ધાંતના અવલંબીઓને હોવી મુશ્કેલ છે.

पुनी सांमांन विशेष विनातो, आ भव सरव सरीखे;
नरक सरगके दंड केहुंनकु , कुन राय कुंन भीखे. ॥१८॥

જો જગતની વ્યવસ્થાનો નિર્ણય કરતાં સામાન્ય ગતિ અને વિશેષ ગતિ એમ વર્ગ પાડવામાં ન આવે તો ભવભરના સર્વ લોકો એક સરખી ગતિવાળા ગણાય. તથા નર્ક અને સ્વર્ગ, સજા કે શિક્ષા, રાજા કે રંક એમ ભિન્નતાવાળું જગત અદ્વૈત બ્રહ્મમાં કહી શકાય જ નહિ.

जदपी कोहो जो पाप पुन्यसे, उंचनीच सब होई;

तबतो द्वैत भये तंन तंनपे, भिन्न भिन्न सबकोई. ॥१९॥

આપણો ઉપર પ્રમાણે પ્રસંગ ચાલતાં કદાચ તમો એમ કહેશો કે પાપ પુણ્યના યોગે સર્વલોક ઉચનીચ જન્મ પામી સુખદુઃખ ભોગવે છે. જો એમ જ હોય તો અદ્વૈત બ્રહ્મ, શરીર શરીર પરત્વે જુદાં જુદાં લેખાશે તથા એક બ્રહ્મ બહુરૂપે થઈ ચૌદલોક રૂપ જગતમાં પ્રસર્યું છે એમ ગણાશે.

बोहोरु कोहो जो पाप पुन्य कांहां, सुखम दुखम कीनुं कोई;

सो तो देखत प्रगट नैनसै, भुगततहे सब कोई. ॥२०॥

વળી કહેશો કે પાપપુણ્ય ક્યાં છે ? અને સુખદુઃખ કોને ભોગવવાનું છે ? જો એમ જ માનતા હોય તો દુઃખ સુખથી ભરેલો સર્વ સંસાર હાલ પ્રગટ નેત્રોથી દેખાય છે, અને સર્વ લોકો ભૂક્તમાન કરે છે એમ જણાય છે.

लक्ष चोरासी जीव जंतही, अणुनी आद्य तंनधारी;

रोम रोम रग दुःखीत सकल सब, कोईक विरल सुखकारी. ॥२१॥

ચોરાશી લક્ષ પ્રકારના જીવોનાં શરીર તે અણુરણુથી લઈ દીર્ઘ શરીરધારીઓ સુધી, સર્વલોક રોમરોમ અને રગેરગ દુઃખી છે. માત્ર કોઈક વિરલા જ અપવાદ તરીકે સુખરૂપ જીવન ગાળનારા હશે.

एक सुखीत एक दुःखीत दरदके, घटे नहि अद्वैतमे;

एक अंगकी पीर सकल तंन, देखीत रत जीत तीतमें. ॥२२॥

સંસારભરના જીવોની હાલત બારીક રીતે તપાસી જોતાં એક સુખી તો એક દુઃખી જણાય છે. આવું દુઃખમય દરદ એક અદ્વૈત બ્રહ્મમાં ઘટે નહિ. કારણ કે આપણા એક જ અંગ (અવયવ)માં કોઈ પણ દરદરૂપ પીડા ઉત્પન્ન થાય તો તે આખા શરીરને દુઃખરૂપ બનાવી દે છે. અને તે દુઃખને જોઈ મનુષ્ય બેબાકળો થઈને જ્યાં ત્યાં હેરાન થઈ દુઃખ ભોગવે છે.

तेही परकारंन एक ब्रंह्मके, अग सकल जो होई;

एक दुखीत त्ये दुखीत सकलको, सुखीत्ये सुखीत सकोई. ॥२३॥

ઉપરના દાખલા પ્રમાણે એક અંગની પીડા સર્વ શરીરને લાગે છે. તેવી જ રીતે એક અદ્વૈત સર્વવ્યાપી બ્રહ્મરૂપ શરીરનાં સર્વ અંગો હોય તો ચૌદલોકમાં એક જ અંશ દુઃખી થતાં સર્વલોક દુઃખી થઈ જાય અને જો એક જ સુખી થાય તો સર્વ સુખી બની જવા જોઈએ.

पण तेतो ईत अखिल खलकमे, द्रष्ट परत हे नांही;
जीनके सुख दुःख जेही भुगततहे, कीनके कीनु न काई. ॥२४॥

આપણે ઉપર પ્રમાણે જે વિચારો કરીએ છીએ, તેવા વિચારો પ્રમાણેની સ્થિતિ સ્વપ્નાન્તરે પણ જોવા મળશે નહિ. કારણ કે અખિલ ખલકરૂપ સંસારમાં જેનાં જે સુખદુઃખ છે તેનાં તે ભોગવે છે. તથા એકબીજાનાં સુખદુઃખ એકબીજાને ત્યાં અવરનવર થઈ શકતાં નથી. જેણે જેવાં કર્મ કર્યાં હોય તેને તેવાં જ ફળદ્રુપ સુખદુઃખ ભોગવવાનાં છે.

जब तुमेरे बोलन नरणीतमे, न्याव लगे नहि एकी;
सृष्टि रची जबते अबलग ल्यौं, करता रखे उवेखी. ॥२५॥

આ ઉપરથી તમારા બોલેલાનો નિર્ણય કરતાં રેખ માત્ર ન્યાય લાગતો નથી. પણ ગંભીર ભૂલ એ થઈ કે જ્યારથી સૃષ્ટિ રચાઈ ત્યારથી તે આજદિન સુધી કર્તા પદને ઉવેખી(અવગણના કરીને) અર્થાત્ કર્તાપદને દૂર રાખી માત્ર સ્વતંત્ર બુદ્ધિએ ઉપજાવી કાઢેલા વિષયોને ધર્મતત્ત્વ છે, એમ સમજી બેઠેલા છે.

आचारज जेही भये अनवपर, कोउ कीनु खोज न करीये;
दुर्घट शब्द साध डहापणके, चीतकी चकीत उचरीये. ॥२६॥

આ પૃથ્વી ઉપર ઘણા આચાર્યો થયા પણ નિજકર્તા સંબંધીની ખોજ કોઈએ કરી નથી. પણ દુર્ઘટ (મુશ્કેલીથી પાર પડે તેવા) વ્યાકરણના શબ્દો ડહાપણભરી રીતે સાધીને ચિત્તવૃત્તિ સાથે મેળવી જગતને ચકિત બનાવવા સંસ્કૃત શબ્દો ગોઠવી ઉચ્ચાર કર્યો છે.

ओरु व्याकरण वहीवट वेदनके, कहत देवकी भाषा;
देश देशकी वाण्य समझकु , करत सकल अभ्यासा. ॥२७॥

વેદના તથા સંસ્કૃતના શબ્દો સમજવા માટે વ્યાકરણ રચાયેલું છે. તે વ્યાકરણના વહીવટથી

રચાયેલા સંસ્કૃતને જગતના આગવા જનો દેવભાષા છે એમ કહી સમજાવે છે. અને તે ભાષાનો દેશદેશની વાણી સમજવામાં આવે તેટલા માટે અભ્યાસ કરે છે.

**व्याकरण सोई करण पवंनकी, आपने श्वास प्रणवकी;**

**चुर चुर चतुरइ उचरंनकी, ईतभवके अरणवकी. ॥२८॥**

વ્યાકરણ એ ચિત્તથી ગતિ પામેલા પ્રણવના શ્વાસરૂપ પવનનું કિરણ છે. તે શબ્દોના ટુકડે ટુકડા કરી ઘણી ચતુરાઈથી કરાયેલા ઉચ્ચારોનો ભવરૂપ સમુદ્ર જેવો અપાર સંગ્રહ છે.

**भव सोई भवीत आद्यप्रकृति गुन, सहित सकल रजतजही;**

**एही देवनंकी वाण्य बरणीतमे, अदकै कुण समझही. ॥२९॥**

ભવ એટલે આદિ પુરૂષ અને આદ્ય શક્તિ એ બન્નેના યોગે ઉત્પન્ન થયેલા ત્રણગુણ તથા તેમનો અને પ્રકૃતિનો જ્યાં સુધી વિસ્તાર પહોંચતો હોય ત્યાં સુધીનુ ત્રિગુણાત્મત જગત છે, અને તે જગતના અધિનાયક દેવતાઓએ ઉચ્ચારેલી જે વાણી તેમાં શું અધિક માહાત્મ્ય રહેલું છે ? કેમ કે વાણીને મનુષ્યો ગોખીને કંઠે કરી શકે છે.

**जबते देव मनुसकी गतीयां, अधिक नहि कोउ कुनकी;**

**तत्त्व विचारतां सरभरही, बोलीनमे भिन्न भिन्नकी. ॥३०॥**

એટલા જ માટે દેવવાણીમાં અને મનુષ્યવાણીમાં ભિન્નતા દેખાતી નથી. કારણ કે દેવગતિ અને મનુષ્યગતિ તત્ત્વની દૃષ્ટિએ વિચાર કરતાં સરભર એટલે સરખી જ દેખાય છે. માત્ર બોલીમાં જ ફેરફાર સમજાય છે, (જેને આપણે મોટા તત્ત્વોવાળા અધિક અધિકારવાળા દેવતાઓ ગણીએ છીએ તેમાં અને મૃતલોકમાં વસતા મનુષ્યોમાં તત્ત્વોની સરખામણી કરીશું તો અધિક ન્યૂન તત્ત્વો જ દેખાશે. તેઓમાં અધિક ન્યૂન ચૈતન્ય નથી. એ કારણે દેવવાણીનું માહાત્મ્ય મનુષ્ય વાણીથી વિશેષ ગણી શકાય નહિ. વળી વાણીને દેવગતિ કહેવી એ મોટી ભૂલ થાય છે. કારણ ગતિ તો દૈવી તત્ત્વોના પુરૂષોમાં રહેલી છે, અને તે પુરૂષો દ્વારા અધ્યાત્મજ્ઞાને કરી શબ્દોનો ઉચ્ચાર કરી શકાય છે. વળી વાણી ગમે તેટલી ઉંચી હોય તોપણ અનુભવી પુરૂષોથી શોભા પામે છે. તો અનુભવી પુરુષો માટે આપણે શો વિચાર કરીશું ? તેમજ જગતભરના જીવોનું કલ્યાણ જ્ઞાની અનુભવી તથા વેત્તાની ગતિ દ્વારા જ થાય છે. દેવવાણી છે એમ માની સાચવી રાખનારાઓથી

થતું નથી. તેમજ જ્ઞાની અનુભવી કે વેત્તા ગમે ત્યારે યોગ્ય શબ્દોના સંકેત વડે સંસાર-ભરના જીવોને તારી શકે છે. તેમના અણમૂલ જીવનની પરમ ઘટના આગળ દેવવાણી કોણ માત્ર છે ?)

नामरुप गुण सहित पदारथ, तांहालग गत्य दोहुंनकी;
पण निज करता रहे अकलअज, जांहां लग जाणन कुनकी. ॥३१॥

ઉપરના વિષયને અનુસરીને એક બીજો ખુલાસો એવો કરવામાં આવે છે કે દેવ તથા મનુષ્ય બન્નેની ગતિ નામરૂપ અને ગુણવાળા દૃષ્ટ પદાર્થો જ્યાં સુધી છે ત્યાં સુધી પહોંચેલી હોય એમ લાગે છે. પણ જે નિજ સકર્તા સર્વથી પર અકળ અને ગુહ્ય રહેલા છે, ત્યાં સુધીની જાણ હજુ સુધી કોઈએ મેળવેલી હોય એમ દેખાતું નથી.

एही परकार अजाण अखिल कुल, निज करतार गतिके;
सो क्यौं लहही न्याय नरणीत मम, अविगत अकल अतीके. ॥३२॥

ઉપર પ્રમાણે અખિલ સંસાર નિજ કેવલ કર્તાની પરમગતિથી અજાણ્યો રહેલો છે. એથી જ અતિ અથાહ અકળ અવિગત ગતિના કેવલકર્તાનો જે ન્યાયે મેં (પરમગુરૂએ) વર્ણવ્યો છે તેને તેઓ કેમ કરીને જાણી શકે ?

प्रथम वेद उचरंन चतुरानन, जीनने निगम पोकारे;
तीनकी आद्य सकल ईत भवके, आचारजही बचारे. ॥३३॥

જગતના આદિ કર્તાને નહિ જાણવાની ભૂલ થવાનું મૂળ કારણ ચતુરાનન એવા જે બ્રહ્મા તેમણે નિગમના પોકારો તરીકે ઓળખાતા વેદોનો ઉચ્ચાર કર્યો છે. તેને જ અનુસરીને જગતભરના સર્વ આચાર્યોએ વિચાર કરેલો છે. એ કારણે સકર્તા પદ અત્યાર સુધી પ્રકાશમાં આવવા પામેલું નથી.

भूले ब्रंह्मा भवरचनारंन, निज करतार आपनके;
तो आचारज कुन गनीतमे, अज उचरंन थापंनके. ॥३४॥

ભવની આદિ રચના રચનાર બ્રહ્માજી, નિજકર્તા તેમજ 'હું પોતે કોણ છું' એ બન્ને બાબતો

ભૂલી ગયા છે; તો પછી જગતભરના આચાર્યો કે જે બ્રહ્માના સ્થાપન કરેલા પદનો માત્ર ઉચ્ચાર કરનાર જ છે, તેમને નિજગતિની પ્રાપ્તિ કયાંથી થાય ?

**अज उचरंन सोई निगम निराक्रण, ओरु व्याक्रण वरणेवुं;**

**तीनकी गत्यमत्य आद्य अंत मध्य, तुमकु सकल कहेवुं. ॥३५॥**

બ્રહ્માજીએ વેદો વિષે જે નિગમનું નિરાકરણ કર્યું છે તે, તથા વ્યાકરણની આદ્ય અંત અને મધ્યની સઘળી ગતિ તમારા આગળ કહી બતાવી છે.

**तीनमे कोहो तुम क्रता आद्यकी, गत्य कोहुनमे देखी;**

**वेद पुरांण शास्त्रके वगता, लीये सकल सब पेखी. ॥३६॥**

મેં (પરમગુરૂએ) ઉપર પ્રમાણે આચાર્યો તથા વેદો વિષે જે વાત કરી તેમાંના કોઈ આચાર્યમાં સર્વના આદિ સકર્તા કેવલને જાણવાની ગતિ દેખાય છે ? વળી વેદ, પુરાણ અને શાસ્ત્રોના જે જે વક્તા થયા તે તમામની ગતિ અમે જાણી લીધેલી છે. જેથી કર્તા સંબંધીનું જ્ઞાન કોઈનામાં હોય એવું જોવા જાણવામાં આવ્યું નથી.

**पुरु ष आद्य प्रकृति गुण सहीतम, यांहांलग सब संसारी;**

**करता आद्यकु बुझ शके क्यौं, ए सब विसे विहारी. ॥३७॥**

આદિ પુરૂષ, પ્રકૃતિ અને તેના પુત્રો શિવ, બ્રહ્મા અને વિષ્ણુ તથા તે પૈકી બ્રહ્માથી વૃદ્ધિ પામેલો સંસાર એ તમામ સંસારી છે. વળી આદિ સકર્તા કેવલની પરમ જાણ જાણીને માણવી એ વિષય વિહારી પુરૂષોને માટે મુશ્કેલ છે. અર્થાત્ તે તેઓ જાણી શકે જ નહિ.

**परंमपरा तीनकी एक एकसे, देव मनुस अब लगही;**

**बीनु वैराग ज्ञांनकी गतियां, अंध सकल सब जगही. ॥३८॥**

આદિ પુરૂષ નિરંજન તથા પ્રકૃતિનો યોગ પામી ત્રણ ગુણથી દેવતાઈ કોટી અને દેવતાઓથી મનુષ્યવર્ગ પરંપરાએ એકબીજાથી વૃદ્ધિ પામી વિસ્તૃત થયેલો છે. તે વૃદ્ધિ પામેલા સંસારમાં આચાર્યો તરીકે ઓળખાતા વિદ્વાનો તે પણ સંસારને મુખ્ય સ્થાન આપી પોતે પણ છેવટની જિંદગી સુધી સંસારમાં જ રહેલા છે. હવે હું જેને સકર્તા કેવલ કહું છું તેની ગતિથી અતિ વૈરાગ્યના અભાવે

અને અનુભવજ્ઞાન શક્તિ ન મળવાના કારણે સર્વ જગત આંધળું રહેલું છે.

अंधे अंध अनाद्य आद्य के, ए भव भरम भूलांने;

जबसे ते अबलग ल्यौं कोउने, निज करतार न जांने. ॥३९॥

આદિ અનાદિથી આંધળે આંધળું ચાલતું આવેલું છે અને ભવરૂપ સંસાર એજ ભ્રમમાં ભૂલો પડેલો છે. એ કારણે ત્યારથી તે આજ સુધી નિજ સકર્તા કેવલને કોઈએ ઓળખ્યા નથી.

निज करतार लहंनकी जेहीगंम, परम गुरु बीन नांही;

बीते कल्प जाय भव आवत, बहोरु रहत खुद जांही. ॥४०॥

નિજ કેવલ કર્તાની પરમ ગતિને જાણવાની જે ગમ તે સમર્થ પરમ વિશેષ પરમ ગુરૂના સિવાય મેળવી શકાય તેમ નથી. તે પરમગુરૂ એક કલ્પમાં એક જ વખત આ ભવને વિષે આવે છે અને કર્તા સંબંધી જ્ઞાન ગતિ આપીને ધણીની હજુરમાં ચાલ્યા જાય છે, અને તેમની જ પાસે રહે છે.

जेही खुदके निज अरस परसके, परम अंश परमेती;

तेही लहत हे गति अलखकी, ओर सबनकी नेति. ॥४१॥

શ્રીસમર્થ પરમગુરૂ કર્તા કેવલની સાથે અરસપરસ એકમેક રહે છે. એ કારણે કર્તા કેવલની ગતિનો અલક્ષ્ય(અલખ) લક્ષ જાણે છે. અને તેમના સિવાયના ભવભરના બીજા સર્વજ્ઞાની અનુભવીઓ નેતિ પોકારે છે.

सोही परम निज अंश अलखके, नविन चांन क्यां लावे;

पंच तत्त्वके शरीर सबंनकु कवंन लक्ष लख पावे. ॥४२॥

તમો પ્રતિવાદી એમ કહેશો કે તે પરમ વિશેષ પરમગુરૂ તે નિજ અલખ કેવલકર્તાના મહદ્ અંશ છે. અને તત્ત્વ સામગ્રી કર્તા કેવલે જે પ્રમાણે રચી છે, તે પ્રમાણવાળા શરીરમાં આવેલા છે, તો પછી તેઓ જગતમાં ન હોય એવું કોઈ નવિન ચિહ્ન કેમ લાવ્યા નથી ? તથા તેમણે એવો શું લક્ષ લખાવ્યો છે કે'' જેની તુલના કરી શકે એવો જગતભરમાં કોઈ લક્ષ નથી ?

सुनो तेहुंनके फरक लक्षकी, परम अंशके जेही;
जीनकी गति अथाह थाहबीन, क्रता लखनकी तेही. ॥४३॥

અત્યાર સુધીના ભવભરના લક્ષ સિદ્ધાંતમાં અને શ્રી પરમગુરૂના લક્ષની મહાન ગતિમાં જે ફરક છે તે કહું. તેમની ગતિ અથાહ થાહ વગરની હોવાને લીધે કર્તાના લક્ષને જાણી શકે છે, અને તેઓ જ કર્તાના લક્ષને લખાવી શકે છે.

सकल सिद्धांत न्यावसे नरणीत, जीनुं अंश अविलोकी;
निज करतार सार बिनु सबही, देवंनहार उवेकी. ॥४४॥

સર્વ લોકોના સિદ્ધાંતનો ન્યાયથી નિર્ણય કર્યો, તેમજ અવતાર આદિ અંશો વિષે અવલોકન કર્યું પણ નિજ કેવલ કર્તાના સાર વગરનું દેવોની પંક્તિવાળું સર્વસાધન જોઈને તેની અવગણના કરી મેં તે ફેંકી દીધું છે.

मोहोबत रखे न कीनु कोहुनकी, ब्रंह्मादिक भवभरकी;
जीनकी पोचे न परम नेति पद, क्रता चींन सरभरकी. ॥४५॥

જેની પહોંચ પરમ નેતિ પદમાં નથી એવા જે શિવ, બ્રહ્મા અને વિષ્ણુ તેઓ પોતાને કર્તા મનાવે છે. અને અમો કર્તા સરભર છીએ એમ તેઓ કહે છે. છતાં હું તેઓની મહોબત રાખ્યા સિવાય જેમ છે તેમ કહું છું.

तेही सबनकु नीष्ट करंन जेही, क्रता न्याव नरणावे;
जीनके पेज न परे पीछोरी, परम अंश तेही काहावे. ॥४६॥

ઉપર મુજબ બ્રહ્માથી લઈ તમામ આચાર્યો તથા અવતાર આદિ અંશો વગેરે સર્વને નિષ્ટ એટલે કર્તા ભાવ ઉપર અતિ હેત ઉત્પન્ન થાય તેટલા માટે કર્તા કેવલનો તે ન્યાય છે તે જેમ છે તેમ નિર્ણય કરી બતાવું છું. કારણ કે તેવા ઉંચી કોટીના મોટા અંશો છે છતાં તેમને સમજાવવા પરમ ગુરૂની મહાન ગતિ અને કેવલકર્તાનો પારાવાર પેજ એ બન્ને એવી ચોકસાઈથી સમજાવીશ કે" જે યુક્તિઓ પાછી પડી શકે નહિ. તેવી જ રીતે આવા પ્રકારની ઉત્તમ યુક્તિઓ દ્વારા ઉત્તમ પુરૂષોને સમજાવવાની જે શક્તિ બતાવી શકે છે અને મનુષ્યથી લઈ દેવતાઓ સુધી સર્વ જેનાં

વચનો ઉપર પ્રતીતિ લાવે છે, તેજ વચનોના વક્તાનું નામ પરમગુરૂ છે.

पुनी सबन प्राचीन पक्षकी, भिन्न भिन्न करताई;
महा उग्र अनुभव गति गंमसें, जीनुं जंम देत देखाई. ॥४७॥

બીજીવાર કહું છું કે અત્યાર સુધી લંબાયેલા પ્રાચીન પક્ષકારોના મતોના સિદ્ધાંતોમાં કર્તા ભિન્ન ભિન્ન પ્રકારે વર્ણવેલા છે. તથાપિ શ્રી પરમગુરૂ મહાન ઉગ્ર અનુભવ, ગમગતિવાળા હોવાને લીધે, જે તે મતપંથના સિદ્ધાંતમાં જેનું જે હતું તેનું તે પ્રમાણે તારવીને દર્શાવી શકયા છે.

आप आपने सिद्धान्त सबनकु, न्याय सहित अरथाई;
जेही जीनुं मोक्ष पदारथके पद, तेही तीनुं देत पताई. ॥४८॥

પોતપોતાના મતપંથ પ્રમાણે જે જે સિદ્ધાંતો સ્થાપવામાં આવેલા હશે, તે તે સિદ્ધાંતમાં તેઓ કહે છે કે અમે પણ ન્યાયને આગળ રાખીને જ અર્થ કર્યા છે. વળી જેણે જે મોક્ષ માન્યો તે પદાર્થરૂપ પદની સ્થાપનામાં જે દેવ વર્ણવેલા હશે, તેજ દેવ સાથે જગતની પતાવટ કરી છે.

एही परकार लखावंन जीनकु, आचारज उर हदकी;
तेही सबंनकी पार लहंन लख, निज करतार हारदकी. ॥४९॥

ઉપર પ્રમાણે આચાર્યોએ પોતાની હદવાળી ઉર્મિ જગતના જીવો પરત્વે લખાવી છે. પણ નિજ કેવલકર્તાના પરમહાર્દ(મર્મ, રહસ્ય, ભાવાર્થ) રૂપ જે પરમ લક્ષ તે સર્વ સિદ્ધાંતોથી પાર આવેલો છે.

जेही हारद करतार परमके, तुल्य नहि कोउ कुनकी;
पोच शके नहि गति केहुनकी, परम अंश बीनु कुनकी. ॥५०॥

પરમ સકર્તા કેવલનું જે પરમ હાર્દ છે તેની તુલના કરી શકે એવો ભૂમંડલમાં કોઈ સિદ્ધાંત છે જ નહિ. વળી પરમગુરૂ સિવાય તે પદના હાર્દમાં કોઈની ગતિ પહોંચી શકે તેમ નથી.

ओर सकल सब जीव जंतके, पंचीकरण लहंनके;
जेही परकार क्रतार रचे तंन, तेही परकार कहंनके. ॥५१॥

વળી જગતભરના જીવમાત્રના શરીરોનું પંચીકરણ કરતારે રચીને જે ઘાટો તૈયાર કરેલા છે, તે ઘાટોનાં તત્ત્વો જગતના આગવાજનો પણ કહી શકતા નથી.

जो न लहे गत क्रता करतकी, तो करतारं न बुझे;

तेही अंश सब अल्पज्ञेगत्य, आद्य अंत नव सुझे. ॥५२॥

જ્યારે જગતના આગવા જનો કર્તાના કરેલા ક્રતને પણ જાણી શકતા નથી, ત્યારે તે ક્રતના કરનાર કર્તાને કેવી રીતે જાણી શકે ? ભલે ! જગતની દ્દષ્ટિએ તેઓ મોટા છે. પણ કર્તાના ક્રતમાં તથા કર્તાની દ્દષ્ટિમાં તેઓ અલ્પજ્ઞ હોઈ તેમને આદ્ય, અંત અને મધ્યમાં જેમ છે તેમ જાણવાની ગતિની સૂઝ(સમજ) પડેલી નથી.

आद्य अंत मध्य के अनुभवकी, परमअंश पेहेचांने;

निज करतार हजुर हुकमके, सो क्यौं होय अयांने. ॥५३॥

જગતભરના ચૌદે લોકમાં તથા આદ્ય, અંત અને મધ્યમાં સઘળી ગતિને જાણનારા નિજ કેવલકર્તાના હજુરી અંશ શ્રીસમર્થ પરમગુરૂ છે, કે જેમનાથી કંઈ પણ અજાણ્યું હોઈ શકે જ નહિ.

कहत सुगम अनुभवकी गतियां, सुनो सकल सब जनही;

कारण सो कारजमे दरशीत, कारजसे कारंनही. ॥५४॥

સુગમ રીતે સમજાય એવા અનુભવની ગતિ કહું છું તે તમે સર્વ સાંભળો. તે એવી રીતે કે જગતભર કારજ રૂપે છે. અને તે કારજ કારણથી થયેલું છે. એટલે જે કારણથી કારજ થયું તે કારજમાં કારણ દેખાય છે. એટલે કારજને યથાર્થ જાણનાર હોય તેજ તેનું મૂળ કારણ સમજી શકે.

मध्य सकल सब व्रतत देखीतव, प्रगटे नैनके आगु;

विविधी भात विचरंन अनुरागीत, पागीत अलप उमागु. ॥५५॥

મધ્ય લોકમાં આવેલો સર્વ સંસાર પદાર્થને જોઈને જ વર્તે છે. તથા પ્રગટ નેત્રોની આગળ પદાર્થને જોયા પછી તે પદાર્થને પ્રાપ્ત કરવા વિવિધ પ્રકારે અનુરાગવાળાં વિચારણ વિચરતાં અલ્પ

પદાર્થના ઉમંગમાં કાસદ (ખેપિયા) રૂપ બની ગયો છે.

अल्प उमाग मही सब वरतत, ब्रह्मा कीट प्रजंतु;

जेही जीनके आयुष अवधिलग, पुरुष शक्ति ल्यौं अंतु. ॥५६॥

કીડી મહુર જંતુની આદ્ય લઈ બ્રહ્માદિક સુધી સર્વ અલ્પ ઉમંગના આનંદમાં વર્તી રહેલાં છે. તથાપિ તે તેના આયુષ્યની અવધિ આવતાં પુરૂષ, શક્તિ સુધી સર્વ અંતવાળાં પદ છે, તે અંતવાળાં પદ જે તે દેહમાં અલ્પ આનંદ ભોગવી નાશ પામે છે.

जेतने भर उमंग अखिल कुल, अवध काल होय भंगु;

निज करतार विना अरहीतके, तेही सब अलप उमंगु. ॥५७॥

અખિલ કુલ વિશ્વનો જેટલો ઉમંગ છે તે જે તે અવધિકાળે નાશ પામે છે. કારણ તે ઉમંગ અરહીત એટલે જુદો છે. નિજ કૈવલકર્તા સિવાયનો હોવાને લીધે ભવભરના સઘળા ઉમંગો અલ્પ માનેલા છે.

अरहीतसो तनु नाम रुप गुण, देखीत भवीत हुलासा;

पुरम परधान आद्य अबलग ल्यौं, अरहीत सकल विलासा. ॥५८॥

અરહીત એટલે નામરૂપ ગુણવાળું કે જેને જોઈને ઘણો આનંદ ઉત્પન્ન થાય છે. અને તે આનંદના અભ્યાસમાં આદિ પુરૂષ પ્રકૃતિ સુધી સર્વલોક વિલાસ ભોગવે છે.

अरहीतके लख आद्य अंत मध्य, कीन सकल विस्तारा;

यांहां ल्यौं सबन अनित अल्पज्ञे, बीनहु अंश किरतारा. ॥५९॥

અરહીત એટલે ચૌદલોકમાં વસતા સર્વજનોનો આદ્ય, અંત અને મધ્યમાં જે લક્ષ હતો તેનો વિસ્તાર કર્યો છે. અને આ સર્વલોક અનિત્ય અને અલ્પજ્ઞ ગતિના છે. જેમાં અંશપદ અને કર્તાપદ લેશમાત્ર કોઈએ જાણ્યું નથી અને તેમને સમજાવનાર કોઈ મળ્યો નથી.

एतने भरकी अरज पतिनकु, पते लगत नहि कोई;

उत्तम मध्यम करनीकरनफल, भुगततहे सब कोई. ॥६०॥

હવે દેવતાઈ કોટીમાં દેવી તત્ત્વોને ધારણ કરનારા દેવી દેવતાઓ પરત્વે જગતભરના લોકોમાં આગવા ગણાતા આચાર્યોએ, જે સ્તુતિ યા પ્રાર્થનાઓ તથા ધ્યાન ધારણા કે સમાધિ વિગેરે જે પતિ પમાડનારાં છે એમ નક્કી કરી જગતના જીવોને સમજાવવામાં આવે છે, તેમાંની એક પણ અરજ સકર્તા કૈવલને પહોંચી શકતી નથી. પણ જગતભર ઉત્તમ મધ્યમ કર્મનાં ફળ ભોગવવા ઉંચા નીચા જન્મો પામી જગત પદાર્થ વશ થઈ ગયેલું છે.

सो भूगतनमे अंश अखिल कुल, रहे सकल वीलमाई;

तेही पण आप अचेत वेत होई, अदबदसे अनुराई. ॥६१॥

ઉપર મુજબ કરેલાં સુખદુ:ખવાળાં કર્મ ભોગવવા અખિલ બ્રહ્માંડના અંશો અટકી ગયેલા છે. છતાં કર્મ કરનારા કર્મીજનો પોતે જેને ઉદ્દેશીને કર્મ કરે છે, તે પોતે અચેત છે, અને તેના વેત્તા હોઈ માત્ર અદબદ કર્મફળના અનુરાગી થઈ વેત્તાપણાનો દાવો રાખે છે.

कोहुन आपना निज आपन होई, क्रता आद्यकु चीन्या;

तबते सकल पदारथ क्रतके, ईश्वरीये रंग भीन्या. ॥६२॥

અત્યાર સુધી કોઈએ પણ પોતાના નિજ આપનપુ એટલે આત્મ સ્વરૂપે થઈને આદિ કર્તાને જાણી શક્યા નથી. એ કારણે સર્વલોક પદાર્થરૂપ જે કત તેના ઐશ્વર્યવાળા દશાવતારી પુરૂષોના રંગમાં અંજાઈ ગયા છે.

ओर ब्रंह्मके लक्ष लहनके, क्रतव ईश ल्यौं त्यागी;

तेही पण व्यापक शूंन्य समोवड, अक्रतपद अनुरागी. ॥६३॥

હવે બ્રહ્મ લક્ષને જેઓ જાણનારા છે, તેઓ કત પદાર્થોથી તથા અવતારોની માન્યતાથી બચી જઈને શૂન્યાકાર જેવા વ્યાપક બ્રહ્મના અકર્તાપદના અનુરાગી થઈ બેઠેલા છે.

प्रथम आपने आपनको निज, अनुभव करे वीनाइ;

आंन सकल अनुभव दुसरनसे, क्रतालहत नहिताई. ॥६४॥

મનુષ્યે પ્રથમ પોતે પોતાના મૂળ સ્વરૂપનો અનુભવ કર્યા સિવાય બીજા પ્રકારના દેવદેવીના અનુભવોથી કર્તાપદ કદી પણ જાણી શકાય તેમ નથી.

**आपने आप लहनके मरमीत, परमीत वेद जीनेहुं;**
**करीत सुरत कुसके अगरनसम, सुनीयो दुसर दीनेहुं. ॥६५॥**

હવે પોતે પોતાના આપનપુ એટલે અંશ સ્વરૂપને જાણવાનો મર્મ પરમીત વેદ એટલે પાંચમા વેદને વિષે કહેલો છે. છતાં તે વિષય અત્રે આ ગ્રંથમાં કહેવામાં આવે છે. તે તમો કુશાગ્ર (દર્ભની અણી જેવી તીવ્ર) સુરતા ધરીને સાંભળો. દુનિયામાં એક સૂર્ય છે અને સર્વ લોકો તે જાણે છે, પણ આ નીચેના પ્રકરણમાં આત્મ સૂર્યોદય બતાવું છું, તે સાંભળો.

## અંગ ૧૩મું સમાપ્ત






## ક્રતા અંશ સંબોધન દેખાવન

**पण आतो दिनकेदिन करनन, जीनु जानो सरभरही;**
**जीनुं परकाश सकल तंन विचरत, सूरके तो थीरथरही. ॥१॥**

બ્રહ્માંડમાં ઉદય થતો દિનકર એટલે દિવસને કરનાર એવો જે સૂર્ય છે તેનો પ્રકાશ સરભર ભરેલો છે. તે પ્રકાશમાં સર્વ શરીર વિચરે છે. પણ સૂર્યનો પ્રકાશ સ્થિર જ રહે છે. શરીરો હાલેચાલે તથા ઘણા પ્રકારે ગમન કરી શકે તે પ્રતાપ પ્રકાશનો છે. તે પ્રકાશ અડોલ વ્યાપકરૂપે રહેલો છે.

**अब आपनेका आप सूरनकी, देखो सचीत कलाकी;**
**कहत कुंची कल क्रपावंत होई, अति अपरमगत्य जाकी. ॥२॥**

હવે આપનપુ જે પોતાનું સ્વરૂપ તે રૂપી સૂર્ય જેની ગતિ અપંરપાર છે, તેની સચેતન કળા

જગતભરના સર્વ લોકોને દેખાડવા સારુ તે વિષેની કુંચીઓ પરમકૃપાળુ પરમગુરૂ કહે છે તે સાંભળો.

**जीनु प्रतिबिंब चलीत परमातम, पुरुष शक्ति गुण सेतु;**

**अन्यो अन्य, होय अरस परसत्ये, भवीतव सकल सचेतु. ॥३॥**

(સમર્થ શ્રી પરમગુરૂ આ જગતના જીવ હિતાર્થે ભવસાગર તરવાનો માર્ગ બતાવે છે. અને પોતાના નિજાનંદ સ્વરૂપમાં ચિત્તવૃત્તિઓનો નિગ્રહ કેમ અને કેવી રીતે કરવો એ આ પ્રકરણમાં શરૂ થાય છે. જ્યારે પંચભૂતાદિ શરીર પોષવા ભગવાને પ્રથમ રજબીજ રૂપ અંકુરો શરૂ કર્યાં અને તેને પરિપકવ કરવાને સંપૂર્ણ મૂર્તિમાન સ્વરૂપ તૈયાર કર્યું. (આ વિષયના સંપૂર્ણ ખુલાસા માટે જુઓ વિશ્વબ્રહ્મવિધ્વંસ નિધિગ્રંથના અંગ ૧૭મા)).

શ્રી પરમગુરૂ કહે છે કે પંચભૂતાદિ શરીર તૈયાર થયા બાદ મસ્તકમાં આવેલા બ્રહ્મરંધ્રમાં કર્તા કૈવલની અંતર્વૃત્તિથી ઉત્પન્ન થયેલા અંશે આવીને સ્થાન લીધું. એટલે બ્રહ્મરંધ્રમાં રૂંધન પામેલું જે બ્રહ્મ તે અંશ આવતાં અંશવૃત્તિ પડી કે તરત જ સહિતર ગતિવાળું થયું. જેને પરમ તત્ત્વ તરીકે કહીએ તો પણ ચાલે તેવું છે. કારણ કે બ્રહ્મસહિર થયું એટલે રૂંધના પામેલા બ્રહ્મની લહેર અંશદષ્ટિની સત્તા પામીને ઉઠી. તેનું નામ સોહંગ. એ સોહંગ પ્રતિબિંબ બ્રહ્મલહેરથી ચલિત થયું, જે ભવનું આદિ લિંગ જાણવું. એ પ્રતિબિંબથી પુરૂષ પ્રકૃતિ ગુણગણ વિગેરે અન્યોન્ય એકબીજાથી ચૈતન્ય પામ્યાં છે. સચેતન થયાં છે.

**गुण ते अंतःकरण ईन्द्रि दश, पुनी रग अस्त अमीखही;**

**रुद्र रोम ओरु तुचा पंचतत, सकल अंग नीख सीखही. ॥४॥**

ગુણથી અંતઃકરણ ચેતન થયું અને અંતઃકરણથી દશ ઈંદ્રિયો ચેતન થઈ અને દશ ઈંદ્રિયો દ્વારા રગો, અસ્થિ, રુદ્ર, રોમ, ત્વચા, પંચતત્ત્વ વિગેરે હિરણ્યગર્ભ ગતિરૂપ ચેતન થયાં.

**निज प्रतिबिंब ग्रहीत परमातम, जीनुं तत सुलट सोहंगा;**

**तीनकी कीरण पुरुष प्रकृति पर, प्रकृति मीली ओहंगा. ॥५॥**

હવે સમર્થ ગુરૂદેવ કહે છે કે ઉપરની ચોપાઈના અર્થમાં લખી ગયા છીએ કે પ્રથમ પરમતત્ત્વ તેજ બ્રહ્મની લહેર અને તે લહેર ઉત્પન્ન થવાનું મૂળ કારણ અંશની વૃત્તિ, જેના યોગે શરીર એક બીજા તત્ત્વોની સત્તા પામી ચેતન થયું છે; તે શરીરમાં આકાશ તત્ત્વથી ઉત્પન્ન થયેલા પરમ કારણ દેહમાં બ્રહ્મરંધ્ર આવેલું છે. તે બ્રહ્મરંધ્રમાં અંશનું પ્રતિબિંબ પડ્યું. તે પ્રતિબિંબ ઉપર કહેલા પરમ તત્ત્વરૂપ થયેલા સોહંગમાં પડ્યું, જેથી તે સોહંગ ઉલટાઈને સુલટરૂપે ગતિવાળો થયો. તેનું કિરણ પુરૂષ ઉપર પડયું અને પુરૂષનું પ્રકૃતિ ઉપર પડયું કે તરત જ પૂર્વે પોષાયેલી રકમોને લીધે અવરનવર પુરૂષ પ્રકૃતિ એકમેક થતાંની સાથે ઓહંગ રૂપ થયાં.

ओहंग सोहंग दो उलट पुलट होय, कीनेहु प्रणव सजीवा;
जीनके भास सकल तन व्यापक, रोम रोस रग जीवा. ॥६॥

ઓહંગ અને સોહંગ અંશની સત્તા પામીને ઉલટસુલટ એટલે ઉઠ બેસવાળાં થયાં, તે એવી રીતે કે સોહંગનું સ્થાન પરમ કારણ દેહમાં આવેલા બ્રહ્મરંધ્રમાં છે. અને આદિ પ્રકૃતિનું સ્થાન ત્રિકુટીમાં આવેલું છે. અને તે ત્રિકુટીમાં આજ્ઞાચક્ર છે. જેની સાથે બીજાં પંચ ચક્રોનું જોડાણ છે. જેમાં નાભિચક્રમાં આવેલા મણિપુર ચક્રનું સ્થાન મુખ્ય છે. હવે નાભિ અને ત્રિકુટી એ બન્નેનું આંદોલન એક છે. પ્રકૃતિની એટલે ૐકારની દષ્ટિ ત્રિવેણીના આજ્ઞાચક્ર ઉપર પડી કે તરત જ નાભિ સુધીના જોડાણવાળાં છ ચક્રો ઉઠબેસ થવા લાગ્યાં, ઉઠબેસ થતાં પ્રણવરૂપે હવા નીકળી તે હવાને શાસ્ત્રકારોએ પ્રાણાયામ કહેલો છે. અને તે પ્રણવનો ભાસ સર્વ શરીરોમાં રોમેરોમ અને રગેરગમાં પ્રસરી ગયેલો છે.

ओरु निज प्रणव सकलजड जीनसे, अहंग सहंग दो न्यारे;
श्वासोश्वास शब्द उचरावन, जीनके ओई असवारे. ॥७॥

બીજીવાર કહું છું કે સદરહુ શરીરમાં ઉત્પન્ન થયેલો પ્રણવ મુદ્દારૂપ વસ્તુતાએ કંઈ જ નથી પણ ઓહંગ સોહંગની ઘર્ષણશક્તિને લીધે પ્રણવરૂપ હવા ઉત્પન્ન થયેલી છે. એ કારણે સર્વ શરીરમાં રહેલો પ્રણવ જડ છે. અને ઓહંગ અને સોહંગ બન્ને તેનાથી ન્યારા છે, અને ઓહંગ સોહંગ એ બન્ને પ્રણવ ઉપર સ્વાર થઈ શ્વાસોશ્વાસ તથા શબ્દોચ્ચારની ક્રિયા કરાવે છે.

विनु असवार श्वास ससोपतके, शीरपर हंग न बोले;
हंग विनाय हरेक प्रकारन, बाबज जाय अबोले. ॥८॥

જ્યારે અંશની સજાણ જાણરૂપ વૃત્તિની સ્વારી શ્વાસ ઉપર ન હોય ત્યારે સદરહુ શ્વાસ સુષુપ્તિ અવસ્થારૂપ થઈ જાય છે. અને તે વખતે હું કોણ, કેવો અને ક્યાં છું તે વિષેની તેને સ્મૃતિ રહેતી નથી. એક સજાણ જાણવૃત્તિના અભાવે પ્રણવ સુષુપ્તિવત્ થયેલો હોવાના કારણે એ અવસ્થાનો સઘળો વખત પ્રણવ અબોલ રહે છે.

बीनु बाबजके सुसक सवरसें, अनुभव न होय नवेरा;
जेसे डंड कुलालविना गत्य, फरत चाक ज्यौं फेरा. ॥९॥

વિત્ત વગરના શુષ્ક શ્વાસથી અનુભવનો નીવેડો થઈ શકતો નથી. જેમ કુંભાર ડંડ વડે પાત્રનો ઘાટ ઉતારવા ચાક ચઢાવે છે પણ ડંડ ફેંકી દઈ કુંભાર ખસી જાય તો ચાક ફરતો હોવા છતાં ઘાટ ઉતરી શકતો નથી; તેવી જ રીતે વિત્ત વગરનો ખાલી પ્રણવ કોઈ પણ શબ્દઘાટ ઘડી શકતો નથી.

तबते श्वासहंग विनु शीरपर, मरीत चरमवत पवनां;
भरीत कलाकबजे कलकी जौं, तौं दम करतही गवनां. ॥१०॥

એટલા જ માટે શ્વાસના શિખરે અંશની સજાણ જાણવૃત્તિરૂપ હંગ ન હોય હોય તો જેવી રીતે મુએલા ઢોરના ચામડાથી બનેલી ધમણને એક ડંડ સાથે જોડાણ કરી લુહાર સદરહુ ધમણને હાથમાં લઈ ડંડને ખેંચતાં ધમણ ઉંચકાય છે અને તેમાંથી પવનરૂપ હવા નીકળે છે, પણ લુહાર ડંડને ખેંચી જો મૂકી દે તો ધીમે ધીમે ધમણમાં રહેલો શ્વાસ બહાર નીકળી જાય છે, તેવી જ રીતે આપણાં સર્વ શરીરો ધમણવત્ સમજવાં અને તે શરીરોમાં જે કળકુંચીઓ ભરી હવાને કબજે રાખી છે તે કળકુંચીઓ પ્રમાણે દમ ગમન કરે છે. પણ,

हंग सचेत होत गति रबसे, जेही आपनपु ओई;
तेही आपनपु अहंगहंग मीली, क्रता हंग लहे सोई. ॥११॥

હંગનું સચેતનપણું થાય તો તે રબગતિ એટલે સૂર્યવત્ અંશ સજાણજાણ સ્વરૂપે થાય છે. જેમ સૂર્યનો પ્રકાશ પામી ચર જંગમનાં સર્વ શરીર વિચરે છે પણ પ્રકાશ વિચરતો નથી તેવી જ રીતે અંશના પ્રકાશની સત્તા પામી પુરૂષ, પ્રકૃતિ, ગુણગણ, ઈંદ્રિયો, અંતઃકરણ આદિનો વિકાર અંશના પ્રકાશમાં પ્રવેશ કરી તેમ ચલાયમાન કરી શકતો નથી. કારણ કે એ વિજાતિ તત્ત્વો છે. પણ પ્રકાશનો લાભ અંતઃકરણ આદિ તત્ત્વો લઈ શકે છે. **તે પ્રકાશથી પર આપનપુ એટલે અંશ સ્વરૂપ આવેલું છે. તે આપનપુ, સજાણજાણરૂપ હંગ, અને અહંગ, એ ત્રણે** પોતાના સ્વરૂપે થાય તો કર્તાના હંગને જાણી શકે.

क्ताहंग दिव्य छत्र सोहंगशीर, अहंगहंग अपनेही;
उभय हंग मीलीत हलमल रत, उमंगे देह सवेही. ॥१२॥

ક્તાહંગ એટલે કર્તા કેવલની મહદ્ સજાણજાણ દષ્ટિ છે. અને તે હંગ સોહંગ પર આવેલું છે. એથી જ તે સોહંગનું છત્ર છે. અને આપણા પોતાના અંશનું હંગ ઓહંગ પર આવેલું છે. એ બન્ને હંગ એકમેક મળી રત થઈ જતાં તે દશામાંના દેહો ઉમંગરૂપ જ બની જાય છે. અને સર્વ અંશોનું જીવન એ જ ઘટના દ્વારા પોષાય છે.

कीट पतंग आद्य अजभव ल्यौं, जळ थळ जंत सबेकी;
कही सबनकी छेक सकलनी, निज करतार रचेकी. ॥१३॥

કીટ પતંગ જાતિની આદ્ય લઈને શિવ, બ્રહ્મા, વિષ્ણુ પર્યંત તથા જળ જાતિ તેમ જ સ્થળ જાતિ વિગેરે સર્વ અંશોની શારીરિક રચના ઉપર પ્રમાણે આ અંગમાં જે વિસ્તારપૂર્વક કહેલી છે, તે જ પ્રમાણે, સ્થૂલ, સૂક્ષ્મ આદિ સર્વ શરીરોમાં એક જ પ્રકારની ઘટના કેવલકર્તાએ રચેલી છે.

जीनमे आपना आप हंगको, सावधान होई सजही;
अलग अनुप अंश द्वैतनसे, क्रता हंगकु भजही. ॥१४॥

ઉપર જે હંગની તારવણી કરી બતાવી તે આપનપુ અંશનું હંગ છે; તે હંગે કરીને જગત જંજાળથી સાવધ રહી જ્યાં સુધી અનુપ અંશ દ્વૈતરૂપે અલગ છે, ત્યાં સુધી કર્તા કેવલના હંગની

સાથે એકમેક રહી ભજન કરો તોજ.

तेही भजन निजपति परमकु, अंगीक्रत होय सोई;
अन्य नाम जेही सेहेस्त्र आद्य जप, खुदकु पुगे न कोई. ॥१५॥

તેજ ભજન નિજ પરમપતિ કેવલકર્તાને અંગીકાર થાય છે. અને તે સિવાયનાં પતિને નામે હજારો નામ ઉપજાવી કાઢી તેનો જાપ જાપવામાં આવે તે ખુદ કર્તાને પહોંચી શકતાં નથી.

पुग शके सोई हंगे हंगजप, नेन लगे ज्यौं रबही;
अन्य विजाति इंद्रि अनुभवसे, निरखी शके नहि कबही. ॥१६॥

આપણે હંગ વિષે જે નિર્ણય કર્યો તે હંગે કરી નિજપતિના હંગનો જાપ જપી શકાય છે. અને તેજ જાપ પતિને પહોંચે છે. જેમ નેત્રોથી જ સૂર્ય જોઈ શકાય છે; અન્ય વિજાતીય ઈંદ્રિયોના અનુભવથી નિરખી શકાય તેમ છે જ નહિં તેવી જ રીતે અંશની સજાણ જાણરૂપ નેત્રો વડે નિજ સકર્તા પતિને નિરખી શકાય છે. તે સિવાયના લાખો અનુભવોથી નિજપતિના પદમાં સંચરી શકાશે નહિ.

तेही हंग निज करके करणसंम, चक्रदंडके न्याई;
क्रिया काजलग सजीत सेहेस्त्रवत, बोहेरु न रहे रखाई. ॥१७॥

ઉપર મુજબ કહેલું હંગ તે નિજ અંશના હાથનું કિરણ જાણવું. જેમ કુંભાર હાથમાં દંડ લઈ ચાકને ચઢાવે છે તેમ અહીં અંશનો હંગ એ હાથ જાણવો; અને દંડ એ હંગરૂપ હાથનું કિરણ જાણવું, જે કિરણરૂપ હથીયાર વડે પ્રકૃતિ યુક્તિ તત્ત્વોથી કારજરૂપ જગતની ક્રિયા કરાવે છે. પણ તે ક્રિયા સંપૂર્ણ થયા પછી કિરણરૂપ દંડને છોડી દે છે.

सजीत साज निज सरुप सुरत कर, ग्रहीत हंगके डंडा;
सोतो नीमस नीमस वीछरनके, आपनुं आपतो अखंडा. ॥१८॥

તમે તમારા નિજસ્વરૂપે થવાનું સાહિત્ય સજો અને અતિ જાગ્રત રહી, સ્વરૂપની નિજ સુરતા વડે હંગરૂપ દંડને ગ્રહણ કરો, અને પળમાત્ર પણ પોતાના સ્વરૂપને વિસરશો નહિ; તોજ તમો

અખંડ કેવલકર્તાના અખંડ સનાતન સ્વરૂપની સાથે એકતા રાખી શકશો.

सोही अखंड सनातन आपसे, सुरती भये सचेता;
जेही सुरतसे भये सजीवंन, सकल साज सब जेता. ॥१९॥

આપણા અંશોની નિજસુરતા કેવલકર્તાના અખંડ સનાતન સ્વરૂપમાં લાગવાથી તે સ્વરૂપ દ્વારા જીવન તથા ગતિ પોષાઈ આપણી સુરતા ઘણી સચેત-સાવધ થાય છે. ધણીનો અમૃતરસ આ ઘટના દ્વારા ઉપર પ્રમાણેના લક્ષ્યાર્થરમાં રહેનાર મેળવી શકે છે. જ્યારે અંશ સ્વરૂપે થઈ રહે છે ત્યારે કેવલ, અંશને મહાદ્ ગતિનો થવા માત્ર ગતિ જ આપે છે, અને તે ગતિ સુરતા દ્વારા ઉતરે છે. અંશની જે સુરતા દ્વારા અંશનું પ્રતિબિંબ પ્રણવમાં મળી જઈ એક બીજા તત્ત્વોને ચેતનતાવાળાં બનાવે છે તે સુરતા જ ખરી સુરતા છે. તે સિવાયની બીજી જે સુરતા કહેવાતી હોય તો તે પ્રકૃતિયુક્ત હોઈ પદાર્થને જ જોઈ શકે છે.

करत विलास हास विविधी विध, जीनु प्रतिबिंब प्रतापु;
हवीत समाप माप एही सबके, रहही अमापही आपु. ॥२०॥

આપણ સર્વ અંશો તત્ત્વયુક્ત શરીરમાં જે નાનાવિધ વિલાસ કરીએ છીએ તે અંશના પ્રતિબિંબનો જ પ્રતાપ છે. અને તેવી જ રીતે સર્વ શરીરોના નાના મોટા જે તે ઘાટમાં તે માપકરૂપે રહેલું છે. અને એવી રીતે સર્વ ઘાટરૂપ શરીરો ચૈતન્યયુક્ત થઈ વિચરે છે. પણ જેમાંથી પ્રતિબિંબ આવી પ્રણવમાં પડ્યું છે, તે પ્રતિબિંબ અંશનું જ છે. હવે માપરૂપ ઘાટમાં આવેલું પ્રતિબંધ માપવાળું લેખાય અને આપનપુ એટલે અંશસ્વરૂપ અમાપ લેખાય.

तेही अमाप आपके अनुभव, सद्‌गुरु लक्ष लखावे;
बोहोरु परमपद परमगुरु बीन, कोहु मरम नहि पावे. ॥२१॥

તે અમાપ આપનપુનો અનુભવ લક્ષ સદ્‌ગુરુ લખાવી શકે છે. પણ તે ઉપરાંત નિજ અંશ સ્વરૂપને મહાન પરમગતિ સાથે એકમેક કરાવનાર પરમપદનો પરમ મર્મ તો પરમગુરૂ વગર જગતભરમાં અન્ય કોઈ જાણતું નથી. માટે અંશની અંતર જાણે કરીને પરમગુરૂની નિજ જાણ સાથે એકતા કરવાથી, પરમગુરૂશ્રી ગતિ આપશે.

विनु मरम निजपरम पतिनके, आपना आप समेतु;
एही जुगंमकी जांण विनाजंन, भवके जंत सखेतु. ॥२२॥

જેણે પોતે પોતાના સ્વરૂપનો તથા પરમપતિનો મર્મ જાણ્યો નથી તેમ જ એજ જુક્તિની જાણને જેણે મેળવી નથી તે જન અને ભવના બીજા જંતુઓમાં કંઈ પણ તફાવત નથી.

नहिंन फेर कछु जंनजंतनमे, क्रता आप विनु पाई;
धरत वेश जौं पुरस नारके, पण अंतर पुरसाई. ॥२३॥

જેણે પોતાનું સ્વરૂપ ઓળખ્યું નથી અને જેણે ખરા કર્તા ધણીને જાણ્યા નથી તેવા ભક્તજનોમાં અને પામર દશાના અજ્ઞાની જીવોમાં જરાય ફેર નથી. જેમ પુરુષ સ્ત્રીનો સ્વાંગ સજી સ્ત્રીપાઠ ભજવે છે પણ અંતરમાં તે પુરુષ જ છે.

एही परकार सकल सब दरसंन, उपले करत सराई;
पण अंतरकी लहही आपगत, निजगम क्रता विनाई. ॥२४॥

ઉપર કહેલા દૃષ્ટાંત મુજબ જગતભરનાં સર્વ દર્શનો તથા ઉપાસક પુરૂષોનાં કર્મ માત્ર ઉપલક દૃષ્ટિથી અંતરનો હેતુ જાણ્યા સિવાય કરવામાં આવે છે. અથવા જે ખટ્દર્શનનાં કર્મ કરવામાં આવે છે તે કર્મનો સંબંધ અંતર લક્ષ સાથે જરાય નથી. તેથી જ જગતભરના ભગવતિજનો પોતાનું સ્વરૂપ અને નિજકર્તા સંબંધી ગમ વગરના છે એમ જાણવું. તથાપિ કવચિત્ અંતર્ગમને જાણતા હોય તોપણ તે નિજકર્તા ગમ વગરની જાણવી.

जो निजगंम निज क्रता विनायन, दरसपरे अपनेहुं;
तदपी ताय खुद गुरुपरमकी, करही खोज धरनेहु. ॥२५॥

હે ભગવતિજનો તમોને નિજ આત્મસ્વરૂપનું દર્શન થયું છે. એમ માની લો, તોપણ તે ગમ નિજકર્તા સિવાયની છે. કારણ આત્મસ્વરૂપનું જીવન પરથી આવે છે. એથી જ આત્મસ્વરૂપ સ્વતંત્ર નથી, એટલા જ માટે પતિદેવની ભાળ મેળવવાની ઈચ્છા રાખનાર ભગવતિજને પરમગુરૂના શરણમાં સ્નેહધરીને નિજ લક્ષ્યાર્થની પરમ ખોજ કરવી જોઈએ.

गुरु परम सोई परम क्रपालन, चुक न जुवे जीवंनकी;
पण जेही तेही प्रकार शरनगत, भये करही गत तीनकी. ॥२६॥

પરમગુરુ મહાન પરમ કૃપાળુ છે. તે જીવની ભૂલો નહિ જોતાં જે તે જીવને પતિ સાથે મેળાપ કરાવી આપવા અતિ ઉદાર હોય છે. માટે હે જીવો ! જે તે પ્રકારે શરણાંગત થશો તો તે પરમગુરૂ ગતિ આપશે.

हे कोई आरतवंत पतिनके, विछंरंन करन मेलापु;
गुरु परमकु जाय मीलनसे, एकु न रखे अबापु. ॥२७॥

સમર્થ શ્રી પરમગુરૂ કહે છે કે જગતભરમાં પતિને મળવાને કોઈ આરતવંત છે ? જો આરતવાન હોય તો અગણિત યુગોથી પતિથી વિખુટા પડેલા જીવોને પતિનો મેળાપ કરાવી આપું. જો કદાચ આ હેતુ પુરો પાડવા શ્રી પરમગુરૂને જઈ મળે તો એક પણ અંશને પિતા સિવાયનો રાખે નહિ.

जबकोई आई मीलो तो मीलो अब, गुरु परमकु ताई;
नहितरतो भरमो भवमे भल, छेवट दीये सुनाई. ॥२८॥

જો કદાચ ભવ પારંગત થવું હોય તો પરમગુરૂને તત્કાળ જઈ મળો અને નહિ મળો તો ભવભરમાં ભ્રમિતદશાના મતપંથના પાખંડીઓમાં ભલેથી જાવ, મારે તો જે કંઈ કહેવાનું હતું તે સર્વ છેવટનો સાર સિદ્ધાંત કહી દીધો છે.

## અંગ ૧૪મું સમાપ્ત





# અંગ ૧૫મું

## ઐશ્વર્ય અલંકાર દેખાવન અંગ

बोहोरु सुनो आपने आपनकी, तनसे तरक जेहंनकी;
जौ त्ये नेन मुकर मुख नरखीत, एही विधि अलग रहनकी. ॥१॥

પોતપોતાના સ્વરૂપને જાણવાની ગતિ આ શરીરથી ન્યારી રહેલી છે તે ફરીથી કહું છું તે સાંભળો. જેમ નેત્રો વડે આરસીમાં જોવાથી મુખ નિરખી શકાય છે. પણ જોનારો અલગ રહેલો છે. તેવી જ રીતે શરીર તત્ત્વોના સમૂહથી બંધાયેલા પ્રણવરૂપી દર્પણથી અંશ ન્યારો રહેલો છે.

अलग रहनकी आपने आपकी, आगे देहु देखाई;
अबतो सुनो वेश वीतपंनकी, जीनुं परम प्रभुताई. ॥२॥

શરીર તત્ત્વોના સમૂહથી અંશ સ્વરૂપ અલગ છે. એ વિષે સંપૂર્ણ ખુલાસો પ્રકરણની છેવટે કરીશ. પણ હાલ તો પરમપતિની પરમ પ્રભુતારૂપ ઉત્પન્ન થયેલા પ્રભાવશાળી વેશ વિષે કહું છું તે સાંભળો.

स्त्रजनहारने सजे सकलकुल, अलंकार जेही तनके;
सुवस शक्ति ईश्वरपणु जीनमे, भिन्न भिन्न सबयनके. ॥३॥

ચૌદ લોકના સ્થૂલ સૂક્ષ્મ સર્વ અલંકાર સર્જનહારથી સર્જાયેલા છે. ચૌદ લોકના પૃથક્ પૃથક્ અલંકારવશ ઘાટોનાં અલંકારોમાં કર્તા કેવલે પોખેલી ઐશ્વર્યતાને લીધે જ નાની મોટી વિભૂતિવાળા દેખાય છે.

जेही जेहुनके धरीत ताय तन, तेही तेहुनके ज्ञांनु;
पशु लहत नहि अहंग मांनुमे, नहीन मांनुस पशु ज्ञांनुं. ॥४॥

જેણે જે ઘાટને ધારણ કર્યો તેને તે ઘાટનું જ્ઞાન હોય છે. અર્થાત્ પશુને મનુષ્યના અહંગનું જ્ઞાન નથી અને મનુષ્યને પશુના અહંગનું જ્ઞાન નથી.

**एही परकार सकल तनके तत, अलंकार वश होई;**
**अवनी तेज अप पुनित पवन नभ, सहीत सकल सबकोई. ॥५॥**

ઉપર પ્રમાણે સર્વલોકનાં શરીરોનાં તત્ત્વો અલંકારવશ થયાં. તથા જળ, પૃથ્વી, અગ્નિ, વાયુ અને આકાશમાં વસતા જીવમાત્ર તે તે શરીરને વશ થયેલા છે.

**अंतसकरण इंद्रि दशके रस, तेही पण मोहित तेहुंनमे;**
**आप अपनेही सजातीनमे सद, करही प्रित तेही तीनमे. ॥६॥**

અંતઃકરણથી સ્ફૂર્ણા પામેલી ઈંદ્રિયો પોતપોતાનો જોઈતો રસ મેળવવામાં મોહ પામી છે. તેમજ જે તે જાતિમા જન્મ પામેલાં તે તે જાતિમાં જ પ્રીતિ બાંધી શકે છે. સિવાય અન્ય જાતિમાં અવરનવર પ્રીતિ બાંધી શકતા નથી.

**रज तम सात्त्विक आद्य सहीतगण, व्रतत देखीततन समही;**
**राजनमे राजन सम उबजत, रंकमे रंक सगमही. ॥७॥**

રજો, તમો અને સાત્ત્વિક ગુણ તથા અહંકારગણ, અચંતગણ, અને સ્વકાશગણ, એ છ ગુણગણ પોતપોતાના સ્વભાવ પ્રમાણે જ વર્તે છે. એટલે જે ગુણગણની જે તે પ્રવૃત્તિ તે તે પ્રમાણે જોઈને જ ચાલે છે. રાજાને રાજા જેવી ગમ ઉપજે છે. અને રંકને રંક જેવી ગમ હોય છે.

**ओरु कीत पतंग खग तनमे, जीनमे जेही सांमांनु;**
**अधिक वेग नहि करही ताहांयगुन, भवित तंत गत ज्ञांनु. ॥८॥**

બીજી બાજુ પતંગ, કીટ અને ખગ(પક્ષી) જાતિનાં શરીરોમાં જેટલી તત્ત્વ સામગ્રી સમાયેલી છે. તેટલો જ વેગ તેમનામાં છે. તેમનામાં તેનાથી અધિક વેગ મેળવવાનો ગુણ નથી. કારણ કે તેઓનું વિત્ત તત્ત્વનાં શરીરો સાથે પચી ગયેલું હોવાથી તેમને માત્ર પોતાના શરીર સંરક્ષણ પૂરતું જ જ્ઞાન રહે છે.

**सुरत नुरत ओरु सहित ज्ञानगम, अभिमान अहंकारु;**
**करही विलोक सकल निज तनसम, तेहीपण हवीत पसारु. ॥९॥**

સુરત, નુરત, જ્ઞાનગમ, અભિમાન અને અહંકાર, એ સર્વ શરીરનાં તત્ત્વોને વશ છે. તેથી સર્વ પોતપોતાના શરીર તત્ત્વની રચના પ્રમાણે જ વિલોકન કરીને પ્રસારો કરી શકે છે.

आशा तृष्णा हरख शोख मद, तदवत तन परमांनु;
जेही जीनकी जाति तंम तीनमे, करत केल अभिरांनु. ॥१०॥

આશા, તૃષ્ણા, હર્ષ, શોક અને મદ જે જે જાતિમાં જન્મેલાં હોય તે તે જાતિના શરીરોની રચના ગુણ પ્રમાણે જ હોઈ ક્રીડા કરી આંનંદ પામે છે.

मुमता लज्या सरम समरती, ओर ववेक विचारु;
तेहीपण तीनमे तन परमाणीक, उद वित नहि अधिकारु. ॥११॥

મમતા, લજ્જા, શરમ, સ્મૃતિ, વિવેક અને વિચાર તે પણ શરીરના તત્ત્વ પ્રમાણે જ ઉદય થાય છે. એથી અધિક અધિકાર મેળવી શકે નહિ.

निराकार जेही शब्द सुंन सुत, उचरे तत सरेखु;
लख चोरासी जीव जंतकी, भाषाभिन्न अलेखु. ॥१२॥

મહા અવિગત આકાશનો પુત્ર શબ્દ તે પણ નિરાકાર છે. તે ચર જંગમ જાતિનાં શરીરો પ્રમાણે શબ્દોચ્ચાર કરે છે. તે પણ ચોરાસી લક્ષ પ્રકારના જીવજંતુ માત્ર ભિન્ન ભિન્ન અગણિત ભાષા બોલે છે.

जोर जबर निज हरदे हांमही, सोही पण शरीर समाणुं;
अजा न करीत सींधकी समतल, सिंध न अजा समाणुं. ॥१३॥

જબરજસ્ત જોરવાળા તથા હૃદયની હિંમતવાળા હોવા છતાં જેના શરીરનું જે માપ છે, તેના પ્રમાણમાં જ તે તેમાં રહેલું હોય છે. અજા (બકરી) સિંહની તુલના કરી શકે નહિ અને સિંહ અજા સમાન હોઈ શકે નહિ.

पुनही सकल तनुके कारण निज, प्रणव जाप जीनुं सोई;
देवनमे देवन सम वरतत, मनुमे मनुख समोई. ॥१४॥

ફરીથી કહું છું કે ચૌદલોકના સર્વ શરીરોનું મૂળ કારણ પ્રણવ જાપ છે. તે પ્રણવ જાપ દેવકોટીના દેવતાઓમાં દેવતાના શરીર પ્રમાણે વર્તે છે. અને મનુષ્યમાં મનુષ્યના શરીર પ્રમાણે વર્તે છે.

ओरु अपके मच्छ कच्छ मगरादिक , मींड पोर ओरु शंखु;
लेवत श्वास उश्वास उमरधर, भरमे रहेत नीशंकु. ॥१५॥

બીજો વધારે પડતો ખુલાસો કરું છું કે પાણીમાં રહેનારા મચ્છ, કાચબા, મગર, દેડકાં, પોરા અને શંખલા વિગેરે શ્વાસોશ્વાસની ક્રિયા જીંદગીભર લે છે. અને બીન હરકતે પાણીમાં ફર્યા કરે છે.

तेही पण तीनके तनमापस अस, वहतही प्रणव समीरु;
अति नीरमालीक प्रमल पवनसे, खींच शक्त नहि नीरुं. ॥१६॥

ઉપર કહેલા મચ્છ-મગરાદિકનાં જે તે ઘાટના માપવાળાં શરીરોમાંથી પ્રણવ લેવા મૂકવાની ક્રિયા થાય છે. તે પ્રણવ અતિ નિર્માલ્ય પ્રમલ (સૂક્ષ્મ) પવનને લીધે પાણી ખેંચી શકતો નથી.

ओरु इश्वर अवतार आद्य ल्यौं, काजमुजब तन धरीया;
जलमे मच्छ थलमे वेराह, तेही तनके वस परीया. ॥१७॥

તે ઉપરાંત જેને જગતના જીવો ઈશ્વર કહે છે તે અવતારાદિ પુરૂષો જે તે કાર્યને ખાતર જલમાં મચ્છરૂપે, તથા પૃથ્વી ઉપર વરાહરૂપે, શરીરો ધારણ કરી જે તે શરીરને વશ પડેલા છે.

वैद धनंतर वनस्पतिके, धरे अरघ तन जबही;
चतुर लक्ष वैदक के गतकी, परही सुझ जब तबही. ॥१८॥

ધન્વંતરિ વૈદ્ય વનસ્પતિનું ઔષધજ્ઞાન મેળવવા વનસ્પતિનું જે સત્ત્વ એટલે અર્ઘ તે અર્ઘરૂપ શરીર ધારણ કર્યું. જેથી તેમને ચાર લક્ષ વૈદકની ગણત્રી કરવાની સૂઝ પડેલી છે.

**एही विधके तन तखत अंशके, कारन कीये क्रतारु;**
**आपनी अकल फेम अनुभवसे, रचना रचीक अपारु. ॥१९॥**

આ વિધિ પ્રમાણે તૈયાર થયેલા ધન્વંતરિના શરીરરૂપ તખ્તમાં કર્તા કેવલે ઉપર મુજબ કહેલાં કામ લેવા અંશને પ્રેર્યો છે. જ્યારે તખ્ત રૂપ શરીરમાં અંશ પ્રેરાયો ત્યારે પોતાના સ્વાનુભવથી તેમણે ઘણા પ્રકારે વૈદકની રચના રચી છે.

**निजपति परम अगमगति गमसे, कीन संच अनुसारा;**
**आलोचन अलंकार अंतर छज, अदरस अकल अपारा. ॥२०॥**

પરમ સકર્તા નિજપતિએ પોતાની અગમગમ ગતિથી ચૌદે લોકના શરીરોના જે તે સંચને અનુસરતા કોઈથી કળી ન શકાય એવા અપાર અદૃશ્ય ગુપ્ત અલંકારોનું પોતાના અંતરમાં આલોચન કર્યું.

**अगंम गति करतार ईछते, प्रथम पाटवी एहु;**
**ओर अंशतो हुते आपमे, एकता नहि जुदेहु. ॥२१॥**

કર્તા કેવલની અગમગતિથી પ્રથમ ઉત્પન્ન થયેલી ઈચ્છા એ જ સર્વ અલંકારોનું મૂળ કારણ છે અને એ જ સર્વ અલંકારોમાં પાટવી અલંકાર છે. તથા બીજા જે અંશો તે પોતામાં એકરૂપ હોઈ જુદા ન હતાં.

**जबतेही पाटणके पतकी अंत, राखत सब अधिकारु;**
**पंच तत्त्व इंद्रिगुण अंतस, ए सब कीये पीछारु. ॥२२॥**

એટલા જ માટે સર્વ અલંકારો પાટવી ઈચ્છાના પતિ કેવલ કર્તાનો અધિકાર રાખે છે. કારણ કે પંચતત્ત્વ, ઈંદ્રિયો, ગુણ તથા અંતઃકરણ વિગેરે પાછળથી કરેલાં છે.

**तीनकी आद्य सकल जेतने भर, सुरत नुरत अहंकारु;**
**पीछे सकल पाटणके पतमे, पोखे सब परीवारु. ॥२३॥**

તે તત્ત્વોની આદ્ય લઈને, સુરતા, નુરતા, અહંકાર વિગેરે ભવભરના તમામ અલંકારોના પરિવાર સહિત સર્વ કર્તા કેવલથી જ પોષાય છે.

पीछे सकल तंन पोखनकी, गति सबनने गाई;
पण आलोचन संच पतिनके, जीनकी गति न पाई. ॥२४॥

પાછળથી પોષણ મળવાથી જે અલંકારો પોષાઈને ગતિવાળા થયા છે. તેમની ગતિને સર્વ લોકોએ ગાયેલી છે. પણ જે સકર્તા પતિના ચિંતવનથી સંચ રચાયા છે તે રચનારની ગતિને કોઈ પામ્યું નથી.

गति पाय क्यौं परम तंतकी, क्रताकीन एकलाई;
ब्रह्मादीक भवविष्णु आद्यसुर, जीनमे सकल सराई. ॥२५॥

પરમ તત્ત્વની ગતિ પામી શકાય તેમ નથી કારણ કે કર્તા કેવલ એકલાથી જ ભવભરની સર્વ તત્ત્વ સામગ્રી રચાયેલી છે. તેથી શિવ, બ્રહ્મા અને વિષ્ણુની આદ્ય લઈ સર્વ દેવતાઓ અલંકાર વશ થઈ વર્તે છે.

पंच तत्त्व इंद्रिगुण अंतस, आत्म सहित समोहु;
एतो सकल मांही तनमनमे, अलंकार भिन्न होहु. ॥२६॥

પંચ તત્ત્વ, ઈંદ્રિય, ગુણ, અંતઃકરણ તથા આત્મા આદિ સર્વ સમૂહ તન મનની અંદર રહેલો છે. પણ અલંકારથી ભિન્ન ભિન્ન દેખાય છે.

तेही अलंकारनके तनसे, अलंग अलंग ईश्वरीये;
धंन धंन निजपतकी गतने, प्रथम आद्य क्यौं करीये. ॥२७॥

તે અલંકારવાળાં જુદાં જુદાં શરીરો પૃથક્ પૃથક્ ઐશ્વર્યવાળાં છે. આ સઘળો ધન્યવાદ નિજપતિની ગતિને છે. જેમણે પ્રથમ આ સર્વ કેવી રીતે કર્યું હશે ?

अलंकार तनके अनुभवकी, गति न जाणत कोई;
सुनो कहु द्रष्टांत करीनके, समजो सकल सकोई. ॥२८॥

અલંકારવાળા શરીરોના અનુભવની ગતિ કોઈએ જાણી નથી. તે વિષે સર્વ પ્રકારે સમજ પડે તે માટે હું એક દૃષ્ટાંત કહું છું તે સાંભળો.

ज्यौं परजापतके उर अंतर, आगम लेत विचारी;
नीख शीख सकल घडत घटभीतर, तेही बनावत बाहारी. ॥२९॥

જેમ પ્રજાપતિ પોતાના અંતરમાં નખ શિખ પર્યંત સર્વ ઘાટ આગળથી વિચાર કરીને ઘડે છે. અને પછી બહાર તેવો ઘાટ ઘડે છે. તેમ

बाहार घटके रुप रंगकु, देखीत धरीत सनेहु;
पण अंतर आलोचन घट, द्रष्ट परत नहि कोहु. ॥३०॥

પ્રજાપતિ દ્વારા તૈયાર થયેલા ઘડાનો બાહ્યરૂપ રંગ જોઈને જગત તેને સ્નેહની દૃષ્ટિએ જુએ છે. પણ તે પ્રજાપતિના અંતરમાં આલોચનથી થયેલા ઘડાને કોઈ જોઈ શકે તેમ નથી.

अगम आलोच अद्रष्ट विभुतन, क्रताकीन निजगतके;
भये सकल तदवत् तेही तीनमे, अजीत संच अधिपतके. ॥३१॥

પ્રજાપતિના ન્યાયે પ્રથમ કર્તા કૈવલની નિજગમ ગતિના આલોચનથી અંતરમાં જે અદૃષ્ટ વિભુવાળાં શરીરો રચાયાં તેવાં જ બહાર અધિપતિના જીતી ન શકાય તેવાં અજીત સંચવાળાં સર્વ શરીરો રચાયાં છે.

तेही संच वश अचर चराचर, पुरष आद्य विस्तारु;
शके नहि ओलंगी तायको, क्रता करत अलंकारु. ॥३२॥

પુરૂષની આદ્ય લઈ ચૌદે લોકનો સર્વ ચરાચર વિસ્તાર તે સંચને વશ છે. તે કર્તા કૈવલના કૃતરૂપ અલંકારને ઓળંગી શકવા કોઈ સમર્થ નથી.

## અંગ ૧૫મું સમાપ્ત



# અંગ ૧૬મું

## અંશ અલેપ સલેપ સચીત દેખાવન

**अब तीनके निज अंश पतिनके, अलग रहन जेही भाती;**
**न्याव सहित नरणीत जीनकी गत, तीनकी सुनो विजाती. ॥१॥**

હવે નિજપતિનો અંશ અલંકારથી જે પ્રકારે અલગ રહેલો છે તે પ્રમાણે અંશની ગતિનો ન્યાય સહિત નિર્ણય કરીને તેની વિજાતિ બતાવું છું તે તમે સાંભળો.

**ओर सकल सबतंत कहीतजे, भये वसीक वेहंनके;**
**जडके पखे सजात सकलको, मीले समोह देहंनके. ॥२॥**

બીજાં બધાં જે સર્વ તત્ત્વો કહેલાં છે તે જડપક્ષે સર્વ સ્વજાતિનો સમૂહ મળીને દેહરૂપ વેશ થયો છે.

**देह समोह हवीत परीपुरन, करही अंश परवेसु;**
**परके कीये अनमे अनुचीत, ज्यौं त्ये वसत वीदेसु. ॥३॥**

દેહનો સમૂહ પરિપૂર્ણ થયો એટલે અંશે તેમાં પ્રવેશ કર્યો. પણ તે પર એટલે વિજાતિ તત્ત્વોના કરાયેલા યેન એટલે ઘરમાં તે વિજાતિ હોવાથી, પોતે પોતાને યોગ્ય નહિ એવું અનુચિત વર્તન કર્યું. એ જ કારણે પતિનો વિયોગ થયો, અને તેથી વિદેશ વાસ કર્યો.

**तीनमे कुन सजात अंशके, सकल तंत जड जीतमे;**
**दुसर सजातीक नहीन साक्षीके, क्रता विना कोउ ईतमें. ॥४॥**

તે જડ તત્ત્વોના દેહમાં અંશનો સજાતિ કોણ હોઈ શકે ? કારણ કે સાક્ષીનો સ્વજાતિ કર્તા કેવલ સિવાય ચૌદે લોકમાં બીજો કોઈ નથી.

जबते सकल सजाती जातमे, एकता होय अनुरागी;
क्रता अंश तो अकल अजातीक, आपे आप महुझागी. ॥५॥

સર્વ સ્વજાતિની, જાતે જાતમાં અનુરાગ હોવાથી એકતા થાય છે. પણ કર્તાનો અંશ તો તત્ત્વોની જાત વગરનો કળી ન શકાય તેવો હોવાથી પોતે પોતાના મિજાજરૂપ આનંદમાં મસ્ત રહે છે.

तेही केहुंनमे करे मेलायक, सजंन सजात वीनाई;
जौबनके रखवार बरखमे, हवित नहि एकताई. ॥६॥

તે અંશ પોતાની સ્વજાતિના સજ્જન વગરનો હોવાથી કોની સાથે મેળાપ કરી શકે ? જેમ વનનો રખેવાળ વનના વૃક્ષોમાં એકરૂપ થઈ શકતો નથી. પણ,

पण राखतहे सुरत सबनकी, बरख बरख पातंमकी;
तेसेही अंश बरख तनकी गत, तजे न तत आतमकी. ॥७॥

સર્વ વૃક્ષો તેમ જ પાંદડે પાંદડાને સાચવવા રખેવાળ, સુરતા રાખે છે. તેવી જ રીતે અંશ વૃક્ષોના રખેવાળની ગતિ પ્રમાણે પોતે પોતાના આત્મમતની સુરતા તજી દેતો નથી.

आतम सो चैतंन राखन तंन, सबमे एक सरीखे;
तंन पलटे पलटाय नहि वीत, ज्यौंका त्यौं नीख सीखे. ॥८॥

આત્મા જ શરીરને ચેતન રાખે છે અને સર્વ શરીરોમાં તે આત્મા એક સરખો રહેલો છે. શરીર વખતોવખત પલટાય છે, પણ આત્મરૂપ વિત્ત પલટાયા સિવાય નખશિખ પર્યંત જેમનું તેમ જ રહે છે.

नीख शीख आतम सोई चैतंनचीद, साक्षी शुध सहीरु;
करीत प्रवेश सकल तंन मे जीनु, तेही के तेही शरीरु. ॥९॥

નખ શિખ પર્યંત જે આત્મા કહ્યો, તે જ ચૈતન્ય ચિદરૂપ સોહંગ જાણવો. અને તેજ સાક્ષીનું શુદ્ધ સહીર છે. તે સહિર રૂપ વિત્ત સર્વ શરીરોમાં પ્રવેશ કરવા છતાં શરીરમાં તેવું ને તેવું જ રહે છે.

**संच संचमे भिन्न भिन्न गत, हवित ये तंत सबेहु;**
**चैतनसे चैतन थई विलसत, निज चैतंन नहि तेही. ॥१०॥**

દરેકે દરેક સંચ ભિન્ન ભિન્ન ગતિના છે. પણ તે સંચમાં સહિર રૂપ વિત્ત ભરેલું હોવાને લીધે ચૈતન્યથી ચૈતન્ય થઈને વિલાસ કરે છે. પણ જે વિત્તરૂપ ચૈતન્ય ઉત્પન્ન થયેલું છે તે નિજ ચૈતન્ય નથી.

**पण मतलब करतार अंशकी, कहु द्रष्टांत जीनेहुं;**
**सकल जात पशु पाल चरावत, जीनु भक्षण तीनु तेहुं. ॥११॥**

કર્તાના સાક્ષીરૂપ જે અંશ તે પોતાની મતલબ કેવી રીતે સાધે છે. તે વિષે એક દૃષ્ટાંત કહું છું. પશુપાલ સર્વ જાતિનાં પશુઓને જે જેનું ભક્ષણ છે તે તેને ચરાવે છે.

**आक धंतुर थोर खरसांयनके, तरण आद्य सबताई;**
**खांनपांन जीनु जेही पशुनके, चरनवाल नहिं खाई. ॥१२॥**

આકડો, ધંતુરો, થોર, ખરસાણી અને તૃણની આદ્ય લઈને સર્વ જે જે પશુનું જે જે ખાનપાન છે તે તે તેને ખવડાવે છે. પણ ચરાવનારો પોતે ખાતો નથી.

**तेही परकारन अंश अलग रही, सकल तंत अनुसारे;**
**पशुपालन वितरेक विमलवत्, तौं अंतस गुन चारे. ॥१३॥**

ઉપર પ્રમાણે અલગ રહેતા પુશપાલકની પેઠે અંશ વિમલરૂપે અલગ રહીને અંતઃકરણ અને ગુણ આદિ સર્વ તત્ત્વોને તેમને અનુસરતો ચારો ચરાવે છે.

आप अचेत ईद्रि निग्रह बीनु, अशुभ शुभाशुभ चरही;
तीनकी गुनेगारी अंशनकु , भुगत मांन सब परही. ॥१४॥

અંશ પોતે અચેત એટલે ગલફતવાળો રહ્યો અને ઈંદ્રિયોનો નિગ્રહ કર્યો નહિ. તેથી તે ઈંદ્રિયો શુભ તેમજ અશુભનો ચારો ચરી રહી છે, તેની સર્વ ગુન્હેગારી અંશને ભુક્તમાન કરવી પડે છે.

मुक्तमांन करता करनीतके, पण नहि तंत भईनके;
जौं पशुपाल पशु खुनके घुन, मुगते मनुस रहीनके. ॥१५॥

જેવી રીતે પશુએ કરેલા નુકશાનની ગુન્હેગારી તેના પાલકને ભોગવવી પડે છે, તેવી જ રીતે ઈંદ્રિયો અંતઃકરણ આદિની કરણીનાં ફળ અંશોને ભોગવવાં પડે છે. પણ તત્ત્વોને ભોગવવાં પડતાં નથી.

एही परकार अंश करताके, वसतेवेश की लाहारी;
पण न मटे चैतन आपनी गत, जौं धरे तंत अपारी. ॥१६॥

આ પ્રમાણે કર્તાના કરેલા વેશની લહેર પ્રમાણે અંશો રહે છે. અને અપાર શરીરો ધારણ કરે છે તો પણ તેમની ચૈતન્ય ગતિ ટળી જતી નથી. અર્થાત્ તત્ત્વોરૂપ વેશના તત્ત્વો જેવી થઈ જતી નથી.

चैतन गत सोई निज चैतनता, जीनु सचेत सभावु;
ते न तजे परकाश परमकु, जदीप कोय घट जावुं. ॥१७॥

તે ચૈતન્ય ગતિ નિજ અંશની ચૈતન્યતા જ છે, કે જેનો શુદ્ધ ચૈતન્ય સ્વભાવ છે. તે (અંશ) ગમે તે શરીરરૂપ ઘાટમાં જાય તોપણ પરમપતિના પ્રકાશ રૂપ ચૈતન્યતાને તજી દેતો નથી.

ओर अगमगम निगम गतिकी, जाण न होय जो तदपी;
पण चैतनता चलित नहि कीत, आपनुं आप को कदपी. ॥१८॥

વળી મનવાણીથી પર આવેલી અગમગતિની અંશને જાણ ન હોય તો પણ આપનુઆપની જે ચૈતન્યતા તે તેનાથી જરાય પણ ચલાયમાન થતી નથી.

पुनही जनीत मसरीत मही वरतत, जेही अज्ञान ज्ञान समेतु;
भूत पीशाच जक्ष एही के तन, जीनके कहु सहेतु. ॥१९॥

ફરીથી કહું છું કે અંશની જાણરૂપ વૃત્તિમાં અજ્ઞાન મીસરીવત્ વર્તે છે. એ કારણે ભૂત, પિશાચ, જક્ષ અને સર્પ વિગેરેનો જે હેતુ છે તે કહું છું.

भये सकल अवगत गतके तन, ए सब वीकल वीलाखे;
पर तनमे परवेश करीत ईत, गति पीछमकी दाखे. ॥२०॥

ઉપર કહેલાં શરીરો મનુષ્ય અવગતિ પામવાથી થયેલાં છે. એથી એ સર્વ વિકલ એટલે વ્યાકુળ થઈને વલખાં મારે છે. તે જ્યારે બીજા મનુષ્ય શરીરમાં પ્રવેશ કરે છે. ત્યારે પોતાની પાછલી ગતિ કે જે પહેલાનાં ઘાટમાંથી મીસરીવત્ ભાવે અવગત શરીરમાં રહેલી હોય તેને બતાવે છે.

अति सचेत मनुष तनकी गत, लेईकरत वसे जो तनही;
थोरेक दिन तेही रहे समरती, पीछे भवित अमनहि. ॥२१॥

મનુષ્ય શરીરની અતિ સચેતન ગતિ છે, તે લઈને બીજા શરીરમાં વસે છે. પણ તેની સ્મૃતિ થોડા દિવસો રહ્યા બાદ વિલસાઈ જાય છે.

अमन भये अलंकारनकी गत, होय ईंद्रि अंतसकु;
ओर सकल जडजात सजातकि, हवित ताय तेही तसकु. ॥२२॥

ઉપર કહેલાં અવગતિ પામેલાં મનુષ્યોનો અંશ જ્યારે પર શરીરમાં જઈ અમન એટલે તે જાણને ભૂલી જઈ અલંકારરૂપ ગતિવાળો થાય છે ત્યારે ઈંદ્રિય, અંતઃકરણ આદિ જડજાતિનાં સ્વજાતિ તત્ત્વો રૂપ બની જાય છે.

पुनी कीट पतंग पशु खगही, वसत अंश जेही तंनही;
तेही न करे परवेश मनुसमे, निजमे नहि उचरनहि. ॥२३॥

ફરીથી કહું છું કે પતંગ, કીટ, પશુ-પક્ષી વિગેરે જે શરીરોમાં અંશ વસે છે તે અંશને તે તે શરીરોમાં બોલવાની ગતિ નથી. જેથી તે મનુષ્ય શરીરમાં પ્રવેશ કરીને બોલી શકતો નથી.

तो तीनके अंतरके गत्यकी, कोहो क्यौं करी सुनपावे;
जेही जीनकी समजण होय जीनमे, मांहीकी माही मुरजावे. ॥२४॥

તો પછી તે ઘાટની અંતરગતિને કહો કેવી રીતે સાંભળી શકાય ? એ કારણે જે જે ઘાટની જે જે સમજણ હોય તે તે તેજ ઘાટમાં અંદર ને અંદર બુઝાઈ જાય છે.

जेही विशेष अंश अवतारिक, ज्ञान ध्यान गम जेता;
वीचरंता जीनु सकल जांहांनमे, कबहु न होय अचेता. ॥२५॥

જેટલા જ્ઞાન ધ્યાનની ગમવાળા અવતારાદિક વિશેષ અંશો છે. તે સકલ વિશ્વના જે જે ઘાટમાં વિચરે છે તેમાં પણ કદિ અચેત હોતા નથી.

व्याघ्र वेराह कच्छ मछ के तन, जीनमे कीये प्रवेशु;
करीत काज जेही निज मतलबके, भवित नहि गतवेशु. ॥२६॥

ઉપર મુજબ જાણગતિવાળા વ્યાઘ્ર વારાહ, કચ્છ, મચ્છ આદિ અવતારી અંશોએ જે જે શરીરમાં પ્રવેશ કર્યો તેમાં પોતાની મતલબનું કામ કરી લીધું છતાં પણ વૈશરૂપ ગતિવાળા થયા નથી.

एही सामान विशेष अंशकी, फरक भेद भवसेती;
विशेषकु नहि अग्य अनादिक, समकु सदा अचेती. ॥२७॥

ભવના માર્ગમાં સામાન્ય અને વિશેષનો આ પ્રમાણે ભેદ છે. વિશેષ અંશોમાં અનાદિથી અજ્ઞાન છે જ નહિ. ત્યારે બીજી બાજુ સામાન્ય અંશો હંમેશાં અચેત ગતિના રહેલા છે.

तदपीताय सामान अंशकु, मीलना अंश विशेषु;
तेही लखावे क्रता आद्यकु, करी परम उपदेशु. ॥२८॥

તેટલા જ માટે સામાન્ય અંશને વિશેષ અંશ મળે તો તે પરમ બ્રહ્મનો ઉપદેશ કરીને પોતાને આદિ કર્તા લખાવે છે.

ओरु आपने तनसे तन देखीत, तीनसे भरम न लाई;
पण अंतरके अंश विशेषण, जीनकी अकल कलाई. ॥२९॥

અવતારાદિક વિશેષ અંશોનાં શરીરોને સામાન્ય અંશો પોતાના શરીરો દ્વારા જોઈને ભજે છે અને તેમના શરીરો વિષે ભ્રમ લાવતા નથી. પણ જેની અકળ કળા છે એવા તેમાં રહેલા અંશની વિશેષતા તેઓએ જાણી નથી.

विशेष ओरु सामान अंशकी, अलग ईशता सोई;
पण जड तंत सजातीनसे गत, अलग अजातीक दोई. ॥३०॥

સામાન્ય તેમ જ વિશેષ એ બન્ને અંશોની ઐશ્વર્યતા અલગ અલગ છે. વળી જડ તત્ત્વોની જાતિની ગતિથી બન્નેના અંશો તત્ત્વરૂપ જાતિ સિવાયના અલગ છે.

क्रता अंशकी अलग रहनकी, कही हुती तन तनसे;
सोही सकल विधि कही सुनाईत, समझ छेक अंतनसे. ॥३१॥

કર્તા કેવલનો અંશ સર્વ શરીરોથી અલગ રહે છે એવું પ્રથમ કહેલું હતું. તે વિષેની સઘળી વિધિ કહી સંભળાવી. એ જ છેક છેવટની અંત સમજ છે.

अंत समजकी एही समजसद, क्रता अंश आपनेही;
बोहोरु कर्ता करतके कारन, अंतर गतके एही. ॥३२॥

આપણે કર્તાના અંશ છીએ. એ સત્ય સમજ છેવટની સમજ છે. વળી અંતર ગતિમાં સર્વ ચરાચર કૃતરૂપ જગતનું કારણ કેવલકર્તા છે.

अब जेही सुनो विशेष अंशकी पुनी सामान समेतु;
एकही खांनपांन दोहुनके, वसत सजात सखेतुं. ॥३३॥

વિશેષ અંશ તેમજ સામાન્ય અંશ એ બન્નેનું ખાનપાન એક જ છે. અને બન્ને એક સ્વજાતિના ક્ષેત્રમાં રહેલા છે. તે વિષે હું કહું છું તે સાંભળો.

एक खांन ओरु खेत वसनसे, समकर अंशा न कोई;
उभयनके इश्वरीयेनकी गत, कहत सुनो अबसोई. ॥३४॥

બન્ને અંશોની ઉત્પત્તિરૂપ ખાણ અને રહેવાનું ક્ષેત્ર એક છતાં કોઈ અંશ એક સરખી ગતિવાળા નથી. એ બન્નેના ઐશ્વર્યની ગતિ ભિન્ન ભિન્ન હોવાનું કારણ કહું છું તે સાંભળો.

एक सजात सकल घटके मही, प्रेरक पवन समीरा;
जेसेही अंश विशेष नुन गत, तेसेही स्वरन सहीरा. ॥३५॥

એક જ સજાતિના સર્વ ઘાટની અંદર પવનરૂપ હવા પ્રેરેલી છે. પણ વિશેષ સહીર ગતિના પ્રણવવાળા ઘાટમાં રહેલો અંશ વિશેષ છે. અને સામાન્ય ગતિના પ્રણવવાળા ઘાટમાં રહેલો અંશ સામાન્ય છે.

जौ अपके अनुकरमनसे ईत, सकल पदारथ सोई;
लख चोरासी जीवजंत तन, एक सरीख न कोई. ॥३६॥

જેમ પાણીના અનુક્રમથી બંધાયેલાં બિંદુ પદાર્થ દષ્ટિએ એક સરખાં છે. પણ તેનાથી ઉત્પન્ન થયેલી ભિન્ન ભિન્ન રૂપ ગુણવાળી મનુષ્ય સહ સર્વ જંગમ જાતિ છે, તથા એક બીજાને મળતા ન આવે એવા અનંત પ્રકારના ભિન્ન ભિન્ન ગુણવાળા સર્વ સ્થાવર જાતિના પદાર્થો છે, તેમ ચોરાસી લક્ષ પ્રકારના ઘાટોમાં એક બીજાના સરખું કોઈ નથી.

जेही जीनके तनमे तन सम अप, भवीतव भींन सवादु;
एसेही प्रणव एक अपवतसे, अंश अलग प्रतिपादु. ॥३७॥

જેનું જેવું શરીર તે શરીરરૂપ પાણી બનીને ભિન્ન ભિન્ન સ્વાદવાળું થયું. દાખલા તરીકે એક જ પાણી શેરડીમાં જવાથી ગળપણવાળું થાય છે. અને મરચામાં જવાથી તીખાશવાળું થાય છે તેમ જ લીંબુમાં જવાથી ખટાશવાળું થાય છે. એવી જ રીતે પાણી રૂપ એક પ્રણવથી અંશનું પ્રતિપાદન અલગ થાય છે.

एक नीरसे एक नहि जौ, वनस्पतिनकी जाति;
प्रणव एकसे एक नहि तो, अंश विशेष विजाती. ॥३८॥

જેમ પાણી એક જ છતાં વનસ્પતિની જાતિ એક જ નથી તેમ પ્રણવ એક છતાં અંશો એક નથી પણ પ્રણવથી વિશેષ વિજાતિ છે.

जबते प्रणव सजात तंत तनकी, खांनपांनवत सोई;
तीनत्ये अंश विजात विलक्षण, एक नहि कीनु कोई. ॥३९॥

એટલા જ માટે પ્રણવ, તત્ત્વોની સ્વજાતિનો હોઈ, તત્ત્વોના ખાનપાનરૂપ છે. તેનાથી અંશ વિલક્ષણ વિજાતિ છે. તેમાંના કોઈ એક નથી.

तंत सजातिक प्रणव सहित ईत, अंश जात अमीरु;
ते न हवे जड तंत समोवड, चीकट मीले नही नीरु. ॥४०॥

તત્ત્વોની સ્વજાતિ તથા પ્રણવ આ બાજુના છે. અને અંશ તેનાથી પર અજાત-અમીર રૂપે રહેલો છે. તે જડ તત્ત્વોની બરાબરીયો નથી. કારણ કે જેમ પાણીમાં ઘી ભળતું નથી તેમ તત્ત્વોરૂપ પાત્રમાં પ્રણવરૂપ પાણી સાથે ચીકટવત્ અંશ ભળી શકતો નથી.

एही परकारन अंश अलेपन, तनमे थको वितरही;
लाग शके एक अग्य जेहुनकु , तदीपताय भव फरही. ॥४१॥

ઉપર પ્રમાણે અંશ અલેપ અને નિર્વિકારી છે, અને શરીરમાં રહીને વિચરે છે; છતાં એક એવા પ્રકારનું અજ્ઞાન લાગેલું છે કે જેનાથી તેને ભવભરમાં ફરવું પડે છે.

अग्य सजात अंशते उद्भव, आपना विसरपणानुं;
ज्यौं ते भोजन करीत अग्यनिज, भूलीत दिवस घणानुं. ॥४२॥

અંશની પોતાની સ્વજાતિમાંથી અજ્ઞાન ઉત્પન્ન થયું. એ કારણે અંશ પોતે પોતાના સ્વરૂપને ભૂલી ગયો. જેમ આપણે કરેલું ભોજન ઘણા દિવસે ભૂલી જઈએ છીએ તેમ અંશને ઘણે કાળે પોતાના સ્વરૂપનું વિસ્મરણ થયું છે.

थोरेक दिनके भुगतमानकी, सुझ न परे सुगमसे;
तो क्यौं रहे सुजान आपनकी, कोटीक भये जुगमसे. ॥४३॥

થોડાક દિવસ ઉપર કયું ભોજન જમ્યા છીએ તેની સુગમ રીતે સમજ પડતી નથી તો કરોડો યુગ વીતી ગયા પછી પોતાને પોતાના સ્વરૂપની જાણ કેવી રીતે રહી શકે ?

एही परकार अंश अल्पज्ञे, बीछरन हुये क्रतारु;
जबत्ये ते अब लग लु जीनकु, कही जुग भये अपारु. ॥४४॥

એક પ્રકારે અંશ અલ્પજ્ઞ હોઈ કર્તા કેવલને વિસરી ગયે આજ સુધીમાં અનેક યુગ વહી ગયા છે.

एही अज्ञानकीन अंशनके, आपो आप हवीनके;
वारक प्रेरक नहीन तायको, कहु द्रष्टांत जेहीनके. ॥४५॥

આ પ્રકારે અંશને આપોઆપ અજ્ઞાન થયું છે. તેનો અન્ય કોઈ વારક કે પ્રેરક નથી, છતાં અજ્ઞાન કેવી રીતે થયું તે વિષેનું દૃષ્ટાંત કહું છું તે સાંભળો.

ज्यौं ते छाजन करीत नेनकु, आपने उप चरमसे;
अप छाजन अपके उतपनसे, कोई न सुर परमसे. ॥४६॥

જેમ નેત્રની છારી નેત્રથી જ ઉત્પન્ન થઈ આંખને ઢાંકે છે, પણ નેત્રનો જે પરમ પ્રકાશક સૂર્ય છે તેમાં તે મેલ વળતો નથી તથા પાણીથી ઉત્પન્ન થયેલું પાણીનું છાજન(ઢાંકણ) પાણીને ઢાંકે છે પણ-

कोउन इतके करीत तायकु, कील मीस नीर नीराले;

जेतने भर मळ अवनी सहीतके, जीनके भईत सेवाले. ॥४७॥

તે છાજનને બીજા કોઈએ ઉત્પન્ન કરેલું નથી. તો પણ અવનિ સહિત સેવાળ આદિ જે મળ જે તત્ત્વમાંથી ઉત્પન્ન થાય છે તે તે તત્ત્વના જેવો તે નથી પણ તેનાથી જુદી જાતનો છે.

अगनी छपायत अग्नी खाखसे, पुनही तपोम भखनसे;

अर्क छपात आभ्र अनुकरमीत, उतपत आप तपंनसे. ॥४८॥

અગ્નિ ભક્ષણ કરવા તપ્યા એ કારણે તેમાંથી ખાખ ઉત્પન્ન થઈ અને તેમાં અગ્નિ ઢંકાય છે. તથા સૂર્ય તપવાથી અભ્ર (વાદળાં)નો અનુક્રમ બંધાય છે. અને તેમાં જ સૂર્ય ઢંકાય છે.

फलकेबीज छपीत छलकायन, तेही पण निज निरमीतके;

धातनकु ज्यौं काट कशायत, उतपन होत सवीतके. ॥४९॥

ફળનું જે બીજ તે તેમાંથી જ નિર્માણ થયેલા છોડામાં જ છૂપાયેલું છે. ધાતુના પોતાના વિત્તથી ઉત્પન્ન થયેલો કાટ તે મૂળ ધાતુના ઢાંકણ રૂપ બની તેને ઢાકે છે.

नेन नीर ओरु अज्ञ अरककु, बीजग धात समेतु;

आव्रण भये सकल एतनेकु , निजत्ं नीमज सखेतु. ॥५०॥

નેત્ર, પાણી, અગ્નિ, સૂર્ય, બીજ અને ધાતુ એ સર્વને જે આવરણ આવે છે તે તેમનામાંથી જ આવે છે.

एही परकार अंशते उतपन, अज्ञ असाध अमस्तु;

ओरसे नहीन आप ईछ्ततवा, सात्वीक नहि निरस्तु. ॥५१॥

આ પ્રકારે અંશને આપોઆપ અમસ્તુ જ અજ્ઞાન ઉત્પન્ન થયેલું છે. તે બીજાથી થયેલું નથી પણ પોતાની ઈચ્છાથી થયેલું છે. અને વાસ્તવિક રીતે તે અજ્ઞાનરૂપ અંશ નથી પણ અંશથી તે જુદું છે.

धात भोमत्ये बीज वरखसुत, रवितप माहाद्य अगनके;
ओर अगन अल्पज्ञे सुरते, सहीत नीर जेही घनके. ॥५२॥

પૃથ્વીનો પુત્ર તે ધાતુ, વૃક્ષનો પુત્ર તે બીજ, મહાદ્ અગ્નિનો પુત્ર તે સૂર્ય. અને સૂર્યનો પુત્ર તે અલ્પજ્ઞ અગ્નિ તથા સઘન ઘનનો પુત્ર તે પાણી છે.

पुनही नेन निज अंश अरकके, चर जंगम के जेही;
देखनकु जेही सकल पदारथ, अणुनी आद्य तन तेही. ॥५३॥

વળી સૂર્યનો પોતાનો જ અંશ નેત્રમાં આવેલો છે તેને લીધે જ અણુની આદ્ય લઈ ચર જંગમના સર્વ પદાર્થોનાં શરીરો જોઈ શકે છે.

नेन नीर अल्पज्ञ अगनल्यौं, सुरते छीन सहाई;
तीनमे तीमर नहुता तेजमे, ईतसे लगी सकाई. ॥५४॥

સૂર્યથી જુદો પડીને નેત્રોનો અલ્પજ્ઞ અગ્નિ સહાયક થયો છે. તેથી નેત્રમાં પાણી ઉત્પન્ન થાય છે. પણ તે તેજરૂપ સૂર્યમાં તિમિરરૂપ પાણી નહોતું. પણ આ બાજુ નેત્રમાં આવ્યાથી પાણી રૂપ પડળ લાગે છે.

आभ्र नहि अग्नही माहाद्यमे, अवन न काटकटाई;
वृक्ष मही छल्ल काय न हीत कया, ए तीनभी इतसे पटयाई. ॥५५॥

સૂર્યથી ઉત્પન્ન થયેલું જે અભ્ર તે મહાદ્ અગ્નિમાં નથી તથા ધાતુથી ઉત્પન્ન થયેલો જે કાટ તે મૂળ પૃથ્વીમાં નથી. તથા વૃક્ષથી ઉત્પન્ન થયેલા બીજનું છોડું તે વૃક્ષમાં નથી. મહાદ્ અગ્નિ, પૃથ્વી તથા વૃક્ષ એ ત્રણે તેનાથી જુદા પડી, જુદા સ્વરૂપે થવાથી જ તેમને આવરણ રૂપ પટ લાગે છે.

ए खट अव्रीत हुए जदीपसे, निजपद भिन्न भईनत्ये;
नहीतरतो महातत्त्व माहाद्यमे, अलग विना मल कीनत्ये. ॥५६॥

પોતાના નિજપદમાંથી ભિન્નરૂપ થવાને લીધે ઉપર કહેલાં છ આવરણો ઉત્પન્ન થયેલાં છે. નહિતર તો મહાદ્ મહાતત્ત્વો પોતપોતાના સ્વરૂપે નિર્વિકારી હોવાથી તેમાં મળ કેમ કરીને રહી શકે ?

ए षटके द्रष्टांत कहीतजे, सीधांत काज अरथकु;
न्याय सहित अनवेई अरथबीन, कुनकज कथे वरथकु. ॥५७॥

ઉપર મુજબ જે છ દૃષ્ટાંતો કહ્યાં તે ન્યાય સહિત અન્વય એટલે પરસ્પર કાર્ય કારણના યોગ્ય સંબંધવાળાં હોઈ સિદ્ધાંતના અર્થ સમજાવવા કહેલાં છે. તેને કંઈ પણ અર્થ સિવાયનાં વ્યર્થ કહેલાં નથી.

एसेही अंश अचेत भईतभव, परीछीन परम पतिनसे;
आपोआप हवित निजते अग, लगीत नही कोउकीनसे. ॥५८॥

એવી જ રીતે પરમપતિ કેવલથી અંશો પરિચ્છિન્ન એટલે જુદા પડ્યા એ કારણે ભવભરના સર્વ અંશો અચેત થવાથી તેમના પોતાનામાં આપોઆપો અજ્ઞાન થયું છે. બીજા કોઈનાથી લાગેલું નથી.

तोय काई ओरु खाख अगनकी, अरक आभ जेही छाई;
एकही प्रबल पवन परमीतसे, जीनकु देत वीडाई. ॥५९॥

પાણીથી ઉત્પન્ન થયેલો મળ, અગ્નિથી ઉત્પન્ન થયેલી ખાખ, સૂર્યથી ઉત્પન્ન થયેલું અભ્ર-એ બધાં આવરણોને પરમીત એટલે આકાશથી ઉત્પન્ન થયેલો પ્રબળ પવન પળમાત્રમાં ઉડાડી દે છે.

बीजग के छलका जंगम जन, तीनकु देत वीडारी;
तौं धातन परके सकलीगर, लेवत काटसमारी. ॥६०॥

બીજગના છોડને જંગમના જનો કાઢી નાખે છે તેમજ કિમિયાગર ધાતુનો વિકાર કાઢી નાખે છે.

पुनी आपनेके नेन चरमकु, जाग्रतदेत जगाई;
श्रवण शब्दकी टेर सुनाईत, तनकी नींद भगाई. ॥६१॥

વળી આપણા નેત્રમાંથી થયેલા ચર્મવત્ પડળને કાઢી નાખવામાં આવે તો જેમ છે તેમ દેખાય, એટલે શ્રી સમર્થ પરમ ગુરૂ કર્ણ દ્વારા શબ્દનો ટકોરો સંભળાવી શરીરમાં અજ્ઞાનરૂપ રહેલી નિદ્રાને ભગાડીને જાગ્રત કરી દે છે.

एसेही अंश अछाजन अगकु, परमगुरु परीहारे;
तेसेही पर उपगार करन पर, तन मन कोहु न वारे. ॥६२॥

એવી જ રીતે અંશ પોતામાંથી ઉત્પન્ન થયેલા અજ્ઞાનથી ઢંકાયો છે. તેને પરમગુરૂ જ દૂર કરી શકે છે. આવો પરોપકાર કરનાર ઉપર કોઈ તનમન કેમ વારતા નથી ?

અંગ ૧૯મું સમાપ્ત





# અંગ ૧૭મું

## વ્રેહે (વિરહ) વૈરાગ્ય દેખાવન

जो तन मन कोउ वारी धरेतो, गुरु परम पतियाई;
जदपी रीझ परेतो परमपद, देत तुरत दरसाई. ॥१॥

હે જગતના જનો, જો તનમન વારી દેશો અને તેના ખરાપણાની પ્રતીતિ પરમગુરૂને આવશે તો તે રીઝતાં તરત જ પરમપદ દર્શાવી આપશે.

तेही माटे गुरु संत शरण बीनुं, कोहु मोक्ष नहि पाई;
आद्य अंत मध्यकी गमगतकु , सतगुरु देत देखाई. ॥२॥

એટલા જ માટે પરમગુરૂ તથા સંતના શરણ સિવાય કોઈ મોક્ષ પમાડી શકશે નહિ. કારણ કે આદ્ય અંત અને મધ્યની સર્વ ગમગતિને સદ્ગુરુ દેખાડી શકે છે.

आद्य अंत देखीतसे होवत, दिव्य नेन दुरहीतके;
कछु न रहत ताय अनपेखीत, क्रता करत उत ईतके. ॥३॥

સદ્ગુરુના પરમ લક્ષવડે દિવ્ય નેત્રોદ્વારા આદ્ય, અંત અને મધ્યની ગમગતિનું સર્વજ્ઞાન થાય છે. અર્થાત્ કર્તા કૈવલના ચૌદે લોક રૂપી સર્વક્રતમાં તેનાથી કશુંય અજાણ્યું રહેતું નથી. તેમજ સર્વ ક્રત તેના પોતાનાથી જુદું છે એમ સમજાય છે.

जो निज क्रता करत दरशीतके, अनुभव होवत सकलही;
तबते सुरत अंशकी भवीतव, आरतवंत विकलही. ॥४॥

નિજ કૈવલ કર્તાનું કરેલું ક્રત દર્શાય તો જ સર્વ પ્રકારનો અનુભવ થાય. અને ત્યારે અંશની સુરતામાં આરત ઉત્પન્ન થઈ વિકલ એટલે વ્યાકુળતા આવે છે.

तपत ताप व्रेहंनकी भठीयां, अहरनिश अंतरही;
अरे हाय कोइ मुज मेलावे, खुदकु खरे मीतरही. ॥५॥

તેના અંતરમાં રાત્રિ દિવસ વિરહની ભઠ્ઠીના તાપથી તે તપ્યા કરે છે અને કહે છે કે અરે ! હાય ! કોઈ ખુદનો મિત્ર છે ? જે, મને કર્તા કેવલ મેળવી આપે.

अहो तायकी खोज खलकमे, करही जाय कीतपे;

अखिल अंश करतारंनकी गत, अरसपरस होय जीतपे. ॥६॥

અખિલ બ્રહ્માંડના સર્વ અંશોની તથા કેવલ કર્તાની ગતિ જાણવા અહો ! હું કોની પાસે જઈને અરસપરસ એકરૂપ થવાની ખોજ કરું !

तेही पुरुष की खबेर करनपर, तन खुरबांन करेहु;

तदपी तो होय उर रहे विलाखा, अब कीत काय धरेहु. ॥७॥

તે પુરૂષની ખબર આપનાર ઉપર શરીર કુરબાન કરી નાખું તો પણ હૃદયમાં વધુ આપવાની ઈચ્છા રહે છે. છતાં હવે મારી પાસે શરીર ઉપરાંત શું હોય કે તેના શરણમાં ધરી શકું !

जो करहु आरत अरपनही, पुरस शरंन क्या देहु;

ओर अंशतो सुरत समरर्पु, क्रता मीलन कुन केहु. ॥८॥

જો કદાચ આરત અર્પણ કરૂં તો મારા પરમ પુરૂષ જ્યારે મળે ત્યારે તેમને હું શું આપીશ ! વળી મારા અંશની સુરતા સમર્પણ કરું તો જ્યારે કર્તા મળે ત્યારે હું તેમને કેવી રીતે જોઈ શકું ! અરે ! આ બન્ને ન અપાય ત્યારે હું શું આપુ ?

तदीप हुंस संदेश कहंनपर, रही अधुर देवंनकी;

अनीन हवीत अस्तुत करीततब, कछु न बनी सेवंनकी. ॥९॥

તથાપિ તે પુરુષનો સંદેશો કહેનારને આપવાનું અધૂરું રહ્યું. એથી તે અનીન થઈને સ્તુતિ કરતો કરતો કહે છે કે આપની કંઈપણ સેવા ન બની !

तबत्ये तेही संदेश करंनजंन, रीझ निवाज करेहु;

तो तीनके परताप पुनीतसे, निज गुरु मेहेर घरेहु. ॥१०॥

તે ભગવતિ જનપર તે સંદેશો આપનાર રીઝીને નિગજતિ આપીને સંતોષે છે. તેના મહાન

પુણ્ય પ્રતાપથી નિજ પરમગુરૂ પરમકૃપારૂપ મહેરને તે ભગવતિજન પર ધારણ કરે છે.

धरही मेहेर गुरु परम पुरेसर, करही साहाय करुणेशु;
तो खुद घरकी खबेर करनमे, अंतर रहे न रेशु. ॥११॥

તે કૃપાનિધિ પરમપુરૂષ મહેર ધરીને સહાય કરે છે, જે રેશ માત્ર પણ અંતર રાખ્યા સિવાય ખુદ ઘરની ખબર કરે છે.

तेही खुद घरकी खबेर सुनीतसे, सुरती अंश हुलासे;
कबी मीलुं करतार करन मम, अति अकुलैइ होयतासे. ॥१२॥

તે ખુદની ઘરની ખબર સાંભળીને અંશની સુરતા અતિ આનંદમગ્ન થઈ જાય છે, ત્યારે મને કરનાર મારા કર્તા કૈવલને ક્યારે અને કઈ પળે મળું એવી અતિ આકુળ વ્યાકુળતા થાય છે.

रेन दिवसतस खांनपांनकी, सुध न रहे सलुनी;
ओर सकल संसार सरवपर, आसक होय अलुनी. ॥१३॥

તેવી વૃત્તિને રાતદિવસની તથા ખાનપાનની શુદ્ધિ રહેતી નથી. વળી જગતભરના સર્વ સંસાર ઉપરની આસક્તિ અલુણી એટલે મીઠા સિવાયની શુષ્કવિત્ત વગરની બની જાય છે.

जांही जांही द्रष्टपरत जीततीतमे, सकलसाज अखिलतमे;
तेही तेही सरप वीछुव्याघ्रनसम, देखीत भजत भयेभीतमे. ॥१४॥

જ્યાં જ્યાં દૃષ્ટિ પડે છે ત્યાં ત્યાં દુનિયાભરનાં સઘળાં સાહિત્યોને સર્પ, વીછુ અને વાઘના જેવાં ભયંકર જોઈને ભયભીત થાય છે.

अवनी व्योम ब्रह्मांड भरनमे, कही न सुरत विलंबे;
तीन लोक जीनुं लगत तरणवत, विचरत विकल अचंबे. ॥१५॥

બ્રહ્માંડભરમાં પૃથ્વીથી આકાશ સુધી તે વૈરાગ્યવાનની સુરતા વિરામ પામતી નથી. પણ ત્રણે લોકના સુખને તૃણવત્ સમજી વૈકલ્યવત્ અચંબા ભર્યો વિચરે છે.

ज्योत्ये मीन नीर विनु तलखत, धरही ग्रथ पयपांनुं;
एक तोय विनु त्राह त्राहतंन, करत नहि अविलांनुं. ॥१६॥

જેમ પાણી વગર તરફડતા માછલાને ખાવાપીવાને ઘીમાં નાખે તો પણ તે પાણી વગર આખા શરીરે ત્રાહ ત્રાહ પોકારે છે. અને સંતોષ મેળવવા પાણી સિવાય બીજા કશાનું પણ ધ્યાન ધરતું નથી.

एही परकार तपत तनमनजन, निजपति परम विजोगु;
पलक पलक जीनकु जुगके संम, लगत गरल भव भोगु. ॥१७॥

નિજ પરમ કૈવલપતિના વિયોગને લીધે તેનાં તનમન ઉપર પ્રમાણે તપે છે તથા દરેકેદરેક ગુજરતી પળ તેને એક યુગના જેટલી લાંબી લાગે છે, અને સંસારભરના ભોગમાત્ર ગરલ (ઝેર) જેવા લાગે છે.

आशपास रहित न्हेःकंचन, तरक त्याग तन सेती;
नांम रुप गुण द्रष्ट पदारथ, देखीत होत अचेती. ॥१८॥

આશા તૃષ્ણા રહિત શુદ્ધ કંચનરૂપ ત્યાગને સંપૂર્ણ સાચવવા માત્ર તર્કને રાખી દૃષ્ટ પદાર્થ જે નામ રૂપ અને ગુણ તે જોઈ અચેત જેવો થઈ જાય છે.

कछु न राखत करत पाशकी, उरमे अणु अनितकी;
एक अखंडित वरत विलोकीत, क्रता कारनपद जीतकी. ॥१९॥

પોતાના હૃદયમાં કર્તા કૈવલના કરેલા ક્રતપૈકી અનિત્ય પદાર્થને અણુમાત્ર નહિ રાખતાં કર્તારૂપ પદ જીતવા તે એક અખંડિત વ્રતનું વિલોકન કરે છે.

जंप नहि जीनुं तदीपतायतंन, मंनकी मुजब समेतु;
आलोक ओर परलोक प्रीततज, फरत लगे जौं प्रेहेतु. ॥२०॥

આમ કરવા છતાં જેનાં શરીરને જંપ નથી તથા મનની મૂંઝવણ ટળતી નથી તેમજ આલોક અને પરલોક બન્ને ઉપરથી જેની પ્રીતિ ઉઠી ગયેલી છે એવો તે ભગવતિ જન પ્રેતની માફક ફરે છે.

तौ वैराग प्रेहेत व्रेहेसहीतम, उभये लगे अंकुरमे;
तवते प्रजलीत भये उरंतर, जो त्ये अगन्य कपुरमे. ॥२१॥

જેમ કપુરને અગ્નિ લાગવાથી તે સાફ થઈ જાય છે તેમ વૈરાગ્યવાનના શરીરમાં રોમેરોમ વિરહ પ્રવેશ કરે છે ત્યારે તેના ઉદરની અંદરના તત્ત્વોના વાસનારૂપી અંકુરો પ્રજળી જઈને તે ચોકખું થઈ જાય છે.

ते क्यौं रखे जलत तंनमंनकु, गुण इंद्रि अंतसही;
वंचीत नहि कोयला कील्मीष, अग्नकपुर तौ जसही. ॥२२॥

અગ્નિ કપુરના ન્યાયે કોયલાની મેસ પણ બચી શકતી નથી તો પછી આવો વિરહાગ્નિવાળો વૈરાગ્યવાન પુરૂષ જલદ સ્વભાવના તનમન, ગુણ, ઈંદ્રિય, અંતઃકરણ આદિ તત્ત્વોને કેમ કરીને રાખી શકે ?

एही बिधि भस्महोततंनके तत, व्रेहे सुरतबीनु अंशु;
देखन मात्र रहे बुत बाबज, करीके कवीठ आकंशु. ॥२३॥

આ વિધિ પ્રમાણે વિરહ, સુરત અને અંશ સિવાય શરીરનાં સઘળાં તત્ત્વો ભસ્મિભૂત થઈ જવાં જોઈએ. જેમ હાથી કોઠું ગળે છે તે ગુદા રસ્તે આખું ને આખું નીકળી જાય છે પણ તે કોઠાની અંદર ગર્ભ, કે રેષા કે બીજ રહેવા પામતાં નથી તેવી જ વૈરાગ્યવાનના શરીરની બાબત, બુત એટલે ખાલી ખોખાની માફક દેખાવ માત્ર છે.

हलन चलन जीन के जुग जनीतत, भांनविना भरमीतके;
जौं गंडुरके खांनपांन रत, तो पतिके सनमीतके. ॥२४॥

જેમ ગાંડા માણસને ખાનપાન સિવાય બીજું કોઈ ભાન રહેતું નથી તેવી જ રીતે આવા ભગવતિજનનું હાલવું ચાલવું વિગેરે વર્તન જગત જાણે છે પણ તે ભાન વિના ભ્રમણ કરે છે; પણ પતિ પરત્વે યોગ્ય અધિકારમાં એકમેક રહે છે.

एसेही तीव्रराग रागतंन, उग्र पुंन जीनुं आवे;
कोटीक अनंत तंतमे एहीतंन, तदपी परमांन पसावे. ॥२५॥

એવી રીતનો તીવ્ર વૈરાગ્ય તેના શરીરની રગેરગમાં આવશે કે જેનું અતિ ઉગ્ર પુણ્ય હોય. અનંત કોટિ શરીરોમાં એ શરીર એટલા જ માટે પ્રમાણવાળું ગણના યોગ્ય લખાશે.

ओरु कोईनार तरण तंनके पत, मुये विनही परिवारु;
पुनही मात विनु तात दोहुंनके, जेही विधि रोत उदारु. ॥२६॥

માતાપિતા વગરની કોઈ જુવાન સ્ત્રીનો પતિ પરિવાર વગર મરી જાય છે ત્યારે તે જે ઉદાર વિધિ પ્રમાણે રડે છે.

तेही विधके वैराग विलखतंन, भवीत वैरागीत जंनही;
क्रता कारंन कलपीत जीनके चित, ज्यौत्ये त्रीया तपनही. ॥२७॥

તેજ વિધિ પ્રમાણે પંચભૂતાદિ વૈરાટરૂપ, શરીરથી વિલક્ષણરૂપે વૈરાગી થયેલો માણસ, જેમ સ્ત્રી પોતાના પતિ વિયોગથી તપે છે તેવી જ રીતે, કર્તારૂપ કારણને પ્રાપ્ત કરવા પોતાની ચિત્તવૃત્તિએ કલ્પાંત કરે છે.

अल्प अंश आयुसपतिनके कज, करत नार कलपंतु;
तो खुद खलक जांहांन पतिकारंन, क्यौं न वारी धरे तंतु. ॥२८॥

અલ્પ આયુષ્યનો પતિ મરણ પામતાં સ્ત્રી ઘણું કલ્પાંત કરે છે. તો પછી ખલકભરના પતિની ખાતર આ શરીરને કેમ કુરબાન કરી નાખે નહિ ?

एक तंतकी कुन चलायत, क्रतामीलन बदलेकु;
जौ कोई आई लखाउ कहंनपर, वारेहुतंत अनेकु. ॥२९॥

જો આમ કરવાથી પરમસકર્તા કેવલ મળતા હોય તો એક શરીર તે કોણ માત્ર ! પણ કોઈ પુરેપુરી ચોકસાઈથી મને લક્ષ્યાર્થ લખાવી આપે તો આવાં અનેક શરીરો વારી નાખું.

तंत अनेक देत कांहां पावत, तदीप तो होय दुर्लभही;
शिव सुनकादिक आद्य करीत तप, क्रता काज अबलगही. ॥३०॥

આવાં અનેક શરીરો અર્પણ કરો તોપણ કર્તા પદ મળવું તે દુર્લભ છે. કારણ કે કર્તાને ખાતર શિવ તથા શનકાદિકો વિગેરે હજી પણ તપ કરે છે.

काहा कहु आरत जेहुनकी, सुरत अचल द्रढ स्थिति;
श्रद्धा हीन नहि हुये अबीत ल्युं, जुगन कोट गये वीती. ॥३१॥

શનકાદિકો વિગેરેના તપનું શું વર્ણન કરું! શું તેમની આરત! શું તેમની અચલ સુરત! શું તેમની દૃઢ સ્થિતિ! આમ વિરહ વેદનાથી તપ કરતાં અત્યાર સુધી કોટિ યુગ વહી ગયા તથાપિ તેઓ શ્રદ્ધાહીન થયા નથી.

धंन धंन निजपति परमपर, या विधि करे कसनही;
तो तीनके तंन अचल अनादिक, शके न काल दशनही. ॥३२॥

આવું તપ કરનાર શિવ શનકાદિકોને અનેકવાર ધન્યવાદ છે! તેઓ નિજ પરમપતિને ખાતર આ પ્રમાણે શરીરને કસોટી આપી શકે છે. એથી જ તેઓનાં શરીર અનાદિ કાળનાં અચલ હોઈ કાળ પણ તેને ડંશ કરી શકતો નથી.

देखेहु एही निजपति रीझावंन, सहे कष्ट केही विधही;
ब्रंह्म सदन कैलासनके सुख, तजीत दिव्य माहारीधही. ॥३३॥

બ્રહ્મપુરી અને કૈલાસનાં મહાદિવ્ય રિદ્ધિવાળાં સુખો છોડીને નિજ સકર્તા પતિને રીઝવવા કેવા કેવા પ્રકારે તેઓ કષ્ટ સહન કરે છે તે જુઓ!

तो आ जुगके भक्त भरनकी, कुन गनीत लेखंनमे;
तीनकी सरभर करीत तायको, ईतके भव भेखंनमे. ॥३४॥

તો પછી શનકાદિકોની તુલના કરી તેમની ગણત્રીમાં લેખી શકાય એવા આ યુગમાં ભવભરના ભેખધારીઓમાં તેમજ ભક્તજનોમાં કોણ છે?

पण निज कर्ता परम क्रपालन, जुगके धरम विचारी;

अलप आयुष परमांण आरतसे, नुकत्ये लेत निवारी. ॥३५॥

આમ હોવા છતાં પણ નિજ કર્તા પરમકૃપાળુ હોઈ દેશકાળનો વિચાર કરીને તમો અલ્પ આયુષ્યવાળા હોવાથી તમારી આયુષ્યના પ્રમાણમાં આરત જોઈ નુકતો કરીને તે તમારાં આવરણોને નિવારી લે છે.

एसे परम दयाल प्रभुपर, क्यौ खुरबांन न होई;

कोटी जुगन तप तुल्लतनी कनतु, जबीतारतहे तोई. ॥३६॥

આવા પરમ દયાળુ પ્રભુ ઉપર શા માટે કુરબાની ન કરવી જોઈએ ? શનકાદિકોની કોટિયુગની તપની તુલનામાં ન આવી શકે તેવો તું હોવા છતાં પણ તને તારશે.

कुन कुमत तुज करमतणी सठ, तेही करतार न जांने;

हाय हाय हैये हरख न उपज्यो, सब जुग भरम भूलांने. ॥३७॥

હે શઠ ! તારા એવા ક્યા કર્મની કુમતિને લીધે તું કર્તા કેવલને જાણી શકતો નથી ? અરે હાય ! શું બધુંયે જગત ભ્રમમાં ને ભ્રમમાં ભૂલું પડેલું છે કે કોઈના પણ હૈયે હરખ ઉપજ્યો નહિ !

ज्यौ बालक मातंन वीछरनसे, रोवत सास भरीनके;

अति आरतके रुदन देखीतव, आईत मीलीत फेरीयंनके. ॥३८॥

જેમ માતાથી વિખૂટું પડેલું બાળક શ્વાસોશ્વાસ ભરીને રડે છે ત્યારે તે બાળકનું અતિ આરત ભરેલું રૂદન જોઈને માતા ફરીથી રડતા બાળકને પોતાની ગોદમાં લઈ લે છે, તેમ-

तेही परकारंन क्यौं न रोत तुज, परम मातु विछरनसे;

प्रमीत प्रीत उत कष्ट रुदनसे, आई मीलीत हरी जंनसे. ॥३९॥

પરમ માતાથી વિખુટો પડેલો તું આ પ્રકારે કેમ રોતો નથી ? પ્રમાણ પુરઃસર જ્ઞાનયુક્ત પ્રીતિવાળા ઉત્કૃષ્ટ રૂદન કરતા હરિજન રૂપી બાળકને તે આવી મળે છે.

जेतने भर रध रकम प्रमांनीक, दांम लगे तेही तीनके;
हीरा मांणक रतंन आद्य ल्यौं, भिन्न भिन्न जेही जीनके. ॥४०॥

જગતભરની હીરા, માણેક, રત્ન આદિ જે ભિન્ન ભિન્ન પ્રમાણની સમૃદ્ધિવાળી રકમો છે તેનું તેની સમૃદ્ધિના પ્રમાણમાં દામ બેસે છે.

पण पारसपद रकम माहादरध, मोल तोल नहि आवे;
ताही परंतु परम चिंतामणी, कोहो क्यौं करी कीतपावे. ॥४१॥

પણ પારસપદ રકમ મહાસમૃદ્ધિવાળી છે. જે અમૂલ્ય હોઈ તેની તુલના થઈ શકે તેમ નથી તો પણ તેનાથી મહામોટો જે ચિંતામણિ તે કહો કોનાથી કેમ કરીને મેળવી શકાય તેમ છે ?

तेसही अंतसकरन इंद्रि गुन, ए सब दांम कहाई;
हीरा मांणक रतन आद्य संम, पंची करनसे पाई. ॥४२॥

ઉપરના દૃષ્ટાંતોનું સિદ્ધાંત એવી રીતનું છે કે પંચીકરણથી જણાતાં અંતઃકરણ, ગુણ, ઈંદ્રિયો એ બધાં હીરા માણેક રત્ન આદિના પ્રમાણના દામવાળાં કહેવાય છે.

पुनी पारसपद आपनु आपनिज, पंचीकरण परंतु;
तीनकी पर निजक्रता चंतामणी, सकल नेती परअंतु. ॥४३॥

વળી પંચીકરણની પાર પારસ પદરૂપ નિજ આપનપુ છે. તેની પર ચિંતામણિરૂપ નિજકર્તા કેવલ છે. કેવલ કર્તા જેના પ્રકાશને બ્રહ્માજીએ નેતિ પોકારા છે તે સર્વ લોકથી પર છેવટે આવેલા છે.

आपनु आप पारसपद मुसकल, पावंन अति अगमही;
तो करता निज परम चंतामणी, पावंतकुन सुगमही. ॥४४॥

પારસપદરૂપ જે આપનપુ તે અતિ અગમ્ય હોઈ પ્રાપ્ત કરવું મુશ્કેલ છે. તો પછી સર્વથી શ્રેષ્ઠ ચિંતામણિ રૂપ નિજ કેવલ કર્તાને કેવી રીતે સુગમતાથી પામી શકાય ?

अल्परकम नहि मीले दांमबीन, देत किंमत परमांणे;
तो करतार समो कया तुजने, कुनेहु गुरु शरांणे. ॥४५॥

અલ્પ રકમ તે પણ જેની જે કિંમત તે પ્રમાણે દામ આપ્યા સિવાય મળી શકતી નથી. તો પછી કર્તા કેવલ જેવી વસ્તુ તું કયા ગુરૂ શરણ વડે પ્રાપ્ત કરી શકીશ ?

गुरु शरन तन मन धन अरपन, कीना नहि जरुरी;

तो करतार सकलके कारंन, पावंन अतिबडदुरी. ॥४६॥

તમોને જે તન, મન, ધનની જરૂર છે તે તન મન ધન ગુરૂ શરણમાં અર્પણ કરવામાં ન આવે તો સર્વ લોકનું આદિ કારણ જે કેવલકર્તા તેમને પામવાનું અતિ દૂર છે.

ओर करत कारज स्वारथके, तंन मंन सुरत प्रोई;

पण करतार पक्षके साधंन, करत नहि कीनु कोई. ॥४७॥

જગતભર પોતાના સ્વાર્થની ખાતર તન મન અને સુરતા પરોવી સ્વાર્થ સાધે છે. પણ કર્તા કેવલ પક્ષનું સાધન સાધવા કોઈ કંઈ પણ કરતું નથી.

जबते आश करो निज पदकी, गुरु रीझे बीन तबही;

सुष्टि रची जबते अबलग ल्यौं, क्रता मीले कीनु कबही. ॥४८॥

જ્યાં સુધી ગુરૂપદ રીઝવવામાં ન આવે ત્યાં સુધી કર્તા પદની આશા રાખવી ખોટી છે. આવી રીતે ગુરૂને રીઝવ્યા સિવાય સૃષ્ટિ રચાઈ ત્યારથી તે આજદિન સુધીમાં કહો તો ખરા કે કર્તા કોને મળેલા છે ?

## અંગ ૧૭મું સમાપ્ત





# અંગ ૧૮મું

## પરમ વિશેષ ગુરૂ ક્રતામીલન વ્રેહે દેખાવન

गुरु परम जेही अंश विशेषही, शरीर स्त्रष्ट धरी आवे;
तेही अगम गत लाय अगमसे, क्रता न्याव लखपावे. ॥१॥

શ્રી સમર્થ પરમગુરૂ તેજ કર્તા કેવલના પરમ વિશેષ અંશ છે. અને તેજ અગમ્ય ઘરથી અગમગતિ લઈને કર્તાનો ન્યાય લખાવવા સૃષ્ટિ ઉપર દિવ્ય સ્વરૂપ ધારણ કરીને આવ્યા છે.

ओर सकल गुरु अवन्य वेशधर, क्रता अंश सांमांनुं;
आपनुं आप निजपति परमकु , जीनकु नहि न ज्ञानुं. ॥२॥

પરમગુરૂ સિવાય અન્ય સર્વ ગુરુઓ પૃથ્વી ઉપર કર્તાના સામાન્ય વેશધારી અંશો છે. તેમને આપનપુ અને પતિપદના જ્ઞાનની ખબર નથી.

ज्ञान विनातो पंच तत्त्व तन, सरखां सकल जेहुंनमे;
बोहोर तंत तेही सहीत समोवड, अदकै कुन तेहुंनमे. ॥३॥

જ્ઞાન વિના પંચતત્ત્વનાં સઘળાં શરીરો જગતભરમાં એક સરખા જ લેખાય. કારણ કે જેઓ ગુરૂ થયા હોય તે અને બાકીના જે અજ્ઞાની જીવો છે તે સર્વનાં તત્ત્વો તુલનાત્મક દૃષ્ટિએ સરખાં છે. તો પછી તેમાં અધિકતા શું છે ?

पुनी भस्म जेही छाप तीलकसे, जगत्ये भिन्न कहावे;
तेही सकल उपले उपचारन, ठग पण ठाठ बनावे. ॥४॥

વળી તીલક, દ્વારકાથી મેળવેલી છાપ, અને શરીરે ચોળેલી ભસ્મ જેનાથી તેઓ જગતથી ભિન્ન કહેવાય છે તે સર્વ ઉપચાર ઉપલક છે. અને એવો ઉપલક ઠાઠ તો ઠગલોકો પણ બનાવે છે.

तेही ठगनके तीलक छापसे, ठगके मोक्ष न कोई;
तो तीनके सेवक हरीजंनकी, कोहो क्यौं करी गत होई. ॥५॥

જેઓ તિલક છાપ વડે જગતને ઠગે છે તેવા ઠગને કદી મોક્ષ થતો નથી. તો પછી તેના સેવક હરિજનોની કહો શું ગતિ થશે ?

तंत ईंद्रि गुन जीव जंत सम, जीनमे गुरु कुन केहु;
तीलक छाप अणबोल अचेतंन, कुन करही उपदेहुं. ॥६॥

જેમાં તત્ત્વો, ઈંદ્રિયો અને ગુણ જીવજંતુના જેવાં જ હોય તેમાં ગુરૂ કોને કહેવાય ? વળી તીલક અને છાપ અબોલ હોઈ અચેત છે. તો પછી ઉપદેશ કોણ કરશે ?

एही उभये उपदेश न लायक, पुनही अंश बीनज्ञांनु;
ज्ञांन विनातों गुरु ने शीष्य कुन, सरखे सरख समांनु. ॥७॥

તીલક છાપ વિગેરે ચિન્હો તથા તત્ત્વોધારી ગુણ ઈન્દ્રિયોવાળા ગુરૂઓ એ ઉભય જગતને ઉપદેશ કરવાને લાયક નથી. કારણ કે તેમનો અંશ જ્ઞાન સિવાયનો છે. જો જ્ઞાન ન હોય તો ગુરૂ કોણ અને શિષ્ય કોણ ? કેમ કે તે બન્ને સરખે સરખા હોઈ સમાન છે.

तबत्ये परम विशेष परमगुरु , शरन तेहनुके जाई;
तौ करतार परम पतकी गत, सकल जेहुंनसे पाई. ॥८॥

એટલા જ માટે પરમવિશષ પરમગુરૂના શરણમાં જશો તો જ જેનાથી સર્વ જાણી શકાય છે તેવી પરમ સકર્તાપતિની ગતિને જાણશો.

जो पावही करतागत जीनसे, तुरत दीये तनमंनकु;
वीलम न करीत भरीत आरतसे, एसेही परमअरथीनकु. ॥९॥

જેનાથી પરમ સકર્તાની ગતિ પ્રાપ્ત કરો તેને વિના વિલંબે આરત ભરીને તનમન આપી દેજો. કારણ કે તઓ પરમ સકર્તાને માટે ઝૂઝનાર મહારથી છે.

टुक टुक होइ गये तेहुनके, वचन उपर तन वारी;
तो गुरु परम सकल जेतने भर, लेवत घुना निवारी. ॥१०॥

તે પરમગુરૂના વચન ઉપર જે ટુક ટુક થઈ શરીર વારી નાખે છે તેના સર્વ ગુનાઓ પરમગુરૂ

નિવારી લે છે.

जबकुल घुना नीवाज करीतगुरु, उरणीत अंश भवेतु;
जेसेही निजपति कीये आद्यधर, तेसेही भये न केतु. ॥११॥

જ્યારે ગુરૂ સર્વ ગુનાહ નિવાજ એટલે ભોગવાવ્યા સિવાય માફ કરે ત્યારે અંશ અંતરથી રૂણ વગરનો જેવો નિજપતિથી પ્રથમ રચાયો હતો તેવો જ નિષ્કલંક થઈ જાય છે.

भये नकेत अंश अनुकरमीत, मरमीत परम उदारु;
तेही सरुप सुधा अनुभवसे, करही पोकार क्रतारु. ॥१२॥

જ્યારે અંશ નિષ્કલંક એટલે કર્મ વગરનો થાય છે ત્યારે પોતે પોતાનો પરમ ઉદાર મર્મ સમજે છે અને તે સ્વરૂપના શુદ્ધ અનુભવે કરીને કર્તા કેવલને પોકાર કરે છે.

अति आतुरता कलपंत उर, भये विसम व्रेहेवंतु;
अप विछरंनमें मीन तलपीतवत्, यौंरत हवे अतंतु. ॥१३॥

જેમ પાણીથી વિખુટું પડેલું માછલું પાણી સિવાય અતિશય તરફડે છે. તેવી જ રીતે તે અતિ દારૂણ વિરહવાન થયેલો હોવાથી પોતાના ઉરમાં અતિ આતુરતાપૂર્વક કલ્પાંત કરે છે.

सुने पोकर करतार जदीप निज, तदीप अंश उर लेहु;
अहोधंन जंन आई मीले मुज, कहही क्रता धरनेहु. ॥१४॥

જ્યારે કર્તા કેવલ તેનો પોકાર સાંભળે છે ત્યારે તે અંશને પોતાના ઉરમાં લે છે. અને કર્તા કેવલ સ્નેહ ધરીને કહે છે કે અહો ! હે જન, તને ધન્ય છે કે તું મને આવી મળ્યો.

धरही नेह करतार पुरंजन, मीलही कंठ उरलाई;
कोटी कल्प विछरनं तनके तप, स्वांती करीत सहाई. ॥१५॥

પુરૂષ, પ્રકૃતિના કરનાર કર્તા કેવલ સ્નેહ ધરીને છાતી સરસો ચાંપીને મળે છે ત્યારે કોટિકલ્પથી વિખુટો પડતાં જે ત્રિવિધ તાપ તેને લાગ્યો હતો તે ઉપરાંત પતિને મળતાં લાગેલો તાપ, એ સર્વને શાંત કરી સહાય કરે છે.

भवीत स्वांती जब सकल पतीकी, ईछता रही न ताई;
निजपति परम धांम आपनमे, राखीत सदा अटलाई. ॥१६॥

જ્યારે સર્વ પ્રકારના તાપની શાંતિ થાય છે ત્યારે તે અંશને એક પણ ઈચ્છા રહેવા પામતી નથી. તે વખતે તેને નિજ પરમપતિ પોતાની પાસે પોતાના ધામમાં સદાયને માટે અખંડ અટલ રાખે છે.

परमधांम पतिपास सुखदकी, एमुख सकल बरनी;
भुगतमांन जेह करीत लहीतते, धंन जेहुनकी करनी. ॥१७॥

પરમ પતિની પાસેનું પરમ ધામનું પરમસુખ તે મારા આ મુખે જેનું વર્ણન કરેલું છે. પણ તે સુખ જે ભોગવતા હોય, તે જ તેને જાણી શકે. અહો ધન્ય છે તેની કરણીને કે જેણે કર્તાનું શરણસુખ મેળવ્યું હોય !

क्रताधांम परमांण सुखद सद, भुगतत अंश अथाहु;
जे तीतके जातकु तीतकीगत, ईतके लखे न काहु. ॥१८॥

કર્તાના ધામ પ્રમાણેનું અથાહ સત્યસુખ અંશ ભોગવે છે. જે ત્યાં હોય છે તેને જ તેની (ત્યાંની) ગતિની ખબર જાણ હોય છે. અહિં આ બાજુ રહેલાં કંઈ જાણી શકતા નથી.

एही परकार सधांम सहावत, क्रता अंश तनं भीना;
रहही तायलग परमकारण तन, भवित अंश महीलीना. ॥१९॥

એ પ્રકારે સ્વધામમાં કર્તાના અંશ કર્તાથી ભિન્ન રહી સુખ પામે છે. જ્યાં સુધી તે અંશો કર્તામાં મળી લીન થઈ જાય ત્યાં સુધી પરમ કારણદેહમાં આ પ્રમાણે રહીને અખંડ સુખ ભોગવે છે.

ओर अंश भव भ्रमीतव के तन, हवित अवध तेही कुला;
सरव समेट लेत आपनमे, अंतकाल प्रतिपाला. ॥२०॥

તે સિવાયના ભવભરના ભ્રમિત થયેલા સર્વ અંશોનાં બધાં જ શરીરો છેવટનો અવધિકાળ આવતા સુધી રહે છે. અને અંતકાળે સર્વલોકનો પ્રતિપાળ સર્વ સમેટી પોતામાં લીન કરી દે છે.

अंश विलास रहे तेतने भर, अलख अकेल रहाई;
बोहोरु रचे जो क्रता स्त्रष्टकु, अंश नविन उपजाई. ॥२१॥

ત્યાર પછી જેટલા વખત સુધી અંશોએ વિલાસ કરેલો હોય છે, તેટલા વખત સુધી તે એકલા અલખ અદ્વૈતરૂપે રહે છે. પછી જો ફરીથી કર્તા સૃષ્ટિની રચના કરે છે તો તે નવા અંશો ઉત્પન્ન કરે છે.

आगले अंशतो पाप पुंन्यकु, भुगती भये निराले;
सो क्यौं रहे भिन्न करतासे, परमतंत अंतकाले. ॥२२॥

આગલા અંશો તો પાપ પુણ્ય ભોગવીને તેનાથી નિરાળા થઈ જાય છે. એટલે પરમતત્ત્વનો પણ અંતકાળ આવતાં તેઓ કર્તાથી ભિન્ન રહી શકતા નથી.

ज्यौ घटके बीनसे घटके नभ, माहा सुंन जाई समाई;
तेहु अंशके परमकारण तंन, छुटते क्रता मेलाई. ॥२३॥

જેમ ઘડામાં રહેલું આકાશ ઘટો ફૂટી જવાથી મહાશૂન્યમાં સમાઈ જાય છે તેવી જ રીતે અંશનો પરમ કારણ દેહ છૂટતાં અંશ કર્તામાં મળી જાય છે.

एही अनुकरम क्रतार करतके, समटे फेरी पसराई;
अवध अवध कालन एही विधसे, रचीत अखिल रचनाई. ॥२४॥

કર્તાના કતનો અનુક્રમ આ પ્રમાણે હોઈ, જ્યારે જ્યારે અવધિકાળ આવે છે ત્યારે ત્યારે આ વિધિ પ્રમાણે રચેલી અખિલ રચનાને તે સમેટી લે છે. અને ફરી પાછો તેનો પ્રસારો કરે છે.

पण करता निज सकल अंशके, अवध काल विनु सोई;
आद्य अंत अजमाल अजोनीक, सदा अखंडित ओई. ॥२५॥

ચૌદે લોકના સર્વ અંશોના નિજ કેવલકર્તા અવધિકાળ સિવાયના છે. તે હંમેશાં આદ્ય અંતથી પર, ગુપ્તરૂપે, અજન્મા હોઈ સદા સદોદિત અખંડ રહેલા છે.

परमअंश हम तेही पतिनके, सकल अंश ईशताई;
कल्प कल्प वित जाय आयापुनी, कहंन खोज करताई. ॥२६॥

હું તેજ પતિનો પરમ અંશ છું, અને સર્વ અંશોથી શ્રેષ્ઠ હોઈ દરેક કલ્પમાં કર્તાની ખોજ કહેવા આવું છું.

क्रताखोज ओरु क्रतवंनकी ईत, विविधी भात वीस्ताई;
केहें कुवेर भवफेर फरक गत, देवंन नेन दरशाई. ॥२७॥

કર્તા કેવલની તેમજ આ બાજુના ચૌદ લોકરૂપ જગતની જુદા જુદા પ્રકારે વિસ્તાર કરીને ખોજ કરી. સમર્થ શ્રી કુવેર સ્વામીજી કહે છે કે તે ખોજ દ્વારા દુનિયાની ગતિથી મારી દર્શાવેલી ગતિમાં જે ભિન્નતા છે તે દિવ્ય નેત્રથી દર્શાય છે.

दरस परस करनन कारनक्रत, जेही जीनसे जम जेही;
केहें करुणासागर करुणाकर, सुनीयो सकल सबेही. ॥२८॥

તે ગતિ દ્વારા જે ક્રત જેનાથી થયું છે તે ક્રતનું આદિકરણ જેમ છે તેમ જોઈને તેનો સ્પર્શ કરી શકાશે. શ્રી પરમકૃપાળુ કરૂણાસાગર કરૂણા કરીને કહે છે કે હે જનો, તમો સર્વ આ બધું સાંભળજો. (સવંત ૧૯૨૩ના અષાઢ સુદી - ૧૦ ને બુધવારે સમાપ્ત)

અંગ ૧૮મું સમાપ્ત

## ઈતિ શ્રી સક્રત ચિંતામણિ ગ્રંથ ૧લો સંપૂર્ણ.

સંત ગુરૂ શ્રી તુકારામ ની જય હો.



## सतकैवल साहेब

કાયમપંથ જ્ઞાન સંપ્રદાયના આદ્ય સ્થાપક પરમગુરુ
શ્રીમંત ભગવાન કરૂણાસાગર વિરચિત

# શ્રી પરમસિદ્ધાંત પ્રણવ
# કલ્પતરૂ ગ્રંથ - ૨


પ્રકાશક

શ્રી ભગવાન કરૂણાસાગર મંદિર ટ્રસ્ટ

ઉમરા, પો. એસ.વી. આર. કોલેજ,

સુરત-૩૯૫ ૦૦૭.

# અથ શ્રી પરમસિદ્ધાંત પ્રણવ કલ્પતરૂ



## ગ્રંથ પ્રારંભ




॥ છપૈયા છંદ ॥

कैवल परमसिधांत क्रांत, जीनुं सद चिद आनंद;
साम्रत सरजनं सकल अकल, बीज अंश सदीत कंद. ॥१॥

જગત ભરના સમગ્ર સિદ્ધાન્તોથી કૈવલ સિદ્ધાન્ત સર્વોપરી શ્રેષ્ઠ છે, કારણ કે સદ્, ચિદ્ અને આનંદરૂપી ઝલક તે કૈવલ પોતાની જ છે. અહંબ્રહ્મથી પર, બ્રહ્મના પ્રકાશક પોતે સમર્થકર્તા કૈવલ સમગ્ર પસારાના સંચાલક અંશ સ્વરૂપ બીજના ઉત્પાદક હોઈ તે સદા સદોદીત કાયમ કૈવલ જ છે.

प्रेरक पसरन करंन धरंन, धर सधर सबीवर;
समेट पुष्टि समस्त, उदय करन अस्त;
समष्टि भरीत मुष्ट, पुनीतं तुष्टि कर. ॥२॥

જેની પ્રેરણાથી અંશો દ્વારા પ્રસારો ચાલે છે, તે પોતાના પ્રકાશ બ્રહ્મરૂપી હાથ વડે પ્રથમ ધરી રહેનારા હોઈ અસંખ્ય કલ્પે ડગે નહિ તેવા સર્વ શિરધણી કૈવલ જ છે. તેમજ સમસ્ત દૃશ્ય-અદૃશ્ય સૃષ્ટિને શુદ્ધ રજોગુણ દ્વારા રચના કરનાર શુદ્ધ સતોગુણ દ્વારા પોષણ કરનાર, તમો ગુણ દ્વારા સંહાર કરનાર તેમજ ફરીવાર ઉત્પન્ન કરનાર પણ પોતે જ હોઈ સમગ્ર જગતને આનંદમય રાખવું તેમજ સંહારવું તે કર્તા કૈવલની મુઠીભરની (ઘણી સહેલી) વાત છે.

रलीत अंश जीनुं, मलीन भलीत भव;
कली सकंस कल नहि, नन लीतव. ॥३॥

આ કળીકાળને વિષે કોઈ પણ ધર્મ, પંથ કે શાસ્ત્રોના સિદ્ધાન્તોમાં અંશોને ભવ પારંગત થવાનો સુગમ માર્ગ બતાવ્યો નથી, કે જેથી અંશ સાચી કમાઈ કરે અને ભલી રીતે ભવ પારાંગત થાય અને નિર્ભય થઈ રહે.

व्यापी तव वित तित, रहीत रमल मत;
समल सहीत बीनुं मल, मली तंन तंत. ॥४॥

સકર્તા કૈવલે અંતરીક્ષ રહીને પોતાનો જે પ્રકાશ બ્રહ્મ, તેથી પર, શૂન્ય સિંહાસને બીરાજમાન હોઈ પોતાની ઈચ્છાવૃત્તિ, સંયમ ભોગવૃત્તિ, ક્રીયાવૃત્તિ અને ચેતનવૃત્તી દ્વારા આ ખલકનો ખેલ રચ્યો છે, તે માયારૂપ સહીરવાળો પંચ ભૌતિક ઘાટો મળ રહીત, પોતાની અંતરવૃત્તિથી તતક્ષણ અંશો ઉપજાવી પ્રસારો કરાવનાર કૈવલ પોતે જ છે.

अमल अचित उतत-ईत, मीत जीत तीत;
लगीन सकत जीत कांई, कीलमीस्त हित. ॥५॥

અંશોએ પંચભૌતિક ઘાટોનું સ્થાન લીધું ને અમલ ચલાવ્યો, પણ તેમની વૃત્તિ જ્યાં ને ત્યાં વિલમાઈ ગઈ ને પ્રકૃતિમાં જ મીટ માંડી રહ્યાં. અને પ્રકૃતિના માયા સ્વરૂપ ખેલમાં (જાળમાં) અંશો ફસાઈ રહ્યા ને પોતાનું હીત માયાવી જગતમાં જ માન્યું.

अंशनी अलेप तानी, जांनीत कहीत ग्यंम;
वहत विविधी तानी, रहत जंम के तंम. ॥६॥

પરમ કૃપાળુ ભગવાન કરુણાસાગર કહે છે કે, અંશો કૈવલના સજાતી હોવાથી સદા (માયાથી) અલીપ્ત જ છે, છતાં જ્યાં ને ત્યાં બહુવિધ વિચિત્ર પ્રકારની માયાવી રમતમાં (ખેલમાં) ભુલવણીમાં અટવાઈ ગયા, અને જે તે શરીરે સાક્ષીરૂપ થઈ રહ્યા.

अंशनी अतुल तानी, येशेही अकथ कथा;
ताहीके पतिके चिनको, बरन हित जथा. ॥७॥

પરમ દયાળુ ભગવાન કરુણાસાગર કહે છે કે, અંશ આ પ્રમાણે સઘળાં તત્ત્વોથી ન્યારો સાક્ષી સ્વરૂપે હોઈ જેની તુલના ભૌતિક તત્ત્વો સાથે થાય તેમ નથી. જેથી એવા અવર્ણીય

અંશો તથા અંશોના પતિ સકર્તા કૈવલનો સ્વઅનુભવ કરી શકાય તેવી કળકુંચીનું અંશોના હીતાર્થે યથાર્થ વર્ણન કરું છું.

अकल के अकल सकल, उत कष्टि रीध्य;
हरीत सकल अघ, धरीत ध्यांन निध्य. ॥८॥

અકળીત બ્રહ્મથી પણ પર કળી ન શકાય તેવા તમામ સિદ્ધાન્તીઓના સિદ્ધાન્તથી અતિ ઉત્તમ પણે નિયમિત (કાયમ પણે) રહેલા જે પતિ કૈવલ, જેનો લક્ષ પ્રણવ દ્વારા સુરતા વડે કરવાથી સઘળાં પાપ ભસ્મીભૂત થાય છે.

अजर के अजर सचर, शिर स्वाधि सद;
ब्रंह्म के परंत अंत, अखंड अनादी पद. ॥९॥

કૈવલ કર્તા = અજર-અમર અંશોના પતિ હોઈ સચરાચર અંશોના શિરપર સાક્ષીવત્ રહેલા હોઈ સર્વને સ્વાધીન રાખી પોતે સત્‌કૈવલ છે. અને તે સત્ સ્વરૂપ કૈવલ બ્રહ્મથી પર, બ્રહ્મના પ્રકાશક આધાર હોઈ અખંડ સ્વરૂપે આદ્ય, અંતથી રહિત અનાદી પદે તે પોતે કૈવલ છે.

## ॥ પરીબોધ મોરાલ કંદ ॥

जाहिके प्रकाश ब्रंह्म, ताहीनां अक्रम क्रम;
अखिल आधार जीनुं, आप नीराधारीये
अथाह के अथाह, जथाह बरणीत कीतः
कुवेर प्राणित तीनुं, गति अनुसारीये. ॥१०॥

સકર્તા કૈવલનો પ્રકાશ તે બ્રહ્મ હોઈ તે અક્રિય તેમજ જાણગતિ સિવાયનો હોવાથી તે શુભ કે અશુભ કર્મ કરે તેમ નથી, પણ તે બ્રહ્મ આખા ખલકનો આધાર હોઈ કૈવલ કર્તા બ્રહ્મથી પર કોઈપણ પાત્રરૂપ આધાર સિવાયના સ્વતંત્ર સ્વયંધણી છે. અને વારાપાર વિનાનું જે બ્રહ્મ તેથી પણ પર, અતિ અથાહ એવા કૈવલ પતિનું વર્ણન વાણી દ્વારા કોઈ રીતે થાય તેમ નથી. પરમ દયાળુ સર્વજ્ઞ પરમગુરૂ શ્રી ભગવાન કરુણાસાગર પ્રેરણા આપે છે કે, બ્રહ્મથી જે પર રહેલું ગતિના વેગવાળું પતિપદ તેનો અનુભવ કરો.

# અથ શ્રી પરમ સિદ્ધાંત પ્રણવ કલ્પતરૂ

## ગ્રંથ ૨ જો

### પ્રથમો નામ નિરાકરણ કેતુ પ્રારંભતે ॥૧॥

नाम विलास नीराकरण, पुनी अक्षर समुदाय;
वेद सहित वितपंन कहु, गायंत्री संध्याय. ॥१॥

ભગવાન કરુણાસાગર પરમસિદ્ધાન્ત નામનો ગ્રંથ શરૂ કરી, પ્રથમ કેતુમાં નામના વિસ્તારનો નિર્ણય કરી, પુનઃ અક્ષરની ઉત્પત્તિ તથા તે વિષેનો સમુદાય એટલે એ વિષયનો સંબંધ કેમ અને કેવી રીતે છે તે સઘળો ખુલાસો આ ગ્રંથને વિષે શરૂ થાય છે. તેમજ વેદ તથા વેદનું વિત્ત તથા ગાયત્રી વગેરેની વેદે કરેલી સ્થાપના, આદિ, અંત અને મધ્યમાં જેમ છે તેમ કહેવામાં આવશે.

जेही जीनसे अनुकरमीत, धरहीत प्रसव भवेत;
तेही तीनके सुनो मरमीत, कहहीत सजन सहेत. ॥२॥

શ્રી ભગવાન કરુણાસાગર કહે છે કે જે જેનાથી ઉત્પન્ન થયું તેના મર્મ વિષે અનુક્રમ પ્રમાણે ધરહીત એટલે પ્રથમથી કેવી રીતે એકબીજામાંથી પ્રસારો થયો તે વિષે, હે સંત સજ્જનો ! તમારા હિતને ખાતર કહું છું તે સાંભળો.

प्रथम कहु जेही नांमकी, जीनुं जुग धर विसवास;
लोक चतुरदस वसजीने, मानंत सब अधिकार. ॥३॥

ઉપર પ્રમાણે જે વિષય કહ્યો તે પૈકી પ્રથમ નામનો નિર્ણય કરું છું, કારણ કે જગતભરના સર્વ લોકોને નામ ઉપર સઘળો ભરોસો છે કે નામ આધારે ભવપારંગત થઈ શકાય છે. અને અધિકારને પણ નામની હદવાળો માનેલો છે. જેથી અમો નીચે પ્રમાણે ખુલાસો કરીએ છીએ.

खट दरसन चौं संप्रदा, भक्त सहित संसार,

नांम आराधंन सबंनके, उर अंतर पतीयार. ॥४॥

સંસારમાં માનેલાં છ દર્શન, ચાર સંપ્રદાય અને અનંત કોટિ ભક્તજનો તેમજ આચાર્યો વગેરે એ હૃદયના ખરા પ્રેમથી માત્ર નામનું જ રટણ કરેલું છે અને તેમના અંતરનો આશય પણ નામ ઉપર જ હતો.

अष्टादस खटनव मांही, ओर ग्रंथ ईतिहास,

नीशे नीज मत सब मीली, कीये नाम विश्वास. ॥५॥

અઢાર પુરાણ, નવ વ્યાકરણ તથા છ શાસ્ત્ર, ઈતિહાસ અને તે સિવાયના બીજા અનેક ગ્રંથોમાં માત્ર નામ ઉપર આધાર રાખી નામને જ શ્રેષ્ઠ પદ આપેલું છે.

जदपी रटत सब नांमकु, सुरत नुरत एकतार;

प्रथम आगु बीनु वसतहि, कीनसु करो पोकार. ॥६॥

એ જ કારણે સુરત-નુરતની સ્થિરતાએ જગતભરના સર્વ લોકો નામનું જ રટણ કરે છે. પણ નામને સર્વ શ્રેષ્ઠ પદ સમજનારાઓના દિલમાં નામથી પર કોઈ વસ્તુ નથી. તો પછી પોકાર શા માટે કરતા હશે ? અને શાનો કરે છે ? જો કદાચ નામ પર વસ્તુ હોય તો નામના કરેલા પોકારો પહોંચી શકતા નથી. જેથી નામ અદબદ અને નિશ્ચય વગરનું લેખાય.

निज करता कारन कुल, या सब जीनकी हुंस;

नाम रहीत अदबद पद, भुले हुं नांम भरुंस. ॥७॥

સર્વલોકના નિજકારણ રૂપ કેવલકર્તા છે. અને જગતભર તેની ઈચ્છાથી જ થયેલું છે. અને તે નામ રહિત અનામી પદ જગતભરના લોકો ઓળખી શકેલા નથી. જેથી નામ ઉપર વિશ્વાસ લાવી ખરું પદ સમજવામાં ગુમાવેલું યાને ભૂલી જવા પામેલા હોય એમ જણાય છે.

जेही अदबद अजमालके, खेल खलक गुन रुप;

मीली अंश तीनं वरजीत, सबशीर नाम अनुप. ॥८॥

જે કૈવલ કર્તા માલિક તે અદબદ એટલે નક્કી કર્યા વગર તેમજ અજ એટલે ગુહ્ય (ગુપ્ત) રહેલા છે, જેથી જગતને જાણવાનો લાભ મળેલો નથી. કારણ ચૌદ લોક રૂપી ખલકનો ખેલ નામ, રૂપને ગુણવાળો છે. અને તે નામ, રૂપ, ગુણમાં અંશ આવીને મળી જવાને લીધે નામ, રૂપ, ગુણની વિભક્તિ કરી સર્વ પદાર્થને નામનું વિશેષણ આપી ઓળખાણ કરાવેલી છે.

तेही नांम जेही जेही जन, जपत जाप भींन भींन;
याते बीन सद्गुरु केहु, परम तत्त्व नहीं चींन. ॥९॥

ઉપર પ્રમાણે જે જે જનોએ જે જે વસ્તુઓનાં જે જે નામ પાડ્યાં, તે તે પ્રમાણે જગતભરના સર્વ લોકો ભિન્ન ભિન્ન જાપ જપે છે. એટલા જ માટે નામનો જાપ જપનારને સદ્ગુરુ મળ્યા હોય એમ જણાતું નથી. કારણ કે જો સદ્ગુરુ મળ્યા હોત તો નામ ઉપર ભરોસો નહિ રાખતાં સદ્ગુરુ દ્વારા પરમ તત્ત્વને જાણત; પણ, તેમ બન્યું નથી.

परम तत्त्व सोई नामहे, प्रति वादीन अभीप्राय;
जुठे जुग भरमावंन, पकडन, पेज उठाय. ॥१०॥

ભગવાન કરુણાસાગર નામ વિષેનું ખોટાપણું સાબિત કરી બતાવે છે તે દરમિયાન પ્રતિવાદી એટલે મતપંથ ધર્મના આચાર્યો, નામ વિષેનું ખરાપણું જણાવવા કહે છે કે તમો જેને પરમ તત્ત્વ કહો છો તે પણ નામ જ છે. અને નામ વગર અણુમાત્ર ખાલી જગ્યા નથી. માટે નામ જ શ્રેષ્ઠ છે. તેમ જ રટણ, જપ, તપ, ભજન વગેરે નામથી જ થાય છે. માટે તમો જેને જેવું કહેશો ત્યાં તેવું નામ જ લાગે છે અને નામ વગર કોઈનું કંઈ પણ ખરાપણું જણાતું નથી, માટે નામ જ ખરું છે. આવા પ્રકારની પકડ પકડીને હમારા પરત્વે યુક્તિ ઉઠાવેલી છે.

एही पेज वस विश्वही, लोक सकल जीनुं न्याव;
नांम विना कछु नहि जबी, फावत दाव द्रढाव. ॥११॥

મતપંથ ધર્મના આચાર્યોએ યુક્તિ-પ્રયુક્તિ કરી જે નાશવંત નામની સ્થાપના કરી છે, તે જ પ્રકારે ન્યાયી છે એમ માનીને તે મનાવવાને જગતને સમજાવે છે કે નામ વગર

આદિથી અંત સુધી કંઈ છે જ નહિ એમ મનસ્વીપણે નામના દાવામાં સ્વાર્થી આશયથી જગતભરને ભમાવે છે.

यातै ध्रड सब होई रहे, धरीत नांम प्रतीत;
पण करता जेही नांमके, रही गये सकल अतीत. ॥१२॥

આચાર્યોએ સ્થાપેલા નામ ઉપર જગત પ્રતીતિ લાવી તન-મનને દૃઢ કરી બેઠું છે. એથી જ મૂળ સકર્તાના નામથી સર્વ લોકો દૂર રહ્યા છે, એટલે ખરા પરમેશ્વરને કોઈ જાણી શકેલું નથી.

तायन जांनत जुगधर, जीनुं नांम वीशवास;
उपर छला अतबार मे, रेहे मोहीत सबदास. ॥१३॥

વળી નામ ઉપર વિશ્વાસ રાખી બેસી રહેનારાઓ જુગધર એટલે સમસ્ત જગતને ધારણ કરનારને ઓળખી શકેલા નથી, તેમજ જેઓ નામ ઉપર વિશ્વાસ રાખી બેઠેલા છે, તેમના દિલમાં પણ નિશ્ચય નથી, કારણ કે નામમાં તો નિશ્ચય હોતો જ નથી. માત્ર અદબદ નામની પાછળ જ તેઓ વળગેલા છે, અને તે ઉપલક દૃષ્ટિથી નામ જપે છે. માત્ર મુદ્દા વગરની નામ વસ્તુમાં લોકો મોહી પડેલા છે.

उपर छला सोई नांमहे, नांमी धेहेर गंभीर;
सो ग्यंम गति गमाय के, वीलमेहु नाम सधीर. ॥१४॥

ઉપલક દૃષ્ટિથી જે નામ જપાય છે તેને ઉપરછલાં નામ કહેવામાં આવે છે. વળી નામ પરોક્ષ વસ્તુને સૂચવે છે અને નામી પ્રત્યક્ષ ઉદ્દેશી લેખાય છે. એટલે નામી વગર નામ નિરર્થક છે. મુદ્દાને નામી લેખવો અને નામ તે સંકેત છે. સંકેતમાં મુદ્દો ગણાતો નથી. જ્યાં સુધી મૂળ ઘરમાં ન જવાય ત્યાં સુધી નામીની ઓળખાણ થતી નથી. વળી નામી તે ઘણા જ ગહન અર્થની મતલબવાળું ગંભીર સ્વરૂપ છે. તેને નામી કહેવાય છે. તેમજ નામી એટલે નિજરૂપ તે નિજરૂપે બહારની ચીજો કલ્પીને નામના સંકેતો કરી શકાય છે. એકંદરે નામ એ બહીર સૃષ્ટિના વિશેષણો છે; અને તે વિશેષણો નામીના અંતર ભાવની યોજનાથી ઓળખાય છે.

याते जुगत्य बतावहु, नांमी नांम सबेह;

नांम उपले उपचारन, नांमी परम वदेह. ॥१५॥

એટલા જ માટે નામનામી વિષેનો વધારે પડતો ખુલાસો નીચે પ્રમાણે છે. નામીને પરમ તત્ત્વ કહેવામાં આવે છે તે વિદેહ દશામાં એનું સ્થાન છે. વિદેહ દશા પંચતત્ત્વ પર છે. જેની અવસ્થા સહેજા સહેજ શૂન્ય આવેલી છે અને જેનું સ્વરૂપ વર્તમાન કાળની દૃષ્ટિથી ઓળખી શકાય તેવું નથી. એ કારણે નામ જેવી વસ્તુમાં કોઈ પણ જાતનો મુદ્દો રહેલો નથી. કારણ વસ્તુસ્થિતિની પ્રાપ્તિમાં માત્ર નામ નિરર્થક એટલે નિરૂપયોગી છે.

उभय नांम अनुभवंकी, चवंनकी रुप अरुप;

वीवीधी भात विस्तरनहु, जीनके अरथ अनुप. ॥१६॥

નામ અને નામી ઉભય એટલે બન્ને પદને ચવીનકી એટલે કથી કથીને વિવિધ પ્રકારે ઘણા લાંબા વિસ્તારથી જેનો જે અર્થ છે, તે રૂપ અને અરૂપ ઘણા ઉત્તમ પ્રકારે સર્વને સહેલાઈથી સમજ પડે તેવા પ્રકારે કહું તે તમે સાંભળો.

परम तत्त्व पर नांमकी, कही हुती प्रतिवाद;

सो नीज जुगत्य जनावहु, जेही गति आद्य अनाध्य. ॥१७॥

ચાલુ અંગના પ્રણવ કેતુની ચોપાઈ દશમીમાં પરમ તત્ત્વ એ પણ નામ છે એવું પ્રતિવાદીએ મને પૂછેલું તે વિષેની સર્વ પ્રકારે જ્યાં જેમ જેવી છે તેમ ત્યાં તેવી રીતે આદિ અનાદિની સર્વગતિ કહું છું.

नांम लक्ष भये जेहुनसे, ओरु जेही वीधी वीस्तार;

रलीत सकल चर अचरमे, कहु कारण अनुसार. ॥१८॥

નામ અને લક્ષ જેનાથી થયાં તે વિષયનો વિધિપૂર્વક વિસ્તાર તથા રલીત એટલે ચરઅચરમાં રમણ કરી રહેલો તે વિષેનું કારણ કાર્ય કહું તે સાંભળો.

कर्ता अंस नीज अनभवे, जेही आगे चीतवंत;

धरत नांम पुनी चैहीतंन, तंतु होके अतंत. ॥१९॥

સકર્તા સત્ કૈવલનો જે અંશ તે અંશના અનુભવે કરીને પ્રથમ જે ચિંતવન સ્ફૂરી આવે છે તે ચિંતવનની સ્ફુરણા દ્વારા પદાર્થના નામ ઘટાવાય છે. તે નામ લઘુ, દીર્ઘ, પદાર્થ અથવા અપદાર્થ સર્વેમાં ઘટાવાય છે.

**तंत अतंत उभये तंन, कर्ता अंस बीनुं शुन्य;**
**शुंन्य स्वाभाविक संमदंम, रहत सदा जेही मुंन्य. ॥२०॥**

હવે તત્ત્વરૂપ પદાર્થ અને જ્યાં તત્ત્વ ના ઘટી શકતું હોય એવું જે અતંત (તત્ત્વરહિત) એ બન્ને પ્રકારના વ્યક્ત-અવ્યક્ત સ્વરૂપને ચેતનતાવાળું ત્યારે જ કહી શકાય છે કે જ્યારે કર્તાનો અંશ હોય છે. કદાચ વ્યક્ત-અવ્યક્ત સ્વરૂપમાં જો અંશ ન હોય તો શૂન્યના જેવાં જ લેખાય. વળી શૂન્યનો સ્વભાવ શમ દમ વત્ છે અને સદાને માટે મુક્ત દશા ભોગવે છે.

**मुंन्ये मुंन्य मनातीत, जडहो के चैहीतंन;**
**धरत नांम तांहां कोहो कुन, जांहां नहि वदित वचंन. ॥२१॥**

જ્યાં મનનો અમલ નથી તેવી દશા મુન્ય રહે છે. એથી મુન્યા-મુન્ય એટલે મનવાળી અગર મન વગરની જડ જાતિ હો, અગર ચેતનતાવાળી હો, એવી દશા કોઈનું પણ નામ કલ્પી શકે તેમ નથી. કારણ એ દશામાં શબ્દ ઉચ્ચાર કરવાની શક્તિ (વિભુ) છે જ નહીં કારણ કે તે દશામાં નામ કોણ ધારણ કરી શકે. અર્થાત્ ત્યાં કોઈ બોલી શકે તેમ નથી.

**नांम ठांम गुण ग्रांमही, वचन थकी, वीगताय;**
**तेही वचन चैहीतन थकी, चैहीतंन अंश पसाय. ॥२२॥**

નામનું ઠામ-ઠેકાણું તથા ઘર ગ્રામને વચનોથી વિગતવાર કહી શકાય છે. અને તે વચનરૂપી શબ્દનો ઉચ્ચાર ચૈતન્યથી થાય છે. એટલે શબ્દ પ્રકરણનો પસારો ચૈતન્ય અંશથી જ પ્રસરે છે.

**अंश उदीत करतारसे, कर्ता नीज कैवल;**
**आद्य अंत मध्य जेहुनके, एकल मल अमल. ॥२३॥**

સર્વે અંશો કેવલ કર્તાના શુદ્ધ સંકલ્પથી ઉદય પામ્યા છે. એટલે આદ્ય, અંત ને મધ્યમાં કેવલ કર્તા સિવાય કોઈ બીજાનો અમલ નથી. એટલે સચરાચર એકલમલ કેવલકર્તા એકલા જ છે.

तेही एकल मल अमलीसे, वीलसे, अंस बहुर;
अगणीत घाट सचीत कीए, अज भव कीट महुर. ॥२४॥

સચરાચર સર્વ ભૂમિને વિષે એકઅખંડ અમલના અમલી રૂપ કેવલકર્તા એકલા જ છે. અને તેનાથી જ અનંત અંશો વિલસી એટલે ઉત્પન્ન થઈ અગણિત ઘાટ જેવા કે શિવ, બ્રહ્મા, વિષ્ણુ તથા પુરુષ પ્રકૃતિ તેમજ મહુર જંતુઓથી લઈ અસંખ્ય ઘાટો ચલાયમાન કરેલા છે.

तेही अंश थकी अनुसुत, सकल साज समदाय;
होत ईद्री अंतःकरण, गुण प्रकृती एकताय. ॥२५॥

હવે સર્વ પ્રકારની તત્ત્વ સામગ્રી સાથે અંશ અનુસુત રૂપે રહેલો છે. એટલે તત્ત્વ પદાર્થ અંશની સત્તા પામી એકતારૂપે જણાય છે. એ કારણે ઇંદ્રિયો અંતઃકરણ, ગુણ, ગણ, પ્રકૃતિ એકમેક દેખાય છે.

तेही एकताय ते उचरत, अंस प्रेरीत अतीवांण्य;
वोही वांणके नीरमीत, सबशीर नाम एधांण. ॥२६॥

અંશનો પદાર્થ સાથે અનુસુતરૂપ એટલે એકતાવાળો ભાવ હોવાને લીધે તે ગુણ, ગણને પ્રકૃતિમાં અતિ વ્હાલપણે પ્રેરણા કરે છે. અર્થાત્ અંશના મૂળ ભાવમાં વાણીનો નિર્ણય થઈને તેની પ્રેરણા દ્વારા ઉચ્ચાર થાય છે. એથી જ સર્વ પદાર્થ નામનિશાની યુક્ત દૃશ્યમાન થાય છે.

पण नामी सब आगंम, पीछे नांम धरंत;
बीन कागद थांनी कीत, कोहो क्यौं अंक परंत. ॥२७॥

નામને ધારણ કરનાર જે નામી તે પ્રથમ અને નામ પાછળથી પડે છે. વળી કાગળ વગર નામના અક્ષરો પડી શકતા નથી. (કાગળ હોય, ખડીઓ હોય અને કલમ હોય તો

પણ અક્ષર આપોઆપ પડી શકતા નથી.) કારણ કે અંશની પ્રેરણા નિરાકાર છે અને એ મુદ્દો અંશની મતલબમાં રહેલો છે, તે જ્યાં સુધી બહાર ન આવે, ત્યાં સુધી ઘાટનું રૂપ બંધાય નહિ.

तबत्ये अगम आलोचन, कीये वीना जबीकांय;
बीन चैतंन चीतवंन कीनुं, नांम लगे कीश ठांय. ॥२८॥

ચૈતન્યના ચિંતવન વગર નામનું ઠામઠેકાણું જરા પણ હોતુ નથી. તેમજ અંશ ચિંતવન દૃષ્ટિએ અવલોકન કરે નહીં ત્યાં સુધી કંઈ પણ બની શકતું નથી. એથી જ પ્રથમ ચૈતન્યનું અવલોકન છે, અને પાછળથી નામ કલ્પવામાં આવેલાં છે.

नीरगुणकेवा शीर गुण, अगम अलख के अरुप;
जेही तेहीपद स्थापन बीनु, लगेनां नांम नीरुप. ॥२९॥

સિર્ગુણ, નિર્ગુણ, અગમ્ય અને અરૂપ આદિ પદની સ્થાપના કરેલી ન હોય તો તે પદને નામથી નિરૂપણ કરી શકાતું નથી.

तेही पद जेही अद्वैत वित, अणु आदे ब्रंह्मांड;
जांहां जांहां कछु नीरुपन, तांहां तांहां नांमकी मंड. ॥३०॥

અદ્વૈત એક અખંડ અમર અને અચર જે પદ છે તે પદના વિત્તની આદે અણુથી લઈ બ્રહ્માંડ સુધી જે જે નિરૂપણ કરવામાં આવે છે, ત્યાં ત્યાં સુધી નામ પાડેલાં છે.

बीनुं नीरुपन नांमकी, लागलगे कीश ठोर;
तबते पीछे नांमही, नांमी सबकी मोहोर. ॥३१॥

જ્યાં સુધી નામ નિરૂપણ કરવામાં ન આવે ત્યાં સુધી ઠેકાણા બંધ ચોકસાઈ ભરેલો પુરાવો પ્રાપ્ત થવો મુશ્કેલ છે. એટલા જ માટે નામને કલ્પનારો નામી પ્રથમ નક્કી થાય છે. અને નામ પાછળથી પડેલાં છે.

जब आगे कछु थापंन, तब पीछे तीनुं नांम;
या विधी सकल चराचर, नांम वीना नही ठांम. ॥३२॥

જેની જેની પ્રથમ સ્થાપના કરવામાં આવે તેના તેના નામો પાછળથી પડે છે એ ન્યાયથી નામ વગર કોઈ જગ્યા ખાલી નથી.

रोम रोम रग रग सगे, तंनुं कंचीत धरवेश;
मन बुद्ध चित्त अहंकार ल्यौं, लगे नांमको लेख. ॥३३॥

તથા જ્યાં જ્યાં અણુ અણુમાં કિંચિત્ માત્ર વેશ ધારણ કરાવેલો હોય, ત્યાં ત્યાં મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારની ચતુર્પુટી બંધાય છે ને રોમે રોમ અને રગરગમાં પણ નામનું આલેખન કરી શકાય છે.

ओरु रज तंमगुण सात्वीक, सरस्वती शारद शेष;
यांहां लयौ नांम निरंतर, जंतर वत जीत भेष. ॥३४॥

રજો, તમો અને સાત્વિક ગુણો તથા સરસ્વતીને શેષ વિગેરેમાં નિરંતર નામ રમણ કરી રહેલું છે. એ પદથી ચૌદ લોકનો નામરૂપી જંત્ર ઊભો થયેલો છે.

जळ थळ स्थावर जंगम, लख चोरासी जंत;
भाग अणुं ने त्रीसमे, तांहां लयौ नांम व्रतंत. ॥३५॥

જળ-સ્થળ આદિ જંગમ તથા ચોરાસી લક્ષ જાત તેમજ અણુ જંતુના ત્રીસમા ભાગ સુધી નામ પડેલાં હોઈ માત્ર નામ જ પ્રવર્તેલું છે.

आद अंत मद्य उपजके, कीये नीराक्रण तंत;
ते ते भर बीनुं नांमके, नही को जुगपर जंत. ॥३६॥

આદિ, અંત અને મધ્યમાં જે જે ઉત્પન્ન થયેલું છે, તે તમામનો નિર્ણય નામથી જ થયેલો છે. એટલે નામ વગર ચૌદે લોકમાં કોઈ વસ્તુ છે જ નહિ.

दरस अदरस पदारथ, स्थुल सुक्ष्म क्रत वेस;
दरस्युं नांम सकलशीर, प्रसिद्ध जे हाल हमेस. ॥३७॥

દશ્ય, અદશ્ય પદાર્થો તથા સ્થૂલ, સૂક્ષ્મ કૃત વેશો તપાસતાં સર્વ નામવાળાં છે. એમ

પ્રસિદ્ધ રીતે જણાયું અને વર્તમાન કાળ પણ નામ જે હાલ હજુર છે તેને જ વશ છે.

**प्रकृती पुरुष मारुत नभ, माहांतत अदरसदेव;**

**एही निज अरुप विभुती लगे, नीरमेयु नाम अवेव. ॥३८॥**

મહાતત્ત્વો તથા અદ્રશ્ય પુરુષ પ્રકૃતિ તેમજ મારૂત (પવન) અને આકાશ આદિ દૈવી તત્ત્વો અરૂપ વિભુતીવાળાં છે. અને વ્યય રહિત અવ્યયરૂપે છે. છતાં તે તે વસ્તુનું નામ નિર્માણ થએલું છે.

मंत्र जंत्र ओरु तंत्र ल्यौं, जप गायंत्री आद्य;

सेहेस्त्र नांम श्रीपत्ये लगे, सब नामके स्वाध्य. ॥३९॥

મંત્ર, જંત્ર ને તંત્ર તેમજ શ્રીપતિ એવા જે વિષ્ણુ તેમનાં એક હજાર નામ તથા અન્ય મંત્રોના જાપ ગાયત્રી વગેરે તમામ નામને આધીન છે.

ओरु आतम [illegible], नीज गती अकल अरुप;

ब्रंह्म जोत्य नीरगुण लगे, कीनेहु नांम नीरुप. ॥४०॥

આત્મા અને પરમાત્મા તથા નિજ (પોતા)ની અકળ અરૂપગતિ તથા બ્રહ્મ જ્યોતિ નારાયણ એ વગેરેનું માત્ર નામ નિરૂપણ કરેલું છે, જે જે પદની નામ દ્વારા સંજ્ઞાઓ કરી છે, તે તે પદ નામરૂપે નથી પણ નામથી પર છે.

अरुप कहे तो नांमसे, रुप कहो भी नांम;

साच जुठ पर नांमही, नांम धांम गुण ग्रांम. ॥४१॥

અરૂપ, રૂપ, સત્ય, અસત્ય, ધામ (તીર્થ), ગુણ અને ગામ એ બધાં નામની નિશાનીવાળાં છે.

मंदिर महेल अटालका, धर्मशाला ओरु स्थांनं;

देवल गुहा अगासीयां, सबशीर नांम की बांन. ॥४२॥

મંદિર, મહેલ, અટારી, ધર્મશાળા, મકાનો, દેવાલયો, ગુફા (ગુહા) અને અગાસી, ધાન્ય આદિ પદાર્થો એ સર્વ નામ વાણીથી જ ઓળખાય છે.

अगंम कहो तो नांमही, नीगम कहो तो नांम;
सुगम कहो तो नांमसे, नांम दाहन ओरु वांम. ॥४३॥

અગમ, નિગમ અને સુગમ તથા ડાબું અને જમણું એ બધાં નામ છે.

आद्य कहे तो नांमही, अंत कहे तो नांम;
मध्य कहे तो नांमसे, नाद आद्य ओरु काज. ॥४४॥

આદિ, અંત અને મધ્ય તથા શબ્દની આદિથી લઈને સર્વ નામથી ઓળખાય છે.

हद्य कहे तो नांमही, बेहद भी तो नांम;
अनहद कहे तो नांमसे, नाद आद्य ल्यौं नांम. ॥४५॥

હદ, બેહદ અને અનહદ એ વગેરે નામથી જણાય છે.

अरध कहे तो नांमही, उरध कहो भी नाम;
समरस कहो तो नांमसे, उत इत जांहीतांही नाम. ॥४६॥

અર્ધ, ઉર્ધ અને સમરસ તથા આ બાજુ અને તે બાજુ જે જે કહો તે તમામ નામ જ છે.

व्यापक कहेतो नांमसे, मापे नांम लखाय;
अरस कहेतो नांमही, परसे नांम पसाय. ॥४७॥

વ્યાપક વિભુ કહો અથવા માપક કહો અગર અરસ કહો તેમજ સ્પર્શ કહો તો પણ નામ જ લેખાય.

यम नीम कहो तो नामही, संमदंम नांम सरोद;
लक्ष कहेतो नांमसु, पक्षे नांम प्रमोघ. ॥४८॥

યમ, નિયમ, પ્રાણ, પ્રત્યાહાર, શમદમ, શ્વાસ સ્વરોદય તથા લક્ષ વગેરે નામ છે. વળી, સર્વ પ્રકારના મતપંથના પક્ષકારો નામનું જ પ્રતિપાદન કરી જગતભરના લોકોને સમજાવે છે.

अजर कहो सोही नांमहे, अमरे नांम नवेश;
जड चैंहीतंन तेही नांमही, नांमही परम पुरेस. ॥४९॥

અજર, અમર, જડ, ચૈતન્ય અને પરમપુરૂષ એ પણ નામથી જ ઓળખાય છે.

मोक्ष कहो तो नांमसे, बंध कहेभी नांम;
साक्षी कहेसो नांमही, समलीत शरीरस नांम. ॥५०॥

મોક્ષ તથા બંધન તથા સાક્ષી તેમજ સમલીત (વ્યાપક) બ્રહ્મ વગેરે શ્રી હરિનાં નામ તે પણ નામથી જ ઓળખાય છે.

गति कहे तो नांमसे, अवगत नांम कहाय;
उच कहे तो नांमथी, नीचे नांम सहाय. ॥५१॥

ગતિ તથા અવગતિ તેમ ઉંચ-નીચ વગેરે સંજ્ઞા નામ ઉપરથી પડેલી છે.

अवर्ण कहे तो नांमही, वर्णे नांम वीशेष;
करम कहे तो नांमसे, धर्मे नांम धीशेश. ॥५२॥

વર્ણ અને અવર્ણ એ પણ નામનાં વિશેષણ હોઈ નામનું જ વર્ણન કરે છે. સર્વ પ્રકારનાં કર્મને સર્વ પ્રકારનાં ધર્મશ્રેષ્ઠ હોય છતાં વ્યાખ્યાન વાણીથી જ થાય છે.

लघु कहे तो नांमही, दीर्धे नांम नचेद;
भाग त्याग दोई नांमसे, नांमही भेद अभेद. ॥५३॥

નાનું અને મોટું તથા ભોગ તેમજ ત્યાગની લક્ષણા નામના ભેદે કરીને ભિન્ન ભિન્ન દેખાય છે.

त्याग कहे तो नांमही, ग्राजे नांम गनीत;
जोग कहे तो नांमसे, भोगे नांम भनीत. ॥५४॥

ત્યાગ વિષે એટલે ત્યાગીઓની અને ગ્રાહ વિષે એટલે સંસારીઓની નામથી જ ગણત્રી કરેલી છે. યોગ અને ભોગ તે પણ નામથી જ જાણવામાં આવે છે.

सुख दुःख कहे तो नांमही, साधारण भी नांम;
धरम अरथ सोही नांमसे, नांम मोक्ष ओरु कांम. ।।५५।।

સુખ-દુઃખ તથા સાધારણ એટલે સમભાવ તથા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ પણ વ્યવહાર પૂરતાં જ નામરૂપ વિશેષણો છે.

सुक्षम कहेतो नांमही, स्थुल कहे भी नाम;
ओरु कारण महाकारण, परम कारण ल्यौं नाम. ।।५६।।

સ્થૂળ, સૂક્ષ્મ, કારણ, મહાકારણ અને પરમકારણ વગેરે દેહોની સંજ્ઞા નામથી પડેલી છે.

जागृत कहेतो नांमसे, सुपने नांम सराय;
ससोपति तुरीयासने, ऊनमुनी नांम पसाय. ।।५७।।

જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરીયા અને ઉનમુની અવસ્થાઓ નામથી ભિન્ન દેખાય છે.

शब्द कहेतो नामसे, शपरस कहे तो नांम;
रुप कहेतो नांमसे, रसे गंधे तेही नांम. ।।५८।।

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ વગેરે માત્રાઓ નામ પ્રકરણથી પડેલી છે.

सरग नरक चौ मुकतही नांम टेर जनाय;
पाप पुन्य शीर नांमही, केतीक कहु गनाय. ।।५९।।

સ્વર્ગ, નર્ક તથા ચાર પ્રકારની મુક્તિઓ તથા પાપ પુન્ય વગેરે નામના ઉદ્દેશથી ઓળખાવી શકીએ છીએ. તે વિષે વધારે ગણત્રી કરીને શું કહી શકું? કારણ કે નામનો વારપાર આવે તેમ નથી.

रहेण कहेतो नांमसे, दीनकर कहेसो नांम;
तीथी वार नखेतर, मास वरस परनांम. ।।६०।।

રાત, દિવસ, તિથિ, વાર, નક્ષત્ર તથા માસ અને વર્ષ એ બધાં નામથી જાણવામાં આવે છે.

सप्त दीप नव खंड ही, ओरु दधि शीर नांम;
सतजुग त्रहेता द्वापर, कलीजुग ल्यौं चौ नांम. ॥६१॥

સપ્ત દીપ, નવખંડ તથા સાતે સમુદ્રો તથા સત્યયુગ, ત્રેતા, દ્વાપર, કલિયુગ એ વગરે એ નામની નિશાનીઓથી ઓળખાય છે.

अनंत कोट वीश्नु भये, समर रकार मकार;
जस जाहेर जीनुं नांमसे, जांनत राब संसार. ॥६२॥

સંસારના આચાર્યો કહે છે કે અનંતકોટિ વિષ્ણુના અવતાર થયા. અને રકાર-મકારના સ્મરણથી જગજાહેર થએલાં તેમનાં નામ પ્રસિદ્ધ છે

सुनकादीक सुखदेव दत, ध्रुव अमरीख प्रेहेलाद;
व्यालमीक कपील मुनी नारद, नामे गनीत अहेलाद. ॥६३॥

શનકાદિકો, સુકદેવ, દત્તાત્રય, ધ્રુવ, અમરીષ, પ્રહલાદ, વાલમીક અને મુનિ નારદ વગેરેએ પણ ઘણા પ્રેમથી નામ માત્રની ગણત્રી કરેલી છે.

रखवदेव मुनी अजगर, परम हंस तीनुं आद्य;
नांमथकी जांनत जीनु, उतपत आध अनाध. ॥६४॥

ઋષભદેવ તથા મહામુનિ અજગર તથા પરમહંસની આદ્ય લઈને સર્વની કીર્તિમાત્ર **નામથી** જ ઓળખાય છે.

**गीरी सरसती** अरणवंन, भारथी परी सीवसीध;
तीनु आधे दस नांमकी, नांमथकी परमोध. ॥६५॥

ગિરિ, પુરી, ભારથી, અર્ણવ, વન, સરસ્વતી વગેરે દશનામ નામથી જ ઓળખાય છે.

अष्ठादस खट चौवेद ल्यौं, एक वांणी वीस्तार;
नांमथकी भीनभीन सबे, दरसत वीवीधी उचार. ॥६६॥

અઢાર પુરાણ, છ શાસ્ત્ર અને ચાર વેદ તે માત્ર નામથી જ ભિન્ન ભિન્ન છે અને તેમાં વાણીનો જ વિલાસ કરેલો છે. જેથી વિવિધ પ્રકારે દેખાય છે.

खट दरसन चौ संप्रदा, द्वादश पंथ वैराग;
ओर बावंन द्वाराजीनुं सबशीर नांमकी वाग. ॥६७॥

છ દર્શન, ચાર સંપ્રદાય, વૈરાગીઓના બાર પંથ તથા બાવન દ્વાર એ સર્વે વાણીથી સંબોધાય છે.

मच्छ कच्छ वहेरा वांमन, रांम कृष्न ल्यौं ईस;
नांम थकी जुग रटतहें, नीजपती अंश चौविस. ॥६८॥

નિજપતિ કૈવલકર્તાના જે અંશો તે પૈકી મચ્છ, કચ્છ, વરાહ, વામન તથા રામકૃષ્ણ વિગેરેના નામને જગત ભજન તરીકે રટે છે.

ज्ञांन भक्ति वैरागके, साधन जोग अष्टांग;
सीध चोरासी आसंने, सबशीर नांमके स्वांग. ॥६९॥

જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય તથા સાધન તરીકે આઠ પ્રકારના યોગ તેમજ ચોરાસી આસનો વિગેરે સર્વ પ્રકારનો સ્વાંગ માત્ર નામથી જ ઓળખાય છે.

सुची संपती क्रीया करमही, नवधा भक्ति समेत;
और आचार विचारही, सबशीर नांम सखेत. ॥७०॥

સુચી આદિ છ સંપત્તિઓ તથા કર્મકાંડ તથા નવ પ્રકારની ભક્તિ તેમજ આચાર-વિચાર વિગેરે સર્વ નામની જ ખેતી છે.

आव भाव ओरु जावंन, उठबेठ अवीकास;
हलण चलण थीर थंभन, सबमें नांम वीलास. ॥७१॥

આવભાવનું આદરમાન તથા ઉઠવું-બેસવું તથા વિકાસ-અવિકાસ તેમજ હાલવું-ચાલવું તથા ગમન અગર સ્થિર થવું વગેરે સર્વ નામનો જ વિલાસ છે.

एक दोदश सत सेहेस्तर, लखकोटी जेही लेख;
अरब खरब गनती लहु, नांम वीना नहि रेख. ॥७२॥

એક, બે, દશ, સો, હજાર, લાખ, કરોડ, અબજ, ખર્વ વિગેરે જેટલા પ્રકારની ગણત્રી છે તે તમામ નામથી જ ઓળખાય છે.

परा पसंती मध्यमा, वैखरी वांणी विलास;
जेतने भर उचरे गीरा, नहि बीनुं नांम समास. ॥७३॥

પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી વગેરે વાણીનો જે વિલાસ કરવામાં આવે છે તે તે સર્વ વાણી જ છે. એટલે વાણી વગર કોઈ સમાસ થઈ શકતો જ નથી.

बोहोतेर सेहेस्त्र शरीरमे, ओरु सहीत नवनाड;
इंगला पींगला आधही, सबशीर नांमकी जाड. ॥७४॥

પંચ ભૂતાદિ શરીરમાં બોતેર હજાર નાડીની ગણત્રી શાસ્ત્રકારોએ કરેલી છે તથા તે ઉપરાંત ઈંગલા, પીંગલા, સુષુમણા વગેરે નવ નાડીઓનો માત્ર નામથી જ સંકેત કરેલો છે.

कोस पंचते पंडही, अनो मनो मये ओरु प्रांण;
ज्ञान मये आनंद मये, सबशीर नांमसे धांण. ॥७५॥

અનોમય, મનોમય, પ્રાણમય, જ્ઞાનમય અને આનંદમય વગેરે પંચકોશ નામની સંજ્ઞા છે.

प्रथवी तेज पवन नभ, ओरु पंचमु नीर;
नांमे तत्त्व सरायना, प्रगटही प्रोहोढ शरीर. ॥७६॥

જળ, પૃથ્વી, તેજ, વાયુ અને આકાશ એ પંચ તત્ત્વ નામથી ઓળખાય છે અને પ્રચંડ શરીરો પણ તેના બંધાયેલાં છે.

मणी मांणेक मुक्ता-फल, रत्न सहीत वजरेल;
धात सप्न जुग कारीए, सबशीर नांम रलेल. ॥७७॥

મણિ, માણેક, મુક્તાફળ (મોતી), રત્ન, વજરેલ (પારસ) અને સાતે પ્રકારની ધાતુ માત્ર નામથી જ ઓળખાય છે.

परवत कुल अष्टांगही, नव कुल नाग नरेस;
सर सलीता साहर सुता, सबशीर नांम बरेस. ॥७८॥

આઠ પહાડ, નવકુલ નાગ, દેવતાઈ ગંગા આદિ નદીઓ સમુદ્રો વિગેરે સર્વના શિરે નામ બળવાન છે.

चोदही पदम अरब अठ, चार संख नवलाख;
गनती तारामंडळ, सब शीर नांमकी साख. ॥७९॥

ચાર શંકુ, ચૌદ પદ્મ, આઠ અબજ અને નવલાખ પ્રમાણે ગણત્રી તારા મંડળની છે. એ સર્વે નિશાનીઓ માત્ર નામથી જ ઓળખાય છે.

मधु कीट आदे दांनव, तेत्रीस करोडही देव;
चीन भीन भलपण जीनुं, लखीयत नांम सदेव. ॥८०॥

મધુ, કીટ આદિ દાનવ વર્ગ અને તેત્રીસ કરોડ દેવનો વર્ગ માત્ર ભિન્ન વર્તનથી ભિન્નપણે દેખાય છે. પણ એ બધાંએ લખાણ નામથી જ બનેલાં છે.

गज गोरा रथ पालखी, गारा वहेल वाहंन;
दैव वैमान गरुड हंस, सबशीर नांम ग्रहंन. ॥८१॥

હાથી, ઘોડા, રથ, પાલખી, ગાડાં, વહેલ, વાહનો તથા દૈવી વિમાનો તેમજ ગરૂડ અને હંસ એ સર્વને શિરે નામની છાપ છે.

असन बसंनही आभुक्षण, साल दोसाला लोय;
पीतांमर पटु पांमरी, नांमे मागत सोय. ॥८२॥

અશન (ભોજન), વસન (વસ્ત્ર), આભૂષણ (દર દાગીના), સાલ, દોસાલો, લોય, પીતામ્બર, પટકામળ એ તમામ ચીજો નામવાળી હોઈ નામથી જ મંગાય છે.

सेल्प चाप क्षत्रीयंनके, खडक सहीत हथीयार;
करखी आध लोहो सेहेस्तर, नांमही देत लेवार. ॥८३॥

શિલ્પી ઓજારો, ધનુષ્ય, તલવાર આદિ ક્ષત્રિયોનાં હથિયાર તથા કૃષિકાર આદિ સર્વનાં લોઢાનાં હથિયારોને હજારો નામ દઈને લેવામાં આવે છે.

सेस कोरंम नाभि नारंन, मीडक सप्त पाताल;
ओरु उतईत रज तज लहुं, सबशीर नांम विलास. ॥८४॥

શેષ (નાગદેવ), કૂર્મ (કાચબો), મિડક દેવ તથા નાભિ નારાયણ (વિષ્ણુ) તથા સાત પાતાલ અધો ઉર્ધ આદિ રજતજથી લઈને સર્વના શિર ઉપર નામનો વિલાસ થએલો છે.

चौद तबक पर सद्चिद्, आनंद कंद कलेद;
नांम आभुक्षण तेहीपर, करंन अभेद सभेद. ॥८५॥

ચૌદ તબક્કાની પાર આવેલું સત્ચિત્ આનંદરૂપ જે કંદ તેને પણ નામનું વિશેષણ લાગી એ અભેદને ભેદરૂપ નામે કરેલું છે.

नांम बसत पद जेहु ते, प्रगट भयेहु नीज आद्य;
परम पुनीत गति गम कहु, सुनो हो सज्जंन होई स्वाध. ॥८६॥

સદ્ ચિદ્ આનંદરૂપ કંદમાં નામે વાસ કરીને નિજ આદ્ય રૂપને પ્રગટ કર્યું છે. જેમાં પરમ ગતિની ગમ રહેલી છે. તે, હે સજ્જનો! સ્વસ્થ થઈને સાંભળો.

( दोहा ):- नांम लक्ष विलोकके, कीना खोज खनीत;
अबकहु नांमतीतनके, केहे कुवेर शुन्यमित. ॥८७॥

નામ લક્ષનું વિલોકન ઘણા પ્રકારે ઝીણી ઝીણી ખોજ કરીને કરેલું છે. હવે નામથી તીત એટલે અલગ રહેલી વસ્તુ કુવેર સ્વામિજી કહે છે તે ધ્યાન આપીને સાંભળો.

**ઈતિ શ્રી નામનિરૂપણ પ્રથમો કેતુ સમાપ્ત**



## એવં દ્વિતીયં ભવબીજ ઉત્પન્ન કરનન પ્રણવકેતુ પ્રારંભતે

निज कर्ता कैवल कुल, प्रणव जाप बिनुं जेह;
सद् चिद् आनंद परंपद, रहीत तत्त्व जीनुं देह ॥१॥

નિજ કેવલ કર્તા કુલ એટલે જાતે પણ કેવલ છે. તે કેવલનું સ્વરૂપ પ્રણવ તત્ત્વ વગરનું છે, જે શરીરમાં પ્રાણાયામ નથી. વળી સદ્‌ચિદ્ આનંદથી પર જેનું તપ્ન આવેલું છે તેમજ સર્વ પ્રકારના તત્ત્વથી રહિત તેમનું સ્વરૂપ છે.

तत्त्व नांम ओर गुण बिनुं, जेही अदबद अजभाल;
दिव्य देह वये विन जीनुं, तीनुं हुकम कुल ख्याल. ॥२॥

જેના મહાન અવ્યક્ત દેહમાં તત્ત્વ, નામ અને ગુણ ઘટી શકતા નથી. વળી તે સ્વરૂપ જગતભરના લોકોને જાણવા વિષે અદબદ રહી ગએલું છે. તથા અજ એટલે ગુહ્ય (ગુપ્ત) અગોચર દિવ્ય દેહરૂપે વ્યય-અવ્યયથી રહિત જે ધણી છે, તે ધણીથી અનંત બ્રહ્માંડ રૂપી ખેલ થયેલો છે.

तेही ख्याली खुद खेलनकु, प्रथमही उपजेहु आप;
माहादमोज मजबुत कीए, सदचिद् आनंद थाप. ॥३॥

ચૌદ લોકરૂપી ખેલના ખ્યાલી ખુદ સકર્તા કેવલ છે. તે ધણીએ જગતરૂપી ખેલ ઉત્પન્ન કરવા માટે પ્રથમ અચાનક મહાન ધુંધુંકાર શૂન્યને વિષે ગુપ્ત રીતે એકાકી અદ્વૈત ઉપજણ ભાવ વિનાના વિરાજમાન હતા. તેમને પ્રથમ અચાનક ઉપજણ ઉપજી આવી. તેમાં તેમણે જોઈને બાહ્ય ભાવ દ્વારા સજાણ જાણ વૃત્તિએ કરીને શુદ્ધ નિર્ણય કરી પ્રથમ સંકલ્પ કરી શુદ્ધ અહંમેવ ભર્યો. અહંમેવ એટલે કર્તા કૈવલનો શુદ્ધભાવ. તે ભાવની ઐક્યતા કેવલની

સજાણજાણ વૃત્તિ દ્વારા પોષાઈને તત્ત્વ સામગ્રીની રચના રચાયેલી છે. તે તત્ત્વ સામગ્રી પોતાના સ્વરૂપમાંથી નીકળેલા પ્રકાશરૂપી વિભુમાંથી ઉત્પન્ન કરેલી છે; જે વિભુનું નામ સદ્‌ચિદ્ અને આનંદ છે.

सद बिजग चिद अंकुर, आनंद अमित चिकास;
निज पति पुरवे प्रथम एही, भवबीज कीयेहु प्रकाश. ॥४॥

નિજ કેવલ કર્તાના પરમ પ્રકાશમાં એટલે પ્રકાશ બ્રહ્મરૂપી ખેતીમાં ચૌદલોકરૂપી વૃક્ષનો જમાવ જમાવવા સદ્‌ચિદ્ આનંદરૂપી બીજ નાખી સૃષ્ટિનો પ્રસારો કરેલો છે. (કેવલ ધણીની ઈચ્છાવૃત્તિથી બોતેર તત્ત્વ ઉત્પન્ન કરેલાં તે તત્ત્વોરૂપ સ્થૂળ શરીરરૂપી ક્ષેત્ર જાણવું. કારણ કે તત્ત્વોની સામગ્રીનો મસાલો વિકાર રહિત અવ્યક્ત શૂન્યમાંથી ઉત્પન્ન કરેલો છે. અને તે તત્ત્વ સામગ્રીરૂપી મસાલાથી પંચ પ્રકારના એટલે સ્થૂલ દેહથી લઈ પરમ કારણ દેહ સુધી વધઘટ ગતિના દેહો રચાયેલા છે. તથા જે તે દેવોનાં સ્થૂલ શરીરો ગુણે કરીને વધઘટ ગતિનાં લેખાય ખરાં, તથાપિ જે-તે તત્ત્વનું જે તે તત્ત્વ પ્રમાણે તેના દેહનું સ્થુલજ શરીર ગણાય. એ કારણે તત્ત્વરૂપ સ્થુલને ક્ષેત્ર કહેવાની જરૂર પડેલી છે. તેમજ કેવલ કર્તાની છ વૃત્તિઓ પૈકી ક્રિયાવૃત્તિ દ્વારા સઘળાં તત્ત્વો ક્રિયા કરી શકે તેવાં રચાએલાં છે. જેથી દરેક તત્ત્વ ભિન્ન ભિન્ન ક્રિયાઓ કરી શકે છે. એ કારણે તત્ત્વો સહીર ગતિનાં લેખાય છે. ઉપર પ્રમાણે તત્ત્વ બીજના પેટા સ્થુલમાં કેવલ કર્તાથી ઉત્પન્ન થએલી પ્રકાશ બ્રહ્મવૃત્તિથી ત્રણ મહા તત્ત્વો દ્વારા ચૈતન્ય વૃત્તિની સત્તા પોષાયેલી હોવાને લીધે તત્ત્વોના બીજરૂપ શરીરમાં અંકુર બંધાયેલું છે. તેજ ઘટનાનું નામ અંકુર છે. સદરહુ અંકુર તત્ત્વોના સ્થુલ શરીરને પોષણ આપતાની સાથે તત્ત્વો જે બીજરૂપે સ્થુલ તરીકે હતાં તે સ્ફુરણાને પામ્યાં એટલે વૃદ્ધિત્ત્વ ગતિએ વિસ્તૃત ગતિનાં થયાં તથા તત્ત્વોમાં પોષાએલા સહીરપણાને લીધે તત્ત્વ વિસ્તાર પામતાં જ આનંદરૂપ દેખાયેલાં છે. એ ઉપરથી સદ્‌ચિદ્ અને આનંદરૂપી અંકુર સકર્તા સત કેવલે બ્રહ્મરૂપી ભૂમિકામાં (ખેતરમાં) રોપેલું છે.

बोये बीज तेही जीनुं जमी, रचही पंच तत खेत;
निज कर्ता वृती अपरली तव, उदभव प्रणव व्रखेत. ॥५॥

કેવલ કર્તાની ઈચ્છા વૃત્તિમાં ઉપર મુજબ રચાએલું અંકુર નાખીને પંચ તત્ત્વનું ખેતર તૈયાર કરેલું છે. તેમાં સકર્તા સત કેવલની છટ્ટી અંશ વૃત્તિના અંશે તત્ત્વ સમુલ્લાસના જુથ શરીરરૂપી સ્થુલમાં આવેલા ચિદ્રૂપી જે બ્રહ્મ છે તે ગતિવાળું થતાનીજ સાથે પ્રાણાયામ ઉત્પન્ન થયો.

ओरु रज तम गुण सात्वीक, ए तीन गुन जमीहीर;
जेही कीरण पंच तत्वके, पुनी कारजमे फसीर. ॥६॥

ઉપર પ્રમાણે પ્રાણાયામ ગતિવાળો છે. તે પ્રાણાયામે અવ્યક્ત ભૂમિકામાંથી તુરીયારૂપ વ્યક્ત ભૂમિકામાં પ્રકૃતિયુક્ત બોતેર તત્ત્વોવાળા શરીરમાં રોમે રોમ અને રગેરગ ચૈતન્યતા પ્રસરાવી છે, અને પંચ તત્ત્વોનું કારણ જે ત્રણ ગુણો છે, તે ત્રણ ગુણો પ્રણવ-પ્રકૃતિયુક્ત સત્તા પામી પંચભૂતાદિ કાર્યમાં ફસાયા. કારણ કે રજ, તમ અને સાત્ત્વિક ગુણો પંચ તત્ત્વના હીરરૂપે છે, એટલે મુદ્દારૂપે કહીએ તો ચાલે તેવું છે.

दश इंद्री प्रथी पोगर, अंतसकरण विकास;
खट चकर तरु जडजीनुं, नीज जमी कीयेहु जमास. ॥७॥

પૃથ્વી આદિ પંચ તત્ત્વોના સ્થુલ શરીરના પોગાર (પોલાણ)માં દશ ઈંદ્રિયોના ગોલખ આવેલા છે. અને તે ગોલખ દ્વારા મન આદિ અંતઃકરણ વિહાર કરે છે. અને શરીરમાં જુદી જુદી જગ્યાએ આવેલાં જે છ ચક્રો છે તેમાં પ્રાણાયામનાં મૂળ છે.

सुनहो प्रणव तरु सफुरण, धरही सुरत ततवेत;
शाखा पत्र कुसुंम फळ, कहु जीनुं सकल समेत. ॥८॥

ભગવાન કરુણાસાગર કહે છે કે, હે તત્ત્વવેત્તાઓ ! પ્રાણાયામની સ્ફુરણા સ્ફુર્યા પછી શાખા, પત્ર, ફૂલ, ફળ વગેરે કેમ અને કેવી રીતે થયાં તે તમો સુરતા ધરીને સાંભળો.

शाखा वांणी चतुर जेही, पत्र नीगंम अनुसार;
संध्या गायंत्री फल, पुष्प बावंन विस्तार. ॥९॥

પ્રાણાયામરૂપી વૃક્ષની ચાર શાખાઓ છે. જે પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી; અને તે પ્રાણાયામરૂપી વૃક્ષને આવેલાં જે પાંદડાં તે રૂપી વેદ જાણવા. તે વેદો પ્રાણાયામરૂપી વૃક્ષને અનુસરીને બોલેલા છે અને તે વેદો રચવામાં જે બાવન અક્ષરો છે તે રૂપી પુષ્પ જાણવાં તથા તે પુષ્પ દ્વારા જે ફળ બંધાય છે, તે રૂપી સંધ્યા અને ગાયત્રી સમજવાં.

**एही तरु प्रणव परम वीत, भवकारण निजभेव;**
**जीनुं फल द्वीज रछपालही, पावत संत सदेव. ॥१०॥**

ભગવાન કરુણાસાગર કહે છે કે સર્વ વિત્તનું જે વિત્ત એવો જે પ્રાણાયામ, તે પ્રાણાયામરૂપી પરમવિત્ત તે જ અનંત બ્રહ્માંડનું મૂળ કારણ છે. તે કારણરૂપ પ્રાણાયામથી સંધ્યા ને ગાયત્રીરૂપી આવેલાં ફળનું રક્ષણ કરનારાઓ દ્વિજો (બ્રાહ્મણો) છે. અને તે ફળના ભોક્તાઓ મહાન ગતિના સંત મહાપુરુષો છે. કારણ તે ઉંચા પ્રકારના ફળનું બ્રાહ્મણો તો રક્ષણ જ કરી શકે છે, ખાઈ શકતા નથી.

**धात पांण प्रतमावीसे, तेही फळ कीयेहु प्रवेस;**
**बीनु जीव जग सीरनाईया, गनी उर देव देवेस. ॥११॥**

હવે તે કર્મ મૂર્તિ આદિમાં જ્યારે પ્રાણ-પ્રતિષ્ઠા કરવાનો પ્રસંગ આવે ત્યારે પ્રાણાયામનું રક્ષણ કરી જે કાંઈ દૈવત મેળવ્યું હોય તે દૈવત મૂર્તિમાં મૂકી પોતે ખાલી થાય, અને મજૂરી પેટામાં દક્ષિણા લેઈ ફળરૂપ જે વિત્ત તેની આહુતિ આપી દઈ પોતે ખર્ચી ખાઈને પરવારી જાય છે, તથા સદર પ્રતિમામાં તેમ કરવા છતાં જીવ પ્રવેશ કરી શકતો નથી, છતાં જગતના અંધજનો તેને દેવાધિદેવ ગણીને મસ્તક નમાવે છે.

**जेही जपसे जडदेव भये, तेही द्वीज प्रेरनवाल;**
**आप रहेहु नीज कंकर, जबी कहेहु रछपाल. ॥१२॥**

પાષાણ આદિ પ્રતિમામાં જાપ જપીને જે ભાવ ભર્યો છે તે વસ્તુતાએ જડ છે. છતાં તને દેવ માની જગતે મસ્તક ઝૂકાવેલું છે. આમ થવાનું કારણ બ્રાહ્મણ હાથની પ્રતિષ્ઠા એ તો ઉંચામાં ઉંચી ગણાય એવી માન્યતા ચાલતી આવેલી છે. બ્રાહ્મણ દેવોની કરેલી

પ્રતિષ્ઠા તે જડમાં દાખલ થવાથી જડ પણ દેવગતિનું લેખાય છે. ત્યારે બીજું બ્રાહ્મણોની દુર્દશા કાયમથી જ ટળવળીઆ સ્વભાવ સાથે ગરીબાઈપણું જેટલું જોઈએ તેટલું બ્રાહ્મણ શરીરમાં ભરેલું છે. એકંદરે તપાસ કરતાં બ્રાહ્મણે વિત્ત તો મેળવ્યું પણ તે વિત્ત આર્થિક જીવિકા ચલાવવામાં ખર્ચી નાખ્યું એ જ કારણે તેમને રક્ષપાલ કહેવાની જરૂર પડેલી છે.

(લેખક તરફથી ટિપ્પણ.) કોઈ એક ખેડુતે ધર્માદા ઘાસની ગંજી કરેલી. તે ગંજી ઉપર ફરતો ફરતો કોઈ એક રક્ષક આવીને બેઠેલો. તે રક્ષક ઘાસની ગંજીનું રક્ષણ કરતો હતો, તે દરમિયાન કોઈ એક ગાય ઘાસની ગંજી જોઈ ખાવા આવી ચઢી. ત્યારે ઉપર બેઠેલો રક્ષક સદર ગાયને ઘાસ ખાવા નહિ દેતાં વલવલાટ કરતો ગાયની સામે ધસ્યો. એટલે ગાય બિચારી નિરૂપાયે ચાલી ગઈ. આ ઉપરથી મતલબ એવો નીકળે છે કે પ્રાણાયામના ફળરૂપી ઘાસની ગંજીનું રક્ષણ જગતના આગવા ગણાતાઓ પોતાને માથે માની રક્ષણ કરે છે, ત્યારે બીજી બાજુ જગત રૂપી ગાય ઐશ્વર્ય માર્ગમાં જવા પ્રાણાયામ રૂપી કલ્પતરૂની છાયામાં ઘાસ અને પાણી સર્વ મળશે એમ જાણી જોઈ આવી ચઢે તો ઉપર બેઠેલો રખવાળ ખાવા દેતો નથી. વળી રખવાળાને ઉપયોગી નથી. છતાં કોઈ કહે કે ગાયત્રી રૂપી ફળ ઈશ્વરનું બનાવેલું છે, અને જગતભરના સર્વ લોકોનો તે ફળ ખાવાનો અધિકાર છે, છતાં તમો કનડગત શા માટે કરો છો એવું કોઈ કહે તો દ્વિજરક્ષપાલ તરફથી ઉત્તર એટલો જ મળશે કે બ્રાહ્મણો સિવાય બીજી કોઈ વર્ણનો અધિકાર નથી. હવે વિચારવાનું એટલું જ કે જગતભરમાંથી ઊંચા વિચારો નાશ પામવાનું મૂળ કારણ બ્રાહ્મણો જ છે. કદાચ તેમની શ્રેષ્ઠતા પ્રમાણે તેઓએ સાચવી રાખેલું હોત તો સારું હતું. પણ રક્ષકની માફક ન ખાધું ને જગત રૂપી ગાયને ન ખાવા દીધું ઈતિ.

तेही संध्या गायंत्री, जेही फल प्रणव व्रखेव;<br>
जपत जपत जीनु जुग गये, कोउ द्वीज भये नां देव. ॥१३॥

પ્રાણાયામ રૂપી વૃક્ષનાં જે ફળ સંધ્યા અને ગાયત્રી – તે ગાયત્રી જપતાં જપતાં બ્રાહ્મણોના યુગોના યુગો વહી ગયા તથાપિ કોઈ બ્રાહ્મણ દેવગતિના થયા એવું સાંભળ્યું નથી.

जीने जीने एही फल पाईया, लेई सतगुरु गमसार;

व्यास कपील दत शंकर, भये ईश्वर अवतार. ॥१४॥

ગાયત્રી, સંધ્યારૂપી ફળ એ પુરૂષો ખાઈ શકેલા છે કે જેણે સત્‌ગુરૂ પાસેથી ગમગતિ લીધેલી હોય. અને જેણે સદ્‌ગુરૂ દ્વારા ગતિ પ્રાપ્ત કરી છે તેવા મહાન તત્ત્વવેત્તાઓ પૈકી વ્યાસ, કપિલ, દત્તાત્રય, શંકર જેવા મહાપુરુષો ઈશ્વરી અવતાર તરીકે ઓળખાયેલા છે.

बीन सतगुरु द्वीज जीव रह्यो, जपी जप भये प्रवीन;

फल गति गंम पये शीवहुते, बीनु गतिगंम रहे दीन. ॥१५॥

ભગવાન કરુણાસાગર કહે છે કે જેઓને સદ્‌ગુરુ ના મળ્યા અથવા જેણે સદ્‌ગુરુને ના ઓળખ્યા તેઓ જ માત્ર આ જગતમાં જીવરૂપે રહેલા છે. તેવા જ જીવબુદ્ધિના બ્રાહ્મણો ગાયત્રી સંધ્યાના જાપ જપી જપીને પ્રવીણ થએલા છે. જેથી આગળ પડી આગવા થવાનો દાવો રાખે છે. પણ વસ્તુતાએ તેઓનામાં લેશમાત્ર વિત્ત નથી. તેમજ જેણે જેણે ગાયત્રીરૂપ ફળ ચાખ્યાં છે તેઓ શિવગતિના એટલે મુક્તદશાના પુરુષો પાક્યા અને જેઓ આ બાબતના ઊંડા વિચારમાં ના ઉતર્યા તેઓ રખેવાળી પુરતા હક્ક સાચવી આદિથી અંત સુધી જીવ દશામાં રહેલા છે.

वालमीक मुनी नारद, पारासुर वसीष्ठ;

सौदर थापण गुरगंमे, शबशीर भये बरेष्ट. ॥१६॥

વાલ્મીક મુનિ, નારદ, પારાસુર, વસિષ્ઠ એ વગેરેની ઉત્પત્તિ જગતે માનેલી નીચ વર્ણમાં થયેલી છે, તથાપિ ગુરુગમના મહાન લક્ષ વડે એટલા તો ઊંચા થયા કે સમસ્ત વર્ણ જાતિ કરતાં બ્રહ્મદશાના અધિક બળવાન પુરુષો થયેલા છે. તેમની આગળ જાતિવર્ણની ઉંચતા બિચારી કોણ માત્ર છે ?

जबी बरणेहु हंमसंतही, फलपावंन अधिकार;

पायेहुं सबजेही शीवभये, बीनु पाए द्वीज रखवार. ॥१७॥

ભગવાન કરુણાસાગર કહે છે કે એટલા માટે અમોએ સંત દશાના અધિકારીઓનું વર્ણન કહેલું છે. અને પ્રાણાયામ વૃક્ષના ફળનું ભક્ષણ જેમણે કરેલું છે. તેઓ જ કલ્યાણ માર્ગના મહાન પુરુષો ગણાએલા છે. અને જેણે તે ફળ ના ચાખ્યું હોય તેઓ જ અંધગતિનો ખોટો વિશ્વાસ રાખી બેસી રહેલા છે. તેમને જીવ બુદ્ધિના જાણવા.

प्रणव वृक्ष फल ब्रंरनवही, कहेजीनुं जेही अधिकार;
संत समझफल भक्षनकी, वीप्र वंदेहु रखवार. ॥१८॥

પ્રાણાયામ રૂપી કલ્પવૃક્ષના ફળનું વર્ણન કરીને ભગવાન કહે છે કે જેનો જે અધિકાર હતો તેને તે કહ્યો છે. તથાપિ પ્રણવ વૃક્ષના ફળનો રસ સંત દશાના મહાપુરુષોએ સંપૂર્ણ લીધો છે. અને બ્રાહ્મણોએ તેનું વર્ણન કર્યું અને પ્રશંસા પણ ઘણી કરી, પણ રસનો સ્વાદ ચાખ્યો હોય એવું જણાતું એ નથી અને મળી આવતું એ નથી. માત્ર સંધ્યા, ગાયત્રી હમારાં છે એમ માની રખવાળું કરેલું છે.

रखवाले मे जेही दीये, दांन पुंन्य ब्रह्म भोज;
करम कांड कन्या वीधी, ओरु मृतीया क्रम मोज. ॥१९॥

પ્રાણાયામરૂપી વૃક્ષને આવેલાં ફળનું રક્ષણ કર્યું એ ઉપરથી જ એમને રખેવાળ કહેલા છે. એટલે તે રખેવાળી બદલ પુન્ય, દાન, બ્રહ્મભોજન, કર્મકાંડ, કન્યાનાં વિધિકર્મ અને મરેલાના ખાટલા સદરહુ દ્વિજજનોને આપવામાં આવેલાં છે.

अब शाखा पुनी पत्रही, वृक्ष पुष्प पतियार;
नांम रु प गुण सब कहु, जीनुं जेही तत्व विचार. ॥२०॥

ઉપર પ્રમાણે અત્યાર સુધી પ્રાણાયામ રૂપી વૃક્ષના ફળ વિષેનું વર્ણન કરવામાં આવેલું છે. હવે પ્રાણાયામ રૂપી વૃક્ષની શાખા, પત્ર અને પુષ્પના નામ, રૂપ, ગુણ આદિ સર્વ તત્ત્વોને વિચારવામાં આવે છે.

परा पसंती मध्यमा, वैखरी वांणी विलास;
ए शाखा तरु प्रणवकी, भये जीनु नीगम प्रकास. ॥२१॥

પ્રાણાયામ રૂપી વૃક્ષની ચાર ડાળી છે. તે પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી છે. એ ચાર પ્રકારની વાણીથી ચાર વેદ રચાયેલા છે.

नीगम चतुर चीत चीतवंन, उचरेहु अनंत प्रकार;
नांम सांम रघु जजुरही, अथर वरण अनुसार. ॥२२॥

નિગમ એટલે વેદોએ ઘણા પ્રકારે ચિંતવન કરીને અનંત પ્રકારે વાણીનો ઉચ્ચાર કર્યો છે. એ વેદનાં નામ રૂગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ છે.

श्रुति स्मृति ओरु कांडही, नीगम पत्र अहंमेव;
अष्टादस खट नव जीनुं, पत्रमे अंक अवेव. ॥२३॥

વેદની મૂળ ઉત્પત્તિ કહી. હવે શ્રુતિ, સ્મૃતિ અને કર્મકાંડ વેદના પાંદડાંની રેષાઓ છે. તથા છ શાસ્ત્રો પાંદડાંના રેષાઓના નાના રેષાઓ છે. અને વ્યાકરણ તથા અઢાર પુરાણો તે રેષાઓની સાથે વળગેલી જાળ જેવા જાણવાં. આ બધાં વેદમાંથી નીકળેલા અવયવો રૂપ છે.

चौद विद्या वैदक गीरा, मंत्र जंत्र बहु भींन;
ओर कथा इतिहास लयौहु, नीगंम पत्र जीनुं चीन. ॥२४॥

પ્રાણાયામ રૂપી વૃક્ષની શાખાઓ આવેલાં પાંતરાં ને ચીનીને એટલે ખોજ કરીને ચાર લક્ષ વૈદક ગીરા, ચૌદ વિદ્યા, મંત્ર જંત્ર તથા ઈતિહાસ વિગેરે ભિન્ન ભિન્ન અનેક પ્રકાર કહેલા છે.

एही पत्र वृक्ष प्रणवके, नीगम चतुर अधिकार;
अब गतिग्यंम कहु कुस्मकी, जेही बावंन विस्तार. ॥२५॥

સદરહુ પાંતરાંનું જે વર્ણન કર્યું તે પ્રાણાયામ રૂપી વૃક્ષનાં છે. તે તથા ચાર વેદની ઉત્પત્તિ તથા અધિકાર કહ્યો છે. હવે પુષ્પ વિષે જે કહેવાનું બાકી રહ્યું છે તે હવે પછીના પ્રકરણમાં બાવન અક્ષર સંયુક્ત વિસ્તારથી કહેવામાં આવશે.



॥ दोहा॥

शाखा पत्र फल बरनेहु, वीवीधि भात्य वीगतंग;
अब गंम कहु सुण कुसुमकी, केहें कुवेर उमंग. ॥२६॥

ભગવાન કરૂણાસાગર (કુવેર સ્વામિજી) કહે છે કે પ્રાણાયામની શાખા રૂપી વેદ તથા પત્ર અને ફળ વિવિધ પ્રકારે કહ્યાં. હવે પુષ્પના સ્વરૂપનું વર્ણન કરું છું. તે નીચે પ્રમાણે સાંભળો.

ઇતિ શ્રી શાખા પત્રફલ વિભાગ કરનકો અંગ દ્વિતીયો કેતુ સંપૂર્ણ.





## અથ અક્ષર સાર પુષ્ટિ પ્રતિપાદ કરનં નામ તૃતીયો કેતુ પ્રારંભતે





कर्ता अंश वृत्ति प्रणवही, उभय होत टहंकार;
सोहीनिज स्वर टहंकारके, अक्षर कीये आकार. ॥१॥

સકર્તા પતિદેવના અંશની વૃત્તિ ભાવયુક્ત જ્યારે પ્રાણાયામ ઉપર પડી ત્યારે પ્રાણાયામમાં જાગૃતિ આવી. એ જાગૃતિના કારણથી અક્ષરોના આકાર બંધાયેલા છે. ત્યારે જ શબ્દનો ટહંકાર થાય છે.

बोहोरु स्वर ओरु मंन मीली, घरे अंकशीरनांम;
बीनु स्वरमंन अंतसकरण, उठेनां अंक अकांम. ॥२॥

ફરીથી કહું છું કે જ્યારે સ્વર પર મનની ઐક્યતા થાય છે, ત્યારે ખટ ચક્રોમાંથી નીકળતા બાવન અક્ષરો રૂપી અંકનું નામ, સ્વર અને મનની ઐક્યતાથી પાડેલું છે. એટલે મૂળ અંક પ્રણવમાં હતા તે મન અને સ્વરના સંયમે કરીને ક, ખ વિગેરે સંજ્ઞાઓ કરેલી છે. આવી

રીતે અંક અક્ષરો ઉપર વ્યવસ્થા ગોઠવાયેલી છે. છતાં મન અને સ્વરના યોગ સિવાય અક્ષરનો એક પણ આકાર ઉઠી શકતો નથી.

तेही अंतसकरण स्वरनके, वींछडे नहि अखरंत
नातो एकला प्रणवसे, ना मनसे लखीयंत. ॥३॥

તેહી એટલે તે અંતઃકરણ અને સ્વર એ બન્ને જ્યારે વિખુટાં પડે ત્યારે અક્ષરો નીકળે નહિ. કારણ અક્ષર પ્રાણમાં છે. પણ મનના યોગ સિવાય નીકળી શકતા નથી. એટલે મન-પ્રાણની જોડી વડે અંક અક્ષરોનો વહેવાર કરી શકીએ છીએ.

तीनके कहु अनुकरमही, सुनो संत गतीताय;
होतलीन ससोपती मंन, स्वर ते क्यौं न बोलाय. ॥४॥

તે વિષેનો ખુલાસો અનુક્રમ પ્રમાણે કહું તે હે સંતગતિના સંતજનો સાંભળો. જો કદાચ સ્વર એકલાથી જ શબ્દ ઉચ્ચાર થતો હોય તો મનનો સુષુપ્તિમાં લય થતાં એક પણ શબ્દ બોલી શકાતો નતી.

पुनी जाग्रतमही प्रणवही, कुंभक करी रोकाय;
ओरु एकलमंन आरोकीते, स्वरवीनुं शब्द न थाय. ॥५॥

બીજો ખુલાસો એવી રીતે છે કે મન વડે પણ અક્ષરોનું રૂપ બાંધી શકાતું નથી. કારણ કે જાગૃત અવસ્થામાં પ્રાણને કુંભકના ઘરમાં સ્થિર કરવામાં આવે અને મનને છૂટું મૂકવામાં આવે તથાપિ સ્વર વગર શબ્દ બોલી શકાય નહિ.

तबते जुगल मीली जबी, झडत अंक टहंकार;
होत अनंत विविधी विध, अगणित अरथ उचार. ॥६॥

એટલા જ માટે મન સ્વરની એકતાએ જ અંક અક્ષર કાઢી શકાય છે, તથા અનંત પ્રકારે વિવિધ પ્રકારનાં રૂપ તથા અગણિત અર્થનાં રૂપ બાંધી શકાય છે.

मन ओरु स्वर प्रशंगमीली, अक्षर कीये समेव;
पुनही थपे तीनुं नांम ही, मंनस्वरके अहंभेवः. ॥७॥

જ્યારે મન સ્વરનો પ્રસંગ મળે ત્યારે અક્ષર કાઢી શકાય છે. અને તે અક્ષરો વડે નામની સ્થાપના થાય છે. એનું જ નામ મન સ્વરનો ભાવ.

बीनु अहंमेव मंन स्वरनके, कोही कुन करत उचार;
बीनुं उचरे स्वर अक्षर, कीनहु न लीखे लगार. ॥८॥

જ્યાં સુધી મનનો અહમેવ સ્વર ઉપર ધરવામાં ન આવે ત્યાં સુધી બીજી કોઈ તત્ત્વ પ્રવૃત્તિથી ઉચ્ચાર થઈ શકે તેમ નથી. તથા મનના ઉચ્ચાર વગર રેખ માત્ર નામનો ઉચ્ચાર થઈ શકે તેમ નથી.

ओरु बीनु अक्षर नांमही, कीस विधि शके सकार;
आवहो ईत कोहु कही शकै, मंन बीनु बोलबकार. ॥९॥

અક્ષર વગરનાં નામ કોઈ ઉપાયે સાકાર રૂપે થતાં નથી. અને જો તે પ્રમાણે તમારું માનવું ન હોય તો મારી પાસે આવો અને કહી શકો કે મન વગર અમે બોલી શકીશું.

तदपि अंक ओरु नामके, स्वरते मंन कीरतार;
जबतो नांमसे मन बडे, देखहो रुदे विचार. ॥१०॥

અંક અને નામ એ બન્ને સ્વર દ્વારા મન કાઢી શકે છે. એ જ કારણે હૃદય સાથે વિચાર કરીને જુઓ કે નામથી મન મોટું છે.

तबही सकल कुल नांमही, अक्षर सहित समेत;
मंन अंतसकरण स्वरकी, ए सब प्रजा सहेत. ॥११॥

ભવ ભરના યાવત્ પદાર્થો નામ સંજ્ઞાથી ઓળખાય છે, અને અંકનું રૂપ અક્ષરોથી બંધાયું છે. એટલે અંક અક્ષરરૂપી પ્રજા મન સ્વર વડે જ પ્રસરેલી છે.

प्रजा स्वर ओरु मंन तणी, अंक नांम उभयेव;
विविधी भात्य भिन्न भिन्न करी, सकल सुनायेहुभेव. ॥१२॥

સ્વર અને મનની પ્રજા અંક અને નામ બન્ને છે, તે જુદી જુદી રીતે કરીને સર્વ ભેવ એટલે જાણ્ય જાણવી.

तबते अक्षर नांमके, कारण मंन किरतार;
उलटपुलट जेही विधिजंम, कीन मरमगती सार. ॥१३॥

માટે અક્ષર અને નામને કરનાર મન છે. તે ઉલટ-સુલટ કરીને જે જેવી રીતે છે તેવી રીતે તેનો મર્મ અને ગતિની સમજ બતાવી.

अंक कीन धरी नांमसे, नांमनही बीनुं अंक;
उभे लगत एक एकनपर, मंनके कीये आलंक ॥१४॥

અંકથી નામ કર્યું પણ નામ અક્ષર વગર નથી. એ બન્નેનો એક બીજાની સાથે અરસપરસ સંબંધ છે. એ અલંકાર મનનો છે.

पण आगम गम अक्षर, होत प्रथम झनकार;
निज अनुभवे शुंन्य स्वरकरी, स्वरते अंक आकार. ॥१५॥

પણ અગમગમ અક્ષરની જ છે કે જેની ઉત્પત્તિ પ્રથમ છે. તે નિજ અનુભવે કરી સ્વરને સ્થિર કરીને જોઈએ તો સ્વરથી અંકની ઉત્પત્તિ જણાય છે.

तेही स्वर अक्षर के शीर, पीछे रखे सनांम;
नहीतर अक्षर तो हुते, करके कीये अनांम. ॥१६॥

તે સ્વર અક્ષરથી શ્રેષ્ઠ છે. અને નામ પછીથી છે. નહિ તો અક્ષર તદ્રૂપ તો હતા જ અને નામ કૃત્રિમ એટલે પછીથી છે.

तब वस्तुताए सही, आगम ग्यंम अंकेस;
पीछे नांम आरोपीत, जबते अंक सरेस. ॥१७॥

તે માટે વસ્તુતાએ અક્ષરની ગમ આગળ છે. અને નામનું પછીથી આરોપણ [illegible] છે, માટે અંક પહેલો છે અને પછી નામ છે.

बीनुं आरोपंन नांमकी, अंक हुते तदरुप;
नांम लगी संगन्याशीर, जाते करत जनुप. ॥१८॥

નામના આરોપણ વગર અંક પોતાને સ્વરૂપે હતા. નામની સંજ્ઞા વસ્તુને ઓળખાવા માટે વસ્તુ ઉપર લાગી.

पण रकमे नहि नांमही, अरपीत आल अहंमेव;

रकमे तो अक्षर स्वर, मील्या न नांम अवेव. ॥१९॥

રકમ એ નામ નથી પણ અર્પણ કરવું એ ખાલી આળ છે. રકમ તો અક્ષર અને સ્વર જ છે. તેમાં નામનો અવેવ જણાતો નથી.

बीनु रकमे जेही नांमही, काजकरत नहि कोय;

वंझ्यासुत झौं तातकी, सेव करत कीनु जोय. ॥२०॥

રકમ સિવાયનું નામ કોઈ પણ પ્રકારનું કામ કરી શકતું નથી. દાખલા તરીકે વાંઝણીના દીકરાને પિતાની સેવા કરતાં કોઈએ જોયો છે ? અને જો જોયો હોય તો તેની માતા વંઝા શી રીતે હોઈ શકે ?

जबते नांम मीथ्यामत, रकम विना रघ कांय;

ताते अंक अनुपमे, सब आये तीनुं मांहांय. ॥२१॥

વસ્તુ વગરના નામનો મત મીથ્યા છે, માટે અંકના અનુપમપણામાં બધું આવી જાય છે.

क्रता अंशजीनुं वृत्ति हुते, प्रणवसेती उचरंत;

सोही उचरंनके अक्षर, कीन बावंन गतितंत. ॥२२॥

નિજ કર્તાના અંશની વૃત્તિના યોગે કરીને પ્રણવમાંથી અક્ષરનો ઉચ્ચાર થાય છે. તે ઉચ્ચાર વડે બાવન અક્ષરની ગતિ પ્રણવમાંથી નીકળે છે.

जेतने स्वरथे प्रणवमें, तेतने नीकसे आय;

बहोरु उचार न करीशके, तीनके कहु अभिप्राय. ॥२३॥

જેટલા સ્વર પ્રણવમાં હતા તેટલા નીકળી આવ્યા. અને ઘણા અક્ષરનો ઉચ્ચાર કરી શકે છે. તે વિષેના અભિપ્રાય કહું છું.

नीज पति पुरवे प्रणवमें, जेही पोखेहु स्वरसंच;
ते तरु प्रणव गीरालते, खीलेहु पुष्प रतिरंच. ॥२४॥

પ્રથમ નિજ પતિએ પ્રણવમાં જે સ્વરરૂપી સંચ પોખેલો છે, એટલે મૂકેલો છે. તે પ્રણવરૂપી વૃક્ષ દ્વારા ગીરાલ એટલે વાણીમાંથી અક્ષરરૂપી પુષ્પો નીકળ્યાં. તેમાં કંઈ પણ બાકી રહ્યા સિવાય અંદર જેટલાં હતાં તેટલાં બધાં બહાર નીકળ્યાં.

जेही पुष्प गतिअक्षर, स्वर कटीकीयेहु आकार;
ताबीनुं क्यौं नहि उचरत, बीनुं पोखेहु किरतार. ॥२५॥

પુષ્પની ગતિરૂપે જે અક્ષર છે તે અક્ષરને સ્વર કટી (એટલે સ્વરમાંથી કાઢીને) આકાર કરેલો છે. તેના સિવાય બીજો કોઈ પણ ઉચ્ચાર બની શકતો નથી. કારણ કર્તા કેવલે તે પોખેલો જ નથી.

तेही बावन अक्षर निज, पुष्प प्रणव तरु सोय;
परम बासजीनुं लपटही, बीनुं पट लगे न कोय. ॥२६॥

પ્રણવરૂપી વૃક્ષને બાવન અક્ષરરૂપ ફુલ આવ્યાં. જેમ કે વૃક્ષના પુષ્પમાં જે સુગંધ તે વૃક્ષમાંથી જ આવે છે. તેવી જ રીતે પ્રણવરૂપી ફૂલમાંથી અક્ષરરૂપી ફૂલોમાં બાસ (ૐકાર પ્રણવથી લપટાયેલો અક્ષર) આવેલો છે.

जेही लपट अक्षर कह्यो, तेही सकल रहे छाय;
सुगम नीगम अणु रजतज, बीनुं अक्षर न कहाय. ॥२७॥

જેહી લપટે એટલે પ્રણવ બાસની સાથે લપટાએલા અંક તેને જ અક્ષરો કહેલા છે. અને સુગમ નીગમ અણુરણુ રજતજથી લઈને સર્વ રકમો અક્ષરોની છાયામાં છવાયેલી છે.

अतही प्रोहोढ पसरंन जीनु, कीनु तंन नहि बीनुं अंक;
लघु दीरघके अरुप रुप, अक्षर थकी वल वंक. ॥२८॥

કેવલકર્તાના ચૌદ લોક રૂપી અનંત કૃતનો વિસ્તાર જ્યાં સુધી પહોંચ્યો છે, ત્યાં સુધી અંક અક્ષરો પહોંચી વસ્તુ માત્રનું ઓળખાણ કરાવે છે.

**बरन अढार विविधी विध, चतुश्रेष्ट जीनुमूल;**
**टेरतजीनु उतईत सबे, अक्षरते अनुकुल. ॥२९॥**

અઢાર વર્ણ જેમાં ચાર મૂળરૂપે છે, તે શ્રેષ્ઠ છે. તે અક્ષરના અનુક્રમને લઈને ઉતઈત સર્વ લોકો બોલાવે છે.

**वणीक कहेतो अक्षरे, ब्राह्मण अंक अनुप;**
**क्षत्री कहेतो अक्षरे, अक्षर सौद्रर उप. ॥३०॥**

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર. એ ચારે વર્ણ અક્ષરથી ઓળખી શકાય છે.

**तीन तीन अक्षर लगे, वरण चतुर शीरवाण;**
**आप आपनेकु बोलावन, शबशीर अंकसे सेंधाण. ॥३१॥**

ત્રણ ત્રણ અક્ષરો ચાર વર્ણને માથે પોતપોતાને ઓળખાવવા ખાતર છે.

**ओरु नरनार सकलजीनुं, धीया पुत्र परिवार;**
**सबशीर ओलखांण अंकसे, चलत मनुष्य वेहेवार. ॥३२॥**

સર્વ નરનારી સ્ત્રી-પુત્ર પરિવારની આધ્ય લઈને સર્વ મનુષ્યનો વહેવાર અક્ષરની ઓળખાણથી ચાલે છે.

**जंगम बीना वीनु अक्षरे, स्थावर भार अढार;**
**रुपगुण ओरु चहीतनवडे, चल्यो जाय परिवार. ॥३३॥**

જંગમ સિવાયની સ્થાવર જાતિ, અઢાર ભાર વનસ્પતિની આદ્યે લઈ સર્વનો રૂપ-ગુણ અને ચૈતન્ય વડે વગર અક્ષરે પરિવાર ચાલ્યો જાય છે.

**कोहो तरु कीनकु बोलावत, कोउ कीनु करत मेलाप;**
**फुलत फलत उदवीत वृक्ष, जांही तांही आपही आप. ॥३४॥**

તરૂ જાતિ કોઈ કોઈને બોલાવી શકતાં નથી અને અરસ પરસ એક બીજાનો મેળાપ પણ કરી શકતાં નથી. અને પોતે જ્યાં ઉદય ત્યાં પોતાની મેળે ફૂલે છે અને ફળ પણ આવે છે.

बीनुं बोले तरु सबनकु, अक्षरकु नहि कांम;
बीनु अक्षर रुपगुण वडे, स्थावर रहत आराम. ॥३५॥

બોલ્યા સિવાય સર્વ તરૂ, જાતિ અક્ષર વિના પણ પોતાના રૂપ ગુણ વડે આરામથી રહે છે.

बोलेहु निजपति वादीवीद, ममउर भये अंदेह;
तरण आद्य कुल थावर, बीनुं अक्षर नहि देह. ॥३६॥

પ્રતિવાદી કહે છે કે, મારા હૃદયને વિષે સંશય ઉત્પન્ન થયો છે, કે તરણાની આદ્યે લઈને કુલ સ્થાવર જાતિનો અક્ષર સિવાયનો દેહ નથી.

स्थावर कहेतो अक्षरे, वनस्पति सोई अंक;
ओरु भिन्न भिन्न तरु सबनके, अक्षरके शीर लंक. ॥३७॥

વળી તમામ સ્થાવર તેમજ ભિન્ન ભિન્ન સર્વ તરૂને માથે અક્ષર છે. અક્ષર વગર કોઈનો દેહ નથી.

सुन्य ते समझ प्रतिवादीवीद, उपजेही तुज अंदेस;
कहुं जेही विगत मनुष क्रत, छुटही सकल संदेस. ॥३८॥

હે પ્રતિવાદી, તને જે સંશય ઉત્પન્ન થયો તેની સમજ વિગતવાર કહું છું કે એ સર્વ અક્ષરો મનુષ્ય કૃત છે. જેથી તારો સર્વ સંશય છુટી જાય એવી રીતે કહું છું, તે તું સાંભળ.

जेतेनेभर स्थावर तनु, पनडी आद्य व्रक्षवेल;
ते ते भरवीनु अक्षर, अदबद रहत अकेल. ॥३९॥

જગતભરમાં જેટલા સ્થાવરતનુ પનડીની આદ્યે લઈને વૃક્ષને વેલી જાતિએ સર્વ અક્ષર સિવાય અદબદ એકલાં રહે છે.

जीवन सहीत ओरु रुपगुन, प्रथंम हुतेहु तरुतंत;
तीनु सब लखे जंगम वीखे, आपनो करत वृतांत. ॥४०॥

बरन अढार विविधी विध, चतुश्रेष्ट जीनुमूल;
टेरतजीनु उतईत सबे, अक्षरते अनुकुल. ॥२९॥

અઢાર વર્ણ જેમાં ચાર મૂળરૂપે છે, તે શ્રેષ્ઠ છે. તે અક્ષરના અનુક્રમને લઈને ઉતઈત સર્વ લોકો બોલાવે છે.

वणीक कहेतो अक्षरे, ब्राह्मण अंक अनुप;
क्षत्री कहेतो अक्षरे, अक्षर सौद्रर उप. ॥३०॥

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર. એ ચારે વર્ણ અક્ષરથી ઓળખી શકાય છે.

तीन तीन अक्षर लगे, वरण चतुर शीरवाण;
आप आपनेकु बोलावन, शबशीर अंकसे सेंधाण. ॥३१॥

ત્રણ ત્રણ અક્ષરો ચાર વર્ણને માથે પોતપોતાને ઓળખાવવા ખાતર છે.

ओरु नरनार सकलजीनुं, धीया पुत्र परिवार;
सबशीर ओलखांण अंकसे, चलत मनुष्य वेहेवार. ॥३२॥

સર્વ નરનારી સ્ત્રી-પુત્ર પરિવારની આધ્ય લઈને સર્વ મનુષ્યનો વહેવાર અક્ષરની ઓળખાણથી ચાલે છે.

जंगम बीना वीनु अक्षरे, स्थावर भार अढार;
रुपगुण ओरु चहीतनवडे, चल्यो जाय परिवार. ॥३३॥

જંગમ સિવાયની સ્થાવર જાતિ, અઢાર ભાર વનસ્પતિની આદ્યે લઈ સર્વનો રૂપ-ગુણ અને ચૈતન્ય વડે વગર અક્ષરે પરિવાર ચાલ્યો જાય છે.

कोहो तरु कीनकु बोलावत, कोउ कीनु करत मेलाप;
फुलत फलत उदवीत वृक्ष, जांही तांही आपही आप. ॥३४॥

તરૂ જાતિ કોઈ કોઈને બોલાવી શકતાં નથી અને અરસ પરસ એક બીજાનો મેળાપ પણ કરી શકતાં નથી. અને પોતે જ્યાં ઉદય ત્યાં પોતાની મેળે ફૂલે છે અને ફળ પણ આવે છે.

बीनुं बोले तरु सबनकु, अक्षरकु नहि कांम;
बीनु अक्षर रुपगुण वडे, स्थावर रहत आराम. ॥३५॥

બોલ્યા સિવાય સર્વ તરૂ, જાતિ અક્ષર વિના પણ પોતાના રૂપ ગુણ વડે આરામથી રહે છે.

बोलेहु निजपति वादीवीद, ममउर भये अंदेह;
तरण आद्य कुल थावर, बीनुं अक्षर नहि देह. ॥३६॥

પ્રતિવાદી કહે છે કે, મારા હૃદયને વિષે સંશય ઉત્પન્ન થયો છે, કે તરણાની આદ્યે લઈને કુલ સ્થાવર જાતિનો અક્ષર સિવાયનો દેહ નથી.

स्थावर कहेतो अक्षरे, वनस्पति सोई अंक;
ओरु भिन्न भिन्न तरु सबनके, अक्षरके शीर लंक. ॥३७॥

વળી તમામ સ્થાવર તેમજ ભિન્ન ભિન્ન સર્વ તરૂને માથે અક્ષર છે. અક્ષર વગર કોઈનો દેહ નથી.

सुन्य ते समझ प्रतिवादीवीद, उपजेही तुज अंदेस;
कहुं जेही विगत मनुष क्रत, छुटही सकल संदेस. ॥३८॥

હે પ્રતિવાદી, તને જે સંશય ઉત્પન્ન થયો તેની સમજ વિગતવાર કહું છું કે એ સર્વ અક્ષરો મનુષ્ય કૃત છે. જેથી તારો સર્વ સંશય છુટી જાય એવી રીતે કહું છું, તે તું સાંભળ.

जेतेनेभर स्थावर तनु, पनडी आद्य व्रक्षवेल;
ते ते भरवीनु अक्षर, अदबद रहत अकेल. ॥३९॥

જગતભરમાં જેટલા સ્થાવરતનુ પનડીની આદ્યે લઈને વૃક્ષને વેલી જાતિએ સર્વ અક્ષર સિવાય અદબદ એકલાં રહે છે.

जीवन सहीत ओरु रुपगुन, प्रथंम हुतेहु तरुतंत;
तीनु सब लखे जंगम वीखे, आपनो करत वृतांत. ॥४०॥

પોતાના જીવન સહીત રૂપને ગુણ વડે પ્રથમ તરૂનાં તંત હતાં. તેને માથે સર્વ લેખ જંગમે પોતાના વર્તમાન કાર્યને માટે લખ્યા છે.

**जेते भनेर जंगम विना, कोय न उचरत अंक;**

**औरु सकल वस्तु सबे, जडवत सदा निसंक. ॥४१॥**

જંગમ જાતિ સિવાય કોઈ અક્ષર ઉચ્ચારી શકતું નથી. બાકીની સર્વ વસ્તુઓ સદા જીવત્ નિઃશંક રહે છે.

**ते सब जडवत वस्तके, सीर अक्षर प्रतिकार;**

**ते सब जंगमने कीये, लेंन देन अधिकार. ॥४२॥**

તે સર્વ જડ વસ્તુને માથે જંગમે પોતાના લેવાદેવાના કાર્ય સારૂ અક્ષરો લખ્યા છે.

**जो जड वस्त सकलसीर, जंगमं न लीखते लेख;**

**तो वहीवटनट क्यौं चले, लेवत देत अपेख. ॥४३॥**

જો જડ વસ્તુને માથે જંગમે લેખ લખ્યા ન હોત તો લેવડદેવડનો વહીવટ વસ્તુને જાણ્યા સિવાય કેવી રીતે ચાલી શકત ?

**एही बावन अक्षर जेही, प्रणाव व्रक्षके फुल;**

**नीज पति पसरंन सबसीर, पुजा चढन अमुल. ॥४४॥**

એ જે બાવન અક્ષર તે પ્રણવરૂપી કલ્પવૃક્ષનાં ફુલ છે. અને તે દેવ તેમજ મનુષ્યાદિ સર્વ જે નિજપતિનો પ્રસારો છે તે સર્વને માથે આલેખાએલા છે. અને તેનાથી જેની કિંમત ન થઈ શકે એવું અમૂલ્ય પૂજન થાય છે.

**प्रणव अंश निजपतिजंन, प्रथम अलख जीने चीन;**

**ताई अलख लख करनंन, अंक आरोपन कीन. ॥४५॥**

પ્રણવ અને નિજ પતનો અંશ એ બન્નેએ મળીને પ્રથમ લક્ષ્યમાં ન .આવે એવો જે અલક્ષ તેના ઉપર લક્ષ્ય ધરીને અંક આરોપણ કર્યા.

मांनव देह विहंग पसु, विविधी भात्यं बहु वेख;
एतने जंगम मही कीनुं, तरुसीर लखीये लेख. ॥४६॥

મનુષ્ય અને દેવની આદ્યે લઈ વિહંગ પશુ આદિ વિવિધ ભાતના સર્વ જગતના દ્રશ્ય-અદ્રશ્ય જંગમ પદાર્થોમાં કોણે તરૂને માથે લેખ લખ્યા છે ?

बावन अंक संजुकतही, जीनके प्रणव प्रसार;
तीनुं अक्षर सीर सबंनके, लीख्येहु विचार विचार. ॥४७॥

બાવન અક્ષર સંયુક્ત જેના પ્રણવનો પ્રસારો છે તેણે સર્વને માથે વિચાર કરીને અક્ષર લખ્યા છે.

तेही जंगम सुर मांनव, जीनके प्रणव प्रचंड;
चौद तबक स्थीर चरचवे, सत्पदीप नव खंड. ॥४८॥

તે લખનાર ચૌદે તબક્કા અચરાચર સપ્તદીપ અને નવખંડના જંગમમાં જેનો પ્રણવ પ્રચંડ છે તે સુર લોકો અને મનુષ્યો જ છે.

महीमा अतुल जुग जाहेर, सुर मनु प्रणव प्रताप;
जीनते उपजेहु अक्षर, दीयेहु सकल शीर छाप. ॥४९॥

દેવ અને મનુષ્યના પ્રણવનો પ્રતાપ જેનો મહિમા અતુલ અને જગજાહેર છે. તેણે અક્ષર વડે સર્વને માથે છાપ મારી છે.

अमरवेली जीनुं प्रणवही, जीनते सकल सराय;
पत्र पुष्प फल अविगत, उलचे ओछां न थाय. ॥५०॥

જેનો પ્રણવ અમરવેલી રૂપ છે, તેમાંથી જે સરે (નીકળે) છે તે સર્વ પત્ર, પુષ્પ, ફળ અવિગત છે. અને તેમાંથી કાઢતાં તે ઓછાં થતાં નથી.

उलचण सोही उचारंन, अक्षर जप संध्याय;
अखील वस्त सीर अरपतां, पुरीत प्रणव पराय. ॥५१॥

ઉલેચવા રૂપી ઉચ્ચારણ કરવું તે જપ, સંખ્યા અને અક્ષર અખિલ વસ્તુના શિરે અર્પણ કરવા છતાં પ્રણવમાં જેમનાં તેમ પુરાએલાં રહે છે.

अरपण सोही अक्षर स्वर, उचरत कटुक मधुर;
गीरा गंग वहीतंम प्रभा, नीकसत अंक अपुर. ॥५२॥

પ્રણવ સ્વરને વિષેથી જે કટુ તથા મધુર અક્ષરોનું ઉચ્ચારણ થાય છે, તે ગીરા નામ વાણીમાંનાં અક્ષરો ગંગાના પ્રવાહનું જળ, જેમ વહી જતાં ઓછું થતું નથી, તેમ અનેક વસ્તુને માટે અક્ષર અર્પણ કરવા છતાં ખૂટી જતા નથી.

पण नीज प्रणव पुरंणसदा, अक्षरे स्वर समेत;
उचरतां तंमना तंम, कमती न एक अखेत. ॥५३॥

પણ નિજ પ્રણવમાં સ્વર અને અક્ષરો સદા પુરાએલા રહે છે. તે ઉચ્ચાર કરતાં તેમના તેમ કોઈ પણ પ્રકારની ન્યૂનતા વગર પુરાએલા રહે છે.

तेही अक्षर निजबांवन, स्वर सहित गंभीर;
आपनकाज चलावन, लखेहु सकल तरु शीर. ॥५४॥

તે બાવન અક્ષર જે સ્વર સહિત ગંભીર છે તેને પોતાના કાર્યને માટે સર્વ તરૂને માથે લખ્યા છે.

पण नहि बोल व्रक्षवन, उतइत आवे न जाय;
करी ओलखांण मनुषजीनु, सब शीर अंक लगाय. ॥५५॥

પણ વનમાં વૃક્ષ કોઈ પણ રીતે બોલી શકતાં નથી, તેમ અહીં તહીં આવતાં જતાં નથી, પણ મનુષ્યે એની ઓળખાણ સર્વને માથે અંક લગાડીને કરી છે.

बड बट सरु तरु अक्षरे, पींपल अंक परोग;
तीनु आद्ये तरु सबनकु, अरचेहु अंक अमोग. ॥५६॥

વડ, સરૂ, તરૂ અને પીપળાની આદ્યે લઈને સર્વ તરૂને માથે અક્ષરો અર્પણ કર્યા છે.

साख्या पत्र फूलही फल, पेढ मुल सौ साज;
एतने दो दोई अक्षरे, लीख्ये मांनव देवराज. ॥५७॥

આ ચોપાઈમાં લખેલાં બબ્બે અક્ષરનાં નામ માનવ અને દેવે લખ્યાં છે.

पुनी उचरत जेही जेही विधि, तेही विधि तेतने अंक;
पण बावंन निज मुलसे, कीनेहु भाव असंख. ॥५८॥

બીજીવાર કહું છું કે જે જે પ્રમાણે ઉચ્ચાર થાય છે, તે તે પ્રમાણે તે અક્ષરો પણ એકંદરે સર્વ અક્ષરોનું મૂળ બાવન અક્ષર છે. પણ ભાવ અનેક અનંત પ્રકારના કહેવાય છે.

उलट सुलट उतईत करी, अक्षरके अनुकरम;
अनंत भात भाषा भणी, भींन भींन कीयेहु मरम. ॥५९॥

અક્ષરના અનુક્રમથી ઉલટ-સુલટ કરીને અનંત ભાતની ભાષાઓનો ભિન્ન ભિન્ન પ્રકારનો મર્મ કહ્યો.

अणु कहेतो अक्षरे, रेणु अक्षरे रेख;
परवत कहेतो अक्षरे, रईसीर अक्षर लेख. ॥६०॥

અણુ, રણું, પર્વત અને રાઈના દાણા સુધી સર્વનાં નામ અક્ષરથી લખાયા છે.

थीर थावर ओरु जलथल, तरण आद्य रतिरंच;
तेही सब अक्षर ते कीये, लेन देनकु संच. ॥६१॥

સ્થાવર, જળ, સ્થળ તથા તરણાની આદ્ય લઈ રતિ રેખ માત્ર પણ અક્ષરથી ઓળખાઈ લેવડદેવડની યુક્તિ કરેલી છે.

ओतर पुरव पछंम, दक्षण सरग पाताल;
ए सब अक्षर ते कीये, जीनते प्रोढ विशाल. ॥६२॥

ઉત્તર, પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ, સ્વર્ગ અને પાતાળ એ સર્વ પ્રૌઢ અને વિશાળ વસ્તુઓ અક્ષરે કરીને કહેલી છે.

देश काल जीनुं नग्रही, तीरथ व्रत ग्रेहे गांम;
अक्षरते सबही कहे, ओरु आश्रम विश्रांम. ॥६३॥

દેશ, કાળ, નગર, તીર્થ, ઘર, ગામ એ બધાં નામ અક્ષરથી કહ્યાં છે અને આશ્રમમાં વિશ્રામ તે પણ નામની સૂચનાઓ છે.

राजा रहीत दिवांनहीं, पंडीत चोर चकार;
अक्षर ते सब अनुभवे, जाति एक आकार. ॥६४॥

રાજા, રૈયત, દિવાન, પંડિત, ચોર, અને ચકાર (ચકોર) એ બધા અક્ષરોના અનુભવે એક જાતના અનેક આકારે કરીને થાય છે.

देव दनुज वैष्णव रुषि, पीर पेगांम्बर सोय;
अक्षर ते गीनती गनी, अधिक नुन्य जग जोय. ॥६५॥

ઉપર લખેલા દેવ, દાનવ આદિ સર્વની અક્ષરથી ગણત્રી કરીને અધિક ન્યૂન કહેલી છે.

विरंची शीव शंकर, श्रीपति चिन हजार;
चिन चिन अक्षरवडे, पढी पढी करे पोकार. ॥६६॥

શિવ, બ્રહ્મા અને વિષ્ણુ તથા શ્રીપતિના હજાર નામનાં જે ચિન્હ તેને અક્ષરોથી ભણીને પોકાર કરવામાં આવે છે.

चतुर वीस ईश्वर तंनु, धरे जीनु अवन्य मोझार;
प्रथक प्रथक बरनन कहे, अक्षर ते शुभ सार. ॥६७॥

પૃથ્વી ઉપર ધારણ કરેલા ચોવીશ અવતારોનું વર્ણન પૃથક્ પૃથક્ અક્ષરોથી થયેલું છે.

पंच तत्वके सबतनुं, रुपगुण भिन्न अपार;
चोराशी लक्ष सबमीली, अक्षरते कीये सुमार. ॥६८॥

પંચ તત્ત્વનાં ચોરાસી લક્ષ પ્રકારનાં જે શરીરો તે રૂપગુણ વડે ભિન્ન ભિન્ન અપાર દેખાય છે. એ સઘળાંનો શુમાર અક્ષરોથી આણેલો છે.

ओरु तीनके विपु सबनमे, चीनभिन्न नहि अंत;
जो जो कहोतो अक्षरे, नीख शीख अंक प्रजंत. ॥६९॥

જેટલાં જેટલાં શરીરો છે તે તે તમામનાં ચિન્હ ભિન્નરૂપે અનંત પારાવાર છ. છતાં નખશિખ પર્યંત સઘળાં પદાર્થોના નામ અક્ષરથી જ ઓળખાય છે.

हाड मौंस तुचा रग, पंचवीस विस्तार;
रोम रोम अक्षर लगे, तहां लगी शब्द उचार. ॥७०॥

હાડ, માંસ, ત્વચા, લોહી અને પચીસ પ્રકૃતિ વિગેરેમાં રોમેરોમ સુધી અક્ષરોથી ઉચ્ચાર થાય છે.

कीट पतंग जमीचर, जे ते जीव विचरंत;
कांम पडे जीने केहेणकु, अक्षर ते उचरंत. ॥७१॥

જમીનના કીટથી લઈ પતંગ સુધી જે જે જીવો વિચરી શકે છે તે સર્વ તેનું કામ પડવાથી અક્ષરો દ્વારા ઉચ્ચારાય છે.

सप्त धातनीज मुलसे, कीनेहु घाट अनंत;
त्रेहे त्रेहेके आभुक्षण, अक्षर ते लखीयंत. ॥७२॥

સાત પ્રકારની ધાતુમાંથી કરાયેલા અનંત પ્રકારના ઘાટના દાગીના વિગેરે અક્ષરોથી લખેલાં છે.

सार असारही अक्षरे, पाप पुन्य च्यौं अंक;
हार जीत सोही अक्षरे, कहत बजायन डंक. ॥७३॥

સાર, અસાર, પાપ, પુન્ય, હાર અને જીત અક્ષરથી જ કહેવાય છે એવું ડંકો બજાવીને કહું છું.

ज्ञांनी ध्यांनी भक्तही, वैरागी मांहंत;
आप आपनी हदमे लीखे, अक्षर ते सबसंत. ॥७४॥

જ્ઞાની, ધ્યાની, ભક્ત, વૈરાગી અને મહંત એ પોતપોતાની હદમાં અક્ષરથી લખાય છે.

हद्य कहे दो अक्षरे, बेहद्य अक्षर तीन;
आध्य अंत मद्य उपर, दो दो अक्षर कीन. ॥७५॥

હદ, આદ્ય, અંત, મધ્ય વિગેરે શબ્દોને બબ્બે અક્ષરો લાગ્યા છે અને બે હદમાં ત્રણ અક્ષર છે.

नीरगुण शीरगुण अविगत्य, नीरंजन निरलेप;
चतुर चतुर अक्षर कीये, पंचुके सीरलेप. ॥७६॥

નિરગુણ, શીરગુણ, અવિગત, નિરંજન અને નિર્લેપ આદિ પાંચ શબ્દોમાં ચાર ચાર અક્ષરો છે.

चैतन कहेके आतमा, अजर अमर के अचंत;
तीन तीन अक्षर लगे, अरुपंनकु बीनु तंत. ॥७७॥

ચૈતન, આત્મા, અજર, અમર, અચંત આ શબ્દો ત્રણ-ત્રણ અક્ષરોના કહેવાય છે. અને તે શબ્દો રૂપ વગરના તથા વસ્તુતાએ તત્ત્વ વગરના છે.

परमेश्वर परिब्रह्महीं, परमातंम जेही कीन;
पंच पंच अक्षर लगे, जीनके चीन अचींन. ॥७८॥

પરમેશ્વર, પરબ્રહ્મ અને પરમાત્મા જે કહેવાય તે તેમાં જે પાંચ-પાંચ અક્ષરો છે, તે ચિન્હ છે પણ વસ્તુતઃ એ અચિન્હ (અક્ષર) સિવાયના છે.

अगम कहेके अलखकी, अचुत अकलही अखंड;
तीन तीन अक्षरपुनी, पंचु पद शीर मंड. ॥७९॥

અગમ, અલખ, અચુત, અકલ અને અખંડ આ શબ્દો ત્રણ-ત્રણ અક્ષરોના છે, પાંચ તત્ત્વોની પાર આ શબ્દો આવેલા છે.

समरथ कहेके सरजंन, अकरतके किरतार;
चतुर चतुर अक्षर एही, अविगत करंन उचार. ॥८०॥

સમર્થ કહો અગર સરજન, અકર્તા અને કિરતાર કહો એ અવિગત છતાં ચાર ચાર અક્ષરથી ઉચ્ચાર થાય છે.

पुरण ब्रंह्म परमपद, अद्वेत वीतही अभेव;
ए सब अदबद अक्षरे, लीखी लीखी कीये सभेव. ॥८१॥

પૂર્ણ બ્રહ્મ, પરમ પદ, અદ્વૈતવિત્ત તથા અભેદ્ય એ સર્વે અદબદ છે છતાં અક્ષરથી લખી આકારવાળું કહેલું છે.

पंच तत्त्व ओरु गुनबीनु, जेही पद परम पुरेस;
तेही पण अक्षर ते कीये, करंन जुगन जंणवेस. ॥८२॥

પાંચ તત્ત્વ, ગુણ અને ગણ સિવાયનું જે પરમપદ છે, તે પણ અક્ષરથી ઓળખાવી જગતને જણાવાય છે.

अक्षरातीत अक्षर बीनु, जेही पद अदबद सोय;
रहत सदा जंमनो तंम, अंक बीना गंम गोय. ॥८३॥

અક્ષરાતીત કે જ્યાં અક્ષર પહોંચી શકતા નથી, તે પદ અદબદ હોઈ સદાને માટે જેમનું તેમ અક્ષરની સંજ્ઞા વગર ગુપ્ત રીતે છે.

सोही पद ईंद्री अगोचर, वांणी चतुर पर पुंज्य;
तेही वीन वये विपु अक्षरे, करंन ज्ञांन गंम गुंज्य. ॥८४॥

ઉપરનું પદ ઈન્દ્રિયોથી અગોચર હોઈ ચાર પ્રકારની વાણીથી પર છે. તે બીન વયનું એટલે રૂપ-ગુણ વગરનું હોવા છતાં અક્ષર વડે જ્ઞાન ગમ ગુંજનો પ્રકાશ થાય છે.

आद्य अंत मध उतईत, जांहां लगी सुरत फेलाव;
रुप अरुप बरनन कीये, अंक संततर साव. ॥८५॥

આદ્ય, અંત અને મધ્યમાં જ્યાં સુધી સુરતાનો પ્રસારો ફેલાયેલો છે, ત્યાં સુધી રૂપ અને અરૂપનું વર્ણન જે કર્યું, તે સર્વમાં અક્ષરો સ્વતંત્ર છે.

जीनुं गति अगंम अगोचर, पुनि गोचरे घंन घोर;
अति मती अंक प्रतापही, छाई रहे हु सब ठोर. ॥८६॥

જેની ગતિ અગમ્ય અને અગોચર છે. અને ચૌદ લોક રૂપી ગોચર (ક્ષેત્ર)માં ઘનઘોર (વાદળાંથી ઢંકાયેલા આકાશની પેઠે) સર્વ જગ્યાએ છવાઈ રહેલો છે તેને ઓળખાવે છે એ સર્વ પ્રતાપ અંક (અક્ષર)નો છે.

आंणे हुं अंत सकल जीनुं, जेते भरजुग कहेण;
परम कारण पर अपरंम, अक्षरे कीये प्रवेण. ॥८७॥

સ્થૂલ દેહથી લઈને પરમ કારણ દેહ પર્યંત વારપાર વગરનું જે પદ ત્યાં સુધી સર્વમાં સર્વ પ્રકારની કહેણીઓ કહેવા અક્ષરે પ્રવેશ કરી કહ્યું છે.

नेती नेती जीनकी करे, अंक लगे तेही द्वार;
तो रुप गुण क्यौं वंचही, अक्षर गति अपार. ॥८८॥

જે પદ નેતિ પોકારે છે, ત્યાં પણ અક્ષર જઈ શકે છે; તો નામ, રૂપ, ગુણ એનાથી શી રીતે બચી શકે? એવી રીતે અક્ષરની ગતિ અપાર છે.

नीराकार अक्षर लगे, उचरत गुरु गम ज्ञांन;
तब आकारी क्यौं रहे, बीनुं अक्षर अविलांन. ॥८९॥

ગુરૂથી નિર્ણય કરાયેલી ગુરુગમ નિરાકાર હોવા છતાં પણ ત્યાં અક્ષરો પહોંચે છે તો પછી આકારવાળી ચીજોનું અક્ષર કેમ વર્ણન કરી શકે નહિ?

अंतसकरण चतुर चीदे, महाद मथंन करी जोय;
देखेहु थाह अथाह ही, बीनु अक्षर नहि कोय. ॥९०॥

ચતુર અંતઃકરણે કરીને મહાન મથન કરી જોતાં જણાયું કે અક્ષર વગરનું આદિથી અંત સુધી કંઈ પણ દેખાયું નથી.

येसेही अंक अपर बल, सकल सोज कल संच;
बीनुं अक्षरे विकसे नहि, शब्द कुलपकी तरंच. ॥९१॥

એવી રીતે અપાર બળ અક્ષરોમાં રહેલું છે. તથા સર્વ પદાર્થોની કળરૂપી સંચ અક્ષર સિવાય વિકાસ પામે નહિ, અને અક્ષરો વ્યક્ત અને અવ્યક્ત બન્ને પદાર્થોના ભાવને ખોલનારી શબ્દરૂપી કૂંચી છે.

बीनहु शब्द शून्यवत् सबे, रहत जबी गुण रुप;
हलणचलण चैतंनपणे, मूंन्ये मूंन्य जनुप. ॥९२॥

ચૈતન્ય વડે હલનચલન કરવાવાળું જે નામ, રૂપ અને ગુણ તે શબ્દ વગર શૂન્યવત્ મૂન્ય જેવું જણાય.

अक्षरनके अभिप्रायंन, लगे न शब्द विनाय;
रुप गुण ओरु चैतनवडे, वरत्यां जाय सदाय. ॥९३॥

શબ્દ વગર અક્ષરનો અભિપ્રાય સમજાય નહિ, એવાં નામ, રૂપ અને ગુણ ચૈતન્ય વડે સદાય વર્તી રહ્યાં છે.

शब्द धनुष रसनाकर, सुरते शेन संधाय;
निशांनां सब वस्तही, अक्षार सरे वेधाय. ॥९४॥

શબ્દરૂપી ધનુષ અને રસના જીભ રૂપી હાથ વડે સુરતારૂપી પણછ ઉપર અક્ષરે શરસંધાન કરી સર્વ વસ્તુઓ ઉપર નિશાન ફેંક્યું.

तेही वस्त रुप गुण सबे, ओरु चैहीतन सम लीत;
नीरालंब नीरगुण लगे, अनुभवे अंक मलीत. ॥९५॥

તે વસ્તુઓ રૂપ ગુણવાળી ચૈતન્યથી મળેલી છે. તે નિરાલમ્બ અને નિર્ગુણ અનુભવ દ્વારા અંક વડે મેળવેલી છે.

देखहो अति अपरंमपर, जीनको प्रबल पसार;
रमण रलित जीततीतजीनुं, नहि कछु अंतने पार. ॥९६॥

જેનો પ્રબલ પ્રસારો હોઈને પારાવાર છે, છતાં ચૌદલોક આદિ સર્વ પદાર્થોમાં રમણ કરી રહ્યો છે તેનો અંત અને પાર નથી.

एही विधि अक्षर सरभर, शब्द समीप संमदाय;
याते उबरे नां कछु, वाली अंक छीमाय. ॥९७॥

ઉપર પ્રમાણે અક્ષરો શબ્દ સમીપ સરભર સમુદાય રૂપે રહેલા છે. એથી જ કોઈ પણ પદાર્થ ઉગરવા પામતો નથી. તેમજ અંકને વાળી વાળીને જોઈતા કાના-માત્રાઓ ચઢાવી સમસ્ત વસ્તુને આરોપ ચઢાવેલો છે.

नांम वस्तकी कही हुती, जेही आगंम मम सोय;
जीनकी उतपन आद्यही, करही नीरुपन जोय. ॥९८॥

વસ્તુ માત્ર નામ વગરની નથી એવું મેં આગળ કહેલું છે. કારણ જેની પ્રથમ ઉત્પત્તિ છે તે વિષે જે નિરૂપણ કર્યું તે જુઓ.

तब नहि नीकसा नांमही, जोतां आद्य अनाद्य;
आद्ये ते अक्षरधर, नां रही नांम उपाद्य. ॥९९॥

આદિ-અનાદિનું તપાસ કરતાં નામ નીકળતું નથી; પણ સર્વની આદે અક્ષર જ છે. અને ત્યાં નામની કાંઈ ઉપાધિ રહેલી નથી.

अजब द्रष्ट अद्‌भूत गमे, कीना सकल पहेचांन;
जांही तांही देख्या अक्षर, मील्या नां नांम ठेकांन. ॥१००॥

આશ્ચર્ય પમાડે તેવી દૃષ્ટિ અને અદ્‌ભુત ગમગતિએ કરીને ચૌદલોકના પદાર્થો જોઈ નાખ્યા. પણ નામનું ઠેકાણું ન મળતાં માત્ર અક્ષર જ જોયા.

अक्षर कहे नां नांमही, नांम कहे नहि अंक;
पण आद्ये निज अक्षर, जाते नांम अलंक. ॥१०१॥

અક્ષરે નામ કહ્યાં. પણ અક્ષર નામ કહી શકે નહિ. એથી સર્વ આદે અક્ષર હોઈ પદાર્થનું અલંકારવત્ નામ છે.

प्रथम वृक्ष निज प्रणवसे, उपजेहु अंक आलाप;
तेही सचराचर सबंन पर, कीन जदीप ते थाप. ॥१०२॥

પ્રથમ નિજ પ્રણવ વૃક્ષમાંથી અલાપરૂપી (જેમ છે તેમ, કુદરતી) અક્ષર નીકળ્યા. તે અક્ષરોમાંથી જોઈતા વીણી લઈને સર્વ ચરાચર પદાર્થોનાં નામ લખ્યાં.

स्त्रष्ट आद्य जीनुं अब लगी, फेलेहुं अंक चौं और;
अंकमये गत अविगत्य, नांम रह्या कीत ठोर. ॥१०३॥

સૃષ્ટિની આદ્યથી લઈ આજ સુધી દશે દિશામાં અક્ષરો ફેલાયેલા છે. ગત અવિગત અક્ષરમય છે. તો પછી નામને રહેવાનું ઠેકાણું ક્યાં રહ્યું.

नाम कहेतो अक्षरे, नांमा अक्षर दोय;
चतुर अंक निज नांमके, गनती विलोकही जोय. ॥१०४॥

ઉપર લખેલા બબ્બે અક્ષરનાં નામ તથા ચાર અક્ષરના નામની ગણત્રી કરીને જુઓ.

नांमा कहेतो नांमहे, मांनां कहेतो मंन;
उलट सुलट अक्षर वडे, जेही तेही टेरंन तंन. ॥१०५॥

નાંમા કહેતા બે અક્ષર છે અને માંના કહેતા પણ અક્ષર બે જ છે અને માંનામાંથી મનો કાનોમીંડું અને નનો કાનોમીંડું છેદ કરતાં મન એવા બે અક્ષર રહે છે. એવી રીતે ઉલટા સુલટી અક્ષર વડે સઘળાં તનને ઓળખી કઢાય છે.

नां कहेतो तो ना कीयां, मां कहेतां तो मांय;
जुगल अंक बरजंन कीये, तीनु सत मांनो कांय. ॥१०६॥

ના કહેતા તો નહિ એમ કહ્યું અને માં કહેતાં માં એટલે અંદર રહ્યું. આ બે જુદા જુદા અક્ષરોથી નામ ઓળખાવ્યું છે. તેને જ (નામને જ) લોકો સત્ય માને છે.

अक्षर कहेतो अक्षरे, तीन अंक जीनुं ताय;
अंक अंक सोही अक्षर, नरणे नांम न पाय. ॥१०७॥

અક્ષર કહેતાં ત્રણ અંક અને અંક અંક તે તે પણ અક્ષર છે. એ સર્વનો નિર્ણય કરતાં રકમમાં નામ જડતું નથી.

ककका कहेतो अक्षरे, खखे अंक खरवाय;
तेही आदे निज बावनं, अंकेअंक पसाय. ॥१०८॥

ક અક્ષર આદિથી માંડીને બાવન અક્ષર તે અક્ષરનો પ્રસારો છે.

एही विधि निरखी नीरुपन, कीना खोज खनीत;
सपरस नांम न पाईया, अंके अंक जनीत. ॥१०९॥

ઉપર લખેલી રીતિ પ્રમાણે જોઈને નિરૂપણ કરતાં નામનો સ્પર્શ પણ જણાતો નથી. અને અંકે અંક જ જણાય છે.

अक्षर लक्ष विलोकन, सकलीत अति अपरांम;
चापचुप कछु नां रह्यां, अंक थकी बे फांम. ॥११०॥

અક્ષરના લક્ષનું વિલોકન કરતાં જ્યાં ત્યાં સર્વત્ર અતિ વ્યાપક અક્ષરજ છે. તેનાથી (અક્ષરથી) કંઈપણ કોઈ પ્રકારે છાનું રહેતું નથી.

एसेही अंक अलोकनी, प्रभुतायन गतिराज;
आद्य कीयेहु निजपति जीनुं, कुन परोजन काज. ॥१११॥

એવી રીતે અક્ષરનું અવલોકન કરતાં સર્વને માથે અક્ષરની પ્રભુતા જણાય છે. એ પ્રભુતા ભરેલા અક્ષરો પ્રથમ નિજકર્તાએ કયા પ્રયોજનને માટે ઉત્પન્ન કર્યા હશે ?

तेही निज प्रोजपरायन, साहायन करन प्रवीन;
स्त्रोत सजन तेही कहतहुं, जेहीकारंन पति कीन. ॥११२॥

તે પ્રયોજન ઘણું કરીને સર્વ જગતના પદાર્થોને ઓળખવા અને જાણ્ય કરવાને ખાતર પતિએ અક્ષર કર્યા છે. તે સર્વ શ્રોતાજનો હું તમને કહું છું.

दोहाः-अंक लक्ष विलोकके, विविधी भात कीये अंग;
केहे कुवेर सुण्य शुध मने; कहु निज क्रता उमंग. ॥११३॥

ઉપર લખેલા અંગને વિષે અક્ષરનો લક્ષ વિલોકન કરીને વિવિધ પ્રકારે કહ્યો. હવે શ્રી સમર્થ શ્રીકુવેર સ્વામીજી કહે છે કે સર્વ શ્રોતાઓ શુદ્ધ મનથી નિજ કેવલકર્તાનો ઉમંગ કહું છું તે નીચે પ્રમાણે છે.

## ઈતિશ્રી તૃતિયો કેતુ સંપૂર્ણ



## અથ ચતુરથો કર્તા ઉમંગ દેખાવન કેતુ પ્રારંભતે

**प्रथम आद्य कैवलजीनु, उपजेहु द्वैत उमेद;**
**कीनेहु श्रष्ट सकल कुल, कारण सहीत कलेद. ॥१॥**

આદિ અનાદિ નિજ કૈવલકર્તાને પ્રથમ દ્વૈત ઉપજણ ઉપજી. ત્યાર પછી નિજ ઉમેદરૂપ ઈચ્છાએ નિરંજન આદિ બોતેર તત્ત્વ ઉત્પન્ન કર્યા. તે તત્ત્વો કાર્ય રૂપે જાણવાં અને સદરહુ તત્ત્વો જેનાથી ઉત્પન્ન થયાં તે તેનું કારણ જાણવું. તેમજ કારણનું સ્વરૂપ ઈચ્છાવૃત્તિ સમજવી. ઉપર મુજબનાં સઘળાં તત્ત્વો હિરણગર્ભ ગતિવાળાં કર્યાં છે.

**जदीप रचेहु रुपगुणमये, जडवत तदीप सबीज;**
**विविधी भात्यतनु सबमीली, चोरासी लक्ष कीज. ॥२॥**

જ્યારે ચૌદલોક રૂપી જગત રચ્યું ત્યારે તે ચૌદ લોકરૂપી જગતનાં સર્વ બીજકો જડવત્ હોવા છતાં વિવિધ પ્રકારનાં સર્વ શરીરો મળી ચોરાશી લક્ષ ઘાટ ઉત્પન્ન કર્યા.

**ज्यौं स्थावर बीजग निज, चैतंन पण जडवंत;**
**तेसेही जंगम सबनके, प्रथम कीयेहु जडतंत. ॥३॥**

જેમ સ્થાવરનાં બીજ ચૈતન્ય છતાં જડવત દેખાય છે તેમ જંગમના બધા ઘાટો જડવત્ બનાવ્યા.

**तेही जडवत जंगमनके, बीजग बींदुजीनु आद्य;**
**प्रणव जाप बीनु सबतन; संमदंम हेतु समाध. ॥४॥**

તે જડવત્ સ્થાવર જંગમ જાતિનાં શરીરોનાં મૂળ બીજ તથા બિંદુ છે. તથાપિ પ્રાણાયામ જાપ વગરનાં સર્વ શરીરો શમદમ સમાધિ રૂપે હતાં.

कुन तत्त्व के तेहीतंनु, प्रणव जाप बीनुं पंड;
निजकर्ता क्रत प्रथमही, सरजेहु बीजसखंड. ॥५॥

ચૌદલોકનાં શરીર બીજ રૂપે નિજકર્તાના કૃત્યથી સરજાયેલાં હોઈ પ્રણવ જાપ વગર તૈયાર કર્યાં.

पंच तत्त्व ओरु गुणघण, सहित प्रकृति जीनुं साज;
कीन सकल तंनु बीजग, आगंम निज महराज. ॥६॥

સકર્તા સત્યકેવલે પ્રથમ અગમ વિચાર કરીને પંચભૂતાદિ ગુણગણ તેમજ પ્રકૃતિ આદિ સર્વ સાજની રકમો બીજગરૂપે તૈયાર કરી.

और सत्या संमचैतंन, प्रेरेहु सबतनु मांहांय;
बाढेहु जड बीजग, मापक जीनुं जेतनांय. ॥७॥

ઉપર મુજબ જે બીજગની રચના કરવામાં આવી તે બીજગની અંદર કર્તા કૈવલની ચૈતન્ય વૃત્તિ દ્વારા સમ ચૈતન્ય સર્વ બીજમાં મૂક્યું, જેથી અંકુરયુક્ત બીજ વૃદ્ધિ પામ્યું. તથાપિ જે જે બીજ અંકુરમાં જે જે તત્ત્વો પોષ્યાં હતા તે તે પ્રમાણે નાનાં-મોટાં, ઊંચાં-નીચાં પ્રસરેલાં છે.

स्थावरके स्थावर संम, बट बीज श्रीफल आद्य;
जंगमके जंगम संम, जीनुं जांही तांही परस्वाद्य. ॥८॥

કર્તા કૈવલની ચૌદ લોકરૂપી સૃષ્ટિમાં બે પ્રકારના વિભાગ પાડેલા છે. તે એક જંગમ અને બીજો સ્થાવર એમ બે પ્રકાર હોઈ સ્થાવર તત્ત્વોની વધઘટ સ્થાવર પ્રમાણે અને જંગમ તત્ત્વોની વધઘટ જંગમ પ્રમાણે થાય છે. તથાપિ સૃષ્ટિનાં બન્ને પ્રકારનાં બીજ અંકુરો જે તે જાતિમાં પર સ્વાધિન એટલે જડનાં જડ એમ પરતંત્ર છે.

चर बीजग रसबिंदुके, स्थावर अंकुर बीज;
पण बीनुं हलण चलण जेही, जडवंत तंत सजीज. ॥९॥

પૃથ્વી ઉપર જેટલી જાતિ ચાલવાવાળી છે, તેટલી જાતિનાં અંકુરો રસબિંદુથી બાંધેલા છે. અને સ્થાવર જાતિનાં બીજ અંકુરની રચના સ્થિર રહી શકે તેવી કરેલી છે. તો પણ હલનચલન વગર જડવત્ સરજાયેલાં છે.

अरपेहु निज कर्ता पुनी, प्रणव दक्ष तीनुं मांहांय;
सहिर भये सब तत्त्वही, पण विचरण गति नांहांय. ॥१०॥

સકર્તા પતિદેવે સર્વ તત્ત્વોને જત-મત રાખી શકે અને ગતિવાળાં કરી શકે એવું જે ઉત્તમ પ્રકારનું પ્રણવરૂપી વિત્ત તેને બીજગ બિંદુનાં તૈયાર કરેલાં બીબાંમાં અર્પણ કર્યું, એથી તે સહિર ગતિનાં (હિરણ્યગર્ભ) થયાં પણ હાલીચાલી શકે તેવી ચેષ્ટા થઈ નહિ.

लोहोकर चरम धमासके, ज्यौं श्वासा दंम थाय;
मेहे ते आपा परनकी, कछु नहि गंम ताय. ॥११॥

જેમ લુહારને ત્યાંની ચામડાની ધમણમાંથી શ્વાસાદમ ઉઠે છે, તથાપિ ધમણની અંદર રહેલા દમ શ્વાસને આપોઆપ નીકળવાની ગમ નથી.

त्यौं बीजग चरअचरके, होई रहे प्रणव पुरीत;
धमण श्वासवत् सबतंनु, समझ नहि सफुरीत. ॥१२॥

તેવી જ રીતે ચરઅચરનાંબીજ અંકુરોમાં પ્રાણાયામ ધમણ શ્વાસવત્ પુરાઈ રહેલો છે, છતાં સમજરૂપી સ્ફૂર્ણા તેમાં આવી નથી.

सकल सोज संमपूरण, भये भव बीजग स्रवाल;
एक मालीक वीनुं शूनवत, कोउ कीनु करही संभाल. ॥१३॥

સોજ એટલે તત્ત્વ સામગ્રીનો મસાલો ચૌદલોક સર્જવા માટે સંપૂર્ણ ઉત્પન્ન કર્યો એટલે એ વિષે કોઈ વસ્તુ બાકી રહેલી ન હતી, તો પણ તૈયાર થયેલાં બીબાં સંચાલક માલિક સિવાય શૂન્યવત્ જેમનાં તેમ પડી રહ્યાં. એકબીજાની સંભાળ લઈ શકે તેમ થયું નહિ.

डाल पेढ जड पात ल्यौं, जो होय वृक्ष अमूल;
अनंग अंस आये बीनु, लगत न ज्यौं फलफूल. ॥१४॥

દાખલા તરીકે કોઈ એક વૃક્ષ કે જે થડની આદ્યથી લઈ ડાળ પાંદડાંથી ભરપુર શોભતું હોય તો પણ અનંગ એટલે રજોગુણ યુક્ત જાગૃતિ આવ્યા સિવાય સદરહુ વૃક્ષને ફળફૂલ આવતાં નથી.

त्यौं तनु खेत प्रणव वृक्ष, जीनके अनंग पहेचांण;
बीन पहेचांन ससोपतिवत, उचरत नहि कछु वांण. ॥१५॥

શરીર ક્ષેત્રમાં પ્રણવ વૃક્ષ મૂકેલું છે. તેમાં અનંગ જાણ્ય આવ્યા સિવાય સુષુપ્તિવત્ હોવાને લીધે કોઈ જાતનો ઉચ્ચાર થઈ શકતો નથી.

तेही निज वांणय पहेचांणही, क्रता अंश जीनुं भास;
तब तेही अंश आये बीनुं, तबतीनुं नहिन प्रकाश. ॥१६॥

બીજ અંકુરોથી રચાયેલાં બીબાં વાણીને તો ત્યારે જાણી શકશે કે જ્યારે કર્તા અંશનો ભાસ આવેલો હોય ત્યારે, પણ અહિંતો અંશ આવ્યો નથી એટલે પ્રકાશ શાનો પડે ?

बीनुं निज परम प्रकाशही, सकल साज संमदाय;
हास विनोद विवरजीत, पुनी देखेहु करताय. ॥१७॥

અંશનો નિજ પ્રકાશ પ્રાણાયામ ઉપર પડેલો નહિ હોવાને લીધે સર્વ સામગ્રીયુક્ત રકમો શમદમ રૂપે હાસ્ય વિનોદ સિવાયની નિજ કેવલકર્તાએ જોઈ.

सकल केतु चरअचरके, मुरतीमांन तनु बंध;
जडाकार जडवत सबे, रचेहु मंदके मंद. ॥१८॥

સ્થાવર જંગમનાં સર્વ કેતુ એટલે શરીરો મૂર્તિ જેવાં બંધાયેલાં હોવા છતાં જડરૂપ રચ્યાં ખરાં પણ મંદેમંદ પડી રહેલાં હતાં.

तब कैवल खुद खावने, धरी उर महेर धिराज;
आपने अंश प्रेरक करी, सजीव कीयेहु सबसाज. ॥१९॥

આખરે સર્વ બીબાં મંદેમંદ જોયાં ત્યારે સર્વ બીબા ઉપર ઘણી મહેર લાવીને ખુદ કૈવલ કિરતારે પોતાની અંતવૃત્તિના જે અંશો છે તેમને ઘાટોની અંદર પ્રેર્યા જેથી સર્વ સાજયુક્ત રકમો સજીવન થઈ.

॥ दोहा ॥

क्रता उमंग पंचीकरण, कीयेहु विविधी विभाग;
केहे कुवेर अब अंशके, सुनोहो संत अनुराग. ॥२०॥

કર્તા કૈવલના ઉમંગથી જે પંચીકરણની રચના બંધાઈ તે શ્રી કુવેરસ્વામીજીએ વિવિધ પ્રકારે કહી. અંશના ભાવ વિષે કહે છે તે હે સંત સજ્જનો, અનુરાગપૂર્વક સાંભળો.

## ઈતિ કર્તા ઉમંગ દેખાવન ચતુર્થો કેતુ સમાપ્ત



## અથ અંશ પ્રેરકકરન પુષ્ટિનામ પંચમો કેતુ પ્રારંભતે

भये साज सुध चैहीतंन, सकल चरल गति चहाव;
करन लगे विचरंन विध, कर्ता अंश तेही भाव. ॥१॥

જેવો અંશ બીબાની અંદર આવ્યો કે તરત જ સર્વ બીબા અંશના ભાવે કરીને ચલ ગતિવાળાં થયાં. અને કર્તાના અંશનો જેવોભાવ તે પ્રમાણે વિવિધ પ્રકારનું વર્તન કરવા લાગ્યાં.

जेही भाव खुद अंशके, तेही निज परम अनंग;
प्रणवतंरुस्त्रु तंनु वृक्षमे, होई रहे समल सलंग. ॥२॥

સકર્તા સત્ કૈવલથી ઉત્પન્ન થયેલા જે અંશો તે અંશોને મૂળ ભાવ જેનું બીજું નામ અનંગ તે પ્રણવ કલ્પતરૂમાં વ્યાપક રૂપે સળંગ સૂત્રવત્ રહેલો છે.

जदीप प्रणवतरु तत्त्वही, नीख शीखभये रतुसाल;
उमंगे अनंग अमीतपुनी, सफलीत पुष्प विसाल. ॥३॥

એ કારણે પ્રણવવૃક્ષ તત્ત્વ જે નખશિખ પર્યંત પુરૂષ પ્રકૃતિયુક્ત ઋતુથી ભરપૂર હતું તેની સ્ફુરણાથી ઉમંગ અને અનંગના ઐક્યથી પુષ્પરૂપી અક્ષર ઉત્પન્ન થયા.

तेही पुष्प एही अक्षर, प्रणव वृक्ष जीनुं सोय;
फल संध्या गायंत्री, सकल जाप शीर दोय. ॥४॥

પ્રણવવૃક્ષમાંથી નીકળેલા જે પુષ્પરૂપી અક્ષરો તેના ફળરૂપ સંધ્યા ગાયત્રી થયેલાં છે. એ બન્ને સર્વ જાપોમાં શ્રેષ્ઠ જાપ જાણવા.

ओरु थावर तनु सबनके, बीनुं रसना मुखद्वार;
अंशवडे फल फुलीतव, भवीतं न अंक उचार. ॥५॥

હવે સ્થાવરનાં સર્વ શરીરોમાં અંશ દાખલ થયેલો પણ મુખ જીહ્‌વા ન હોવાને લીધે તેમનાથી ઉચ્ચાર થઈ શકતો પણ નથી. પણ અંશની સત્તા હોવાને લીધે તેને ફળ-ફૂલ આવે છે.

तत्त्व धन्ये जहु तीन घण, अवन्य सहित अति भाग;
कीनेहु निजपती जीनुं तंन, तीनु उचरंन नहि जाग. ॥६॥

સ્થાવર જાતિમાં ઉચ્ચાર ન હોવાનું કારણ એ છે કે ધનંજે તત્ત્વ તથા ત્રણ ગણ તેમજ પૃથ્વી તત્ત્વના વધારે પડતા ભાગને લીધે બોલી શકવાનો ગુણ આવતો નથી. કારણ નિજ સકર્તા પતિએજ આ પ્રકારે વધુ પડતા ભાગ પ્રથમથી જ ગોઠવેલા છે.

तेही सब तंनु थीर थावर, जीनुं जडभाग विशेष;
ओरु रसना इंद्रिबीनुं, क्यौं होय शब्द उद्देश. ॥७॥

સ્થાવર જાતિના સર્વ તનું સ્થિર છે અને તેનો જાતિ સ્વભાવ વિશેષ જડ છે. તથા જીહ્‌વા ઈંદ્રિય નથી. જેથી ઉચ્ચાર કરી શકે નહિ.

प्रकृति तत्त्वमीली तीनगुन, अज्ञ पवन औरु शूंन्य;
एतेहीभाग अधिक जीनु, करही शब्द अति धून्य. ॥८॥

હવે જંગમ પૈકી જે શરીરો ઠીક બોલી શકે છે તે શરીરોમાં નીચે પ્રમાણે વધુ પડતાં તત્ત્વ સમજવાં. જેમાં પ્રકૃતિ તત્ત્વયુક્ત ત્રણ ગુણ, અગ્નિ, પવન અને આકાશના વધારે ભાગ આવ્યા હોય તે શબ્દનો ધ્વનિ કરી શકે.

ते तेही निज जंगम तंनु, हलण चलण ईतिहास;
बावंन अंक सहित जेही; करतही वांणी विलास. ॥९॥

તેવા જ પ્રકારનાં જંગમ શરીરો હાલવા-ચાલવા તથા વિનોદ વિલાસ કરવા બાવન અક્ષર સહિત વાણીનો વિલાસ કરી શકે છે.

एही बावंन अक्षर जेही, प्रणववृक्ष जीनुं फूल,
निजपति पसरन सबशीर, पूंजा चढंन अमूल. ॥१०॥

એ બાવન અક્ષરો પ્રાણાયામ વૃક્ષનાં ફૂલ છે. અને તે નિજ સકર્તાપતિએ જે પ્રસારો કરેલો છે તેમાં પોતા સાથે સર્વને શિર પૂજા ચઢાવવામાં અમૂલ્ય સાધન છે.

रचत बाग नरपति जहुं, कुस्म तरु अतिसार;
आप सहित शीर सबंनके, चढन पुष्प परिवार. ॥११॥

જેમ કે રાજા બગીચાની રચના કરે છે તેમાં કુસુમ આદિ અનેક જાતિનાં પુષ્પની રચના કરે છે. તે તેને પોતાને તેમજ અન્ય સર્વ જનોને શિર ચઢે છે.

त्यौं कैवलपति सबंनके, अशंख लोक जीनुंराज;
जीनके बाग सो विधितंनु, श्रष्ट अगंम जेही साज. ॥१२॥

તેવી જ રીતે નિજ કેવલકર્તા અસંખ્ય લોકના રાજા છે. અને ધણી છે. અને વિધિ એટલે બ્રહ્માજીના મૂળ સ્વરૂપના તનુ (શરીર) રૂપી ખેતરમાં સૃષ્ટિની આદ્યમાં સર્વ સાજ સામગ્રી મૂકીને ચૌદ લોકરૂપી બગીચો રચ્યો છે.

सोही विधि तंनु बगीचाबीच, प्रणव पुष्पतरु बोय;
निजपति प्रथम पदारथ, बाग रचेहु विधि सोय. ॥१३॥

તે વિધિ એટલે બ્રહ્માજીના શરીરરૂપી બગીચાની અંદર પ્રણવરૂપી બીજ રોપવાથી અક્ષરરૂપી પુષ્પ નીકળ્યાં. કારણ કે વિધિ દ્વારા બાગ રચવાને માટે નિજ સકર્તા પતિએ પ્રથમ પદાર્થ બનાવેલો છે.

**तेही बाग तरु पुष्पही, जेही निज अंक अनुप;**
**निजपति प्रजा चर अचरही, चढेहु सकलशीर उप. ॥१४॥**

બ્રહ્માના શરીરરૂપી ખેતરમાંથી પ્રણવ દ્વારા અક્ષરથી અણમૂલ પુષ્પ ઉત્પન્ન થયાં. તે પુષ્પો સકર્તા ધણીના સ્થાવર જંગમ સર્વલોકના શિર ઉપર ચઢેલાં છે.

**अक्षरकी उतपन एही, प्रणव वृक्ष जीनु आद्य;**
**पण आपे नहि बीकसही, उपज अंश वृत स्वाध. ॥१५॥**

અક્ષરોની ઉત્પત્તિ ઉપર કહ્યા પ્રમાણે થયેલી છે. અને પ્રણવ વૃક્ષ તેની આદ્ય છે. છતાં અક્ષરો એની મેળે ઉત્પન્ન થતા નથી પણ જ્યારે અંશની વૃત્તિ પ્રણવ ઉપર પડે ત્યારે વૃત્તિમાં જે ભાવ ભરેલો હોય તેને તે સ્વાદ્ય છે. એટલે વૃત્તિના ભાવ પ્રમાણે વૃત્તિને મળીને જ નીકળી શકે છે.

**सोही अंश अविगत्य अती, जीनकी सुरत सचंत;**
**प्रणव वृक्ष रतु जगवत, खीलत अंक वसंत. ॥१६॥**

જે અંશની સચેતન સત્તાએ પ્રણવ વૃક્ષ સ્ફૂર્યું છે તે અંશ અતિ અપાર અવિગત ગતિનો છે. જેની મહાન અતિ સચેતન (શુદ્ધ જાગૃત) સુરત છે. તે સુરત પ્રણવ વૃક્ષ ઉપર પડવાથી પ્રણવમાં પડેલી ઋતુને જાગ્રત કરે છે. જેથી અક્ષરોરૂપી વસંત ખીલે છે.

**अंक उपज तरु प्रणवकीं, देखेहु निजगति सोय;**
**आद्य अंत मध्यकी गंम, अगम सुगंम कही मोय. ॥१७॥**

હવે સમજાયું કે પ્રણવ વૃક્ષમાંથી અક્ષરોની ઉત્પત્તિ થઈ અને તે નિજ ગતિ દ્વારા જોયું. ઉપર પ્રમાણે આદ્ય, અંત અને મધ્યની ગમ જે અગમ્ય હતી તે સુગમરૂપે દેખાડી છે.

एसेही प्रणव कारण निज, जीनुंक्रत अंक आकार;
सकल पदारथ के पद, लखी लखी कीये सकार. ॥१८॥

એટલા જ માટે પ્રણવ મૂળ કારણ છે. અને તેનું જ ક્રત અંકરૂપે અક્ષરો છે. અને તે અક્ષરો વડે સર્વ પદાર્થોનાં પદ લખી લખીને સાકારરૂપે કરેલાં છે.

तेही सकारंन के पद, अटक रहेवु सबलोय;
निज कर्ता गति अकथही, ताय लहत नहि कोय. ॥१९॥

જે અક્ષરો વડે સાકાર પદોનું વર્ણન કરેલું છે તે પદને વિષે સર્વ લોકો અટકી રહેલા છે. કારણ નિજકર્તાની ગતિ અકથ્ય છે. એટલે કહી શકાય તેવી નથી. એ કારણે અત્યાર સુધી કોઈએ તે જાણ્યું હોય એમ જણાતું નથી.

नांम करण निज अक्षर, अंके नांम लखाय;
तेही अंकके कारण, प्रणव जाप जीनु ताय. ॥२०॥

નામનું કારણ નિજ અક્ષરો છે. અને તે જ અક્ષરોથી નામ લખાય છે. અને અક્ષરોનું કારણ પ્રણવ જાપ છે.

सोही प्रणव गति अजबही, जाते चलीत सबवेस;
कर्ता अंश निज वृत्ति बीनुं, खीलत न अंक कलेस. ॥२१॥

તે પ્રાણાયામની ગતિ અજબ છે અને સર્વ લોકો તેનાથી જ ચલિત થયેલા છે. એટલે સર્વ શરીરોનું જીવન પ્રણવ છે; છતાં જો કર્તાકેવલના અંશથી ઉત્પન્ન થયેલા અંશની વૃત્તિ પ્રણવ ઉપર ન હોય તો અંકરૂપી પુષ્પ ખીલી શકતાં નથી.

जदीप प्रणव तेही जडवत, वृत्ति अंश बीनु वेग;
झुझत नही ज्यौ रणविषे, सुरा हस्तवीनु तेग. ॥२२॥

અંશ વૃત્તિ વગર પ્રણવ જડ છે. જેમ શૂરવીરના હાથ સિવાય રણમાં એકલી તેગ (તલવાર) ઝૂઝી શકતી નથી.

जबतेही वृत्ति निजकारण, प्रणव जाप शीरसोय;
तेही कारण वीनुं नीरवीत, प्रणव सकल सबकोय. ॥२३॥

પ્રણવ જાપનું મૂળ કારણ વૃત્તિ છે. અને તે કારણ વગર પ્રણવ માત્ર નિર્વિત્ત છે. અર્થાત્ જેમ શુરાના હાથ વગર એકલી તલવાર કંઈ પણ કાર્ય કરી શકતી નથી તેમ અંશની વૃત્તિ સિવાય માત્ર પ્રણવથી કંઈપણ કાર્ય થઈ શકતું નથી.

परम तत्त्व जेही प्रणवके, कर्ता अंश वृत्ति ईश;
वृत्ति विलसं वितपंनकर; प्रेरक अंश सधीश. ॥२४॥

પ્રણવનું પરમ તત્ત્વ કર્તાના અંશની વૃત્તિ છે. વૃત્તિ વિલાસને ઉત્પન્ન કરે છે. અને તે વૃત્તિનું મૂળ કારણ અંશ છે.

सोही अंश शीर कैवल; निजपति परम पराय;
जांही परंतु कोई नहि, खुद छेवट घर ताय. ॥२५॥

હવે અંશની પર કેવલપદ છે. અને તે નિજ કેવલપતિ અપરંપાર છે. જેની પાર કોઈ છે જ નહિ. કારણ કે છેવટમાં છેવટ ઘર તેમનું જ આવેલું છે.

तेही परम निज पुरुषकी, जीनुं गति अपरंम माहाज;
चौद तबक चर अचर ल्यौं, सब सफुरीत जीनुं साज. ॥२६॥

તે જ પરમપુરૂષ કેવલની ગતિનો વારપાર છે જ નહિ. કારણ ચૌદ તબક્કા તથા સ્થાવર જંગમ વિગેરેની રચના જે સ્ફુરી છે તે તમામ તેમનાથી જ છે.

ओर पुरुष प्रकृति पुनी, अव्याकृत ल्यौं ब्रंह्म;
तेही पण स्फूरणता तीनुं, जीनते सब अनुक्रम. ॥२७॥

પુરૂષ, પ્રકૃતિ, અવ્યાકૃત અને બ્રહ્મ તે કેવલકર્તાની સ્ફૂર્ણાથી સ્ફુરેલાં છે. જે સર્વનો અનુક્રમ નીચે પ્રમાણે છે.

तेही अनुक्रम कारण जीनुं, करत आराधंन जांहांन;
निज छेवट शुध्य सदनकी, कोउकु नहि पहेचांन. ॥२८॥

નિજ સકર્તા ધણીથી જે અનુક્રમ વર્ગ ઉત્પન્ન થયો છે તે બ્રહ્મ, પુરુષ, પ્રકૃતિ, ગુણ, ગણ વિગેરે છે. હવે જેમાંથી જે વસ્તુ ઉત્પન્ન થઈ તે તેનું કારણ જાણવું. એટલે કે ગુણનું કારણ પ્રકૃતિ, પ્રકૃતિનું કારણ પુરૂષ અને પુરૂષનું કારણ બ્રહ્મ. આ અનુક્રમ જે કારણથી રચાયેલો છે તેને જ (બ્રહ્મનેજ) જગત સર્વનું કારણ સમજી અટકી પડેલું છે. એ કારણે નિજ છેવટ સદન (નિજઘર)ની કોઈને જાણ પડી નથી.

बीनुं गति पुरवे पहेचांनही, निज करता घर ठेठ;
तब लगी पुरु ष प्रकृति क्रत, परेहु सकल तीनुं वेठ. ॥२९॥

નિજ કેવલ કર્તાના છેવટ સદનમાંજવાને પૂર્વ ગતિને જાણી નથી ત્યાં સુધી પુરૂષ પ્રકૃતિના ક્રતમાં પરવશ પડીને સર્વ લોકો તેની જ વેઠ કરે છે.

वहत वेठवीत परवश, आपनु आप भूलांन;
लहत न मरम अहोमम, कुनहे कवन ठेकांन. ॥३०॥

જગતભરના જીવો, દેવોને પરવશ પડીને વેઠ વહન કરવાનું મૂળ કારણ આપનું આપ ભૂલી જવાથી તેમજ અહો ! હું કોણ છું ? અને મારું અંતિમ ઠેકાણું ક્યાં છે ? એ વિષેનો મર્મ નહિ જાણવાને લીધે જ છે.

एही परकार सकल कुल, करही करत अविलांन;
अटक रहे ईतकैईत, निजपति परम न जांन. ॥३१॥

આ પ્રકારે સર્વલોક કર્તાના કરેલા ક્રતનું વંદન કરે છે. જેથી અહીંના અહીં સર્વલોક અટકી રહેલા છે. એથી જ નિજ પરમપતિને જાણેલા નથી.

केतेक अटके नांमही, नांम लीये भवपार;
केतेक अटकेहु अक्षर, तजी तंन खर विस्तार. ॥३२॥

જગતભરના લોકો કેટલાક નામમાં અટકેલા છે. અને નામ જપવાથી જ ભવપારંગત થવાય છે એમ તેમણે માની લીધેલું છે. ત્યારે વળી કેટલાક શરીર વિસ્તાર નષ્ટ થવાનો છે એમ જાણી અક્ષરમાં અટકેલા છે.

केतेक अटकेहु प्रणवही, जपत अजंपा जाप;
केतेक जोत निरंजन, करत समाध्य आलाप. ॥३३॥

કેટલાક પ્રણવમાં અટક્યા, કેટલાક અજંપા જાપમાં અટક્યા, કેટલાક જ્યોતિ નારાયણમાં અટક્યા તથા કેટલાક સમાધિમાં આલાપ (આનંદ) કરે છે. એમ જેને જ્યાં ઠીક લાગ્યું ત્યાં તેઓ લપટાયા છે.

केतेक ऋषिमुनि जतमत, संमदंम सहेज सभाव;
संध्या गायंत्री पदे, निजमन कीये अटकाव. ॥३४॥

કેટલાક ઋષિઓએ જતમત એટલે યમનિયમમાં રહી શમદમ સહજ સ્વભાવે સંધ્યા ગાયત્રીનાપદમાં નિજ મનને અટકાવેલું છે.

केतेक चीनत ब्रंह्मकु, नीरालंब नीरलेप;
गुणातीत निरगुणपदे, करतही चंत आलेप. ॥३५॥

કેટલાક બ્રહ્મને ચીનવા મંડી પડ્યા કે જે બ્રહ્મ નિરાલમ્બ અને નિર્લેપ છે તથા ગુણાતીત અને નિર્ગુણપદ છે. વળી તે અલેપ છે છતાં તેનું ચિંતવન કરે છે.

केतेक वेद वचन विद्य, निगम शाख विसवास;
यौं जांहां तांहां सब फसरहे, निज करता क्रतपास. ॥३६॥

કેટલાક વેદ વચનમાં તથા વેદ શાખાના વિશ્વાસમાં અટકી રહેલા છે. એમ જ્યાં ત્યાં સર્વલોક કર્તાના કૃતની પાશજાળમાં ફસાઈ રહેલા છે.

तेही क्रत पास भ्रमी ईत, चैहीतंन सहित सकंच;
मोक्ष चतुर ल्यौं पसरण, तबते कौहुं न वंच. ॥३७॥

સકર્તાના કૃતની પાશ (જાળ)માં સર્વલોક ભ્રમિત થઈ ફસાયું છે. તેમજ ચૈતન્ય સહિત કૃત પાશમાં સકંચ (બંધાય) છે. વળી ચાર પ્રકારની મુક્તિના પ્રસારામાં પડેલા હોવાને લીધે કોઈ બચી શકેલો નથી.

वंचे नहि जेही वितपंन, कोहु करता क्रत तीत;
नाम रुपगुण रची रहे, धरी उर प्रेम प्रतीत. ॥३८॥

કર્તા-કેવલ-કતથી તીત (ન્યારા) છે. જેથી ઉત્પન્ન થયેલું કશું બચી શકતું નથી. તેમ છતાં તે નામ, રૂપ, ગુણમાં પ્રેમ પ્રતીતિ લાવી લોકો રચીપચી રહેલા છે.

तेही नांम रुपगुण जेही, प्रणव अंक ओरु अंश;
अधिक नुंन्यन एक एकनपे, कही समझायेहु वंश. ॥३९॥

ઉપર કહેલાં નામ, રૂપ અને ગુણ તથા પ્રણવ, અક્ષરો અને અંશ ગતિએ કરી અધિક ન્યૂન એકબીજાથી છે. તે વિષેનો વંશ કહી સમજાવ્યો છે.

ओर कहत पुनी अबजेही, सुनो संत चित्त लाय;
जेही जीनके शीर कारण, तेहीतीनुं कहुं अधिकाय. ॥४०॥

ભગવાન કરુણાસાગર કહે છે કે ઉપર મુજબ જે કહ્યું છે તે બીજીવાર કહું છું તે હે સંતજનો, ચિત્ત દઈને સાંભળો. કારણ કે જેના શિર પર જે કારણ રહેલું છે તેનો અધિકાર કહું છું.

वस्त सकल शीर नांमही, नांमशीर अक्षरंत;
अक्षरके शीर प्रणवही, जेही ऋषिमुनि समरंत. ॥४१॥

યાવત્ દુનિયાભરની વસ્તુરૂપી પદાર્થોથી નામ પર છે અને નામથી અક્ષરો પર છે, અને અક્ષરોથી પ્રણવ પર છે. જે પ્રાણાયામને ઋષિમુનિઓ સંભારે છે વા લીન થયા છે.

तेही प्रणव शीर कारण, क्रता अंश वृत्ति वेत;
जाते प्रणवतरु पुलकित, पुष्पपत्र फल जेत. ॥४२॥

તે પ્રાણાયામનું મૂળ કારણ અંશની વૃત્તિ છે. અને તે વૃત્તિ દ્વારા પ્રણવતરૂ પુલકિત (ખીલેલું) એટલે પ્રફુલ્લિત થાય છે. જેથી પુષ્પ પત્ર અને ફળ આવે છે.

तेही अंश वृत्ति शीर जेही, अधिपत्य अंश अछेद;
अंश शीर पति परमधी, निज करता अकलेद. ॥४३॥

તે વૃત્તિ પર વૃત્તિનો અધિપતિ અંશ અછેદ (છેદી ન શકાય) રૂપે છે. વળી અંશના પર પરમ નિજપતિ કર્તા કેવલ છે જે ન કળી શકાય તેવા છે.

तेही परमपति कैवल, वल विनु वस्त विशेष;
सकल ईष्ट शीर साहेब, सांम्रत धणी धीशेष. ॥४४॥

તે પરમ પતિ કેવલ વસ્તુતાએ વળ વગરના છે. સર્વ ઈષ્ટોના પણ ઈષ્ટ સમર્થ ધણી સર્વને શિર છે.

सबके सरजंन सोहीपद, अंश अखिल निजतात;
सर्वातीत सर्वज्ञही, जो नहि अंक लखाय. ॥४५॥

સર્વના એટલે ચૌદે લોકના ઘાટના તથા અંશના પોતે પિતા છે. અને પોતે સર્વથી તીત (ન્યારા) અને સર્વજ્ઞ છે. જેને અંક પણ લખી શકતા નથી.

अंक उदे करनन तेही, जेही अंश शीर दीन;
ओर करत रजतज पर, पुनी आपने शीर लीन. ॥४६॥

અક્ષરનો ઉદય કરવાની ગતિ અંશને આપી. તેણે બીજા ક્રત એટલે બ્રહ્માંડભરના ઘાટો રજતજની આદ્યે સર્વેને અક્ષર આરોપણ કર્યાં અને પોતાને માથે પણ લીધા.

पण आपे नहि धरहीत, निज शीर अक्षर आल;
ईतसे आपने अरपेहु, क्रता कंठ अंक माल. ॥४७॥

પણ પોતે કેવલકર્તા પોતાને શિર અક્ષરનું આળ ધરતા નથી. પણ આ બાજુથી આપને એટલે અંશે કર્તાના કંઠને વિષે અક્ષર રૂપી માળા અર્પણ કરી.

सोही सकस कुन आपनमे, अलख लखेहु जीनुं लेख;
जेही आगंम कीयेहु मम, पुनी अब कहु विशेख. ॥४८॥

તે શખ્સ આપણામાં કોણ છે કે જેણે અલખને માથે લેખ લખ્યા ? એ હું આગળ કહી ગયો છું અને ફરીથી વિશેષે કરીને કહું છું.

सोही सखस ईत प्रणवही, क्रताअंश मीलीदोय;
एही द्वैत जीनुंने लीखे, अंक अलख शीर सोय. ॥४९॥

તે શખ્સ તે આ બાજુ પ્રણવ અને અંશ – એ બન્નેએ મળીને અલખને માથે અક્ષર લખ્યા.

तेही अभिप्राये अब कहु जेही, अदबदे अंक लखीत;
सुनहो सकल शुध चित्ते जंन, अकलनुं सकल जनीत. ॥५०॥

અક્ષરથી જે જે આરોપણ કરવામાં આવ્યા છે તે પણ અદબદ કરેલા છે. હવે તે વિષેની મતલબ કહું છું તે બધાં જન શુદ્ધ ચિત્ત રાખીને સાંભળો. ન કળી શકાય એવું જે અકળરૂપ તેને સકલ એટલે સહેલાઈથી જાણી શકાય તેવું કર્યું છે.

नारायण निरगुण ब्रंह्म, क्रता अलखही अभेव;
एही सब उतसे तीतपर, अलखे अंक लखेव. ॥५१॥

ઉદાહરણ તરીકે નારાયણ, નિર્ગુણ બ્રહ્મ તથા કર્તા એ અલખ એટલે નહિ લખી (જાણી) શકાય એવા છે. તો પણ તેમના પર અંકે અલખ છતાં અક્ષરો લખ્યા છે.

बीनुं अक्षर परमीत पद, सद चिद आनंद पार;
कुन लहत तीनु जक्तमे, जो न करत अंक सार. ॥५२॥

જો અક્ષર ન કર્યા હોત તો જે પરમપદ સત્-ચિત્ આનંદથી પર છે તેને આ જગતમાં કોણ જાણી શકત ?

ओरु बीनु अंक अकल नीध, रीध्य अजमाल रहात;
तीनुं जुग जाहर करनकु, क्यौं अनुभवी कवि गात. ॥५३॥

ફરીથી કહું છું કે અંકનો નિધિ અકળ એટલે અમૂલ્ય કળ્યામાં ન આવ્યો હોત તો અજમાલ રિધ્ય એટલે કોઈથી જાણી ન શકાય એવું પદ તેને જગતમાં જાહેર કરી શકાત નહિ અને અનુભવી કવિ ગાઈ શકત નહિ.

बीनुं गाये पद प्रसिद्धता, दरशत नहि दिव्य महाद;
माहाद मुद्दा वीनुं द्दढ चित्ते, नहिन आराधत साध. ॥५४॥

અને એ પદને ગાયા સિવાય પ્રસિદ્ધ થાય નહિ જેથી મહાદિવ્ય એવા જે કર્તા તેમને જોઈ શકાય પણ નહિ. વળી તેને મહા મુદ્દારૂપ સમજ્યા સિવાય ચિત્ત દૃઢ થતું નથી, અને એવો દૃઢ નિશ્ચય થયા સિવાય આરાધન અગર સાધન કરી શકાતું નથી.

बीनुं निज संत आराधंन, जग जीव क्यौं पतीआय;
बीनुं जगजीव पतिआरन, बढत न पति महिमाय. ॥५५॥

સંતજનોએ આરાધન કર્યા સિવાય જગતના જીવોને વિશ્વાસ કેવી રીતે આવી શકે? અને જગતના જીવોને પ્રતીતિ ન આવે તો પતિનો મહિમા વધી શકે નહિ.

तब जेतने जंन जुगनके, जपी जप करन विरांम;
अतही अगमते सुगंम कीये, अंक अलख सनांम. ॥५६॥

એટલા જ માટે જગતના મનુષ્યો જાપ જપીને વિરામ પામેલા છે. વળી અતિ અગમ્ય એવું જે નિજકર્તાનું પદ, તે અલખ એટલે ન લખ્યામાં આવે એવું હોવા છતાં પણ તેને અક્ષરોથી સુગમ કર્યું છે.

नांम लखाईत अक्षरे, अंक प्रणवसो होय;
प्रणव होत न्हेः अक्षरे, निज नेनन गति जोय. ॥५७॥

નામ અક્ષરથી લખાય છે, અને અક્ષર પ્રણવથી થાય છે. અને પ્રણવ ન્હેઃ અક્ષરથી થાય છે. હે પ્રિય વાચક, તું તારા જ્ઞાનરૂપી નયન વડે કરીને જો.

न्हे अक्षर स्वर विनुं वित्त, सुक्षमतत अनुनाद;
क्रता अंश थकी उतपंन, करत सकल जीनुं आद्य. ॥५८॥

ન્હેઃ અક્ષર એટલે એ સ્વર વગરનું વિત્ત છે. તે સૂક્ષ્મતત્ એટલે તે વિત્ત નાદ વગરનું છે અને તે કર્તાના અંશથી ઉત્પન્ન થાય છે. એટલે તે નામ, અક્ષર, પ્રણવની આદ્ય છે.

तेही अंश आपनेहु आप, जीनुं निजपति किरतार;
तेही निजपति ओरु आपनपु, लहे बीनुं नहि निस्तार. ॥५९॥

તે અંશ એટલે આપનું આપ, જેના નિજપતિ કર્તા છે. તે નિજપતિ અને આપનું આપ જાણ્યા સિવાય એટલે પહેલું ગુરૂમુખ દ્વારા પરોક્ષ જાણીને, અનુભવ દ્વારા પ્રત્યક્ષ જાણ્યા સિવાય છેવટ એટલે છેડે જવાય નહિ. અગર જેને મોક્ષ કહે છે તે અંશ સ્વસ્વરૂપે થયા સિવાય અને પતિ સાથે પ્રત્યક્ષાનુભવથી એકતા થાય નહિ ત્યાં સુધી અપૂર્ણ જાણવો.

शंमदंम संजंम साधंन, करतही कलप ल्यौं जोग;
आपनेहु आप चीने बीनुं, मीटे न कर्ता वियोग. ॥६०॥

શમ એટલે ઈંદ્રિયો નિયમમાં રાખવી, દમ એટલે પ્રણવને નિયમમાં રાખવો, સંયમ એટલે મન પ્રણવની એકતા, આ બધાં સાધનનો યોગ કલ્પભર કરે છતાં આપનું આપ એટલે સ્વસ્વરૂપ જાણ્યા સિવાય અને સ્વ સ્વરરૂપે થયા સિવાય કર્તાનો વિયોગ મટે નહિ.

तब लगी भरमत उतईत, चौद तबक लहु जंत;
निज घर कबहु न पावही, बीन सद्‌गुरु ओरु संत. ॥६१॥

ત્યાં લગી ઊત એટલે ભૂલોક અને ઈત એટલે સૃષ્ટિની આદિના દેવલોકની પાછળ ચૌદે લોકના જીવો ભમ્યા કરે છે. તેથી નિજઘર એટલે પોતાનું ઘર કદિ પણ પામી શકતા નથી. અને પોતાના ઘર સિવાય પરંઘેર સુખ-શાંતિ હોઈ શકે નહિ અને નિજઘર પામવાની ગતિ સંત અગર સદ્‌ગુરૂ સિવાય મળી શકે નહિ. આ વાત તદન નિર્વિવાદ છે.

तेही संत जेही सदगुरु, अति जाग्रत क्रततीत;
नांम रुपगुण रहितंम, जीनुं लक्ष अकथ कथीत. ॥६२॥

તે સદ્‌ગુરુ અને સંત કોને કહેવાય ? કે જે અતિ જાગૃત અને કૃતથી તીત એટલે નામ-રૂપ અને ગુણથી રહિત હોઈ જેનો લક્ષ અકથ્ય એટલે કથી શકાય નહિ તે દશાના પુરૂષને સંત અને સદ્‌ગુરુની ઉપમા ઘટી શકે છે.

और सकल वितपंनवीत, आपनपु जांननहार;
जेही आपनपु ओरु पतिपद, जीनु सरल एकतार. ॥६३॥

તે સદ્‌ગુરૂ બ્રહ્માંડભરનાં સઘળાં તત્ત્વોની ઉત્પત્તિના વેત્તા છે તથા આપનપુના જાણનાર છે અને તેમની આપનપુ તથા પતિપદ સાથે અખંડ એકતા રહેલી છે.

जेही एकतार सरल सीध, निध महातंम ग्यंम ज्ञांन;
प्रकृति पुरुष पसरण गण, जीनते अलग सह्यांन. ॥६४॥

તે સદ્‌ગુરૂની એકતા સરલ ને સીધી છે. એ કારણે તેમને મહાનિધિ એવું જે બ્રહ્મ, તે બ્રહ્મની મહાન ગમગતિનું જ્ઞાન છે. જે જ્ઞાને કરીને પુરૂષ, પ્રકૃતિ અને ગુણગણનો પ્રસારો જેમ છે તેમ જાણવા ઉપરાંત જે ઉપર કહ્યું તેનાથી પાર તેમની ગતિ આવેલી છે.

सुपनंतर अंतर नहि, निज गतिसे मति भिंन;
उतईतके होई रहे जेही, साक्षी सकल प्रविंन. ॥६५॥

તે પરમગુરૂને સ્વપ્ના વિષે પણ પોતાની નિજગતિથી ભિન્નતા નથી. અને તે ઉતઈત એટલે જાગૃત અવસ્થાથી લઈને ઉન્મુનિ સુધી સર્વ તત્ત્વોના સાક્ષી છે. અને તેથી જ સર્વને જાણનાર છે.

इती साक्षी जेही अनितके, रहंन अलग मगमंद;
तीत साक्षी दिव्य दरसके, करनही क्रता संमंध. ॥६६॥

ઈત સાક્ષી એટલે પાંચ અવસ્થાઓનો જે સાક્ષી છે તે સાક્ષીની મતિમંદ છે. કારણ અવસ્થાના ભેદે કરીને તે તે અવસ્થાનું તેઓને જ્ઞાન હોય છે. પણ સદર તત્ત્વોનો પ્રભાવ મંદગતિનો છે એટલે મંદગતિના માર્ગનો સાક્ષી મંદગતિનો ગણાય. હવે તીત સાક્ષી એટલે જે સાક્ષીની દૃષ્ટિ પાંચ અવસ્થારૂપ નહિ થઈ જતાં અતિ ઉજાગ્રતપણે જેમ છે તેમ જાણનાર છે અને તેમને દિવ્ય દૃષ્ટિ અગર ઉજાગૃત વૃત્તિ છે, કે જે વૃત્તિએ નિજકર્તાની સાથે અખંડ સંબંધ છે. ઉપર મુજબ મેં જે ઈત સાક્ષી વિષે કહ્યું તે સાક્ષીની સંજ્ઞા દૃષ્ટિ છે. અને તે દૃષ્ટિ અવસ્થાના ભેદે આવરણવાળી છે. તે આવરણવાળી દૃષ્ટિને જગતભરના મહાન પુરૂષોએ દૃષ્ટા કહેલો છે. પણ દૃષ્ટા એટલે જોનાર થાય છે. હવે જોનારો દૃષ્ટિથી પર છે; કારણ ચૌદલોક રૂપી પદાર્થમાં દૃષ્ટિ

પ્રસરેલી છે. અને તેને અવસ્થાનું આવરણ છે, તો શાથી દૃષ્ટિને પદાર્થનો સાક્ષી કહ્યો હશે? વળી દૃષ્ટિની ઉત્પત્તિ મૂળ અંશમાંથી છે. એટલે યાવત્ પદાર્થોનો સાક્ષી દૃષ્ટિ અને દૃષ્ટિનો સાક્ષી નિજ આપનપુ એટલે પોતપોતાનું સ્વરૂપ છે, તો પણ પોતાને પોતાના સ્વરૂપની જાણના અભાવે દૃષ્ટિ પદાર્થમાં લેપાઈ જવાથી મંદમતિની ગતિવાળો થયેલો છે.

कर्ता संमंधी तेही सतगुरु, अलख लखावे सो संत;
एसेही अदली मीले जीनुं, फदल करही भवजंत. ॥६७॥

ઉપર મુજબ આપણે જે વ્યાખ્યાન કર્યું તે કર્તાના સંબંધવાળા શ્રીસત્‌ગુરૂનું છે અને તેનો કર્તા સાથે સંબંધ છે. વળી જે અલખ છે તેને લખાવે એવા જે હોય તેઓને સંત જાણવા. એવા જ આખર સિદ્ધાંતના અદલ ઈન્સાફી મળે તો જ ભવરૂપી ફંદ ફના કરી શકાય.

ओरु संत जीतने गुरु, जग बोधीत गुण ग्रांम;
करमकांड दृढ करनकु मोक्ष बतावंन नांम. ॥६८॥

ઉપર મુજબ જે સદ્‌ગુરૂનું વર્ણન કર્યું તેવાનું જ નામ સદ્‌ગુરુ છે. એથી તે સિવાયના જગતભરના ગુરૂઓ અને સંતજનો ગુણગાન તથા કર્મકાંડ વિગેરે કરાવે છે તેમજ ગવડાવે છે અને મોક્ષની બાબતમાં જે કંઈ નામ કલ્પી કાઢ્યું હોય ત્યાં વળગાડી દે છે.

एसेही गुरु ओरु संतही, भवमे भवित अपार;
सो क्यौं अलख लखावही, जीनुं नहि तत्त्व विचार. ॥६९॥

જે ગુરુઓને તથા સંતજનોને તત્ત્વનો વિચાર નથી એવા ભવને વિષે અનંત ભમે છે, તે અલખનો લક્ષ લખાવી શકશે નહિ.

ओर लहत नहि आपनपु, पुनी करता नहि जांत;
तेही क्यौं पार पमाडही, जीनके नांम सिधांत. ॥७०॥

જગતમાં ગુરૂ થવાની ઉમેદ રાખનારાઓ આપનપુ જાણતા નથી. તેમજ કર્તાની પરમગતિને પણ જાણતા નથી. તે કેવી રીતે પરમપદને પમાડી શકશે? કારણ તેમનો સિદ્ધાંત તો નામ છે.

जेही नांम जीनके शिर, देत न तेही दरसाय;

बीनुं दरसे निज नांमीकु, नांमे कछुना बसाय. ॥७१॥

જે નામ જેના શિર પર પાડેલું છે, તે નામ દેવાથી તે વસ્તુ દેખાતી નથી અને જો નામી દૃશ્યમાન થાય નહિ તો પછી નામમાત્રથી કશું દેખાય નહિ.

तेही नांम अक्षर लहे, नांम रहे नहि लेश;

जांही तांही व्यापक अक्षर, सबपर रेशे रेश. ॥७२॥

નામ તપાસતાં તો અક્ષર દેખાય છે તથા અક્ષર જોતાં નામ દેખાતું નથી. એટલે એ ઉપરથી એમ સમજાય છે કે નામ વસ્તુતાએ નથી. પણ સર્વત્ર અક્ષર વ્યાપક જણાય છે. કારણ કે રેષમાત્ર અક્ષર વગર નથી.

तापर प्रणव प्रसिद्धपद, जीनते उपजेहु लेख;

शब्दातीत शंमदंम रहे, अंक रहे नहि रेख. ॥७३॥

જે અક્ષરો દ્વારા રજતજ સર્વ લખાએલું છે તેના પર પ્રણવ પ્રસિદ્ધ પદ આવેલું છે. અને તે પ્રણવથી જ અક્ષરો ઉત્પન્ન થઈ અનેક લેખ લખી શકે છે. વળી તે પ્રાણાયામ શબ્દાતીત થઈ શમદમ રૂપે રહે તો રેષ માત્ર અંક રહી શકતા નથી.

जदीप रहे एक प्रणवही, अजंपा सेहेज सभाव;

ताई करत पुनी कुंभक, रहत न प्रणव पसाव. ॥७४॥

જ્યારે પ્રણવ એકલો રહેલો હોય ત્યારે અજંપા સહેજાસહેજ સ્વભાવરૂપ થાય. તે પછી પ્રણવને કુંભકના ઘરમાં સ્થિર કરે તો પ્રણવનો પ્રસારો વૃદ્ધિ પામી શકતો નથી.

प्रणव होत जबी कुंभक, पोरक रेच गति त्याग;

स्वर संमवत सरभर रहे, प्रणव रहत नहि त्याग. ॥७५॥

જ્યારે પ્રણવની પૂરક અને રેચકગતિ સ્તંભન પામે ત્યારે તેનું નામ કુંભક છે. તે કુંભકની સ્થિરતામાં પ્રણવ બચી શકતો નથી એટલે પ્રસારો થઈ શકતો નથી.

गये प्रणव वीपु विलसही, कुंभकके घर मांहांय;
क्रतां अंशवृत्ति मसरीत, न्हेः अक्षर रहे जांहांय. ॥७६॥

કુંભકના ઘરમાં પ્રણવ રૂપી શરીર વિલસાઈ જાય ત્યારે નિજપતિના અંશની વૃત્તિ મિસરીવત્ ન્હેઃ અક્ષર રૂપે રહે છે.

प्रणव लीन भये कुंभक, अंक रहे कीस ठांम;
बीनुं अक्षर वृत्तिवस्तही, न्हे अक्षर तीनुं नांम. ॥७७॥

પ્રણવ લીન થઈ કુંભક થયો એટલે અક્ષરને રહેવાનું ઠેકાણું રહેતું નથી. એટલે પ્રણવ અને અક્ષરરૂપી વસ્તુ ન હોવાને લીધે વૃત્તિ ન્હેઃ અક્ષરરૂપ રહે તેનું જ નામ ન્હેઃ અક્ષર છે.

जेही वस्त न्हेः अक्षर, क्रता अंश जीनुं सुझ;
सुझ परमपर अंश वित्त, जेही छेवट निज बुझ. ॥७८॥

જે ન્હેઃ અક્ષર છે તે જ કર્તા અંશની સૂઝ સમજાવી. અને સૂઝ જેનું પરમવિત્ત છે તે જ અંશ અને તે જ છેવટની છેવટ બુજ એટલે જાણ સમજવી.

जेही बुझ निज छेवट, कर्ता अंश ईत आप;
आप परंतुहु अपरंम, निजपति परम अमाप. ॥७९॥

જેને મેં છવેટની બુજ કહી તે જ કર્તા અંશનું આપનપુ અને તે આપનપુની પાર પરમ અમાપ રૂપ નિજપતિ છે.

तेही अमापके मापक, सकल ईत अंश जांहांन;
द्वैतभये पद परमसे, तबते होत हेरान. ॥८०॥

તે અમાપ નિજપતિના અંશો ચૌદ લોકરૂપી જગતમાં માપક ઘાટોમાં દ્વૈતરૂપે નિજપદમાંથી વિખુટા પડ્યા ત્યારથી જ જીવમાત્ર દુઃખી છે.

होत हेरांन हलाहल, हुरमत हंग गमाय;
अजर पुरुषके अंश थे, पण परवशे पसाय. ॥८१॥

કર્તા અંશની ગતિ પદાર્થોમાં તથા ઈંદ્રિયોના સ્વાદમાં હેરાઈ જવાથી હંગરૂપ જાણ નષ્ટ થઈ એટલે ખોવાઈ ગઈ એ કારણે હલાહલ હેરાન થવા ઉપરાંત, અજર પુરૂષનો અંશ હોવા છતાં પ્રકૃતિવશ પરવશ પડીને અંશે નિજ જાણ ગુમાવેલી છે.

ज्यौं नरपति सुत स्वेथकौ, झीलत सुखद समुंध;
सुपने भये कींगालही, पावत अति दुःख द्वंध. ॥८२॥

જેમ રાજાનો પુત્ર રાજસુખમાં સ્વતંત્ર રીતે સુખના સમૂહમાં અતિશય સુખ ભોગવે છે. પણ તે જ રાજપુત્ર સ્વપ્ન અવસ્થામાં કંગાલવત્ (ગરીબી ભરેલું) જીવન પ્રાપ્ત થતાં અતિ દુઃખ ભોગવે છે.

त्यौं जगजीव सकलसुत, नरपति पितु परमेश;
सुपन थांनी अज्ञांनही, दुःख जीनुं जनम मरेश. ॥८३॥

તેવી જ રીતે રાજાની જગ્યાએ અનંત બ્રહ્માંડોમાં વસતા સર્વ અંશોરૂપી પુત્રોના પિતા પરમેશ્વર છે, તે અંશોને સ્વપ્ન અવસ્થારૂપી અજ્ઞાન થવાથી ભવોભવનું દુઃખમય જન્મમરણ લાગુ પડેલું છે.

दोहा

अंश कलागत्य बरन्येहु, जेही भाव गतिताय;
अब ग्यंम कहुं अंशीपद, ओरु सदगुरु समझाय. ॥१॥

અંશની કળા અને તેની ગતિનું વર્ણન કર્યું. હવે અંશીપદ વિષેની જે ગમ છે તે નીચે પ્રમાણે જણાવું છું. તેમજ ગુરૂ વિષે ભેદ શું છે તે પણ કહેવામાં આવશે.

गुरु चतुरंनकी कहुं ग्यंम, अंशही त्रीये विभाव;
केहें कुवेर सुण शुद्य चित्ते, श्रोत सकल जीनुं न्याव. ॥२॥

જગતમાં ચાર પ્રકારના ગુરૂઓ છે અને તેમની ગતિની લક્ષણા પણ ચાર છે. તે વિષે તેમજ અંશોના પણ ત્રણ વિભાગ છે, તે વિશે હું જે ખુલાસો કરું છું તે હે સંતસજ્જનો, શુદ્ધ ચિત્ત કરીને શ્રવણ કરો.

## ઈતિશ્રી અંશ પ્રેરકકરન પુષ્ટિનામ પંચમો કેતુ સંપૂર્ણ.

# અથ અંશ અંશીપદ સદ્‌ગુરૂ સિદ્ધાત દેખાવન

# નામ ષષ્ઠમો કેતુ પ્રારંભતે



येसेही जीवभव भुगतत, सुपन निंद अज्ञांन;
सद्‌गुरु मेहेर टेरंन जीनुं, जाग्रत करनकु ज्ञांन. ॥१॥

આવી રીતે ભવ એટલે જગતના જીવો સ્વપ્નરૂપી અજ્ઞાન ભોગવે છે. તેમને સદ્‌ગુરૂ પોતાની મહેર વડે કરીને જ્ઞાનથી ટકોર = ટકોરા મારીને જાગૃત કરે છે અને બચાવે છે. (ટેરન એટલે તારવવું અથવા તારવી કાઢવું વિગેરે.)

जाग्रत भये सो जांनीये, जुग जाहेर जेही जंत;
निज करता ओरु आपनपु, दरसे एक सतंत. ॥२॥

જગતભરમાં જાગેલો પુરૂષ એ ગણાય કે જેની નિજપતિ સાથે એકતા થયેલી છે. અને એકતા થાય એટલે નિજપતિ અને આપનપુ દર્શે એટલે જાણે.

ओर सकल विभूति जीनुं, विविधी भात्यही अनेक;
क्रता कीयेहु त्यौं दरशही, निज अनुभवे विवेक. ॥३॥

ધણીપદમાં એકમેક થવાથી ચૌદલોક રૂપી વિભૂતિ જે વિવિધ પ્રકારે અનેક જાતિને કર્તા કેવલે જેવી રીતે કરેલી છે તેવી જ રીતે નિજ અનુભવ અને વિવેક વડે જણાય છે.

विभूति वेत ओरु आपनपु, जीनुं दरशे दिव्य नेन;
पुनी निजपतिपदे संमरस, सोही जाग्रत सुखचीन. ॥४॥

વિભૂતિનું વેત્તાપણું અને આપનપુની જાણ જેને સજાણ દિવ્ય નયન છે તે જાણી શકે છે. બીજીવાર કહું છું કે ઉપર મુજબ જાણ હોવા ઉપરાંત નિજપતિના પદમાં સમરસ રહી શકે છે, તેને જ શુદ્ધ જાગ્રતના સુખની લક્ષણા સમજવી.

एही विधि जगे सो जाग्रत, जेही आगंम हंम कीन;

निज करता ओरु आपनपु, दरसे भये अभिन. ॥५॥

ભગવાન કરુણાસાગર કહે છે કે આગળ કહ્યા મુજબ જેઓ શુદ્ધ જાગૃત થયા છે. તેઓ જ નિજકર્તા અને આપનપુ જાણી અભિન્ન એટલે એકમેક થઈ શકે છે.

तेही दरशावत सतगुरु, जेही खुदसें बुध लाय;

बीनुं खुदकी बुध्य जेहीजंन, ओहोरली कहत बनाय. ॥६॥

ઉપર મુજબની લક્ષણા માત્ર સદ્‌ગુરુ જ દર્શાવી શકે છે. કારણ કે તેઓ ખુદ કેવલકર્તા પાસેથી બુદ્ધિ લાવીને દર્શાવે છે. વળી જેની પાસે ખુદની બુદ્ધિ નથી તેવા તમામ ગુરૂઓ ઓરલી એટલે આ બાજુની બુદ્ધિ જણાવે છે.

औहौरली सो उतईतनकी, भव भरमाविक भेद;

तीतकी कहत थकीत भये, नयेति नयेति कही वेद ॥७॥

ઓરલી એટલે આ બાજુની તથા ઉતઈત એટલે મૃતલોક અને દેવલોક આદિ ચૌદલોકની હકીકત કહે છે. એ ભવના લોકોને ભમાવવાનો ભેદ છે. કારણ કે તીત એટલે ઉતઈતથી પર કર્તા તરફની હકીકત કહેતાં તો ચકિત થઈને આખરે વેદને પણ નેતિ પોકારવી પડી છે.

निगंम नयेति कही जेही पद, तेहीपद गुप्त अनाद्य;

ओर सकलपद प्रसिद्ध जे, खुदसे ईत जग आद्य. ॥८॥

જે પદને વેદે નેતિ પોકારેલી છે તે પદ અનાદિનું ગુપ્ત છે. અને તે સિવાયનાં ખુદ કર્તાથી ઉત્પન્ન થયેલા ક્રતનાં પદો જગતમાં પ્રસિદ્ધ છે.

जेही जग आद्य प्रसिद्यपद, निगंम दीयेहु विस्तार;

आद परंतु अनादकी, कीनेहु नयेति पोकार. ॥९॥

જગતની આદ્યનાં જે પદો પ્રસિદ્ધ છે તે પદોનો નિગમ યાને વેદોએ વિસ્તાર કરેલો છે. અને આદ્યની પર જે અનાદિ પદ છે તેને જ વેદે નેતિ પોકારેલી છે.

वेद थकीत भये जेहुंनते, प्रणव करत अती वांण;
तो तीनके सुत शास्तर, जीनमे काहा पहेचांण. ॥૧૦॥

અનાદિ પદનું વાણીથી અતિ વર્ણન કરવા છતાં વેદ ચકિત થઈ ગયેલા છે, તો તે વેદના પુત્રો જેનું નામ શાસ્ત્ર છે તેમાં જાણ્ય ક્યાંથી હોઈ શકે ?

तब जेतने कवि शास्तर, कीनेहु निगंम विलोक;
ते तन् भर ओहोरली ग्यंम, जीनमे वस्त न रोक. ॥૧૧॥

એ કારણે શાસ્ત્રના જે જે કવિઓએ નિગમનું વિલોકન કરીને જે જે લખેલું છે તે તે ગમ ઓરલી છે. કારણ કે તેમાં વસ્ત એટલે આપનપુ અને પતિપદ એવી જે અનાદિ વસ્તુ તેનું રોકાણ નથી. એટલે જે સ્પષ્ટ ચોખ્ખી રોકડી નક્કર જાણ નથી.

अष्टादश खटनवमही, और कतेब कुरांन;
मोक्ष उधारे सबंनमे, कही गये पक्ष पुरांन. ॥૧૨॥

અઢાર પુરાણ, છ શાસ્ત્ર, નવ વ્યાકરણ તથા કુરાન કિતાબ વગેરેમાં પુરાણના પક્ષકારો ઉધાર મોક્ષ લખી ગયેલાં છે.

उधारेका मोक्षमे, गाफल सो पतिआय;
वेत्तासो विलमे नहि, जब लगी हाल न पाय. ॥૧૩॥

ગાફલ એટલે અસાવધ માણસો ઉધાર મોક્ષમાં પ્રતીતિ લાવે છે. પણ વેત્તા પુરૂષ એવી વાતો સાંભળવા છતાં પણ જ્યાં સુધી તે પ્રત્યક્ષ પ્રાપ્ત કરી શકતા નથી ત્યાં સુધી અટકતા નથી.

हाल मुद्दा हस्तांमल, निज अनुभवे दरशाय;
अरस परस एकताग्यंम, बीन सतगुरु नव थाय. ॥૧૪॥

અરસપરસ એકતાની ગમ નિજ અનુભવે કરીને દર્શાવી તે સત્‌ગુરૂ સિવાય પ્રાપ્ત થાય નહિ.

आद्य अंत औरु मध्यमे, जेतीभर जुग जांण;
सतगुरु बीना उचारंन, ते सब ओरली बांण. ॥१५॥

આદ્ય, અંત અને મધ્ય વિષે જગતભરમાં જેટલી જાણ છે તે સત્‌ગુરુ વિના ઉચ્ચારાયેલી હોઈ તે તમામ ઓરલી વાણી જાણવી.

शक्ति ज्योत निरंजन, रज तम सात्विक देव;
जग जीनुं सकल उपासीक, ए सब औरली सेव. ॥१६॥

પુરૂષ, પ્રકૃતિ તથા રજો, તમો અને સાત્વિક દેવોની જે ઉપાસના જગતભર કરે છે તે તમામ સેવા ઓરલી છે.

ओरु जेतने ईश्वर तनु, लीन अवन अवतार;
निज गमसे निजपद रही, करी गये औरले विहार. ॥१७॥

જેટલા ઈશ્વરોએ પૃથ્વી ઉપર અવતાર લીધો તેઓ નિજગમ વડે નિજપદમાં રહી આ બાજુનો વિહાર કરી ગયા.

तेही विहारनके विन, करत सकल नरलोय;
निजगंम सस्वसरुपकी, गावत् नहि गति कोय. ॥१८॥

તે વિહારનો વિનય સર્વલોક કરે છે. પણ સ્વરૂપની નિજગમગતિ કોઈ ગાતું નથી.

भूत भविष्य वर्तमानकी, जानतही गति कोय;
त्रिये काल दरशी लयौहु, ए सब ओरली बोहोय. ॥१९॥

ભૂત, ભવિષ્ય અને વર્તમાનની ગતિ જો કોઈ જાણતા હોય તો પણ તે જાણ ઓરલી છે.

अष्ठ सिधी नव निध्य जेही, जीनकी स्वाधीन होय;
ए सब ओरली संम्रता, जग पूजावंन सोय. ॥२०॥

અષ્ટ, સિદ્ધિ અને નવનિધિ જેને સ્વાધિન હોય તો પણ તેની તે સમૃદ્ધિ ઓરલી છે. કારણ કે તેનાથી માત્ર જગતમાં પૂજાવી શકે છે.

खट दरशन चौं संप्रदा, सिध्यके जोग अष्टांग;
निज लक्ष बिनुं ओरु पक्षसबे, ए सब ओरल्ये स्वांग. ॥२१॥

છ દર્શન, ચાર સંપ્રદાય અને અષ્ટાંગ યોગ તે નિજ લક્ષ સિવાયના ઓરલા શણગાર છે.

मुद्रा खेचरी भूचरी, अगोचरी उनमून्य;
चाचरी सहित देखावंन, माहाता जगपर चुन्य. ॥२२॥

ખેચરી, ભૂચરી, ચાચરી, અગોચરી અને ઉન્મૂનિ એ મુદ્રાઓ મહત્તા મેળવવા પૂરતી જ છે.

डुबन गडन करांमत, अदरस उडगण सोय;
ए करीया पर स्वाधीन, निज बलसंम नहि कोय. ॥२३॥

ઉપરની સિદ્ધિઓ વડે પાણીમાં ડૂબકી મારવી તથા પૃથ્વીમાં ઉતરવું તેમજ અદૃશ્ય થઈ તારામંડળ વિગેરેમાં ફરવું એ સઘળી ક્રિયા સાધે ત્યાં સુધી જ સ્વાધિન છે. તેમાંની કોઈ નિજબળ જેવી નથી.

साधत तबलगी सिध रहे, बीन साधे तब जीव;
जीवदशागत्य ओरलकी, संशे सहित सदैव. ॥२४॥

સિદ્ધિઓ સાધે ત્યાં જ સુધી સિદ્ધ રહે છે, અને ના સાધે ત્યારે જીવદશા હોય છે અને જીવદશા તો ઓરલી છે, અને સદાને માટે સંશયથી ભરેલી છે.

मुक्ति स्वानिध्य सारु प सालोक ओर सायोज;
नवधाके फल देवनकु, ए सब ओहोरली मौझ. ॥२५॥

ઉપર લખેલી ચાર મુક્તિ નવ પ્રકારની ભક્તિના ફળને દેવાવાળી હોઈ, એ સર્વ મોજ ઓરલી છે.

धरम अरथ जेही मोक्षही, ओरु चतुरथो कांम;
ए संपत्य सुख औरल्यके, जीवरत्य करंन विरांम. ॥२६॥

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ સંપત્તિનું સુખ આ બાજુનું છે. તે જીવગતિના મનુષ્યને શાંત થવાની જગ્યા છે.

सोल कला संमपुरण, हुते कृष्ण अवतार;
अरजुंनकु उपदेशतां, दीये लक्ष तीनुं पार. ॥२७॥

સોળ કળાથી સંપૂર્ણ કૃષ્ણનો અવતાર હતો, પણ અર્જુનને ઉપદેશ આપતી વખતે સોળ કળાની પારનો લક્ષ દર્શાવ્યો હતો.

तब जेतने क्रत कृष्णाके, सोल कला गुण ग्रांम;
निज लक्षके उपदेशमे, ओरले ना आये कांम. ॥२८॥

એટલા જ માટે કૃષ્ણનાં વિભૂતિયુક્તકૃત્ય નિજલક્ષના ઉપદેશમાં ઓરલાં હતાં, જેથી કામ આવ્યાં નહિ.

एही विधि करत सकलकुल, जेही इश्वर तंनु कीन;
निजगंमसे ओरले सबे, जग दरशावंन चींन. ॥२९॥

ઈશ્વરના શરીરે કરીને ઉપરની વિધિ પ્રમામે જે કૃત્ય કર્યાં તે નિજગમ વગરનાં ઓરલાં છે. તે ચિન્હ જગતને બતાવવા પૂરતાં જ છે.

त्रिगुण शकत क्रत उतपन, स्थूल सूक्ष्म जेही घाट;
सरग पाताल अचरचर, ए सब औरलै ठाठ. ॥३०॥

ત્રણ ગુણ અને શક્તિનું કૃત સ્થૂલ સૂક્ષ્મ ઘાટ તથા સ્વર્ગ-પાતાળની આદ્ય લઈને ચર-અચર એ બધો ઓરલો ઠાઠ છે.

और पुरुष प्रकृति ल्यहु, त्रिगुण सहित जेही तंत;
ए निजभव कारण पद, सब ओरल्यनके अंत. ॥३१॥

વળી પુરુષ, પ્રકૃતિ અને ત્રણ ગુણ સહિત જે તત્ત્વો છે તે ભવનાં મૂળ કારણ છે. તે સર્વ ઓરલાંનો અંત છે.

एही अंत सब ओरलके, कारंन क्रत महिमांन;
अंतसकरण चतुर चित्ते, उते करंन अविलांन. ॥३२॥

ઉપર મુજબ જે જે ઓરલાં પદ કહ્યાં તે અંતવાળાં છે. તેનું કારણ કે આ ઈંડમાં કૃતગતિનાં તત્ત્વો છે અને ચાર અંતઃકરણે કરીને જે ક્રતરૂપતત્ત્વો હતાં તેનું અવિલાન એટલે વંદન કર્યું છે.

अबके कहुं अरली तीत, वित्त व्यापीक जीतप्राय;
जेही सिद्धांत वेदांतनुं, सांख्य सहित अनुश्राय. ॥३३॥

હવે ઓરલીનથી તીત એટલે તેના પર જે વ્યાપક બ્રહ્મરૂપ વિત્ત છે તેના વિષે કહું છું. તે જ વેદાન્તનું સિદ્ધાંત છે. તથા સાંખ્ય પણ તેને જ અનુસરેલું છે.

निगम अंतके तंतही, सोही पद वदीत वेदांत;
सांख्य समासन उबरंन, जीनुं जजत सबसंत. ॥३४॥

નિગમનું અંતપદ તે જ વેદાંત અને તેમાં સાંખ્યનો પણ સમાવેશ થઈ જાય છે. તેને જ સંતજનો ભજે છે.

तेही तत व्यापक ब्रंह्मही, निराकार निरधार;
सुंन्यनुं सहीर सनातंन, जीनकावारन पार. ॥३५॥

વેદાંતનો જે છેવટનો સિદ્ધાંત તે વ્યાપક બ્રહ્મ છે. તે નિરાધાર, નિરાકાર, શૂન્યનું સહીર (वित्त) તથા સનાતન હોઈ તે પારાવાર છે.

वार पार विनु वदीततां, सधीत सधेहुं जबी संत;
सुंन्य सहीर सुंन्यवत तणुं, मांनेहु सकल सिधांत. ॥३६॥

તેને પારાવાર જાણીને સંતદશાના સાધકો સાધે છે. તથા શૂન્યવત્ શૂન્ય સહીર જાણીને સાધવાનું કારણ, સર્વ સંતોનો એ આખર સિદ્ધાંત છે.

गुण बीनुं ईंद्री अगोचर, नीरसत अति निरमाल्य;
वदीतताय छेवट पद, जांनीत मुदा विसाल. ॥३७॥

ગુણ-ઈન્દ્રિયોથી પર જે બ્રહ્મ તે નિઃસત્ત્વ, નિર્માલ્ય છે. તેને જ છેવટ પદનો વિશાળ મુદ્દો જાણેલો છે.

ओरु आतंम परमातमा, ए पुनी उनके अंश;
सब ओरलके तीतनकी, नीरसत ब्रंह्मकी वैश. ॥३८॥

બીજું આત્મા પરમાત્મા બ્રહ્મના અંશો છે. વળી ઉપર કહેલાં જે ઓરલાં પદ તેનાથી તીત જે બ્રહ્મ છે તેનો વંશ કહ્યો.

एही ब्रंह्म सरभर सद, सब ओरली तीत अंत;
या गत चीन नचीन भये, भानु भाव मांहांत. ॥३९॥

તે બ્રહ્મ સદા સરભરરૂપે ભરપુર છે. અને અંતવાળાં જે ઓરલાં પદ કહેલાં છે તેનાથી તે તીત એટલે પાર આવેલું છે. એની એવી ગતિ જાણીને મોટા ભાવવાળા મહંતો નિશ્ચિત થયા છે.

परमहंस सुख सुनक ल्यौं, जीनकी गति अभींन;
तेहीपण अटके याही पदे, निज करता नहि चींन. ॥४०॥

પરમહંસો, શુકદેવ તેમજ સનત્કુમારો પણ પોતાની ગતિ તે પદમાં અભિન્નરૂપ રાખીને અટકેલા છે. જેથી નિજકર્તા પદ જાણી શકેલા નથી.

जोगेश्वर अजगर हर, अज ईश्वर अवतार;
तेहीसब ब्रंह्म सीधांतके, करी गये विमल विचार. ॥४१॥

અજગર, બ્રહ્મા, વિષ્ણુ અને ઈશ્વરના અવતારો પણ બ્રહ્મ સિદ્ધાંતનો પવિત્ર વિચાર કરી ગયા છે.

ओरु जेतने जुग धरमही, ब्रंह्म दरस गति ज्ञांन;
तीनुं आद्ये ज्ञाता सबे, करत उनु अवीलांन. ॥४२॥

જગતભરના સર્વ ધર્મો તથા બ્રહ્મજ્ઞાન ગતિના દર્શકોની આદ્યે તમામ જ્ઞાતા તેનું જ અવિલાન કરે છે.

पुनी अनुभवी कवी आंहां लयौं, रहत सकल लो लाय;
निज पति परम सिधांतकी, कोउ न गये गति गाय. ॥४३॥

ફરીથી કહું છું કે અનુભવી અને કવિ પણ અહીં સુધી તલ્લીન રહ્યા છે. પણ નિજપતિના પરમ સિદ્ધાંતની કોઈએ પણ ગતિ ગાઈને ગયા નથી.

कीनेहु खोज खलक खुद, सबके अनुभव सोय;
निगम आद्ये सद चीद ल्यहु, ब्रह्म लक्ष गम गोय. ॥४४॥

ખુદ કર્તાના બનાવેલા જગતમાં જે જે અનુભવી થયા તેમના અનુભવને પ્રત્યક્ષ જોઈને કહ્યું છે. તથા વેદની આદ્યે સચ્ચિદાનંદ બ્રહ્મ લક્ષની તેમની જે ગુહ્યગમ તે મેં જણાવી છે.

एही सदन सद सबंनकौ, परमहंस लयौ ताय;
दत्त अजगर ईश्वर धर, ओरकी कुन चलाय. ॥४५॥

દત્ત, અજગર તથા પરમહંસની આદ્ય લઈ અવતારી પુરૂષો સુધીના સર્વ ઉપર મુજબ કહેલા પદમાં પ્રથમથી જ અટકેલા છે. તો પછી તેમના સિવાય બીજાઓની તેનાથી પર જવા ગતિ કેવી રીતે ચાલી શકે ?

एसेही ब्रह्म अखीलपद, सबकी अगंम उपास;
जेही तत आद्य अनाद्यके, निजपति परम प्रकाश. ॥४६॥

એવી રીતે બ્રહ્મ અખિલપદ છે. અને સર્વ જ્ઞાનીઓની પ્રથમથી જ અગમ ઉપાસના છે. આદિ-અનાદિનું બ્રહ્મ તે નિજપતિ કૈવલકર્તાનો પ્રકાશ છે.

तेही परकास परम वीत, मांनेहु सकल सहीर;
व्यास कपिल नारदादिक, गाडेहु गंम गंभीर. ॥४७॥

તે જ પરમ પ્રકાશ પરમવિત્ત છે. અને તેજ સર્વ સહિર રૂપ ગમ છે. એવું વ્યાસ, કપિલ અને નારદ વિગેરે માનીને તેમાં ગડેહુ એટલે લીન થયા.

अष्टावक्र वसीष्टही, हस्तांमल रखदेव;
ओरुजेतने तत वेतही, तीनको एही अहंमेव. ॥४८॥

અષ્ટાવક્ર, વસિષ્ઠ, હસ્તમાલ તથા ઋષભદેવ અને તે સિવાયના બીજા તત્ત્વવેત્તાઓનો અહંમેવ એટલે માનીનતા એ જ છે.

एसेही परम प्रकासमे, रहे सकल विलमाय;
पण परकासीक पुरु षकी, कोहु नहि गति गाय. ॥४९॥

એવી રીતે પરમ પ્રકાશમાં જ્ઞાની તથા અનુભવીઓ વિરામ પામ્યા જેથી પ્રકાશના પ્રકાશક પુરૂષની ગતિને કોઈએ કહી નથી.

तेही परकासीक पुरु षके, जीव ईश्वर जीनुं अंश;
ईश्वर अंश विषेसही, जीव सामान्य समैस. ॥५०॥

તે પરમ પ્રકાશક પરમ પુરૂષના જ જીવ અને ઈશ્વર અંશ છે. તેમાં ઈશ્વર વિશેષ અંશ અને જીવ સામાન્ય અંશ છે.

तेही अंश निज आपंनपु, जांनत नहि जंनकोय;
तो तीनके करता पुनी, कोहो कीम बुझत सोय. ॥५१॥

તે અંશ પોતે જ આપનપુ છે. તેને કોઈ જાણતું નથી. તો પછી તે અંશના કર્તાને કહો કેમ કરીને જાણી શકે ?

जेही अंश निज आपनपु, सुनोहो संत तीनुं न्याय;
सकल सोज सुझ नायक, कहु कारण महीमाय. ॥५२॥

જે અંશ નિજ આપનુંઆપ છે; હે સંતો, તે ગતિનો ન્યાય સાંભળો, જે સર્વ પ્રકારની જાણનો નાયક છે. તેનું કારણ અને મહિમા કહું છું.

विविधी तत्त्व तनुं जीनुं गति, अति मती अकल अवाज;
अंतसकरण रहीत तीत, जीनको सकल समाज. ॥५३॥

વિવિધ પ્રકારના તત્ત્વોમાં જેની ગતિ પ્રસરેલી છે, તે અંશની ગતિ કોઈથી કળી ન શકાય તેવી અબાધ્ય છે. તથા તે અંતઃકરણથી તીત હોઈ, સઘળાં તત્ત્વોનો સમૂહ તેની સત્તા પામીને જીવતો રહેલો છે.

तेही समाज साजईत, नांम रुपगुण वेत;
सहीत आतम परमातमा, प्रकृति पुरुष समेत. ॥५४॥

તે સમાજ એટલે નામરૂપ ગુણ તથા પ્રકૃતિ, પુરૂષ, આત્મા, પરમાત્મા વિગેરેનો તે અંશ વેત્તા છે.

एही सब साज सकल जीनुं, ईष्ट अंश तीनुं राय;
अलग थकौ अजरायल, लगत सरल अभिप्राय. ॥५५॥

ઉપર લખેલાં સર્વસાજરૂપ તત્ત્વોનો રાજા અંશ છે. અને તે અલગ અને અજર-અમર છે તથા અંશ પોતાની મતલબનો માર્ગ તત્ત્વો દ્વારા સરલ બનાવે છે.

रज तज ईड कटाक्ष ल्यौं, द्रष्टा अहंग सबेव;
साक्षी समल सभाविक, दावीक वीमल गनेव. ॥५६॥

રજતજથી લઈને બ્રહ્માંડભરનાં સર્વ તત્ત્વોનો દૃષ્ટા અહંગ રૂપે સર્વને જુએ છે. તે વિકારયુક્ત તત્ત્વોની સાથે વૃત્તિ દ્વારા મળીને મારાપણાનો દાવો કરે છે. છતાં તે વિમળ ગણાય છે.

अजब खेल निज अंशको, ज्यौं जहुरीके न्याय;.
विविधी भात खेलवंणको, अनुभव आप पराय. ॥५७॥

તે અંશનો અજાયબી ભરેલો આ ખેલ બાજીગરના ન્યાયે ખેલાડી પોતે જુદો રહીને પોતાના અનુભવ દ્વારા વિવિધ ખેલ ખેલે છે તેવો છે.

खेलन जांनत खेलीकु, खेली खोज सबैश;
याविधी अंश लहत सबे, कौहुन चीनत अंश. ॥५८॥

ખેલ પોતાના ખેલને જાણતો નથી પણ નચાવનાર ખેલી તે ખેલને જાણે છે. આ બધા તત્ત્વને જાણનારો અંશ છે. એવી રીતે અંશ સર્વને જાણે છે. પણ અંશને કોઈ જાણતું નથી.

**अंश अखीलगत्य ससुझकी, जीनका मुद्दा अगाद्य;**

**सबकु रख अपनायके, आप रहत निज स्वाद्य. ॥५९॥**

અંશની અકળ ગતિની જાણનો મુદ્દો અગાધ છે. તે સર્વ તત્ત્વોને પોતાને તાબે રાખી પોતે સ્વતંત્ર રહે છે.

**मेरे तंन ओरु मंन पुनी, ईंद्री अंतस प्रांण;**

**रज तंम सात्वीक गुणमम, कहतजे सबल सजांण. ॥६०॥**

મારું શરીર તથા મન ઈન્દ્રિયો, અંતઃકરણ, રજોગુણ, તમોગુણ તથા સત્ત્વગુણ મારાં છે એવું તેની સબળ જાણે કરીને કહે છે.

**मेरी मांनत आतमा, परमातंम भी मेर;**

**वांणी चतुर मम उचरंन, मेरी मंड च्यौं वेर. ॥६१॥**

આત્મા તથા પરમાત્મા તથા ચાર પ્રકારની વાણી વિગેરેને તે મારું માનનારો છે.

**टेरत हंग हकारजे, हुं हुं करत हंमेस;**

**भाव अनंत ते अंशही, सरवज्ञे सरवेश. ॥६२॥**

હુંકાર રૂપ જે હંગ તે હંગને અંશ વૃત્તિ દ્વારા ટેરત એટલે જાગ્રત કરે છે કે તરત જ હું શબ્દનો હુંકાર હંમેશાં કરે છે. એવા અનંત ભાવો અંશથી થાય છે. અને અંશ ભાવાતીત, સર્વજ્ઞ, ભાવનો ઈશ છે.

**ए लक्षना निज अंशकी, सब मांनत करी मेर;**

**खावन जदीप खराखरी, लेत सबनकु घेर. ॥६३॥**

ઉપર કહેલાં લક્ષણ તે અંશનાં છે, જે બધું મારું માને છે. તે ખરેખરો બધાંએ તત્ત્વોનો ખાવન છે. માટે બધાં તત્ત્વોને ઘેરી લીધેલાં છે.

धेरी रहेसौ वस्तहे, धेरन वाल सधीस;
याविधि मालीक माहालही, कोउ नहि अनुं ईश. ॥६४॥

જેટલું ઘેરાય છે તેટલું તત્ત્વ પદાર્થ છે. અને ઘેરનારો તેનો માલિક છે. આ વિધિ પ્રમાણે સર્વ તત્ત્વોનો માલિક થઈને મહાલે છે. તેમાંનો કોઈ માલિક નથી.

याते ईश सकल शीर, अंश करत जीनुं दाव;
मालीक थई मांनत सबे, आपनो जांन पसाव. ॥६५॥

એ ન્યાય સર્વનો દાવો કરવા રૂપે અંશ છે. તેણે સર્વનો માલિક થઈ પોતાની જાણનો પ્રસારો કરેલો છે.

पण नहि आप पसावमे, अलीवत अलंग सदाय;
लहत चासमी सबनकी, सो विधि देहु बताय. ॥६६॥

અંશે જાણ દ્વારા જે પ્રસારો કરેલો છે તેમાં પોતે નથી કારણ કે પોતે ભ્રમરના ન્યાયે અલગ છે છતાં સર્વની ચાસમી લે છે તે વિધિ બતાવું છું.

ईंद्रि चासमी मनमीत, मन चासमी गुण तंत;
गुण चासमी अव्याक्रत, जीनुं वित्त विमल सतंत. ॥६७॥

ઈંદ્રિયોની ચાસમી મન લે છે, મનની ચાસમી ગુણ લે છે, ગુણની ચાસણી અવ્યાકૃત લે છે. તે ચાસમીનું વિત્ત મળ વગરનું સત્વરૂપે છે.

अव्याक्रत हीत चासमी, लहत निरंजन जोत्य;
जीनकु लागत नां कछु, काल करमकी छोत्य. ॥६८॥

અવ્યાકૃતના હેતુ રૂપ ચાસમી તે જ્યોતિરૂપ નિરંજન લે છે. તે નિરંજનને કાલકર્મ લાગતાં નથી.

निरंजन निज अगन्यमे, चासमी अमीत अटाय;
दहत सकल कलीमल जीनुं, रहत ना रजक खटाय. ॥६९॥

નિરંજન પોતાના અગ્નિમાં ચાસમીને અટાવી નાખીને સર્વ પ્રકારના કલિમલનો નાશ કરે છે. જેમાં રજમાત્ર ખટાઈ એટલે વિકાર રહેતો નથી.

सो निरंजन निरलेपकी, चासमी चकित अनुप;
ताय लहत वित तीत जेही, आतम तत्त्व स्वरु प. ॥७०॥

તે નિરંજન દ્વારા નિર્લેપ થયેલી ચકિત કરી નાખે તેવી ચાસમી ઉપમા આપી ન શકાય તેવી છે. તે વિત્ત તેનાથી જે તીત તે આત્મતત્ત્વ સ્વરૂપ લે છે.

तेही आतंम गंम चासमी, पुनी परमातंम लेत;
रोम रोम रग रग सग, जाते जनीत सचेत. ॥७१॥

તે આત્મગમની ચાસમી પરમાત્મા લે છે. રોમેરોમ અને રગેરગ તેનાથી સચેતન થયાં છે.

परमातंमा यम चासमी, चैहीतंन वत वीत हेत;
आसन अरस थको जेही, अंश उपर छलो लेत. ॥७२॥

પરમાત્માની ચાસમી ચૈતન્યવત્ શરીરના આખરવિત્ત રૂપે છે. તે વિત્ત રૂપ હેતુને અંશ અરસ (અંતરિક્ષ) છતાં ઉપરછલો છે.

एही परकार अंन्यो अंन्य, लेत अंश सबनुर;
अरस परस पहोंची शके, तब लगी रहे तंनतुर. ॥७३॥

ઉપર પ્રમાણે અન્યોઅન્ય સર્વનું નૂર અંશ લે છે અને એકબીજાને પહોંચી શકે ત્યાં સુધી શરીર ટકી રહે છે.

अंश विलोकीत द्रष्ट ल्यौं, तंनपर धरी तमाय;
जब लगी साज चलीत सबे, लोहोचंबुक निज न्याय. ॥७४॥

જ્યાં લગી અંશને ચાસમી પહોંચે છે ત્યાં સુધી અંશની દૃષ્ટિ શરીર પર રહે છે. તથા ત્યાં લગી લોહચુંબકના ન્યાયે આ સઘળો શરીરનો સાજ હલનચલન ને વિચરન ગતિવાળો રહે છે.

साज चलीत ईत तब लगे, जब लगी अंश विलोक;
अंश विलौकन उलटसे, विखरी जात तंन थोक. ॥७५॥

જ્યાં સુધી અંશનું વિલોકન છે,ત્યાં સુધી સાજ ચાલે છે. વળી અંશની દૃષ્ટિ શરીર ઉપરથી ઊલટી થાય તો તરત જ તત્ત્વનો થોક વિખુટો પડી જાય.

अंश द्रष्टि तनके तुपे, अविलोकत कुन काज;
बोहोरु द्रष्टि उलटावत, मुदे कवंन महराज. ॥७६॥

અંશને દૃષ્ટિ શરીર ઉપર રાખવાનું કારણ શું છે ? વળી દૃષ્ટિ ઉલટાવી બંધ કરવાનું કારણ શું છે ? એ વિષેનો ખરો મુદ્દો શું છે ? તે હે મહારાજ કહો.

अंश द्रष्टि तंनके तुके, पूछे हु जेही अभिप्राय;
निजपति अंश आशक कहुं, सुनो सकल चित लाय. ॥७७॥

અંશને દૃષ્ટિ શરીર ઉપર રાખવાના કારણનો જે અભિપ્રાય પૂછ્યો તે અને અંશનો આશક ભાવ કહું તે ચિત્ત દઈને સાંભળો.

गुण ईंद्रि अंतसकरण, अव्याक्रत जेहीजोत्य;
ओरु आतंम परमातंम, जीनके ईष्ट उद्योत्य. ॥७८॥

ગુણ ઈંદ્રિયો અંતઃકરણ, અવ્યાકૃત, જ્યોતિ નારાયણ આત્મા અને પરમાત્મા એ વિગેરેનો ઉદય કરનાર ઈષ્ટ અંશ છે.

एतनेभर धर सबंनकी, चरत चासमी अंश;
तेही अभिप्राय विलोकनी, तंन पर रहे आकैश. ॥७९॥

ઉપર મુજબ કહેલી તત્ત્વોની ચાસમી અંશ ચરે છે. તે અભિપ્રાયને લીધે વિલોકનપૂર્વક શરીર ઉપર આકાંક્ષા રાખે છે.

चासमी पहोंचत अंशकु, तब लगी अंशहुलास;
जो अटके उत चासमी, तबते अंश उदास. ॥८०॥

જ્યાં સુધી અંશને ચાસમી પહોંચે છે ત્યાં સુધી અંશ ઉલ્લાસ (આનંદ) રૂપે છે. અને જો ચાસમી અટકી જાય તો અંશના આનંદનો ભંગ થાય છે.

अंश उदासीक जदीपते, तन पर धरीत अभाव;

उलट दृष्टि होय तदिपसे, जो न सरी निज चाहाव. ॥८१॥

અંશ ઉદાસ થાય તો શરીર ઉપર અભાવ કરે છે. જ્યારે દૃષ્ટિ ઉલટી થાય છે, ત્યારે શરીરને જોવાને ચાહના કરતો નથી.

अंश दृष्टि जीनुं उलटसे, बिछरत विपु विलाय;

आप आपने ज्यौं विभागमे, तंनके तत्त्व समाय. ॥८२॥

જ્યારે અંશની દૃષ્ટિ ઉલટ થઈ ત્યારે વિપુરૂપ દેહના તત્ત્વ વિખુટાં પડી જે તત્ત્વ જેનાં હતાં તે તેમાં મળી ગયાં.

बोहोरु अंश जेही उलटके, करत जांही अभीरांन;

यागत्य कोहुन पावत, ताते सकल हेरांन. ॥८३॥

ફરીથી કહું છું કે અંશની દૃષ્ટિ ઉલટ થતાં ક્યાં વિશ્રામ લીધો તે સંબંધીની ગતિને કોઈ જાણતું નથી. એ જ કારણે સર્વ લોક હેરાન થાય છે.

ओर न चींनत अबथकी, छते पंड सदरु प;

तो बिछडे कीम पावही, तंनते अंश अनुप. ॥८४॥

ઉપર કહેલી ગતિને અત્યાર સુધી કોઈએ જાણી નથી. જ્યારે પ્રત્યક્ષ દેહ છે છતાં ન જાણી તો દેહથી છૂટો પડ્યા પછી ઉપમા ન આપી શકાય તેવો જે અંશ તેને કેમ કરીને જાણી શકશે ? મતલબ કે મનુષ્ય શરીરની શુદ્ધ જાગ્રત અવસ્થા સિવાય બીજી કોઈ અવસ્થારૂપી દેહમાં જણાય તેમ નથી.

जबते अंश गवन चीत, मोंहोंघम मुदा मदार;

घहेनो गत्य वत सबंनका, रहत अंश अनुसार. ॥८५॥

જ્યારે અંશ શરીર છોડીને જાય છે ત્યારે તે ગતિ અદબદ ગહન રહી જાય છે. અને તેવી જ રીતે સર્વલોકને અંત વખતે જવાનો માર્ગ બહુ ગહન છે.

वागंम जेही दरसावही, अंत अंश अस्थांन;
पुनी निज प्रथम लखावही, जांहीसे कीये पीयांन. ॥८६॥

અંશ ક્યાંથી આવ્યો ? અને તેનું અંતપદ ક્યાં છે ? અને છેવટે તેનું શું છે ? તે ગમને જણાવવા કોણ સમર્થ છે ?

ए दोनुं मुस्कल गत, बीनु गंम घर घुंझपार;
आद्य अंत जेही अंशकी, केहेशो सतगुरु सार. ॥८७॥

ઉપર મુજબ બન્ને ગતિને જાણવી મુશ્કેલ છે કારણ કે તે ઘર ગમ વગરનું ઘુઝપાર એટલે ગુહ્ય છે. તથાપિ અંશની આદ્ય અને અંત જે કહે તેને જ સદ્ગુરુ કહેવાય છે.

सो सतगुरु सरजंन संम, जीनुं गंम एही अदभुत;
अंश अपने अपनावही, अरस परस अनुसुत. ॥८८॥

તે સદ્ગુરુ સરજન સમ હોઈ તેની ગતિ અદ્ભુત છે. વળી અંશ જ્યાંથી આવ્યો છે, તેની સાથે અનુસુત રૂપે અરસપરસ કરાવી શકે છે.

अंश आप निज आपनपु, जेही निरखंन निरबंध;
तीनुं एकता करवावही, करता सेती संमंध. ॥८९॥

અંશ પોતે પોતાના સ્વરૂપને બંધન રહિત જાણી જગતત્ત્વોથી જુદો પડશે. તેને જ સદ્ગુરુ નિજપતિ સાથે એકતા કરી આપે છે.

जेही विधिअंश अखिल गत्य, तेही विधि क्रता कराल;
तेसेही सद्गुरु सांम्रथ, धीमंत्य उग्र विशाल. ॥९०॥

અંશની ગતિ ઉપર કહ્યા પ્રમાણે છે. તેવી રીતે કર્તાની મહાન ગતિ છે. તેવી જ રીતે સદ્ગુરુ સમર્થ છે. તેમની ગતિ અતિ ઉજાગ્રત તેમજ વિશાળ છે.

जबी सतगुरु सरजंन संम, कीयेहु आगंम हंम सोय;
आद्य अंत हकीगत्यनकी, रखेहु जीनुं गम गोय. ॥९१॥

એટલા જ માટે સદ્‌ગુરુ સર્જન સમ છે એવું મેં આગળ કહેલું. કારણ કે આદ્ય અંતની હકીકતરૂપી જે ગમ તે જેણે ગુપ્ત રાખી છે.

तेही परसावत पुनी जग, जीनुं, रगरगचित चाहाय;
जांनतही जबी जीव मग, निजकर्ता घर ताय. ॥९२॥

જેનું ચિત્ત કર્તા કેવલપદના વિયોગ ટાળવા રગેરગ ચાહના કરે છે તેને જ ઉપર મુજબ ગુપ્ત રાખેલી ગમ દર્શાવે છે. ત્યારે જ જીવ નિજપતિના ઘરનો માર્ગ જાણી શકે છે.

तब बीनुं सतगुरु सद पद, निजबल लहत न कौय;
अजभव ओरु इश्वरल्यहुं, जीवकी कुन समोय. ॥९३॥

સદ્‌ગુરુ સિવાય સત્યપદના નિજ બળને બ્રહ્મા, વિષ્ણુ અને ઈશ્વર જેવા જાણી શકતા નથી; તો જીવગતિવાળા શું જાણે ?

गुरु पद चतुर परकारके, जीनके कहु महिमाय;
परमगुरु ओरु सद्‌गुरु, गुरु प्रोक्ष गुरु ताय. ॥९४॥

પરોક્ષ ગુરૂ, ગુરૂ, સદ્‌ગુરૂ અને પરમગુરૂ એ ચારે ગુરૂનો મહિમા કહું છું.

प्रथम प्रोक्ष गुरुकी कहुं, जीनुं लक्ष प्रोक्ष पराय;
साहास्तर वेद मही कंही सुणी, बेठेहु गुरु पद लाय. ॥९५॥

પ્રથમ પરોક્ષ ગુરૂઓ પરોક્ષ વાતો કરે છે. તે એવી રીતે કે શાસ્ત્ર તથા વેદમાં કહેલી અથવા સાંભળેલી વાતો બેઠા બેઠા કહે છે.

गुण घण प्रकृति पुरुष ब्रंह्म, जेही ईश्वर अवतार;
तीनुं आद्ये पद प्रोक्षके; बोध प्रोक्ष गुरु सार. ॥९६॥

ગુણ, ગણ, પ્રકૃતિ, પુરૂષ અને બ્રહ્મ તથા ઈશ્વરના અવતારો વિગેરે તેમજ તેની આદ્યનાં જે પરોક્ષ પદ છે તે પદના ઉપદેશનો સાર પરોક્ષ ગુરૂઓ કહે છે.

अबकहुं सुद्ध गुरु गंम पद, जीनुं उर तत्त्व तपास;
भाग त्याग दरसावही, पंचीकरण प्रकाश. ॥९७॥

હવે શુદ્ધ ગુરૂગમના પદને કહું છું તે ઉરનાં તત્ત્વ તપાસીને પંચીકરણ પ્રમાણે ભાગ ત્યાગ કરી દર્શાવી શકે છે.

बोहोरु जेही प्रोक्ष कहेहु पद, गुण घणं ब्रह्म अनाद्य;
तीनके अंश वैश ईत, समझावही निज स्वाद्य. ॥९८॥

ફરીથી કહું છું કે ગુણ, ગણ, બ્રહ્મની આદ્ય લઈને જે પરોક્ષ પદ કહેલાં છે, તેના અંશનો વંશ જેમ છે તેમ આ શરીરમાં જણાવે છે.

तेही निज स्वाद्य शरीर तत, प्रोक्ष कहेहु जीनुं देव;
तीनुं एकता अरथावही, अरस परस अहंमेव. ॥९९॥

જે દેવ પરોક્ષ કહ્યા છે તે દેવ નિજ શરીરમાં એકતારૂપ અરસપરસ સમજાવે તથા તે તે દેવનો અહંમેવ જે જે તત્ત્વ સાથે છે તે જણાવે છે.

प्रोक्ष देव तीनुं अंश ईत, वित्त व्यापीक तीनुं मांहांय
तेही वित्त विविधी नरणावही, जेही जीनत्ये उपजांहांय. ॥१००॥

જે પરોક્ષ દેવ કહ્યા તેના અંશ વિત્તરૂપે આપણા શરીરમાં વ્યાપક રહેલા છે; તે વિત્તરૂપ અંશો જુદા જુદા પ્રકારે જે જેનાથી ઉત્પન્ન થયા છે તે તે પ્રમાણે કહું છું.

गुण घणके अंश गुणईत, रजतंम उपजत स्वांत्य;
प्रकृति अंश तनु वृत्ति वित, सुरत नुरत जीनुं कांत्य. ॥१०१॥

અવ્યક્ત રજો-તમો આદિ ગુણ ગણના અંશો આપણામાં વ્યક્ત ગુણગણ રૂપે આવેલા છે અને પ્રકૃતિનો જે અંશ તે આ શરીરમાં વૃત્તિરૂપી વિત્ત છે, અને તે વૃત્તિનો પ્રકાશ તે સુરતા

અને નુરતા છે.

पुरुष अंश ब्रंह्म रुद्रमीत, सेहेस्त्र कमलदल जोत्य;

साधीत जोगी समाधीसे, जांनीत आगंम उद्योत्य. ॥१०२॥

પુરૂષનો અંશ બ્રહ્મરંધ્રમાં પ્રમાણસર સહસ્ત્ર દલકમળમાં જ્યોતિ નારાયણ રૂપે આવેલો છે, તેને યોગીજનો આગમ ઉદ્યોત એટલે સૂર્યના જેવો જાણીને સમાધિ સાધે છે.

ब्रंह्म अंशी पद परमीत, आतम परमातंम;

जीनुं पसरणतत प्रणवही, स्वास सरल ईति दंम. ॥१०३॥

નિત્યપદ એવું જે બ્રહ્મ, તે બ્રહ્મ ગુણ, ઈંદ્રિયો, અંતઃકરણ, પુરૂષ અને પ્રકૃતિની પાર આવેલું છે. તેના અંશો આપણામાં આત્મા અને પરમાત્મા છે. જેનો પ્રસારો પ્રણવ દમરૂપે રહ્યો છે. તથા પરમીત એટલે સોહંગ પદ.

आतम पसरणके तंन, पोरक उलट ओहंग;

परमातंम पसरण तंन, छुटत सुलट सोहंग. ॥१०४॥

તે આત્માનો પ્રસારો શરીરમાં પ્રેરાતો ઉલટ થતો ઓહંગ જાણવો; અને પરમાત્માનો પ્રસારો શરીરને વિષે છુટતો સુલટ સોહંગ જાણવો.

जेही जेही प्रोक्ष प्रोहोढ पद, कीयेहु अंश ईतताय;

अंश अंशी उतईत वित्त, दीयेहु दिव्य दरशाय. ॥१०५॥

જે જે મોટાં પરોક્ષપદ બ્રહ્માંડને વિષે કહ્યાં છે. તે તે પદના અંશીઓના અંશ જેમ છે તેમ દિવ્યરૂપે આ શરીરમાં દર્શાવ્યા. .

एही विधि पद परसावंन, प्रोक्ष प्रत्यक्ष लक्ष दोय;

तेही जांनहो निज गुरुपद, कीयेहु आगम हंम सोय. ॥१०६॥

પરોક્ષપદ અને પ્રત્યક્ષપદનો લક્ષ વિવિધ પ્રકારે દર્શાવે તેને નિજ ગુરૂપદ સમજવું. અને એ જ ગુરૂને માટે મેં પ્રથમ કહેલું છે.

गुण घण प्रकृति पुरुष वित्त, जीनुं जीवन ब्रंह्म अंश;

ब्रंह्म अंश शीर अंकुर, निज करता तीनुं हंस. ॥१०७॥

ગુણગણ, પ્રકૃતિ અને પુરૂષનું જે વિત્ત તેનું જીવન બ્રહ્મના અંશ છે. અને બ્રહ્મના અંશને શિર જીવનરૂપ નિજકર્તાનો અંકુરરૂપે અંશ રહ્યો છે.

सोहंम साहक हजरत, गजरथ बत तनु घाट;

ब्राजत सकल चराचर, निजपति अंश अघाट. ॥१०८॥

શરીરનો ઘાટ ગજરથ જેવો છે. હવે ગજ એટલે હાથી અને રથ એટલે શરીર. અહીં હાથી બે સમજવા. એકનું નામ ઓહંગ અને બીજાનું નામ સોહંગ; અને પ્રણવરૂપી બે અછોડા જાણવા, તેને અંશરૂપી સારથીએ વૃત્તિરૂપી હાથ વડે પકડેલા છે.

तेही निज अंश अघाटकी, घाटमही गति भेव;

समझावे सोही सद्‌गुरु, सांम्रथ अंश सदैव. ॥१०९॥

તે અઘાટરૂપ જે અંશ તેની જે ગતિ ઘાટમાં આવેલી છે તે વિષેની સમજૂતી આપે તે જ સદ્‌ગુરુ છે. તેમને જ સમર્થ સદ્‌ગુરુદેવ જાણવા.

सांम्रथ अंश सदेवकी, कहेसो गंम गतिराज,

परमारथ अरथ सबंनकुं, गरजत गिरा धिराज. ॥११०॥

સમર્થ સદ્‌ગુરુદેવ ગતિના રાજા છે. અને મહાન પરમાર્થની ખાતર વાણીએ ગર્જના કરીને સર્વલોકોને નિજપતિની ગતિ કહે છે.

जेही निज गिरा धिराजही, जाग्रत सजीव सजोत्य;

सुनतही होत सचेतंन, निजपति अंश उद्योत. ॥१११॥

સદ્‌ગુરુની જે નિજવાણી તે વાણી સાંભળતાં જ શુદ્ધ જાગૃતિ આવે એવી નિજ સદ્‌ગુરુની વાણી સજીવન પ્રકાશરૂપે છે. જેથી નિજપતિના અંશને પોતાના સ્વરૂપનું ભાન થાય છે.

अंश उद्योत करनन जेही, असतलोप सतवेत;
तेही वीत विश्ववेता वही, जबी सतगुरु भवेत. ॥११२॥

અંશને પતિ તરફ જાગૃત કરવા તથા અસત્યનો લોપ કરી સત્યની સ્થાપના કરી તે વિત્ત વિશ્વમાં જણાવવા જ સદ્‌ગુરુનો અવતાર છે.

प्रोक्ष गुरु ओरु गुरुपद, सद्गुरु कीये सभेव;
रहेशो परम पुनीत गुरु, महाद मोक्ष दांन देव. ॥११३॥

પરોક્ષ ગુરુ, ગુરુ અને સદ્‌ગુરુ કહ્યા. હવે બાકી રહેલા જે પરમગુરુ તે મહાદ મોક્ષરૂપી દાન દેવાવાળા છે.

महाद मोक्ष मजबुत अति, निजपति पद परसाय;
औरु पुनी अंश आपनुं जेही, तेही तदवत सद थाय. ॥११४॥

મહાદમોક્ષ એટલો બધો મજબૂત છે કે, જેથી નિતપતિના પદ સાથે સ્પર્શ થાય છે તથા જે અંશ આપનપુ તે તદવત્ તદાકાર થાય છે.

जेही अंश ईत आपनपु, ओरु निजपति पद सेस;
तीनुं लक्ष जेही लखावावही, सो गुरु परम पुरेस. ॥११५॥

આ બાજુનું આપનપુ અને નિજપતિ પદનો લક્ષ જે લખાવે તેનું નામ પરમગુરૂ.

परम पुरेस परम गुरु, निजपति अंश विशेस;
अंश अंशी एकतावंन, जीनुं परम उपदेश. ॥११६॥

પરમપુરુષ એ જ પરમગુરુ. તે નિજપતિના વિશેષ અંશ છે, અને તેમનો પરમ ઉપદેશ અંશ અંશીપદની એકતા કરાવે છે.

जदीप परम उपदेशके, कीयेहुं परम गुरु सोय;
अंश अंशी दरसावंन, जीनुं सरभर नही कोय. ॥११७॥

તેમના પરમ ઉપદેશથી અંશ અંશીપદ મેળવી શકે છે, જેથી પરમગુરુ કહેલા છે કે જેની સરભર (બરાબર) કોઈ થઈ શકે તેમ નથી.

**अंश वंश ईत आपनपु, अंशी निज कीरतार;**

**असंख्य लोक पति परमधी, जीनुं गति अपरंमपार. ॥११८॥**

ગુણગણથી લઈ બ્રહ્મ સુધીના અંશોનો જે વંશ તે શરીરમાં સાક્ષીરૂપે આવેલો છે તથા આપનપુ એટલે અંશ છે, તથા તે અંશના અંશી નિજકર્તા છે. જેની ગતિ અપરંપાર છે.

**अपरंमपार परम अति, तीनु गति सरल सवेत;**

**आपनु आप निजपति पद, सुध्य सनमुख करी देत. ॥११९॥**

તેમની ગતિ અતિ અપરંપાર હોઈ સરલ વેત્તારૂપે છે, તથા એથી જ આપનપુ અને પતિપદ સુદ્ધ સન્મુખ કરાવે છે.

**जेही पति परम मरम मुदे, सुधो बतावंन सेर;**

**जीनकु कहत परम गुरु, सब गुरु शीखर समेर. ॥१२०॥**

જે પરમપતિનો મર્મ ભરેલો માર્ગ બંધ હતો તે રસ્તો સીધો બતાવે તે પરમગુરૂ, સર્વ ગુરૂઓથી શ્રેષ્ઠ છે.

**एही गुरु चतुर प्रकारके, प्रगट पोमी पतिदेव;**

**जेही जीनुं लक्ष बतावंन, कीनेहु सकल सभेव. ॥१२१॥**

ઉપર પ્રમાણે ચાર પ્રકારના ગુરૂઓ કહ્યા. તેમને આ પૃથ્વી ઉપર પતિદેવના પ્રગટ અવતારરૂપ ગુરૂ જાણવા અને તે ગુરૂઓનો જે જે લક્ષ હતો તે તે સર્વ કહ્યો.

**सबते श्रेष्ठ परमगुरु, औरु सतगुरु समेत;**

**अंशी अंश देखावंन, जबते जुगल सहेत. ॥१२२॥**

ઉપર કહેલા ગુરૂઓમાં સત્‌ગુરૂ કરતાં પણ પરમગુરૂ શ્રેષ્ઠ છે, અને સત્‌ગુરૂ તથા પરમગુરૂ અંશ અંશીપદ બતાવે માટે એ બન્ને શ્રેષ્ઠ છે.

भवतारंन कारन दोहु, लीन मनुज तनु भेष;

ओर सकल गुरु धरंनके, करंन करम उपदेश. ॥१२३॥

ભવને તારવા બન્નેએ મનુષ્ય વેશ લીધો છે. અને તે સિવાયના પૃથ્વી ઉપરના બીજા ધર્મગુરુઓ કર્મનો ઉપદેશ કરે છે.

करमी गुरु उपदेशते, भवके भरम न जाय;

भुलेहु जीव कही कलपके, उलटा रखेहु भुलाय. ॥१२४॥

કર્મ માર્ગના ગુરુ ઉપદેશથી જગતનું અજ્ઞાન જાય નહિ; કારણ જીવો કંઈ એક કલ્પથી ભૂલા પડેલા છે ? અને તેમને ઉલટાવીને ગુરુઓએ પાછા પાડેલા છે. એથી જ અંશને ભૂલા પડવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે.

बरनेहु गुरु चतुर जेही, सब गुरु के मुखीयंत;

तारंन तरंन जुगल मही, बादल गुरु अनंत. ॥१२५॥

ચાર પ્રકારના ગુરુ કહ્યા. તેમાં સર્વ ગુરુઓથી શ્રેષ્ઠ તારણતરણ બે ગુરુ છે, અને તે સિવાય બાદલા ગુરુઓ અનંત છે.

बादल गुरु गंम ज्ञांनसे, कोउन न भये भवपार;

अवनि रची जीनु अबलगी, भटकत सब संसार. ॥१२६॥

બાદલ ગુરુગમના જ્ઞાનથી પૃથ્વી રચાઈ ત્યારથી આજ સુધી કોઈ ભવપાર નહિ થતાં બધો સંસાર ભટકતો રહેલો છે.

खुदकी खोज न तदीपसे, जदीपसे विखरे विछोय;

उलटी अंश फेरी नां मीले, परम पुरुष घर कोय ॥१२७॥

નિજકર્તાની ખોજ કર્યા સિવાય જ્યારથી નિજકર્તાથી અંશ છૂટા પડ્યા ત્યારથી અંશની દૃષ્ટિ પદાર્થ ભાવરૂપ થઈ જવાથી નિજકર્તાને કોઈ પહોંચી શક્યા નહિ.

परम पुरुष पति कैवल, सकल अंश किरतार;

खलक खेल जीनकी खुशी, हुंसी हुलावंन हार. ॥१२८॥

નિજ કેવલકર્તા સઘળા અંશના કિરાતર છે. તેમણે ખલકરૂપી ખેલ પોતાની ખુશીથી પોતાના અંશોને હુલાવવા સારુ રચ્યો છે.

तेही निज हुंसी हलावंन, खावंन खरे खेलांन;
उरझे अंश सकल तीनु, जबते बीनु मेहेलांन. ॥१२९॥

તે નિજકર્તાના અંશોને હુલાવવાની ખાતર ખાવને (કર્તાએ) આ ખેલ રચ્યો છે. તે સર્વ અંશોની દૃષ્ટિ ઉરજી (પ્રકૃતિવશ થઈ) જવાથી નિજકર્તાને મળી શક્યા નહિ.

अंश सकल उरझन गति, निजपति नेंन निहार;
हाल हुकंम महेरबांनकै, लीन कुवेर अवतार. ॥१३०॥

સર્વ અંશોની ઉરજન (પ્રકૃતિવશ) ગતિ થઈ છે. એવું નિજપતિએ જોઈને મહેરબાની કરીને શ્રીકુવેર સ્વામીને હુકમ કર્યો.

निजपति अंश विसेष जे, विपु रहित वितसार;
नांम कुवेर जीनमे कीनु, कवणकुण अवतार. ॥१३१॥

નિજકર્તાના પરમ વિશેષ અંશ જે વિપુ રહિત એટલે શરીરથી મુક્ત વિતના સાર રૂપે છે તેને શ્રીકુવેર એવું નામ કેમ્ન આપેલું છે ? તથા કયા કારણથી અવતાર થયો છે ?

नाम कुवेर जीनमे जेही, ओरु अरथ अवतार;
जेही विधि जीनु विशेषण, कहत सुनो अनुसार. ॥१३२॥

શ્રીકુવેર નામ જેમાં છે તે અને કયા અર્થને માટે અવતાર થયો છે, એ વિગેરે જે વિધિસર વિશેષણ લગાડેલું છે, તે વિષે હું કહું છું તે સાંભળો.

परम पुरुष निज हुकमकु, तुरत धरे शीर मेर;
क्रता कीन क्यौं बेर अब, जबते नांम कुबेर. ॥१३३॥

નિજ પરમ પુરૂષના હુકમને તરત જ મારા શિર પર ધારણ કર્યો એટલે કર્તાએ મને કહ્યું કે 'ક્યો બેર અબ' એ ઉપરથી મારું નામ શ્રી 'કુવેર' સ્વામી છે-

आयेहु अवन्य अचांनक, अरस अगम होय सेर;
खुदके खरे संदेसमे, क्यौं करे बेर कुवेर. ॥१३४॥

નિજપતિનો હુકમ (સંદેશો) લઈને અંતરિક્ષથી અગમ માર્ગે અચાનક પૃથ્વી ઉપર આવતાં ક્યોં કરે બેર એટલે વાર શા માટે કરે એ ઉપરથી શ્રીકુવેર નામ છે.

कीन मरम मुज नांमके, जेही विधि अंक कुवेर;
तेही विधि कहु अवतारकी, सुनो सकल चीत्तहेर. ॥१३५॥

મારા નામ વિષેનો મર્મ કહ્યો. જે વિધિએ કુવેર એવો અંક એટલે અક્ષરો પડેલા છે તે અવતારની વિધિ કહું તે સકલજનો પોતાનું ચિત્ત હેરીને સાંભળો.

तारन तरन जे अवनके, गवंनी गमावंन हार;
जीनकु केहेण जदीप कह्यो, अवन तार अवतार. ॥१३६॥

અવનિના જીવોને તારવા ગમ લઈને જે ગવન કરી, જે કહેણ કહેવાનું હતું તે કહેણ કહ્યું. વળી પૃથ્વી ઉપર વસતા જીવોને તારવા ઉપરથી અવતાર નામ છે. (ઉપરથી નીચે આવવું તેનું નામ અવતાર છે.)

ओर सकल अवे अंशकी, समझ सरावंन सार;
नाम रुप गुण वये थकी, अव्ये करंन अवतार. ॥१३७॥

સર્વ અંશો અવ્યય રૂપ છે. તે સંબંધી સમજણ સમજાવવાળા તથા વ્યયરૂપ નામરૂપ ગુણમાંથી અવ્યય જણાવવા ઉપરથી અવતાર છે.

अवे अंश जीनुं तारंन, अवे तार अवतार;
ओर सकल उदभव तंनुं, भादु कीट संसार. ॥१३८॥

અવ્યય એટલે તત્ત્વરહિત જે અંશો તેને તારવાને માટે અવતાર છે. બીજા બધાંએ શરીરો કીટની આદ્ય લઈને બધો સંસાર ઉત્પન્ન થયો છે તે બધો વ્યયરૂપ જાણવો.

•

निजपति परम अवे मही, अवे अंश एक तार;
तेही दरशत भव सिंधुभे, जीनुं कहत अवतार. ॥१३९॥

નિજ પરમપતિના અવ્યય રૂપમાં અવ્યય રૂપ અંશની જે એકતા નિજ પતિમાં છે, તે આ ભવરૂપ સંસારમાં દેખાવરૂપ હોવાથી અવતાર કહેવાય છે.

पंच तत्त्व गुण घण मये, सकल जोन्य संसार;
ज्ञांन हीन जबी जीव भये, कीयेन कोउ अवतार. ॥१४०॥

સર્વસંસાર પંચ તત્ત્વ તથા ગુણગણમય યોનિ માર્ગે અવતરેલા છે તેથી જે તે જીવો તે રૂપ બની જઈ જ્ઞાનહીન થયા છે. એ કારણે એમાંના કોઈને હું અવતાર છે, એમ કહેતો નથી.

खोजन आपने आपनकी, मापकी मांनत सार;
संसे सहीत वहीत सदा, जीनुं कहत संसार. ॥१४१॥

જેઓ પોતાના સ્વરૂપની ખોજ કરી શકતા નથી, તેઓ જે માપવાળાને સારરૂપ માને તે છતાં તેઓનો સંશય ટળતો નથી. આવી રીતે જે સંશયના માર્ગ પર ચાલ્યા કરે તેનું નામ સંસાર છે.

प्रोक्ष वस्त पतिआरंन, संसे मांनत सार;
अंधा धुंध अनाद्यके, जीनुं कहत संसार. ॥१४२॥

પરોક્ષ વસ્તુની જેને પ્રતીતિ છે અને જે સંશય ભરેલું છે તેને સારરૂપે માને છે, એવું જે અનાદિનું અતિ અજ્ઞાન તેમાં રહે છે માટે તે સંસાર કહેવાય છે.

आवनकी जीनुं गंम नहि, जावनकी जेही द्वार;
अब नहि पेखत एही मम, तीनु कहत संसार. ॥१४३॥

આવવાની જેને ગમ નથી અને કયા દ્વારે જવાનું છે તે પણ જાણતો નથી તેનું નામ સંસાર.

को हंम को किरतारही, नरणे नहि निरधार;
आद्य अंतकी अदबद, चलत सोई संसार. ॥१४४॥

હું કોણ અને કર્તા કેવલ કોણ છે ? તેનો નિર્ણય કર્યા વગર આદિથી અંત સુધી અદબદ ચાલે છે તેનું નામ સંસાર.

एही विधि सुध बीनुं जबजुग, संसेति संसार;
आप पर उत ईतनकी, लहतन वारन पार. ॥१४५॥

ઉપર પ્રમાણે શુદ્ધ સમજ સિવાય જગત સંશયથી ભરેલું છે, માટે તે સંસાર કહેવાય છે. અને એવો ઈતઉત એટલે ચૌદલોકરૂપી સંસાર પારાવાર છે, તેનાથી આપનપુ પર આવેલું છે.

वारपार बिनुं विश्वही, अंध परम सबकोय;
बहे जात कही कालके, उलटी पुठन जोय. ॥१४६॥

વાર પાર વગરના વિશ્વમાં વસતા ચૌદલોક કંઈક કાલથી વહી જાય છે. પણ ઉલટી પુઠ કરીને કોઈએ જોયું નથી.

पुठ पुरांनी सबंनकी, जेही अंशकी आद्य;
बिछडे ते ईतके ईत, रहे सकल पर स्वाद्य. ॥१४७॥

અંશ પ્રથમ નિજકર્તાથી છૂટો પડ્યો ત્યારથી અહીં ને અહીં એટલે ઘાટોને વિષે લબ્ધ થઈ જવાથી પર સ્વાધીન થયો છે.

पर स्वाधीन सौ प्रकृति वस, जीनके करत कराल;
तीनुं विकराल वीचरणमें, उलझेहु अंश नीराल. ॥१४८॥

પરસ્વાધીન એટલે પ્રકૃતિવશ થયેલો ચૌદલોક રૂપી સંસાર એ માયાની કળા છે. તે માયાની વિકરાળ કળામાં નરરૂપી અંશ અંજાઈને વિલસાઈ ગયો છે.

उलजण सो अज्ञांनही, आपा विसर विलास;
गुण ईंद्रि अंतसकरण, जीनमे करत हुलाश. ॥१४९॥

ઉલજણ એટલે અજ્ઞાનથી આપનપુ વિસરી ગયો અને ગુણ ઈંદ્રિયો અને અંતઃકરણના વિલાસમાં આનંદ માન્યો છે.

हुलसे हास विनोधमे, विलसे विपु समंध;
विपु सबंधे विपुवत भये, अतही घोरतंम अंध. ॥१५०॥

હુલસે એટલે આનંદભર્યા હાસ્યવિનોદમાં શરીરના સંબંધને લઈને શરીરરૂપ થઈ ગયો જેથી અતિ અજ્ઞાન અંધકારમય થયો છે.

एसेही अंध अचेतन; जडतंन वत गति पाय;
निजपति अंश अहंग मम, सो ग्यंम गयेहु भूलाय. ॥१५१॥

એવી રીતે અંધ અચેતન થવાથી જડ શરીરરૂપ ગતિ થઈ જેથી હું નિજપતિનો અંશ છું, એ અહંગ જાણ રૂપી ગમ ભૂલી ગયો.

भूलेहु एही गंम जबनसे, अहंग आप निज सोय;
तबते अंश अखिल ईत, रहे सकल भव भोय. ॥१५२॥

જ્યારથી અંશો અહંગનું ભાન ભૂલ્યા ત્યારથી સર્વ અંશો ભવરૂપ ભવના જેવા થયા છે.

एही परकार विकल भये, निजपति अंश अचेत;
क्रखी काल जीव बीजग, उदीत सदा भव खेत. ॥१५३॥

ઉપર પ્રમાણે નિજપતિના સર્વ અંશો અચેતન થઈ વિકારયુક્ત માયારૂપ થઈ ગયા છે. જેમ ખેતીનો કરનાર ખેતરમાં બીજ વાવે છે, તે પાકે છે, અને પુનઃ (ફરીથી) તે વાવે છે તેવી જ રીતે ખેડૂતની જગ્યાએ કાળ સમજવો અને ભવરૂપી ખેતરમાં જીવરૂપી બીજને વાવીને ઉદય કરે છે. તે કાળનું ભક્ષણ છે.

या विधि अंश चराचर, आपनुं आप गमाय;
रहे सकल ईतके ईत, पतिपे जांन न पाय. ॥१५४॥

આ પ્રમાણે ચરાચર સર્વ અંશો આપનપુ ભૂલી ગયા જેથી સકર્તા પતિને ત્યાં પહોંચી શક્યા નહિ અને આ બાજુ ને આ બાજુ રહ્યા.

जबी निजपति करुणामये, दयावंत दील हेर;
आपने अंश उबारंन, पठयेहु पुरुष कुवेर. ॥१५५॥

એથી જ કરુણામય નિજપતિએ દયાવાળા દિલથી જોયું તો પોતાના અંશોને પ્રકૃતિવશ પડેલા દીઠા. તેમાંથી મુક્ત કરવા શ્રીકુવેર સ્વામીને મોકલ્યા.

आयेहु जुगन जदीपहंम, ग्रही निज गम समसेर;
फंना करन तेही फंदकु, जीनसे जीव उर झेर. ॥१५६॥

મારા નિજપતિની ગમગતિનો માર્ગ લઈને હું આ જગતમાં આવ્યો છું. જેથી માયાના ફંદમાં જે જીવો અંજાઈ ગયા છે, તેમના તે ફાંદાને નિજગમ વડે ફના કરીશ એટલે જીવને સ્વસ્વરૂપે થવાનું જ્ઞાન આપી મુક્ત કરીશ.

तेही उलझण अल पावंन, ठाहावंन घड अज्ञांनं;
भूलेहु जेही निज आपनपु, करवावहु अविलांन. ॥१५७॥

તે ઉલજણરૂપી આવરણમાંથી મુક્ત કરવા તથા અજ્ઞાનરૂપી ગઢમાં ઢંકાઈ જવાથી આપનપુની જે જાણ ભૂલી ગયા છે તે જાણ જણાવી અવિલાન (વિલોકન) કરાવવા જગતમાં આવ્યો છું.

जबते जीव सकल अब, आवहु सरण हमार;
जेतने भर आवी शकौ, ताही करहुं भव पार. ॥१५८॥

એટલા માટે સર્વ જીવો અમારા શરણમાં આવો. કારણ જગતભરમાં માયાનું જે વિષ ચઢ્યું છે તેનાથી મુક્ત કરી ભવ પારંગત કરીશ.

चरंन सरंन आवंन गति, तेही मति देहु बताय;
तंन मंन सेती धंन ल्यहुं, हमसे कछु न दुराय. ॥१५९॥

મૂળ ચરણના શરણમાં જવાની ગતિ, હમારાથી તન, મન અને ધન જુદાં ન રાખે તેને બતાવી શકું છું.

एही विधि जेही अधीकारंन, धारंन द्रढ गंभीर;
देखतही भव सिंधु त्ये, तुरत लगावहु तीर. ॥१६०॥

ઉપર પ્રમાણેનો અધિકાર દૃઢ નિશ્ચયથી ધારણ કરેલો હશે એવું ભવરૂપ સમુદ્રમાં જોઈશ તો તેને તરત જ કિનારે પહોંચાડીશ.

जुग जाहेर बाहेर मही, अनभे ज्ञांन हमार;
सरल मुमुक्षु सुध चित्ते, सुनत जाय भवफेर. ॥१६१॥

જગતભરમાં અંદર અને બહાર અમારું જ્ઞાન નિર્ભય છે. જેથી સરલ મુમુક્ષુ શુદ્ધ ચિત્તે સાંભળે તો ભવનો ફેરો ફરવાનો મટી જાય.

भवके फेर फरा गत्य, सो गत हंमसे पाय,
आद्य अंत मध्यकी गंम, दरसे परम पराय. ॥१६२॥

ભવરૂપ સંસારની ફારગતી કરવાની ગતિ અમારાથી તમને પ્રાપ્ત થશે. જેથી આદ્ય અને મધ્યની ગમ વડે સર્વલોકથી પર જે પરમપદ છે તે દેખાશે.

परम पराय परम पद, जेही सद निज करतार;
तेही घर सधर बसावहु, जो होय हंश हमार ॥१६३॥

સર્વ લોકથી પર આવેલું જે પરમપદ નિજ કેવલકર્તાનું સદન (ભુવન) છે, તે ઘરમાં માત્ર જે અંશો અમારા થયા હશે તે જ જઈ શકશે.

कोटी कलपके पतिनसे, बिछडेहु हंश चौं वेर;
ताही मेलावंन टेरत, सांम्रथ साहेब (श्रीमंत) कुवेर. ॥१६४॥

નિજપતિ કેવલકર્તાથી વિખુટા પડી અંશો ચોતરફ અસ્તવ્યસ્ત થયે કોટી કલ્પો વહી ગયા છે. તેમને તે પદનો મેળાપ શુદ્ધ જાગ્રત સમર્થ શ્રી કુવેર સ્વામી કરાવી શકે છે.

जबी जेही चहेहो परम गत्य, जेही हंमसे रतलाव;
पार करंन जेही चढंनकु, मम अनुभव भवनाव. ॥१६५॥

જેઓ પરમગતિ ચાહતા હોય તેઓ અમારી સાથે રત (આરત) લાવો, કારણ કે ભવરૂપ સમુદ્રમાંથી જેને પાર (મુક્ત) થવું હોય તે અમારા અનુભવરૂપી નાવમાં ચઢી જાવ.

निजपति अति हेत कारणे, आयेहु अवन्य कुवेर;
जदीप कहत जीव सबंनकु, भवमे बजायन भेर. ॥१६६॥

કારણ કે સર્વ અંશો ઉપર અતિ હેતના કારણે હું અવનિ ઉપર આવેલો છું. જેથી સર્વ જીવોને ભૂંગળ બજાવીને કહું છું.

ज्ञांन भेर गंम गरजीत, जन मन करन सचेत;
बीनहु सचेत अचेतन, उपजत नहि कीनुं हेत. ॥१६७॥

જ્ઞાનરૂપી ભૂંગળમાં ગતિરૂપ ગમની ગર્જના કરી જીવોનાં મન સચેતન કરીશ, કારણ કે, સચેતન કર્યા વગર અચેત અંશોને ગુરુ તરફ હેત ઉત્પન્ન થતું નથી.

बीनहु हेत सतगुरु उरे, अलसत नहि अहंमेव;
बीनुं अहंमेव सदेवकै, देई न शकत कीनुं भेव. ॥१६८॥

જેનું હેત સત્‌ગુરુમાં નથી તેનો અહમેવ ઉછળતો નથી, અને તેવો શુદ્ધ અહમેવ ન આવે તો સદ્‌ગુરુ જ્ઞાનગતિનો માર્ગ આપી શકતા નથી.

तेही कारंन उपजावंन, शबके उर अनुराग;
कथहु ज्ञांन गुढ अद्भुत, भव जुथ करन समाग. ॥१६९॥

તે અહમેવ અનુરાગ (પ્રેમ) રૂપે ઉત્પન્ન કરવા, ગૂઢગતિનું અદ્‌ભુત જ્ઞાન જગતના જીવોને સમાગમ કરવા કહું છું.

भव जुथ सजंन समोहकु, विलसावंन आनंद;
परम अरथ कुवेर तनुं, करन सकल निरद्वंद. ॥१७०॥

ભવનામ સંસારના સર્વ સજ્જનના સમૂહને જ્ઞાનરૂપી આનંદ કરાવનાર તથા જીવોનું અજ્ઞાનરૂપી અંધારું મટાડનાર ,પરમ પરોપકારી શ્રી કુવેર સ્વામીનું શરીર છે.

निरद्वंदे निरलेपही, हंसा करी सुजांन;
केहेंम कुवेर पोंहोचावहु, आपने परम ठेकांन. ॥१७१॥

શ્રી કુવેર સ્વામીજી કહે છે કે, માયાની સઘળી ઉપાધિથી નિર્લેપ કરી અંશોને સુજાણ જાણવાળા કરી પોતાના પરમ ઠેકાણે પહોંચાડીશ.

परम ठेकांन परमपति, खुद छेवट किरतार;
सोही कैवल सब अंशके, सांम्रथ सरजंनहार. ॥१७२॥

પરમ ઠેકાણું તો પરમ પતિ છે અને તે ઘર છેવટનું છે. તે સમર્થ સરજનહાર કેવલ સર્વ અંશોના કર્તા છે.

परम अंश मम तेहुंनके, सकल अंश पति ईश;
ओर अंश सरभर सबे, माया मोहीत सदीश. ॥१७३॥

હું તે પતિનો પરમ વિશેષ અંશ છું. સર્વ અંશોને માથે શ્રી પરમગુરુ શ્રેષ્ઠ છે. બીજા સર્વ અંશો માયા સરભર હોઈને માયામાં જ પચી ગયા છે. (મગ્ન થઈ ગયા છે.)

जबी हंम अंश विशेषही, अचल ज्ञान गतिराज;
आयेहु हंश चेतावंन, तारंन सकल समाज. ॥१७४॥

અચલ જ્ઞાન ગતિનો હું પરમ વિશેષ અંશ છું. અને ભવરૂપી સર્વ સમાજના અંશોને ચેતન કરી તારવા આવેલો છું.

विशेष त्रीये प्रकारके, सुनो ताय उपदेश;
परम विशेष विशेषही, ओर सांमांन्य विशेष. ॥१७५॥

અંશોના ત્રણ પ્રકાર છે. તેમનો ઉપદેશ કહું તે સાંભળો. પરમ વિશેષ, વિશેષ અને સામાન્ય અંશો છે.

परम विशेष परम गति, जेही कैवलपद वेत;
दिव्य अनुभव तीनके पुनी, निजपति अंश सहेत. ॥१७६॥

પરમ વિશેષ અંશની પરમગતિ હોઈ તે કેવલપદના વેત્તા છે. ફરીથી કહું છું કે તે પોતાના દિવ્ય અનુભવે કરીને અંશોને નિજપતિ ઓળખાવે એવા છે.

अकल कलागत तेहुनकी, ना आवत किंमत मांहांय;
ज्यौं पारसके दरबकी, अंत नहि कछु कांहांय. ॥१७७॥

શ્રી પરમગુરૂની ગતિ કોઈથી કહી સકાય તેમ નથી, તથા કિંમતમાં આવી શકે તેમ નથી. ઉદાહરણ તરીકે જેમ પારસના દ્રવ્યનો અંત આવી શકે તેમ નથી.

परम विशेष जे अंशकी, लहीन सकत गति कोय;
जीनुं आपे दरशावही, तेही जांनत जबी सोय. ॥१७८॥

પરમ વિશેષ પરમગુરૂની ગતિને કોઈ જાણી શકે નહિ. પણ જો તે પોતે દર્શાવે તો જ તે જાણી શકાય છે.

रेहेसो द्वै परकारके, जीनुं उभये अनुकरम;
बीनुं अनुभव एक अनुभ्रवी, ताय सुनावहु मरम. ॥१७९॥

હવે વિશેષ તથા સામાન્ય અંશો રહ્યા તે વિષેનો અનુક્રમ કહું છું. તે પૈકી એક અનુભવવાળા અને બીજા (સામાન્ય) અનુભવ વગરના છે. એ વિષેનો મર્મ કહું છું તે સાંભળો.

एही दोहु ब्रंह्म सिद्धांतके, अनुभवि विनुं अनुभेव;
निजपति अंश विशेषही, जबते जुगल सदेव. ॥१८०॥

ઉપરના બન્ને અંશો બ્રહ્મસિદ્ધાન્તી છે. તેમાં એક અનુભવ સહિત અને એક અનુભવરહિત છે. તેમાં જે અનુભવ સહિત તે વિશેષ અંશો જાણવા અને અનુભવ વગરના તે સામાન્ય અંશો જાણવા.

तीनके कहु दृष्टांतही, सुनो सकल धरी मंन;
सहित जवाल ज्यौं देवता, पुनी विनु जवाल अगन. ॥१८१॥

તે વિષેનું દૃષ્ટાંત કહું તે મનને સ્થિર કરીને સાંભળો. તે એવી રીતે કે એક જ્વાલા સહિત દેવતા અને એક જ્વાલા રહિત દેવતા છે.

जवाल सहित जेही अगनही, जीनते परगट प्रकाश;
सांभ्रथही सबही भखे, हरिया सुका चिकाश. ॥१८२॥

જે જ્વાલા સહિત અગ્નિ કહ્યો તેનો પ્રગટ પ્રકાશ છે. તથા તે સમર્થ સત્તા વડે લીલું, સૂકું અને ચીકાશવાળું ભક્ષણ કરે છે.

ओरु बीनुं जवाल वहंन जेही, बीनुं वितके जीत खाय;
गास फुस सबही जरे, पण चीकटे बुझी जाय. ॥१८३॥

બીજો જ્વાલા વગરનો જે અગ્નિ તે વિત્ત વગરનું જે સૂકું ઘાસ તે બાળી શકે છે. પણ ચીકટ પદાર્થ નાખવામાં આવે તો તે અગ્નિ બુઝાઈ જાય છે.

तेसेही विनु वित वैभव, खांन पांन पट धांम;
विशेष वैभव भव चिकनता, मोहीत नारी तनुं चांम. ॥१८४॥

તેવી જ રીતે વિત્ત વગરનો જે વૈભવ ખાન, પાન, વસ્ત્ર અને મકાન તથા વિષયવૈભવ એ ભવનું ચીકટ જાણવું અને તેથી કરીને સ્ત્રીની ચામડી ઉપર મોહિત થાય છે.

एही उभये वैभव भव, बीनुं वित पुनी चीकाश;
वित्त विनुं आंन्य पदारथ, वितसोई विषय विलास. ॥१८५॥

ભવનામ દુનિયામાં બે પ્રકારના વૈભવ છે, એક વિત્ત વગરનો અને એક ચીકાશવાળો. તે પૈકી વિત્ત વગરનો તે બીજો પદાર્થ અને બીજો વિત્તવાળો તે વિષય વિલાસ છે.

अब तीनके भोगता कहु, निजपति अंश विशेष;
बीनुं अनुभव ओरु अनुभवी, जीनुं गती अधिक नुनेस. ॥१८६॥

હવે ઉપર કહેલા પદાર્થોના ભોગવનાર કહું. તે નિજપતિના વિશેષ અંશ તે બે પ્રકારે તેમાં એક અનુભવ સહિત અને એક અનુભવ વગરનો છે. માટે તેમાંના એકની ગતિ વિશેષ અને બીજાની ગતિ ઓછી છે.

सुनकादिक सुखदेव दत्त, कपिल देव फरसुरांम;
जवाल रहीत एही अगन्यके, वीनुं वीत भोग विरांम. ॥१८७॥

શનકાદિક, શુકદેવ, દત્તાત્રય, કપિલમુનિ અને પરશુરામ વિગેરે જ્વાલા વગરના અગ્નિરૂપે જાણવા. તેથી તે વિત્ત વગરનો ભોગ કરી વિરામ પામી ગયા છે.

जदीप रहेहु ईश्वर धर, तजी तंन विषय विलाश,
तबी जस अचराचर, भवहीत भये प्रकाश. ॥१८८॥

ઉપર કહેલા ઐશ્વર્યવાળા વિષય વિલાસનો ત્યાગ રાખવાથી ભવને વિષે પ્રકાશ પામ્યા છે.

राम कृष्ण जनकादिक, शंकर ओरु मुनी व्यास;
जवाल सहित एही अगन्यथे, करी गये विविधी विलास. ॥१८९॥

રામ, કૃષ્ણ, જનક, શંકર અને વ્યાસ એ જ્વાલા સહિત અગ્નિ સમાન છે. તે જુદા પ્રકારના વિલાસ કરી ગયા છે. પણ

पण अनुभव ईश्वरपदे, 'बुझे नहि रति रंच;
विषय सहित वैभव सबे, भुगतत सकल समंच. ॥१९०॥

પોતે ઈશ્વરી અનુભવ, વિષય સહિત વૈભવ ભોગવવાં છતાં, રંચ માત્ર પણ ભૂલી શક્યા નથી. (વિસે)

मीसरी मंड शंकरनकु, बुझे त्रीया क्रत चींन;
नरपति नार भुगती कीये, जब जीतेहुं मतजीन. ॥१९१॥

મંડનમિશ્રની સ્ત્રી અને શંકરના સંવાદમાં તે સ્ત્રીને જીતવાની ખાતર રાજાની સ્ત્રી સાથે વિષય ભુક્તમાન કરવા છતાં શંકરાચાર્ય વિષયમાં ફસાયા નથી. પણ તે વિષયમત જાણીને મંડનમિશ્રની સ્ત્રીને જીતી લીધી.

ओर चतुर जांनत सबे, रांम कृष्ण ओरु व्यास;
जनकादिक जेही ग्रहीथके, बुझे न विषय चिकास. ॥१९२॥

રામ, કૃષ્ણ, વ્યાસ અને જનક એ ગૃહસ્થાશ્રમી હોવા છતાં વિષયવિલાસમાં તેઓ બુઝાયા નથી.

जवाल सहित अगन जबी, विषे सहित अचवंत;
ईश्वरता कछु नां घटी, रहे सदा गतिवंत. ॥१९३॥

તે જ્વાલા સહિત અગ્ન સમાન હોવાથી વિષયના ભોક્તા હોવા છતાં તેમનું ઐશ્વર્ય (ઈશ્વરતા) કોઈ રીતે ઓછું થયું નથી.

द्वे परकार विशेषके, कीयेहु निराक्रण भेद;
परम विशेष सकलशीर, जीनुं अनुभव अकलेद. ॥१९४॥

બે પ્રકારના વિશેષ અંશોનો ભેદ નક્કી કરીને જોયો. તેમાં પરમ વિશેષ સર્વથી શ્રેષ્ઠ છે; જેનો અનુભવ કોઈથી કળી શકાય એવો નથી.

जेही निज परम विशेषही, सकल अंश पतिराज;
तेही हंम आयेहु भवमही, केहे कुवेर तुम काज. ॥१९५॥

તે પરમ વિશેષ અંશ જે સર્વ અંશોના પતિ અથવા રાજા સમાન છે તે **હું શ્રીમંત કુવેર સ્વામિ** કહું છું કે તમારે માટે ભવમાં આવ્યો છું.

अब तुंम अंश सकल जीनुं, मीलनचाव किरतार;
तेही ततवर होये जंन मंन, आवहु संग हमार. ॥१९६॥

હવે તમો સર્વ અંશો જેને કર્તાને મળવાનો ભાવ હોય તે તૈયાર થઈ પોતાના તનમનથી સાવધ થઈને અમારા સંઘમાં આવો.

जेही मम संघ सधावही, तेही हंसा रतिवत;

परम पुरुष पति परसही, जीनके भायग अनंत. ॥१९७॥

જે આરતવાન અંશો અમારી સોબતમાં આવે તેમને પરમપતિ સાથે એકતા કરાવું. વળી તેમનું ભાગ્ય અતિ મોટું જાણવું.

॥ सोरठा ॥

अनंत भायग जंन जेहुंनके, परमगुरु परसाय;

परम सुखद-रस सिंधुमे, सो सत कुवेर मेलाय. ॥१९८॥

જે અનંત ભાગ્યશાળી હોય તેને પરમ ગુરૂનો સ્પર્શ થાય અને તેને જ શ્રીકુવેર સાહેબ પરમસુખના મહાસાગરનો મેળાપ કરાવી આપે છે.

अंश अंशीपद सद्गुरुः, बरनन कीयेहु जेही चार;

अंश सांमांन्य विशेषही, परम विशेष विचार. ॥१९९॥

ચાર પ્રકારના ગુરૂનું વર્ણન કર્યું. અંશ અને અંસીપદ તથા સદ્‌ગુરૂ અને પરમ વિશેષ પરમગુરૂની આદ્ય લઈ સામાન્ય તેમજ વિશેષ અંશ વિગેરેનું વર્ણન કર્યું.

चासमी अष्ट प्रकारसे, ओरु साधन विधि सोय;

अब कहु नांमीपद सद, केहे हम कुवेर चित प्रोय. ॥२००॥

આઠ પ્રકારની ચાસ્મી અને બીજા સાધનની રીતિ વગેરે કહ્યું. **શ્રીમંત કરુણાસાગર ભગવાન** કહે છે કે હવે સત્યરૂપ નામીપદની હકીકત કહું છું તે ચિત્ત એકાગ્ર કરીને સાંભળો.

**ઈતિશ્રી અંશ અંશીપદ સદ્‌ગુરૂ સિદ્ધાન્ત દેખાવન નામ ષષ્ઠમો કેતુ સંપૂર્ણ**



# અથ નામનામી પ્રતિપાદ કરનનામ સપ્તમો કેતુ પ્રારંભતે

अष्टादश नव बांवन, निगंम चतुर खट मांहांय;
परम पुरु ष पडनालीका, जीनमे पावत नांय. ॥१॥

અઢાર પુરાણ, નવ વ્યાકરણ, બાવન અક્ષર, ચાર વેદ અને છ શાસ્ત્ર એ સર્વમાં પરમ પુરુષ રૂપી નિજકર્તા પામવાની પ્રણાલિકા નથી.

तेही परम पडनालीका, ससंमवेद से पाय;
तेही ससंम पद परमसें, कहे परमगुरु लाय. ॥२॥

તે પરમપતિને પામવાની પ્રણાલિકા સ્વસંમ વેદથી જ પ્રાપ્ત થાય છે, તે સ્વસંમ વેદ પરમપતિની પાસેથી લાવીને શ્રી પરમગુરૂ કહે છે.

परम गुरु ओरु पतिपद, भिन्न भाव कछु नांहांय;
एकमेक समरस सदा, परमगुरु पति मांहांय. ॥३॥

પરમગુરૂ અને પતિપદમાં કંઈ પણ જુદો ભાવ નથી. તે પરમગુરૂ પતિ સાથે સમરસ એટલે એકમેકપણે રહે છે.

परमगुरु पद परमके, लहत मरम गतिताय;
याते परम गुरु थकी, परम पुरु ष दरशाय. ॥४॥

માટે પરમગુરૂ પરમપદની ગતિનો મર્મ જાણે છે. તેથી જ પરમગુરૂ થકી જ પરમપુરૂષ દર્શાય છે.

परम पुरु ष जस, गावन, बीनुं पक्षके लक्ष नांम;
तही लक्ष देत परमगुरु, जानंत जदीप मरांम. ॥५॥

નિજકર્તાના જશ ગાવાનું પક્ષ સિવાયના લક્ષરૂપે નામ છે, તે લક્ષનો મર્મ પરમગુરૂ જાણે છે. માટે તે લક્ષ આપી શકે છે.

सोही मरम भव गुप्तही, जीनकी आध न अंत;
परम पुनीत थकी पावत, कोईक जवरला संत. ॥६॥

આદ્ય અંત સિવાયનો તે મર્મ ભવમાં ગુપ્ત છે. અને શ્રી સમર્થ પરમગુરૂ દ્વારા જ કોઈક જ વિરલા સંત તે જાણી શકે છે.

परम पुनीत सो परमगुरु, अंशही परम विशेष;
तेही जीनुं लक्ष लखावत, करत नांम अभिशेष. ॥७॥

પરમ પુણ્યવાન પરમગુરૂ તે જ નિજકર્તાના પરમ વિશેષ અંશ છે. તેથી જ તે પરમગુરૂ નિજ લક્ષરૂપ નામનો અભિષેક કરીને સજાણ-જાણને જણાવે છે.

जेही नांम निज लक्ष पर, धरेहु बोध प्रतिपाद;
तेही नांम निज पतिनके, ताई जपत गति माहाद. ॥८॥

જે નિજ લક્ષ ઉપર પ્રતિપાદન કરીને નિજપતિ નામ ધરેલું તે જપતાં જપતાં મહાદગતિ થાય છે.

अखिलनांम शीर तारन, निज पतिके जेही नांम;
नांमी नांम सदोदीत, रहत अनाद्य सधांम. ॥९॥

જે નિજપતિનું નામ તે જગતભરના નામને માથે શિર તારણરૂપ છે. તે નામ અને નામી સદોદિત (નિત્ય પ્રકાશમય, નાશરહિત) છે. તે નામીનું ધામ અનાદિ છે.

सो निज धांम सधांम के, अजन्य जोन्य किरतार;
तीनके नांम आरोपीत, भजत हौत भवपार. ॥१०॥

તે ધામના નિજપતિ જે અયોનિવત્ (સ્વયંભૂ, અનાદિ) કર્તા છે, તે કર્તાને જે નામ વિશેષણ તરીકે આરોપણ કરેલું તેને ભજતાં ભવપાર થવાય છે.

बीनुं निजपति निज नांमही, नांम करत नहि कांम;
पथरकु पारस कीये, उपजत नहि कछु दांम. ॥११॥

નિજપતિના સ્વરૂપ વગર એકલું નામ કંઈ પણ કામ કરે નહિ. જેમકે પત્થરને પારસ કહેવાથી તેની કંઈ પણ કિંમત ઉત્પન્ન થતી નથી.

पारस नांम पारस शीर, उभये लोहो पलटाय;
होत धातु शुद्ध कंचन, मोहोगे मूल बेकाय. ॥१२॥

પારસને માથે પારસ નામ હોય તો લોઢાને સ્પર્શ કરવાથી લોખંડ પલટાઈને શુદ્ધ સોનું થાય છે, અને તે સોનું મોંઘી કિંમતે વેચાય છે.

आवत काज जबी नांमही, निजनांम पति संग;
पुनी नांम शीर ओरनके, भव दुःख करतनां भंग. ॥१३॥

જો નામનો નામી નામની પ્રત્યક્ષ હોય તો તે નામથી કામ થાય છે. પણ તે નામ, નામી સિવાય બીજાને માથે હોય તો તે ભવરૂપી દુઃખ ભાંગી શકે નહિ.

भव दुःख भंजन करनकु, निज नांमीके नांम;
उभये नांम नांमी बीना, नाम करत नहि कांम. ॥१४॥

પણ ભવદુઃખ ભાગવાને સારું નામ અને નામી વિના એકલું નામ કામ કરી શકે નહિ.

राज नांम शीर राजके, टेरत बोलही राज;
रीझे तो रिध सिद्ध तणुं, करत काज तेही राज. ॥१५॥

જેમકે રાજાને માથે રાજા એવા નામથી તારવીને બોલાવે અને તે રીઝે તો રિદ્ધિસિદ્ધિનું તે રાજા કામ કરી શકે છે.

तेही नांम शीर रंकके, बरजत बोले सोय;
रीझे पण तेही राजके, काज करत नहि कोय. ॥१६॥

પણ તે નામ રંકને માથે આરોપણ કરી બોલાવે તો તે બોલે છે. પણ તે રાજની રિદ્ધિ સિદ્ધિનું કામ કરી શકે નહિ.

उतईतके जेही तेही पर, नांम सकल शीर व्याप;
पण नांमी सांम्रथ लगी, करत काज तेही माप. ॥१७॥

તેમ ઉતઈત એટલે ભૂર્લોકથી માંડી સમસ્ત બ્રહ્માંડમાં દષ્ય અને અદૃષ્ય તત્ત્વો ઉપર નામ વ્યાપક છે; પણ નામીના સામર્થ્ય પ્રમાણે કામ કરી શકે છે.

बडे बोल भीक्षुत शीर, धरत नांम धनपाल;
पण कोडी खरचत नहि, काहा भये नाम विशाल. ॥१८॥

જેમકે ભિક્ષુકને ધનપાળ એવા મોટા નામથી બોલાવતાં પણ તેની પાસે એક કોડી પણ ખરચવાની હોતી નથી, તો પછી એવા મોટા નામથી શું કામ થઈ શકે ?

तबते सांम्रथ नांमीके, नांम जपे निस्तार;
नांमी नांम संजुक्तही, तब पावत देदार. ॥१९॥

માટે તે સમર્થ નામીનું નામ જપતાં તરી જવાય છે. તે નામી નામ સંયુક્ત હોય તો જ દેદાર (સ્વરૂપ કાન્તિ) પામે છે.

सकल काज संमपुरण, निजपति दरश देदार;
जेही नांमे नांमी मीले, तेही नांम सत सार. ॥२०॥

સર્વ કાર્ય સંપૂર્ણ નિજપતિનું સ્વરૂપ દર્શે તો તે નામથી નામી મળે અને તેજ નામ સારરૂપે સત્ય છે.

सोही सतसार सदोदित पद, दरश विना दिव्यहाल;
नाम बिना जेही नांमकी, करत भक्ति सब ठाल. ॥२१॥

તે સત્યના સારરૂપ સદોદિતપદ દિવ્ય હાલતે (અવસ્થાએ) દર્શ્યા સિવાય નામી વગરના નામની જે ભક્તિ કરે છે તે સર્વ ખાલી છે.

नामी सजीव जड नांमही, समलीत संग डोलंत;
नांमी नांम दरसे जबी, टेरत तुरत बोलंत. ॥२२॥

નામી સજીવ છે ને નામ જડ છે. અને નામયુક્ત નામી હાજર હોય ત્યારે જ તે બોલાવતાં બોલે છે.

**बीन नांमी जेही नांमीकुं, समरत हे सबकोय;**

**नांमी दरस परस बीना, काजन होवत कोय ॥२३॥**

નામી વગરના નામનું સર્વ કોઈ સ્મરણ કરે છે, પણ નામી ન દેખાય તથા સ્પર્શ ન થાય તો કોઈનું કામ થઈ શકે નહિ.

**नांमी दरसत आगंम, तंनु धरके लक्ष रुप;**

**तब टेरत तीनुं नांमकु, बोलत हाल अनुप ॥२४॥**

પણ નામી આગળ છે. તે નામી પ્રત્યક્ષ હોય ત્યારે તેના નામને ટકોરતાં હાલ હજુર એટલે તુરત બોલે છે.

**अति जड काष्ट पासांणही, मुख विना थावर मून्य;**

**टेरत नांमन बोलही, सदा सुंन्यके सुंन्य ॥२५॥**

કાષ્ટ પાષાણ આદિ સ્થાવર જાતિ મુખ વગર મુનિવત્ છે. તેને બોલાવતાં બોલી શકે નહિ; વળી તે સદા મુનિરૂપ હોઈ શૂન્યવત્ રહે છે.

**जबते नांमी सजीवते, उचरे बोलत सोय;**

**जडके शीरके नांमही क्यौं नहि बोलत कोय ॥२६॥**

એ કારણે નામી સજીવન છે અને ઉચ્ચાર કરવાથી બોલે છે. તેવી જ રીતે જડનાં નામ છે પણ તે બોલી શકતાં નથી.

**मनुषदेव बीनुं ओरनके, नांमन आवत काज;**

**आपने स्वार्थके लीये, कीन नांम सब साज ॥२७॥**

મનુષ્ય અને દેવ સિવાયનાં જે નામ છે તે કામ આવતાં નથી. પણ પોતાના સ્વાર્થને લીધે વહેવાર ચલાવવા પુરતાં સર્વનાં નામ પાડેલાં છે.

नांम संगन्या अंककी, उचरी लगाये आप;
पण तीनके तंन उपर, नांमकी रेख न छाप. ॥२८॥

પદાર્થોના નામની સંજ્ઞા ચેતને પાડેલી છે, પણ તત્ત્વ પદાર્થોના શરીર ઉપર રેખમાત્ર છાપ નથી.

छाप होय तो सब लीखे, वंची अंक मेलाय;
बीनु ओलखीत जेही नांमसे, क्यौं नहि लेत बोलाय. ॥२९॥

જો કદાચ પદાર્થ ઉપર અંકની છાપ હોત તો સર્વલોક લખી શકત, પણ જે પદાર્થને જે ઓળખી શકતો નથી તેને તે બોલાવી શકતો નથી.

जबसे नांमी नांमही, जुगल मीले बीनुं जंत;
भवसागर सागर मांही, कोई नहि उबरंत. ॥३०॥

જ્યાં સુધી જીવને નામીના નામની એકતા ન થાય ત્યાં સુધી ભવસાગરમાં કોઈ ઉગરતું નથી.

जब आगे नांमी मीले, नांमन आवत कांम;
नांमी संग हलमली, सबसुख होत आरांम. ॥३१॥

પ્રથમ નામી મળે તો નામ કામ આવતું નથી,કારણ કે નામી સાથે હળીમળી જવાય છે અને સર્વ સુખ તેમજ આરામ મળે છે.

ओरु नांम जेही नांमसे, समरत तंन मंन देह;
कारजतो जबही सरे, नांमी मीले सदेह. ॥३२॥

જો કે નામીના નામને તનમન દઈને સ્મરણ કરે છતાં કાર્ય તો ત્યારે જ થાય કે જ્યારે સદેહે નામી મળે.

तेही निज नांमी नांमही, अजरा अमर सजाप;
केहें कुवेर लखवावहु, जेही पद आद्य अद्याप. ॥३३॥

તે નામના નામીનો આદિ-અનાદિનો જે અજરામર જાપ છે તેનો લક્ષ શ્રી સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે હુ ંલાખવું છું.

बिनुं निज नांमी नांमही, दरशा विना देवाल;
कोटी करम करता मरे, बरहीत आल पंपाल. ॥३४॥

દેવાલયોમાં નામી વગરનું નામ છે જેથી કરોડો કર્મ કરીને મરો તોપણ ઉપર મુજબ આળપંપાળની વૃથા વેઠ વહેવાની છે.

आ विधि रटण करत सबे, नांमी लहे बीनुं नांम;
प्रसिद्ध पोकार पोकारते, होत न मोक्ष आरांम ॥३५॥

ઉપર પ્રમાણે નામીને જાણ્યા સિવાય માત્ર નામનું જ રટણ કરે છે. . તેમ જ પ્રસિદ્ધિમાં પોકારો ઉપર પોકારો કરે તોપણ મોક્ષરૂપી આરામ મળે નહિ.

यौं भरमत कहीकालके, आपने खसंम विसार;
तीनुं चेतन करनन जेही, मम तनु एही उपगार. ॥३६॥

જગત પોતાના નિજધણીને વિસારી ઘણાય કાળથી ભ્રમમાં ભમે છે. તે જીવોને ચેતન કરવાના ઉપકાર માટે જ મારું શરીર છે.

पर उपगारी जांनीमम, अब जेही करो पतियार;
तीनुं निजपति परसावहु, केहें कुवेर पोकार. ॥३७॥

સમર્થ શ્રીકુવેર સ્વામીજી કહે છે કે મને પરોપકારી જાણી જે હાલ વિશ્વાસ લાવે તેને નિજપતિપદ દર્શાવીશ.

परम पोकार कीयेहु मम, परम पुरुष गति लाय;
परम भाग्य जीनुं जांनही, परम मोक्ष तेही पाय. ॥३८॥

મેં પરમ પુરૂષની ગતિ લાવીને જે પરમ પોકાર કર્યો છે તે પરમ ભાગ્યવાન હશે તે જ જાણશે અને પરમ મોક્ષ પણ તેને જ પ્રાપ્ત થશે.

परम मोक्ष पद परमही, मरम सुनावहु ताय;
अनंतलोक उपजे खपे, ओछु अदकु न थाय. ॥३९॥

પરમપદ તે જ પરમ મોક્ષ તેનો મર્મ જણાવું છું; તે એ છે કે અનંતલોક ઉત્પન્ન થાય અને ખપી જાય તો પણ ઓછુંવત્તું થાય નહિ.

उपजे ओछंमनावत, समले श्रेष्ठ न होय;
आद्य अंत ओरु मद्य मही, ज्यौंको त्यौं पदसोय. ॥४०॥

ઉત્પન્ન થવાથી ઓછું થતું નથી અને સમેટી લેવાથી વધી જતું નથી. પણ તે પદ આદ્ય, અંત અને મધ્યમાં જેમ છે તેમનું તેમ જ છે.

अंत सदंन सब अंशके, कारण करण निवास;
जेही· निज पति प्रसारत, बोहोरहुं सकल विलास. ॥४१॥

તે સર્વ અંશોનું છેવટનું સદન (ઘર) સર્વનું કારણ હોઈને નિવાસ કરવાની જગ્યા છે. અને તે જ નિજપતિનો બહોળા વિલાસવાળો પ્રસારો છે.

ब्रंह्म सनातन के जेही, परम प्रकाशीत जांण;
अपरंमपार परमपर, छेवट पुरुष पुरांण. ॥४२॥

સનાતન બ્રહ્મનો જે પરમ પ્રકાશક છે તે અપરંપાર એવું જે બ્રહ્મ, તેનાથી પર આવેલો પરમપુરૂષ છે.

छेवट सिखर सकल शीर, वल विनुं कैवल काय;
कलीत सकल वलके द्रीग, वित व्रग के तीत स्त्राय. ॥४३॥

સર્વલોકથી છેવટ આવેલા શિખરમાં કેવલ સ્વરૂપ વલ વગરનું છે. અને તેના પ્રકાશમાં તેણે ચૌદલોક રૂપી જગત વળવાળું બનાવેલું છે, તો પણ જગતરૂપી વર્ગથી વિત્ત જુદું છે.

सकल ईष्ट अधिपत पति, जोगति कोहुंन जांन;
ईश्वर जोत्य उपाशीक, ब्रंह्म दरसल्युं अयांन. ॥४४॥

Ajay Pansuriya

સર્વ ઈષ્ટોના એટલે ગુણાદિના અધિપતિ નિરંજન અને તેના પતિ કેવલ કર્તાની ગતિ કોઈએ જાણી નથી. કારણ કે જગતના ઈશ્વરોની ઉપાસના જ્યોતિ નારાયણ ઉપરાંત બ્રહ્મદર્શી છે, અને એ તેમની છેવટ હદ છે.

**सबके मोहोघम मालीक, गुण धणके ल्यहु जोत्य;**

**जे ते जीव ईश्वर मही, जीनके अंश उद्योत्य. ॥४५॥**

સર્વ લોકોને માલિક જેવી વસ્તુ જાણવામાં આવી નથી એ મુદ્દો મોઘમ રહી ગયો છે. ગુણગણથી લઈ જ્યોતિનારાયણ સુધી જેટલા જીવ તે, અને ઈશ્વર તનુમાં વસતા અંશોનો ઉદય કરનાર વસ્તુ મોઘમ રહી ગઈ છે.

**मोहोगंम सो मदभुतनता, सबते अगम अपेख;**

**ध्यांन धरन ओरु रखंनकु, शीर पर सांम्रथ सेख. ॥४६॥**

મોઘમનો મુદ્દો એવો મજબૂત છે કે સર્વ લોકોથી પર હોઈ તેની ગમ પડવી મુશ્કેલ છે. ધ્યાન ધરી રાખવાને સર્વને શિરે તે એક જ સમર્થ શ્રેષ્ઠપદ છે.

**सकल आधारंन जेहुनके, आप रहित निरधार;**

**ताय परंतहु कोई नहि, शीर पर सरजनहार. ॥४७॥**

પોતે સ્વતંત્ર નિરાધાર છતાં સર્વલોક તેના આધારે રહેલું છે. તેના શિર પર કોઈ સરજનહાર છે જ નહિ.

**निजनभ सूंन्य सनातन, भरीत ब्रंह्म तदरुप;**

**एही जीनके आभुक्षण, जोटे जुगल अनुप. ॥४८॥**

નિજનભ-નિજનામ રૂપ શૂન્યની અંદર તદરૂપ બ્રહ્મ ભરેલું છે, એ જ કેવલ કર્તાનું આભૂષણ છે અને કોઈની જોટે મેળવતાં અનુપ એટલે જેની ઉપમા આપી ન શકાય તેવું છે.

**खुद खग चैहीतंन ब्रंह्महि, जेही उभये तंनु आल;**

**पण निजपति परस पुनहीत, बीन सत नहि कोई काल. ॥४९॥**

મહાશૂન્ય તથા ચૈતન્ય બ્રહ્મ એ ઉભય તનરૂપે નિજ કેવલકર્તાને સ્પર્શીને રહેલાં છે. તે કોઈ કાળે નાશ પામતાં નથી.

**छेवट के छेवट जेही, सब धरता धरनार;**
**सब अंतनके अंतही, सब कर्ता करनार. ॥५०॥**

સર્વ લોકને ધારણ કરનાર સર્વની છેવટે છે. તથા સર્વના અંતનો અંત અને સર્વકૃતનો કરનાર છે.

**जीनकुं कैवल कहतहे, सांम्रथ साहेब नांम;**
**कहें कुवेर सोहीसद पद, मेरे निज विश्रांम. ॥५१॥**

જેને મહાન સમર્થ કૈવલ કહું છું તે જ સત્યપદમાં કુવેરનો અંત નિવાસ છે.

**खुद खावन मेरे धणी, एसे सांम्रथ सोय;**
**जबी हंम जीनुं मुक्तावहु, सो क्यौं मुगतन होय. ॥५२॥**

એવા સમર્થ ખુદખાવન મારા ધણી છે તો પછી હું જેને મુક્તિ આપું તેની મુક્તિ કેમ ન થાય ?

**जुग जीवंन हेत कारणे, उचरेहुं ज्ञांन अनंत;**
**केहें कुवेर नर निरभये, सुणतां होय सतंत. ॥५३॥**

જગત જીવોના હીતના કારણે અનંત જ્ઞાનનો ઉચ્ચાંર કરેલો છે. શ્રીકુવેર સ્વામી કહે છે કે તે સાંભળતાં નર નિર્ભય થઈ ઉપાધિરૂપ જગતથી છૂટો થઈ સ્વરૂપાનંદમાં સ્વતંત્ર થાય છે, તેમજ નિજ કૈવલ પતિની સાથે રસબસ એકમેક રહે છે.

**अविगत सरल समझ करी, दरसायेहु दिव्य नेंन;**
**आद्य अंत उतईत मही, कीनेहु गति प्रवेन. ॥५४॥**

અવિગત એવા જે નિજ કૈવલ કિરતાર તે સરલ સમજે કરીને દિવ્ય નેન વડે દર્શાવ્યા, આ ગ્રંથરૂપી પુરૂષની આદિથી લઈ સમાપ્તિરૂપી છેવટ સુધી ઉતઈત એટલે ચૌદ લોકની

ગતિ તારવીને પ્રવીણ કર્યાં.

संध्या गांयत्री जप, निगंम अंक चौंहु वांण;
नाम सहित नरणे कीये, प्रणव वृक्ष सफुरांणं. ॥५५॥

સંધ્યા, ગાયત્રીના જપ, નિગમ, અંક (અક્ષરો), ચાર પ્રકારની વાણી વિગેરે પ્રણવ વૃક્ષની સ્ફુરણાનો નિર્ણય કરી બતાવ્યો છે.

ओर चतुर गुरु गमनकी, विशेष त्रीये प्रकार;
चीन भिन्न, तीनके कीये, जीनुं जेही जंम अधिकार. ॥५६॥

ચાર પ્રકારના ગુરૂ અને તેમની ગમ તથા ત્રણ પ્રકારના વિશેષ આદિ અંશો તથા તેમની ભિન્ન ભિન્ન ગતિ તેમજ જેનો જેવો અધિકાર તેવો કહ્યો.

अंश अंशी बरनन धंन, जंन मंन करन मेलाप;
सकल चोज निज नरणवी, ओरु निज पतिपद आप. ॥५७॥

અંશને અંશી સાથે મેળાપ કરાવનાર વર્ણન કરનાર ને ધન્ય છે, વળી સર્વ પ્રકારની યુક્તિઓનો નિર્ણય કરી નિજપતિ પદની સ્થાપના કરી બતાવી છે.

कलीमल हरन केतु सत, कीये हु ग्रंथ टहंकार;
केहें कुवेर समझे नहि, ते जंन गति गमार. ॥५८॥

કર્મના મળને નાશ કરનારો સપ્ત કેતુરૂપી ગ્રંથ છે, તે ગ્રંથરૂપી પુરૂષના મુખમાંથી જ્ઞાન શબ્દરૂપી ટહંકાર કરે છે. સમર્થ શ્રીકુવેર સાહેબ કહે છે કે, તે ગતિ સમજે નહિ તે જન ગમાર એટલે માયા આદિ પદાર્થોમાં જેની ગતિ હેરાઈ ગઈ છે એવો જાણવો.

परम सिद्धांत कल्पतरु, सकल ग्रंथ तनुं शीर,
सुणतां सेहेज स्वाभाविक, भवजल पावही तीर. ॥५९॥

પરમ સિદ્ધાંત કલ્પતરૂ સર્વ ગ્રંથોનો અધિનાયક છે. સર્વ ગ્રંથરૂપી શરીરનું મસ્તક છે. તે ગતિ સહજ સ્વભાવથી જો કોઈ સાંભળે તો ભવરૂપી સમુદ્રને તીરે પહોંચે.

सप्त केतु सत धातही, मीली अंग एक सोय;
निजपति अंश शीखर शीर, क्रता जीवन जीनुं जोय. ॥६०॥

આ ગ્રંથના સાત કેતુ તે જ સાત ધાતુ મળી એક અંગરૂપ દેહ જાણવો. તે અંગના મસ્તકના શિખરમાં અંશ છે. અને તેનું જીવન નિજ કેવલકર્તા છે.

सप्त केतु सत देहही, मीलीत भये पुरसाय;
अब कहु पंची करणकी, केहें कुवेर बताय. ॥६१॥

આ ગ્રંથમાં સાત કેતુ છે. તે એક સત્યવાન દેહ ત કેતુરૂપ ધાતુઓ મળીને જ્ઞાનનો પુરૂષ છે. સમર્થ શ્રી કુવેર સાહેબ કહે છે કે હવે હું તે જ્ઞાન દેહનું પંચીકરણ કહું છું તે સાંભળો.

तरक दशण पकरंन कर, सकल पंथके न्याव;
स्वर नाडी सुझ अंतश, रोम अंक तन साव. ॥६२॥

એ ગ્રંથરૂપી પુરૂષને તર્કરૂપી દશ ઈંદ્રિયો જાણવી, તથા સર્વ પંથના ન્યાયના પકડરૂપી હાથ જાણવો, સ્વર (પ્રાણાયામ) રૂપી નાડી જાણવી. સૂઝ (ગતિ) અંતઃકરણ જાણવું. રોમ (રૂંવાટા) રૂપી અંક અક્ષર જાણવા. એવી રીતે ગ્રંથરૂપ પુરુષ તૈયાર થયો.

लक्ष नेंन सरवन शूंन्य, अनुभवे जेही अविकाश;
गंम गुझ करंन तुचाजीनुं, मोक्षवांणी मुख ताश. ॥६३॥

લક્ષ્મીરૂપી નયન, કર્ણરૂપી શૂન્ય, અનુભવરૂપી અવિકાશ (ગતિ ન પહોંચી શકે તેવું), ગમગુજ (ગુહ્યગમ) રૂપી ત્વચા તથા મોક્ષવાણી રૂપી મુખ જાણવું.

असार-सार सिद्धांतके, गंध ग्रहन जेही वाक्य;
अशुभ उथापन शुभ थपे, सोही शब्द निजनाक. ॥६४॥

એ પુરૂષના સાર-અસારના સિદ્ધાંતરૂપ ગંધ જાણવી તથા અશુભનું ઉત્થાપન (અનાદર) કરી શુભના સ્થાપનરૂપી જે શબ્દ તે નાક જાણવું.

गति चकवे पसरन पद, गुदा इंद्रि महि त्याग;
नांमरुप ओरु गुन लहु, अनीत सदा जेही भाग. ॥६५॥

ચકવે ગતિરૂપી સ્પર્શ જાણવો; નામ, રૂપ અને ગુણરૂપી અનિત્ય ભાગના ત્યાગરૂપી ગુદા ઈંદ્રિય જાણવી.

रसीक वचन रसनाजीनुं, मांनुं भावता मैंश;
अस्त कठण समझण सद, रागव रुद्र आकंस. ॥६६॥

રસિક વચનરૂપી રસના (જીભ) જાણવી, મોટા ભાવરૂપી માંસ જાણવું, કઠણ સમજરૂપી હાડકાં જાણવાં, રાગરૂપી રુદ્ર (લોહી) જાણવું.

कौश पंचजीनुं कहतहुं, सुनो सज्जन संमदाय;
अनोमनो मये विज्ञांनही, आनंद प्रांन सताय. ॥६७॥

અનોમય, મનોમય, આનંદમય, પ્રાણમય તથા વિજ્ઞાનમય એ પંચકોશ કહું છું.

सकल पक्ष लक्ष भक्षन, अनमय कोश अनित्य;
कल्पीत करम समावन, मनोमय कोश जनीत्य. ॥६८॥

સર્વ પક્ષોના લક્ષના ભક્ષણરૂપે અનિત્ય અનોમય કોશ જાણવો અને કલ્પિત કર્મને સમાવવારૂપી મનોમય કોશ જાણવો.

मोदीत ताय आनंदमये, विगत्य भाग विज्ञांन;
और कोश जेही पंचमो, सरलपणु सोही प्रांण. ॥६९॥

તેમાં મોદિત (ઉમેદ) રૂપી આનંદમય કોશ જાણવો. અને વિગતભાગ રૂપે વિજ્ઞાનમય કોશ જાણવો. પાંચમો સરલપણારૂપી પ્રાણમય કોશ જાણવો.

या विधि परम विभागके, ग्रंथ पुरुष अद्‌भुत;
बरंनहु मात पिता तीनुं, जीने जाये एही सुत. ॥७०॥

ઉપર પ્રમાણે પરમ વિભાગ કરી ગ્રંથરૂપી અદ્‌ભૂત (આશ્ચર્યચકિત) પુરુષ છે. તે પુરૂષનાં માતાપિતા કહું છું.

सुरत विचार उभये जीनुं, संजमके सुत ओय;
सुरत विचार बालक पुनी, निजपति अंशके दोय. ॥७१॥

સુરત અને વિચારની એકતાના સંયમથી ઉપર કહેલો ગ્રંથરૂપી પુરૂષ જન્મ પામ્યો છે. નિજપતિ કૈવલકર્તાનો જે અંશ છે તેના સુરત અને વિચાર એ બન્ને બાળકો છે.

सुरत विचार सहित सुत, क्रता अंश मीली तास;
कुवेर मेहेल तनु तखतमे, निशदीन करत विलास. ॥७२॥

સુરત અને વિચાર તથા તેનાથી ઉત્પન્ન થયેલો ગ્રંથરૂપી પુત્ર એ ત્રણે કુવેરના મહેલમાંના તનુરૂપી તખતમાં કર્તા અંશ સાથે મળીને અખંડ એકતામાં વિલાસ કરે છે.

निजपति अंश बालक जीनुं, लगत दोहु भई बहेन;
तीनके संजम ते जेही, भये ग्रंथ सुत येन. ॥७३॥

નિજ કૈવલપતિનો જે અંશ તે અંશના સુરત અને વિચારરૂપી જે બાળકો તેમાં સુરતરૂપી બહેન અને વિચારરૂપી ભાઈ, એ ભાઈ બહેનના સંયમથી ગ્રંથરૂપી પુત્ર રચાયો છે.

ग्रंथ पुरुष परिपुरण, निखलहु सीख्या प्रजंत;
अनुप तत्त्व जुरीके कीये, मुरती मांन एक तंत. ॥७४॥

આ ગ્રંથરૂપી પુરૂષ નખશિખ પર્યંત ઉપમા ન આપી શકાય એવાં તત્ત્વોની જુરી બનાવીને મૂર્તિમાન એકત્વરૂપે પરિપૂર્ણ કરેલો છે.

तेही तंत तनु पुरुषके, प्रणव कल्प तरु नांम;
भवजल भरम मीटायके, करन मोक्ष विरांम. ॥७५॥

ઉપર મુજબ જે અનુપ તત્ત્વોનો પુરુષ રચાયો તેનું નામ પ્રણવ કલ્પતરૂ છે. એને જેમ છે તેમ જાણવાથી ભવની અજ્ઞાનતા મટે છે અને મોક્ષરૂપ વિશ્રામમાં સ્થિર થવાય છે.

प्रणव ग्रंथ जेही पुरुषही, परम मोक्ष जेही दीन;
श्रवन करत भव भये थकी, सोजन सोवत नचीत. ॥७६॥

પ્રણવ કલ્પતરૂ રૂપી જે પુરુષ છે તે જ મોક્ષ આપી શકે છે. તેમજ એનું શ્રવણ કરવાથી ભવના ભય ટળી જાય છે અને તે જ નર નિશ્ચિંત સૂઈ શકે છે.

परम मोक्ष दाता जबी, परम ग्रंथ पुरसाय;
भये ईति संमपुरंण, समस्त बोध गतिराय. ॥७७॥

પરમ ગ્રંથરૂપી પુરુષ મોક્ષદાતા છે; અને સર્વ ગતિથી સંપૂર્ણ રાજા છે.

सकल ग्रंथ नर जीनुं पति, जबी नरपति गतिराय;
निज अदकारीन के घट, जीनके अमल पसाय. ॥७८॥

સર્વ ગ્રંથોના જે પતિ તે ગતિના રાજા છે. તે ગતિના રાજાનો અમલ જે નિજગતિનો અધિકારી હશે તેના ઘટમાં પ્રસારો કરશે.

तेही राय रजताय के, निजलक्ष खडक अनुप;
महामत मींगल सरकीये, ग्रंथ ज्ञांन हीन भूप. ॥७९॥

જગતભરમાં આદિથી આજ સુધી મહામતની માન્યતા વિષેના જે ગ્રંથોની રચના થતી આવેલી છે, તે સર્વને આ ગ્રંથની ગતિના રાજાએ અનુપમ ખડગ વડે સર કરેલા છે.

परम सिद्धांत कल्पतरु, मांही सप्त केतु सार;
श्रीमंत कुवेर निज ग्रंथ कर्ता, प्रगट पोमी अवतार. ॥८०॥

સાત કેતુ સાર સાથેના પરમસિદ્ધાંત પ્રણવ કલ્પતરૂ ગ્રંથના સમર્થ શ્રી કુવેર સાહેબ કર્તા છે. તેમનો જ પૃથ્વી ઉપર પ્રગટ અવતાર છે.

ईति श्री संमपुरण, ग्रंथ पुरुष तदरुप;
श्रीमंत कुवेर शीरनायक, उदीत भये भव सूर. ॥८१॥

ગ્રંથરૂપી પુરૂષ તદવત્ તદાકાર રૂપે સંપૂર્ણ છે, અને તે ગ્રંથના અધિનાયક માલિક સમર્થ શ્રીકુવેર સાહેબ છે. તેમણે પ્રણવ કલ્પવૃક્ષ ગ્રંથરૂપી પુરૂષ વડે ભવરૂપ ચૌદેલોકમાં જ્ઞાનરૂપી સૂર્યનો પ્રકાશ ઉદય કર્યો છે.

ग्रंथ पुरुष पंचीकरण, कहत विविधी विस्तार;
अब कहु कलंकी भुक्षण, कहत कुवेर गति सार. ॥८२॥

પ્રણવ કલ્પતરુ રૂપી પુરુષનું પંચીકરણ વિવિધ પ્રકારે વિસ્તારથી કહ્યું. હવે તે પુરૂષના મસ્તકે કલંકી (તોરો)ના ભૂષણરૂપી ગતિ કુવેર સાહેબ કહે છે તે સાંભળો.

## ઈતિશ્રી નામનામી પ્રતિપાદ કરન સપ્તમો કેતુ સમાપ્ત

## અથ પુરૂષ પરિપૂર્ણતા તે શિર કીલંકી ભૂક્ષણ ધરાવન નામ અષ્ટમો કેતુ પ્રારંભતે

### दोहा

अब तीनके शीर धरनकु, कहत कीलंकी तोर;
रेण्यरता जीव जत मत, उदे करन जीनुं भोर. ॥१॥

હવે ગ્રંથરૂપી પુરુષને માથે ધારણ કરવાનો કલંકી તોરો કહું; જેથી અંધારામાં જતમત રહેનારા જીવોને જ્ઞાનરૂપી સૂર્ય ઉદય થાય.

रेण्यरता सोही मत वस, पति विनुं पख अंधियार;
तीनमे भटकत सब जुग, जांही जीनुं मंन पतियार. ॥२॥

પતિ સિવાયના જે મતપંથો છે તેમનાં સિદ્ધાંત અંધકારની રાત્રિ જેવાં છે. અને તે મત પંથોમાં જેના મનને જ્યાં પ્રતીતિ આવે છે ત્યાં તેને વળગીને સર્વલોક ભટક્યા કરે છે.

निज गंम नेन बिनाभव, धरसे परम पराय;
जब तीनकु जेही गुरु मीले, तेही तेही पुठ्य पलाय. ॥३॥

અંશસ્વરૂપના નિજગમનાં દિવ્યચક્ષુ વગર ભવનાજીવો આદિથી એટલે પરંપરાથી ભટક્યા કરે છે. અને તેથી જેને જે ગુરુ મળે તે તેની પુંઠે ચાલે છે.

याते सब जंन जुग मही, जांही तांही पंथ फसीन;
तांही तांही तीनुं उपदेशते, होय रहे करम कसीन. ॥४॥

એટલા જ માટે સર્વ માણસો જ્યાં ત્યાં પંથમાં ફસાઈ રહી તે તે પંથીઓના ઉપદેશથી અટકી રહી કર્મ કસોટી કરી રહેલા છે.

तब तेही करम कसाईके, कीलमीस मंजन ज्ञांन;
अब तेही कहत सुनो मम; भोर करन जेही भांन. ॥५॥

ઉપર મુજબના કસાઈરૂપ કર્મથી જે કીલ (કાટ) ચઢેલો છે, તેને દૂર કરનાર જે જ્ઞાનરૂપી સૂર્ય તેનો ઉદય થાય તેવું હું કહું તે સાંભળો.

सकल पक्षवत रेणही, उडघंन ईष्ट जीनु नुंर;
प्रगट करत तीनुं मांही जेही, आपनुं आप पति सुर. ॥६॥

જગતભરના મતપંથના સિદ્ધાંત ઘોર અંધારી રાત્રિ જેવા છે. અને તેમના ઈષ્ટદેવનું નૂર ઉડધન (તારા) જેવું છે, તે સર્વમાં સૂર્યરૂપી આપનપુ, તથા પતિપદ પ્રગટ કરીને બતાવું છું.

जेही निजपति पद परमही, छेवट सदन सथाप;
तीनुं अंश ईत अंकुर, जेही आपनुं निज आप. ॥७॥

નિજકર્તાનું જે મહાન પરમપદ છે તે સર્વની છેવટનું ઘર છે. તે જ કૈવલકર્તાના જે અંશ તે આ બાજુ ચૌદ લોકમાં અંકુરરૂપે સર્વમાં આવેલા છે, તેનું જ નામ આપનપુ છે.

आपनुं आप जेही अंकुर, निजपद बीनुं मेलांन;
तब लगी जोग जगन जप, साधंन ससु खेलांन. ॥८॥

તે અંકુરરૂપી અંશ સ્વસ્વરૂપે થઈને નિજપતિ પદ રૂપે કૈવલકર્તાને મળે નહિ, ત્યાં સુધી યોગ, યજ્ઞ, જપની આદ્ય લઈને જે સાધનો છે, તે બાળકના ખેલ રમવાના રમકડાં જેવાં છે.

जेही निजपद कायंम कुल, आपनुं आप अंकुर;
ता बीनुं आन्य पदारथ, अवधकाल अरकतुर. ॥९॥

જે નિજકર્તા પદ કાયમ છે તે અને તેના જે અંશ અત્રે અંકુર રૂપે છે, તે સિવાયના બીજા પદાર્થો અવધિકાળે આકડાના તૂરની માફક (સહેલાઈથી) નાશ પામે છે.

पंच तत्त्व गुनघंन मीली, जेही दरशत भवखेत;
अवधकाल तेही बीनसही पुरुष प्रकृति समेत. ॥१०॥

ઉપર કહેલા પંચ તત્ત્વની આદ્યે ગુણગણ વિગેરે તથા પુરૂષ પ્રકૃતિ સહિત જે પદાર્થોનું ભવરૂપી ખેતર દેખાય છે તે અવધિકાળે નાશ પામે છે.

पण सबके अविचल जेही, निजपति अंकुर अंश;
बीनसे नहि कोई कलपही, अजर अमर गति हंश. ॥११॥

પણ ઉપર લખેલા સર્વ પદાર્થોથી નિજપતિનો અંશ અવિચલ છે. તે કોઈ કલ્પે પણ નાશ પામે નહિ. તે અંશની (હંશની) ગતિ અજરામર છે.

औरु जेतने जप जननके, रसनाके उचरांण;
लहे बीनुं निज अंकुर, वृथा करत दंम हांण. ॥१२॥

બીજા જેટલા જપ રસનાથી ઉચ્ચારે છે તે નિજ અંકુર જાણ્યા સિવાય વૃથા દમની હાની કરવાવાળા છે.

सेहेस्त्र नांम निगमादिक, खट नव पुरांण अढार;
ओरु ईश्वर अवतार ल्यौं, रसना जप अधिकार. ॥१३॥

વેદની આદ્ય લઈને વિષ્ણુસહસ્ત્ર આદિ નામ, છ શાસ્ત્ર, નવ વ્યાકરણ, અઢાર પુરાણ તથા ઈશ્વરના અવતારોનાં નામ તે જીભના અધિકારથી બોલાય છે, અગર જીભ વડે જ જપાય છે.

एतने भर स्वर हांनीत, समरण सीरगुण जाप;
आपनुं आप निज अंकुर, लह्यो विना वृथा विलाप. ॥१४॥

ઉપર લખેલું સર્વ સ્મરણ સગુણ જાપ છે, તેથી સ્વરને નુકસાન પહોંચે છે. વળી નિજ અંકુરને જાણ્યા સિવાયના જે જે વિલાપો છે તે વૃથા છે.

**तबते सकल उचारंन, रसना रटण जेही नांम;**

**अजंपा साधंन सिधनकु, कछु न आवत कांम. ॥१५॥**

તે માટે સર્વ ઉચ્ચારણ, જીભના રટણનું જે નામ તે તથા સિદ્ધનું અજંપાજપનું સાધન એ કંઈ પણ કામ આવતું નથી.

**अजंपा जप फळ एही मुद्दा, रहत अति तंनतुर;**

**आपनुं आप निजपति पद, सोग्यंम गति बडदुर. ॥१६॥**

અજંપાજપનું જે ફળ તે એજ કે ઘણા વરસો સુધી આ શરીર રહી શકે છે. પણ આપનું આપ અને નિજપતિપદ, તે ગમગતિથી દૂર છે.

**अति आरबलसे एही जुग, सब मांनत करी देव;**

**माहामत सिध सरावंन, साधत एही अहंमेव. ॥१७॥**

અજંપાજાપ સાધનારો યોગી ઘણો કાળ જીવી શકે છે. એ કારણે જગતના જીવો તેને દેવ તરીકે માને છે. અને પોતાનો મહામત સિદ્ધ કરાવવાની ખાતર લોકોની પાસે પ્રશંસા કરાવરાવે છે, એટલો જ તેનો હેતુ છે.

**ओरु अजंपा जप साधने, वचंन सिद्धि सद होय;**

**ईश्वर संम करी मांनत, आ भवनमे सब कोय. ॥१८॥**

બીજું અજંપાજપના સાધનથી વચનની સિદ્ધિ થાય છે. તેથી જગતના જીવો તેને ઈશ્વર જેવો માને છે.

**तेही ईश्वर जग मांनीते, डुब मरही अभिमांन;**

**आपनुं आप निजपति पद, तेहु पण तदपी न जांन. ॥१९॥**

જગતના જીવો ઈશ્વર જેવો માનવાથી તે સિદ્ધને અભિમાન થાય છે, અને તે અભિમાનના

કારણે આ ભવસાગરમાં ડૂબી મરે છે. પણ આપનું આપ અને નિજપતિપદ તે જાણતા નથી.

गायंत्री संध्या जप, फल प्राप्ती जीनुं होय;

तो दरसे त्रीय कालकी, पण निज आप न जोय. ॥२०॥

સંધ્યા અને ગાયત્રીના જપના ફળની પ્રાપ્તિ જેને થાય તેને ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની ખબર પડે છે. પણ આપનપુ જાણી શકતા નથી.

पुनी जेही जौग समाधिसें, नीरखत निरमल जोत्य;

सुनत प्रोक्ष अनहद्य धुनी, पण नहि आप उद्यौत्य. ॥२१॥

ફરીથી કહું છું કે સમાધિના યોગ વડે નિર્મળ જ્યોતિને જુવે છે. તથા અનહદ નાદની ધૂનિને પ્રોક્ષ રહીને સાંભળે છે તો પણ પોતાના સ્વરૂપનો ઉદય થતો નથી.

आपा जेही निज जोत्यके नीरखंनहार नचंत;

सुननहार ओरु नादके, सीधते सोही अचंत. ॥२२॥

પોતે જે જ્યોતિને જોઈને તથા નાદને સાંભળીને નચિંત થાય છે તે જ્યોતિને જોનાર તથા નાદને સાંભળનાર અચિંત્ય હોઈ તેથી જુદો છે.

भक्ति चतुर खट करतही, सहित लक्षणा प्रेम;

रुप चत्रुभुज दरसीत, द्दढ देखीत जीनुं नेम. ॥२३॥

ચાર પ્રકારની મુક્તિ પ્રાપ્ત કરવા પ્રેમલક્ષણાની આદ્યે લઈ દશ પ્રકારની ભક્તિ દ્દઢ નિયમ રાખીને કરે છે. એથી તે ચતુર્ભુજ ભગવાન જુવે છે.

जब तीनकु हरि मीलंनके, उपजत अति अहंमेव;

बहये जात भवसागर, बीन चीनेहु निज भेव. ॥२४॥

જેમ જેમ ચતુર્ભુજનાં દર્શન કરતો જાય છે. તેમ તેમ તેનો અહમેવ (ઈચ્છા) વધારે વધતો જાય છે. તેમ કરતાં જિંદગી ભવસાગરમાં વહી જાય છે. પણ નિજ સ્વરૂપને જાણે નહિ ત્યાં સુધી ઉપરનાં સાધનો કરવાથી કંઈ પણ સિદ્ધ થતું નથી.

चत्रुभुज तेही दरसीत, अंतसकरण सफुर;
काष्ट मथीत होय अगन्यही, पण नहि नीकसत सुर. ॥२५॥

સંયમના બળે કરી અંતઃરકણની સ્ફૂર્ણારૂપે ચતુર્ભુજ દેખાય છે. જેમકે કાષ્ટની સાથે મંથન કરવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે પણ સૂર્ય ઉદય થતો નથી.

त्यौं अंतसकरण काष्टके, मथीत दरसीत दल देव;
आपनुं आप निजपतिपद, तेही जांनत नहि भेव. ॥२६॥

તેવી જ રીતે ચતુર અંતઃકરણ કાષ્ઠરૂપ જાણવાં અને તેની સાથે મંથન કરવાથી તેનાં તે અંતઃકરણ સ્ફુરીને ચતુર્ભુજ રૂપે સામે દેખાય છે. પણ તેને નિજસ્વરૂપની જાણ નથી.

ध्यांनी ध्यांन धरत जेही, चित्त चितवंनके जोग;
होत लीन तुरीये चित्त, रहतन जोग समोग. ॥२७॥

જેટલા ધ્યાનીઓ ચિંતવનના યોગે કરી ધ્યાન ધરે છે તે ધ્યાન ચિત ચિંતવનનું છે અને તે ચિત્ત તુરિયા અવસ્થામાં લીન પામે છે. ત્યારે ધ્યાન આદિ કોઈ પણ પ્રકારની જાણ રહેતી નથી.

तेही पण अल पग्न्ये जबी, ध्यांन सकल विधि सोय;
आपनुं आप सर्वज्ञ जे, तेही जांनत नहि कोय. ॥२८॥

જ્યાં સુધી તેને લગતી ધ્યાન આદિ વિધિ કરવામાં આવે છે. ત્યાં સુધી તે અલ્પજ્ઞ જાણવો. કારણ કે તેનાથી નિજસ્વરૂપ જે સર્વજ્ઞ છે તેનું જ્ઞાન થતું નથી.

संन्यासी ओरु जंगम, शीवके सुमरण सार;
प्रोक्ष पदे पतियारंन, नहि निज आप विचार. ॥२९॥

સંન્યાસી તથા જંગમ પરોક્ષપદે પ્રતીતિ લાવી શિવ તત્ત્વને સારરૂપ ગણી તેનું સ્મરણ કરે છે, પણ પોતે કોણ છે ? તેનો વિચાર કરતા નથી.

दादु सुमरत रांमकु, सुंदर के लक्ष ब्रंह्म;
आपनुं आप निजपति पद, अलग रहे तेही मंर्म. ॥३०॥

દાદુ અને સુંદર એ ગુરૂ શિષ્ય છે. છતાં દાદુનો લક્ષ રામ, ને સુંદરદાસનો લક્ષ બ્રહ્મ હતો. તથાપિ આપનુંઆપ અને નિજપતિ પદનો મર્મ અલગ રહી ગયો.

जीन सरायत जीवकु, भजंन करनकु जोत्य;
आपनुं आप निजपति पद, तीनहु न होत सदोत्य. ॥३१॥

જૈનોએ જીવની સ્થાપના કરી અને ભજન જ્યોતિનારાયણનું કર્યું તથાપિ આપનપુ અને પતિપદનો સાક્ષાત્કાર કર્યો નથી.

मुसलमांनी मुस्कल गत्य, कहत रोम ते झींन;
रोजा नीवाज गुजारत, रह्यो दीनके दीन. ॥३२॥

મુસલમાન ધર્મની ગતિ સમજવી મુશ્કેલ છે. કારણ કે તેઓ રોમ (રૂંવાટાં) માત્રને ખુદાના અંગનો રૂહ (આત્મા) સમજીને રોજા આદિ ઉપવાસ કરે છે. છતાં ધર્મની દીનતા ટળી શકતી નથી.

अथरवेद अनुकरमीत, तेही भरमीत भव मांहांय;
अल्ला हील्लाही पोकारकै, नुरत जयलां सांयं. ॥३३॥

અથર્વ વેદનો અનુક્રમ લઈને તે સંસારમાં ભરમાયા છે. અલ્લા હીલ્લાહી પોકારીને કહે છે કે સાંઈ નુરતના ભરેલા છે.

नासुत मलकुत झभरुत लाहुत जीनुं अस्थांन;
हरदंम हजरत रही सदा, करत उनुं अविलांन. ॥३४॥

નાસુત, મલકુત, જબરૂત અને લાહુત આ ચાર એમનાં મકાન છે. સદાને માટે દમમાં હાજર રહી તેનું અવિલાન કરે છે.

नेकी बदी सुनावत, साबुत कहत ईमांन;
जीवते जीव हलालकु, करतन त्रास हेवांन. ॥३५॥

નેકી એટલે નીતિથી ચાલવું અને બદી એટલે આ અનીતિ છે, એવું સંભળાવે છે. અને ઈમાનને સાબિત રાખે છે, પણ જીવતા જીવને હણતાં એમને ત્રાસ આવતો નથી.

जबते मर्मन जांनही, सबरुहु सरजंन सांय;
तबते महेर न लावत, जीवत्ये जीव हंन तांय. ॥३६॥

બધા જીવો સર્જનહારના છે એ મર્મને તેઓ જાણતા નથી. અને તેથી તે મહેરબાની લાવતા નથી અને જીવતા જીવને હણતાં એમને ત્રાસ ઉત્પન્ન થતો નથી.

जीनकु अल्ला कहतही, नुरतनु अंबार;
हिंदु कहत निरंजन, दोहुंनके एक सार. ॥३७॥

જેને તેઓ અલ્લા કહે છે તે તેજના પ્રકાશરૂપે માને છે. અને હિંદુઓ તેને નિરંજન કહે છે. એ બન્નેનો સાર એક છે.

एक कहतही जोत्यही, एक कहत तीनुं नुर;
आपनुं आंप निजपति पद, सो लक्ष लहत न भुर. ॥३८॥

એક તેને જ્યોતિ કહે છે અને બીજો તેને નૂર કહે છે. પણ નિજસ્વરૂપ અને કર્તાપદનો લક્ષ તેઓ ભૂચર મતિવાળા હોવાથી, જાણી શકતા નથી.

सरियेत त्रीखत हकीगत, चोथे मारफत मांहांय;
प्रोक्ष राह मांही पची रहे, निजरुहु बुझत नांहांय. ॥३९॥

સરિયત, ત્રિખત, હકીકત અને મારફતના પરોક્ષ રસ્તામાં પચી રહ્યા છે. પણ પોતાની રૂહુને જાણતા નથી.

निज रु हु करीमा कादर, बीनुं हाल फुरमांन;
काजी मुल्लां कया कीये, पढी कतेब कुरांन. ॥४०॥

પોતાની રૂહુ જેનાથી હાલ શરીરનાં બધાં તત્ત્વો સ્ફુરાયમાન થયાં છે તે અને પતિપદ જાણ્યા વગર કિતાબ અને કુરાન પઢીને શું કર્યું?

बीनुं तेहेकीत अपनी रुहु, लह्ये बीनुं दरवेस;
ओरु खावंन खोजा नहि, क्याहा कीन धरी भेस. ॥४१॥

પોતાની રૂહુને (આત્મા) જાણ્યા સિવાય દરવેશ (સાધુ) થાય તે નકામું છે. વળી પોતાના ખાવન (ખુદા)ને જાણ્યા નહિ તે વેશ લેવાથી શું ફાયદો છે ?

मुसलमांनके दीनकी, नीति निपटज नित;
दातंन पाले गौहने, देखो अकल अनित. ॥४२॥

મુસલમાનના દીન ધર્મની બેશરમ નીતિ જણાવી. તે દાતણ ભાગતાં ખુદાની રૂહુ દુભાય છે એમ કહે છે. પણ તેમની અક્કલ તો જુઓ કે તેમને ગૌ હણતાં ત્રાસ થતો નથી.

या विधके डहापंन मही, निजगंम खोज न होय;
आपनुं आप रुहु कादर, जबी जांनत नहि कोय. ॥४३॥

એ રીતના ડહાપણમાં પોતાના સ્વરૂપની ખોજ હોઈ શકે નહિ. માટે જ પોતાનું સ્વરૂપ અને તે સ્વરૂપના કર્તાને જાણી શકતા નથી.

ज्ञांनीके लक्ष नीरगुन, ब्रंह्म संततर साव;
नांम रुप ओरु गुन पर, अंतर धरत अभाव. ॥४४॥

જ્ઞાની પુરુષનો લક્ષ નિર્ગુણ અને સર્વવ્યાપક સર્વત્ર એક જ બ્રહ્મ છે. એ કારણે નામરૂપ અને ગુણ ઉપર અંતરને વિષે અભાવ ધરે છે.

नास्तीकु नीरमीत नहि, आस्ती कहत अपेख;
उभये पद प्राप्ति बीनुं, भव भरमावीक भेख. ॥४५॥

જે નાસ્તિક છે તે ચૌદલોકના નાશવાન પદાર્થો છે તેનો નિર્ણય કરી શક્યા નથી, અને જે આસ્તિક છે તે સમજી શક્યા નથી એટલે આસ્તિક અને નાસ્તિક બન્નેએ પદની સમજ વગર જગતને ભરમાવેલું છે.

निरगुण नरणवी नवशके, शीर गुण करत समेट;
येसे ज्ञांन विटंड के, वेस भरनके पेट. ॥४६॥

નિર્ગુણનો નિર્ણય કરી શક્યા નથી તે પહેલાં સગુણ સમેટવું એટલે સગુણની બાબતમાં કંઈ છે જ નહિ એમ માનવું એ વિટંડી જ્ઞાન હોઈ માત્ર સાધુતાભર્યો ભેખ પેટ ભરવા પુરતો જ છે.

अहं ब्रंह्म मुखसे कहे, पढ पढ सांख्य वेदांत;
निज अनुभव नहि एही मम, तो क्यौं पावही स्वांत्य. ॥४७॥

સાંખ્ય અને વેદાન્ત શાસ્ત્ર ભણી ભણીને માત્ર 'અહંબ્રહ્મ' મુખથી કહેતાં શીખેલા છે, પણ નિજ સ્વરૂપનો અનુભવ નથી તો શાન્તી ક્યાંથી અને કેવી રીતે મળે ?

एकाएकी भव विषे, फरत भेख चकचुर;
दांम चांमदलमे नहि, तो क्यौं भटके भूर. ॥४८॥

જગતભરમાં અનેક ભેખધારી સંત-મહંતો ચકચૂર થઈ ફરે છે. જો તેમના દિલમાં સ્ત્રી અને ધનની લોલુપતા ન હોત તો શા માટે ભટક્યા કરત ?

मांन बडाई जक्तकी, लेन रहे निरलेप;
उपली चाल देखावंन, पण अंतरमें लेप. ॥४९॥

જગતના માન અને બડાઈથી અમે નિર્લેપ છીએ એવું ઉપલક ચાલથી દેખાડે છે, પણ તેઓના અંતરનો લેપ (લુબ્ધપણું) ગયો હોય એમ જણાતું નથી.

लेप नहितो क्यौं फरे, उतईत दोरादोर;
सेवा संगना संतकी, निजतंन कारंन फोर. ॥५०॥

જો કદાચ અંતરમાં જગતનું લુબ્ધપણું ન હોય તો જ્યાં ત્યાં દોડાદોડ શું કરવા કરે ? અને ઉપદેશમાં સંતની સેવા કરો એમ કહે છે. વળી આમ કહેવાનું કારણ પોતાના શરીરને પૂજવાનું છે.

आचारजके बचंनसे, कथन ज्ञांन करी मोहोट;
बीनुं अनुभव धरीके फीरे, म्रखामांन शीर पोट. ॥५१॥

આગળ થઈ ગયેલા આચાર્યોના વચનો ઘણાં મોટા છે એમ કહે છે, પણ અનુભવ સિવાય વચનોરૂપી બોજો માથે વ્યર્થ ધારણ કરેલો જણાય છે.

आचारज व्यासादिक, जीनके वचन वेदांन्त;
तेही गंमसे ज्ञांनी सबे, सुनी सुनी होत सतंत. ॥५२॥

વ્યાસની આદ્ય લઈને જે આચાર્યો થયા તેમનાં વચન વેદાંત છે, અને સર્વજ્ઞાનીઓ તે વચનના જ્ઞાનની ગમને સાંભળી સાંભળીને સ્વતંત્ર થયા છે.

तेही सतंतर के मते, गनत न पाप न पुंन्य;
अण समझे उनमत फरे, ज्यौं वादी गत्य शूंन्य. ॥५३॥

તે વેદાંતના સ્વતંત્ર મતે કરીને પાપ-પુણ્ય ગણતા નથી, તે તો માત્ર સમજ્યા વગર પોતાના મનના મત પ્રમાણે શૂન્યવાદી જેવા ફરે છે.

सुन्य वादी सरखा सबे, ज्ञानी भर सब कोय;
आपनुं आप निजपतिपद, जीनु दरशा नव होय. ॥५४॥

વેદાંતના સર્વ જ્ઞાનીઓ શૂન્યવાદી જેવા છે, કારણ કે તેમણે પોતાનું સ્વરૂપ અને પતિપદ દર્શેલાં હોતાં નથી.

मध्यम ज्ञांनीकी गंम, जेही जंम कही सुनाय;
अब उत्तम ज्ञांनी कहुं, सुनो संत गति ताय. ॥५५॥

હે સંતગતિના સંતજનો, મધ્યમ જ્ઞાનીઓની ગતિ કહી હવે ઉત્તમ જ્ઞાનીઓની ગતિ કહું છું તે સાંભળો.

उत्तंम के अविलोकन, भाग त्याग करी भिन्न;
सांख्य जोग जुगते जीनुं, चितवंनकु तंन चिंन. ॥५६॥

સાંખ્યશાસ્ત્રનું અવલોકન કરી, શરીરના તત્ત્વોના ભાગ ત્યાગની લક્ષણાની યુક્તિ પ્રમાણે ચિંતવન કરી, શરીરને ઉત્તમ જ્ઞાનીઓએ ચીનેલું છે.

क्षीति जल पावक पवंनही, शुन्य सहित तत संच;
एही तंनके वैभागही, पोखत पंचे पंच. ॥५७॥

પૃથ્વી, જલ, અગ્નિ, પવન અને આકાશ એ શરીરના તત્ત્વ વિભાગને બહારનાં પંચ તત્ત્વો પોષણ આપે છે.

अवनी मेलाई अवन्यमे, तोय मेलावत तोय;
पवने पवंन नभे नभ, तेजे तेज समोय. ॥५८॥

પૃથ્વી પૃથ્વીમાં, જળનો મેળાપ જળમાં, પવન પવનમાં અને આકાશ આકાશમાં તથા તેજ તેજમાં મળી જાય છે.

पंचे पंच मेलायकै, या विधसे तंन औय;
चैतंनसे चैतंन मीली, अहं ब्रंह्म केहे शोय. ॥५९॥

આ પ્રમાણે શરીરનાં પાંચે તત્ત્વ મહા પંચ તત્ત્વમાં મળીને તથા ચૈતન્યને ચૈતન્યમાં મેળવીને 'અહં બ્રહ્માસ્મિ' કહેનારાઓ પોતાને બ્રહ્મરૂપ માને છે.

मुंवा पीछे कुन अवतरे, कोहो कुन भुक्ते कंर्म;
वहीत विटंडी थै फरे, या विध्यके लही मर्म. ॥६०॥

મુવા પછીથી કોઈ અવતરતું નથી તેમજ કર્મ ભુક્તમાન કરવાં પડતાં નથી. આ પ્રમાણે મર્મ સમજીને જગતની અંદર વિતંડાવાદનો બોજો લઈને ફરે છે.

पण चैतन नहि आपनपु, निजपति ब्रंह्म न सोय;
जब तीनके एकतायसे, अंश मुक्त नव होय. ॥६१॥

પણ ચૈતન્ય આપનપુ એટલે પોતાનું સ્વરૂપ નથી, અને બ્રહ્મ નિજપતિ નથી. જેથી ચૈતન્ય અને બ્રહ્મની ઐક્યતાથી અંશ મુક્ત થઈ શકતો નથી.

तत्त्व मीले ज्यौं तत्त्वसें, यौं चैतंन ओरु ब्रंह्म;
ए दोहु न के साक्षीयंनके, तेहु जानत नहि मंर्म. ॥६२॥

જેમ તત્ત્વ તત્ત્વમાં મળી ગયાં તેમ ચૈતન્ય બ્રહ્મમાં મળી ગયું. પણ આ બન્નેનો જે સાક્ષી છે તેનો મર્મ જાણ્યો નથી.

जेही साक्षी निज आपनपु, निजपति अंश अलेख;
चैतन ओरु चिद् ब्रंह्मके, जांननहार सलेख. ॥६३॥

તે જ સાક્ષીનું નામ આપનપુ છે અને તે જ નિજપતિનો અલખ અંશ છે. અને તે ચૈતન્ય અને ચિદબ્રહ્મ એ બન્નેને જાણીને લેખ લખનારો છે.

तेही जांनन जांन्ये बीना, ज्ञांनी सकल उमंग;
ज्यौं पति बीनुं कुवारिका, मोद धरत करी स्वांग. ॥६४॥

તે જ સર્વ જાણને જાણનારો છે, એમ જાણ્યા સિવાય પણ ભવભ્રમરના સર્વ જ્ઞાનીઓ જેમ પતિ વગરની કુંવારિકા શણગાર સજીને આનંદ કરે છે તેમ પોતે ઉમંગ રાખે છે.

एकही ब्रंह्म सतंतर, मुखसे कहत जनाय;
सुनकादिक सुख तरी गये, तो क्यौं जक्त रहाय. ॥६५॥

બ્રહ્મજ્ઞાનીઓ મુખદ્વાર જણાવે છે કે એક જ બ્રહ્મ સ્વતંત્ર સર્વવ્યાપક છે. તો પછી શનકાદિકો તથા શુકદેવ વિગેરે ભવ પારંગત થયા છતાં જગત તેમનું તેમ શા માટે રહી ગયું?

एक होय तो सब तरे, संत सहित संसार
आन्य विना कुन उगरे, भुगतत नरक मोझार. ॥६६॥

સર્વ એક જ સ્વતંત્ર બ્રહ્મરૂપ હોય તો સંત અને સંસાર સર્વ તરી જવાં જોઈએ. કારણ બ્રહ્મ સિવાય બીજો કોઈ ઉગરતો નથી. તો પછી નરક તરફ કોણ જનાર છે?

ओरु संत अगनीत घने, भये मुक्त होय शीव;
एक हुता तो क्यौं रहया, आंन्य सकल सबजीव. ॥६७॥

અનેક સંતજનો મુક્ત થઈ શિવરૂપ થયેલા છે એમ ગણત્રી થયેલી છે. જો સર્વ એકત્ર સ્વતંત્ર બ્રહ્મ હતા તો બાકીના બીજા જીવગતિના શા માટે રહ્યા?

रांम कृष्ण व्यासादीक, कपील देवदत्त रुप;
अष्ट वक्र शंकर धर, भये ईष्ट भवभुप. ॥६८॥

રામ, કૃષ્ણ, વ્યાસ, કપિલદેવ, દત્તાત્રય, અષ્ટાવક્ર, શંકર અને શેષની આદ્ય લઈ એ સર્વ જગતના ઈષ્ટ ભૂપ (મોટા અધિકારયુક્ત ધર્મના સ્વતંત્ર રાજા) જેવા થઈ ગયા છે.

वेद पुरांन प्रसिद्ध पद, जांनत सब महिमाय;
एक हुते क्यौं ना भये, सकल जीव संमताय. ॥६९॥

ઉપર જણાવેલા મહાપુરુષો વેદ અને પુરાણોમાં પ્રસિદ્ધ છે. અને તેમનો મહિમા સર્વલોક જાણે છે. જો સર્વ એક જ બ્રહ્મરૂપ હોત તો જગતભરના સર્વ જીવો તેમના જેવા કેમ ન થયા ?

मछ कछ वैहेरा व्याघ्रही, पशु जोन्य अवतार;
एक हुते क्यौं ना भये, ओर पशु संम तार. ॥७०॥

મચ્છ, કચ્છ, વરાહ અને વ્યાઘ્ર એ પશુ યોનિમાં અવતાર પામ્યા છે. જો સર્વ એક બ્રહ્મરૂપ હોત તો પશુ આદિ કેમ ન તરી ગયાં ?

कोईक संत जबी कहतही, अखिल ब्रंह्म संसार;
निगंम आंमन्या क्यांहां रही, तब शिखदेवन सार. ॥७१॥

જો કોઈ સંત કહે કે અખિલ સંસાર બ્રહ્મરૂપ છે, તો પછી નિગમની સર્વ લોકને શિખામણ આપવાની આમન્યા ક્યાં રહી શકે ?

एक तांहां कोहो केहुंनकु, समझे ओर समझाय;
सकल ज्ञांनगंम साहस्तर, कीनेहु कवन उपाय. ॥७२॥

જો સર્વત્ર એક જ સ્વતંત્ર બ્રહ્મ હોય તો કોણ કોને સમજે અગર સમજાવી શકે ? વળી સર્વ પ્રકારના જ્ઞાનની ગમ આપનાર જે શાસ્ત્ર તે શા ઉપાયને માટે કહેલાં હશે ?

को अज्ञांनी तेहुनकु, लक्ष लखावंन ज्ञांन;
कहंनहार ज्ञांनि कोहो, एक मांही अविलांन. ॥७३॥

તમે કહેશો કે કોઈ અજ્ઞાનીને લક્ષ સમજાવવા જ્ઞાન કહેલું છે, તો કહો કે કહેનાર જ્ઞાની એક બ્રહ્મમાં વંદન કોનું અને કેમ કરીને કરાવી શકશે ?

पुनी एक मांही भिन्न भिन्न, सुखदुःख कुन भुगतंत;
चहे जीव संम ईश्वर, जो होय एकही तंत. ॥७४॥

વળી એક સ્વતંત્ર બ્રહ્મ હોય તો ભિન્ન ભિન્ન પ્રકારનાં સુખ-દુઃખ કોણ ભોગવશે ? કારણ જો સર્વ બ્રહ્મરૂપ હોય તો જીવ ઈશ્વર એક જ ગતિના હોવા જોઈએ પણ તેમ દેખાતું નથી.

सबके तंन एक सरीखे, जीव ओरु ईश प्रजंत;
जीवगत कछु न जांनत, ईश्वर गति सतंत. ॥७५॥

વળી સર્વ એક બ્રહ્મરૂપ હોય તો જીવ ઈશ્વર પર્યંતનાં સર્વ શરીરો એક સરખાં હોવાં જોઈએ, છતાં એ પ્રમાણે ન હતાં. જીવગતિમાં કંઈ પણ જાણ નથી; અને ઈશ્વરગતિ સ્વતંત્ર છે. આમ ભિન્નતા દેખાવી ન જોઈએ.

एक होय तो सबंनकी, गति सतंतर ह्रोय;
जीव ईश्वर ल्यहु सरभर, अधिक न्यून नहि कोय. ॥७६॥

સર્વ એક બ્રહ્મ હોય તો જીવ અને ઈશ્વરની સ્વતંત્ર સર્વજ્ઞ ગતિ હોય અને અધિક ન્યૂન ભિન્નતા હોવી જોઈએ નહિ.

एक होय तो एही विधि, चहे सतंतर सोय;
या तो सब भिन्न भिन्न लंगे, अधिक नूंन्य जग जोय. ॥७७॥

ઉપર પ્રમાણે એક સ્વતંત્ર બ્રહ્મ હોય તો સર્વની ગતિ એકસરખી હોવી જોઈએ પણ તેમ નહિ દેખાતાં જગત અધિક ન્યૂન ભિન્ન ભિન્ન જણાય છે.

तबते सब ज्ञांनी गुनी, परमहंस लयहुं ताय;
एक ब्रंह्म जेही कहतहो, कोहो अनुभव तीनुं न्याय. ॥७८॥

એટલા જ માટે પરમહંસની આદ્યે લઈને જ્ઞાની અને ગુણીજનો જે એક બ્રહ્મ કહો છો તેનો અનુભવ ન્યાય સહિત કહો.

अनुभव करे तो ब्रंह्म ल्यौं, एकता करी देखाय;

पण जीव ईश्वर भिन्नता, भाविक भरम न जाय. ॥७९॥

જો કદાચ અનુભવ કરો તો બ્રહ્મમાં જુદાપણું કહેવાય; માટે એકતા કરી દેખાડો. વળી એથી જીવ ઈશ્વરની સ્વાભાવિક ભિન્નતા વિષેનો ભ્રમ પણ જતો નથી.

एसेही ब्रंह्म सिद्धांतमे, जेही ज्ञांनी उमंगाय;

आपनुं आप निजपतिपद, जबी जांनत नहि ताय. ॥८०॥

એવી રીતે બ્રહ્મ સિદ્ધાંતના જ્ઞાનમાં જે જ્ઞાનીઓએ ઉમંગ માનેલો છે તે પણ પોતાનું સ્વરૂપ અને નિજપતિપદ જાણી શકેલા નથી.

कोई रसना उलटी करी, तालुक अग्र लगाय;

उनमुनि धरी थीर बेठत, आसन अंत जमाय. ॥८१॥

કોઈ રસના એટલે જીહ્‌વાને ઉલટી વાળીને તાળવાના અગ્રભાગે લગાવીને ઉન્મૂનિ અવસ્થામાં સ્થિર થઈ અચળ આસન જમાવી બેસે છે.

कंठे डुगडुगी लगी रह्ये, उतईत कछु न भांन;

धारा अम्रत गंगकी, ताय करत जेही पांन. ॥८२॥

તાલુસ્થાને ડુગડુગી એટલે જીહ્‌વા લગાવીને બેસી રહેવાથી આજુબાજુનું કંઈ ભાન રહેતું નથી. માત્ર બ્રહ્મરંધ્રમાંથી ઝરતું અમૃતપાન કરે છે.

शून्य शीखर सरभर तणी, अमृतसागर लहेर;

रसशल्या रसनापर, झरत अहोनिश सेर. ॥८३॥

શૂન્યશિખરમાં સરભર ભરેલી અમૃતસાગરની લહેર છે. સરશલ્યા એટલે બ્રહ્મરંધ્રમાં આવેલા દેવતાઈ પહાડમાંથી તે રસની ધારા જીહ્‌વા ઉપર અહોરાત્રિ ઢળે છે.

तेही कारणही लगावत, रसना तालुक तंत;
सुर सलीता अंमृततणी, अरसथकी अचवंत. ॥८४॥

બ્રહ્મરંધ્રના શિખરમાં અંતરિક્ષથી આવતી જે દિવ્ય સરિતા એટલે અમૃતપાન તેનું આચમન કરવાના કારણે જીહ્‌વાને તાલુના છિદ્રમાં લગાવે છે.

प्रेम पसीन पुलकित तंन, रोम रोम ररंकार;
गद गद कंठे गलीत चित, रेहे रसबस एकतार. ॥८५॥

શરીરમાંના પોલાણમાં પ્રસન્ન ચિત્તે રોમ રોમ પ્રેમને ભરી રરંકારનો ધ્વનિ લગાવે છે. તથા ગળગળો થઈને અને ચિત્તને ગલિત કરી એકમેક થઈને તારને તુટવા દેતો નથી.

ओरु चैतंन सुध सागरे, वृत्ति सरल अनुसुत;
रहत सदा एकता मली, माहाद मते मदभुत. ॥८६॥

શુદ્ધ સાગરરૂપ ચૈતન્ય બ્રહ્મવૃત્તિ સરલ અનુસૂત રૂપે એકમેક મળી મહામતે કરીને મજબૂત વળગી રહે છે.

एही विधिके साधंन धंन, तंन मंन करी खुरबान;
प्रोक्ष परमपद पावंन, अरपी रहेउ निजप्रांण. ॥८७॥

ઉપર કહેલી વિધિ પ્રમાણે તનમન કુરબાન કરીને સાધન સાધનાર સાધકને ધન્યવાદ છે, તે પરોક્ષ પરમ પદની પ્રાપ્તિની ઈચ્છાએ નિજપ્રાણને અર્પણ કરી રહ્યા છે.

ओरु अंमृत पीवंन फल, जेही प्रापत्यं पुनी थाय;
बीनु अंनजल केतेहीदीन, अमर रहत तीनुं काय. ॥८८॥

અમૃત પીવાનું ફળ એટલું જ છે કે અન્ન, જલ વગર ઘણો કાળ જીવી શકાય છે.

तंन राखंन फल प्रोक्ष की, कही साधन विधि सोय;
आपनुआप निजपतिपद, तेही जांनत नहि कोय. ॥८९॥

શરીર ઘણો કાળ રાખનાર પરોક્ષપદના સાધનની વિધિ કહી, છતાં તેનાથી પણ આપનપુ અને પતિપદ જાણતા (યાને જણાતું) નથી.

शून्य शिखर घर की गंम, जो जांनही कोई संत;
सुने नाद अनहद्य धुनि, निरखत जोत्य प्रजंत. ॥९०॥

કદાચ જો કોઈ સંત શૂન્યશિખર ઘરની ગમ જાણે તો અનહદ નાદનો ધ્વનિ સાંભળી શકે તથા જ્યોતિ નારાયણને નિરખી શકે. તથાપિ તે પદ પરોક્ષ છે.

जेही आगे हंम कही गये, जोत्य नाद झनकार;
एही नीरखत पद प्रोक्षके, लहेनां नीरखंनहार. ॥९१॥

અનહદ નાદનો ધ્વનિ તથા જ્યોતિ નારાયણને શૂન્ય શિખર (બ્રહ્મરંધ્ર)માં જે નિરખે છે, તે નિરખનારો તેનાથી પરોક્ષ છે. એવું હું આગળ કહી ગયો છું. પણ તે નિરખનાર કોણ છે ? તે તેણે જાણ્યો નથી.

शून्य शीखर घरकी परे, माहा शूंन्य शीखर अनुप;
अमीत शिखर तीनकी परे, जुगमे कोईक जनुप. ॥९२॥

શૂન્યશિખર ઘરની પર મહાશૂન્ય શિખર છે કે જેની ઉપમા આપી શકાય તેમ નથી તે છે. તેના પર અમિત શિખર છે. જેને જગતમાં કોઈક જ જાણી શકે છે.

परम प्रकाश शीखर पुनी, अमीत शीखर शीर तंन;
घंभीरा शीखरे सबे, सब शीखरंनके अंत. ॥९३॥

અમિત શિખરની પર પરમ પ્રકાશ શિખર છે, અને તેના ઉપર ગંભીરાશિખર છે જે સર્વ શિખરની છેવટે છે.

गंभीरा जेही शीखरही, घुढगत घेहेर गंभीर;
सब शीखरन शीर अविगत, आद्य अंत बिनुतीर. ॥९४॥

ગંભીરા શિખર કે જેની ગતિ ગૂઢ, ઘેરી અને ગંભીર છે. તે સર્વ શિખરના શિરે અવિગતરૂપે હોઈ આદ્ય અંતની પાર છે.

शून्य माहाशून्य ही अमीतपुनी, परम शीखर शीरताय;
गंभीरा शीखर कोई, सकल भेदी जबी जाय. ॥९५॥

શૂન્ય, મહાશૂન્ય અને અમિત શિખરની પાર પરમ પ્રકાશ શિખર છે. અને તે ઉપર ગંભીરા શિખર છે, જ્યાં સર્વને ભેદી કોઈક જઈ શકે છે.

तीनुं गति धेहेर गंभीर ही, छकीत सदा गलतांन,
रहत रचीत उनमुनी वत, गंभीरे शीखरांन. ॥९६॥

ગંભીરા શિખરમાં જનાર કોઈ મહાપુરુષની ગતિ ઘેરી ગંભીર (અતિ સ્થિર) હોઈ તે ગંભીરા શિખરમાં છક (ચકિત-દિગ્મૂઢ) થઈ જાય છે, અને ત્યાં તે હંમેશાં ગુલતાન એકમેક રૂપે રહી ઉન્મૂનિવત્ દશામાં રહે છે.

पंच शिखर सफुरन जीनुं, ओरु पुनी तीनके वेत;
भिन्न भिन्न जांनत जेही, गंभीरा शीखर समेत. ॥९७॥

પંચશિખરની સ્ફુરણાને જાણીને તે જાણનો વેત્તા થયો હોય તે મહાપુરુષ ગંભીરા શિખરની આદ્ય લઈ ભિન્ન ભિન્ન પ્રકારના અનંત જ્ઞાનને જાણી શકે છે.

पंच शिखर घरकी ग्यंम, अनुभव करन विचार;
जेही द्दष्टा एही सबनके, तेहीन लहत ततसार. ॥९८॥

પાંચ શિખરના ઘરની ગમનો જેણે વિચાર કરીને અનુભવ કર્યો નથી તે જન સર્વશિખરની પર્યંત આવેલી દૃષ્ટિના દ્રષ્ટાનો સાર જાણી શકશે નહિ.

जेही द्दष्टा निज आपनपु, तेही न लह्यो जबीभेव;
तो तीनकु निजपतिपद, क्यौं पावत अहंमेव. ॥९९॥

જેને દ્રષ્ટા કહેવામાં આવે છે તે જ આપનપુ પોતે અંશ છે. તેનો લક્ષ જાણ્યા વગર નિજપતિપદ પામવાનો અહમેવ કેવી રીતે પાર પડી શકે ?

तेही गंभीरा शीखरमे, गति गंभीर जमाय;

निज तारीक मंतर जपे, जेही तंन मंन जंन लाय. ॥१००॥

તે ગંભીરા શિખરમાં ગતિને ગંભીર સ્થિર કરીને પરમગુરુના તારક મંત્ર (લક્ષાર્થ)નો તનમન અર્પીને જાપ જપે તોપણ-

तेही न जांनत आपनपु, जेही निज जप जपनार;

निज तारक मंतरनके, जीनुं प्रोक्ष प्रतियार. ॥१०१॥

જે જાપ જપનાર છે તે નિજ સ્વરૂપ આપનપુને જાણતો નથી ! કેમકે તારકમંત્ર ઉપરની પ્રતીતિ પરોક્ષ જ્ઞાનને આપવાવાળી છે.

निज कहेतां जेही आपनपु, तिनके तारन सोय;

निज तारक मंतर तेही, सुनो संत सब कोय. ॥१०२॥

નિજ એટલે પોતાનું સ્વરૂપ તે સ્વરૂપની સાથે જે લક્ષાર્થથી ઐક્યતા થાય તેને તારકમંત્ર કહેવાય. તે વિષેની હકીકત હે સંતજનો, સાંભળો.

तब तेही तारक मंत्रही, जेही निज करी जपनार;

निज तो आपनु आपनपु, मंत्र प्रोक्ष अनुसार. ॥१०३॥

તે તારકમંત્રને જે પોતાનો કરીને જપનાર છે, તે જપનારો આપનપુ છે. અને જે તારકમંત્ર છે તે પરોક્ષ છે.

जेही जीनु ईष्ट उपासना, तेही मापस जप कीन;

भिन्न भिन्न बहु भव विषे, अगनीत मंत्र सजीन. ॥१०४॥

જેના જે ઈષ્ટ દેવની ઉપાસના છે, તેના તે દેવનો જાપ માપવાળો છે. જેમકે જે વિષ્ણુનો જાપ છે તે શિવને પહોંચતો નથી અને શિવનો વિષ્ણુને પહોંચતો નથી એવા માપવાળા અગણિત ભિન્ન ભિન્ન મંત્રો જગતમાં સર્જાયેલા છે.

तेसेही निजतारक जप, ओर मंत्र थकी मोहोट;

पण निजपति ओरु आपनपु, ताबीच करनकु ओट. ॥१०५॥

તેવી જ રીતે સર્વ મંત્રોથી તારક મંત્ર મોટો છે. તો પણ તે નિજપતિ અને પોતાના સ્વરૂપની વચ્ચે પડદો રાખનારો છે.

गंभीरा जेही शीखर्के, ओरु निज तारक जाप;
एही उभये परकाशीक, तेही निज आपनुं आप. ॥१०६॥

જે ગંભીરાં શિખર છે તે, અને જે નિજ તારક જાપ એ બન્નેનો જે પ્રકાશક તે જ પોતાનું આપનુંઆપ છે.

मंत्र सजीव जपनारसे, जपतां होय जबाप;
नहितो जडना जड सदा, जे ते भरकुल जाप. ॥१०७॥

મંત્ર જપનારાઓથી મંત્રો સજીવ છે, જો જપનાર ન હોય તો મંત્ર જડ લેખાય અને મંત્ર કંઈ કરી શકે નહિ.

अष्टादश खट नवलहु, कागद लीखे कुरांन;
धरी रखे बोले नहि, आप निगंम पुरांन. ॥१०८॥

અઢાર પુરાણ છ શાસ્ત્ર તથા કુરાન વિગેરે કાગળો ઉપર લખાયેલા છે, તે પુસ્તકો પહોળા કરીને રાખી મૂકીએ તોપણ તેમાંથી કોઈ પણ બોલી શકશે નહિ.

वंचे जबी वंचावही, मंत्र सहित सब वांण;
तबते वंचनहार ही, सकल जाप जुग जांण्य. ॥१०९॥

જે વેદ આદિ મંત્રો તથા અન્ય સર્વ પ્રકારની વાણી વાંચે અગર વંચાવે તે સર્વ પ્રકારના જાપની યુક્તિને જાપ જપનારો જાણી શકે છે.

निगम आद भव भरजंनके, मंत्र सहित करनार;
ओरु सहित निजतारक, जेही जाप जपनार. ॥११०॥

ભવભરના મનુષ્યોની આદિ લઈ જે નિગમ તથા મંત્રો અને તારક જાપ જપનાર.

तेही जाप जपनार की, खोज बिना सब खोट;
भवजल अंत न आवही, जपत जाप कही कोट. ॥१११॥

તે જાપ જપનારની ખોજ કર્યા વગર ખોટ પૂરી થાય તેમ નથી. વળી ભવજલનો અંત પણ આવે નહિ. અર્થાત્ જપનારને જાણ્યા વગર જો કે કરોડો જાપ જપે તોપણ ખોટ સમાય તેમ નથી.

एही विधि मंत्र सकल जेही, निज तारक जप आद्य;
पद पावंन जुगधर जंन, जपत जाप पर स्वाद्य. ॥११२॥

ઉપર પ્રમાણે મંત્રો તથા તારક જાપની આદ્ય લઈને જગતને ધારણ કરનાર પરમેશ્વરના પદને પામવાની ઈચ્છા રાખનાર મનુષ્યો પરાધીન જાપને જપે છે.

जब तेही परस्वाधिन जंन, जपत जाप होई दीन;
आपनुं आप निज पतिपद, तबते तेहु न चिन. ॥११३॥

મનુષ્યો મંત્રોને સ્વાધિન થઈ દીનતાપૂર્વક જાપ જપે છે. એથી જ પોતાનું સ્વરૂપ અને પતિપદ જાણી શક્યા નથી.

कोई पकडत न्हेः अक्षर, सार शब्द पुनी सोय;
कोई कहत घर रहेतही, निज गुरु गंमपद ओय. ॥११४॥

કોઈ ન્હેઃ અક્ષર, તો કોઈ સાર શબ્દ, તો કોઈ રહેત ઘર, એમ જુદાં જુદાં પકડી, એ જ ગુરૂગમ પદ છે, એમ માની અટકેલા છે.

सार शब्द सोही शब्द हे, सकल शब्द सीरदार;
न्हेः अक्षर पण अक्षर, सकल अंक किरतार. ॥११५॥

સાર શબ્દ તે પણ સર્વ શબ્દોનો સરદાર શબ્દ જ છે. ન્હેઃ અક્ષર તે પણ અક્ષર હોઈ સર્વ અક્ષરોનો કરનાર તથા, —

कहत रहेत घर तेही घर, सब घरके शीर मोहोट;
आपनु आप पतिपद बीनु, ए सब खाली चोट. ॥११६॥

રહેત ઘર તે પણ ઘર હોઈ સર્વ ઘરોથી મોટું ઘર છે, એ બધા મુદ્દાની ચોટ ખાલી છે. કારણ કે તેમાં પોતાનું સ્વરૂપ તથા પતિપદ નથી.

जेतने भर जप कारन, ध्यांन धरत दरसाय;
आपनु आप निजपतिपद, तीनमे नहिन कहाय. ॥११७॥

જ્યાં લગી કારણરૂપે જપ છે. અને ધ્યાન ધરતાં જે દેખાય છે ત્યાં સુધી તેમાં સ્વસ્વરૂપ અને તેના કર્તા પણ નથી.

पांच तत्त्व ओरु गुणघण, माया ज्योतने ब्रंह्म;
एतने मे नहि आपनपु, नहि निजपति पद परंम. ॥११८॥

પાંચ તત્ત્વની આદે લઈ ગુણ, માયા, જ્યોતિ અને બ્રહ્મ એ સર્વમાં આપનપુ (નિજસ્વરૂપ) નથી અને નિજકર્તા પણ નથી.

निरगुण शीरगुण आतमा, परमातंम लहु सोय;
आपनुं आप निजपतिपद, जीनमे नहि कीनुकोय. ॥११९॥

નિર્ગુણ, સગુણ, આત્મા અને પરમાત્મા એ સર્વમાં આપનું આપ અને પતિપદ નથી.

दश ईन्द्रिय अंतःकरण, पंच कोश चहुंवांण;
यामे नहि निज आपनपु, पुनी निजपति नीरवांण. ॥१२०॥

દશ ઈંદ્રિયો, અંતઃકરણ, પાંચ કોશ અને ચાર વાણીમાં પણ આપનું આપ અને નિજકર્તા નથી.

अजंपा जप जेही प्रणवही, ररंकार ॐकार;
सोसद नहि निज आपनपु, नहि निजपति निरधार. ॥१२१॥

અજંપા જપ જે પ્રણવ, રરંકાર તથા ॐકાર, એ પણ નિજ આપનપુ તથા નિજકર્તા નથી.

जाग्रत सुपन ससोपती, ओरु तुरीया उनमुंन्य;
ईनमे नहि निज आपनपु, नहि निज पतिपद पुन्य. ॥१२२॥

જાગ્રત સ્વપ્ન, સુષુપ્તિ, તુરીયા અને ઉન્મુનિ એમાં આપનું આપ નહિ તેમજ નિજકર્તા પણ નહીં.

ज्ञांन भक्ति वैराग्यही, पुनही जोग अष्टांग;
एतनेमे नहि आपनपु, पुनी नहि निजपति अंग. ॥१२३॥

જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય અને અષ્ઠાંગયોગમાં પણ આપનું આપ નહિ તેમજ પતિપદ પણ નહિ.

स्थुल सुक्ष्म कारण महा, परम कारण लहु देह;
जीनमे नहि निज आपनपु, ओरु नहि निजपद छेह. ॥१२४॥

સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, મહાકારણ અને પરમકારણ એ પણ આપનુંઆપ નહિ અને નિજપદ પણ નહિ.

नाम रु प जीनके गुन, व्रती सहित विस्तार;
तीनमे नहि निज आपनपु, नहि निजपति शुभसार. ॥१२५॥

જેમાં નામ, રૂપ, ગુણ અને વૃત્તિનો વિસ્તાર છે. તેમાં આપનુંઆપ નહિ અને નિજપતિપદ પણ નહિ.

मांहां तत पुनी अहंकारही, क्षर अक्षर लहु साज;
ईनमे नहि निज आपनपु, नहि निजपति माहाराज. ॥१२६॥

મહાતત્ત્વ, અહંકાર, ક્ષર અને અક્ષર એમાં આપનુઆપ નહિ તેમજ નિજપતિપદ પણ નહિ.

शून्य शीखर ओरु महा शूंन्य, अमीत शीखर अनुसुत;
सोहीपण नहि निज आपनपु, नहि निजपति अद्भूत. ॥१२७॥

શૂન્યશિખર, મહાશૂન્ય શિખર અને અમીત શિખર અને અમીત શિખર એ પણ આપનુંઆપ નહિ અને નિજપતિ પણ નહિ.

परम प्रकाश शीखर जेही, कहत परम लक्ष सोय;
आपनुं आप निजपति पद, ईनमे नहि कीनुं कोय. ॥१२८॥

પરમ પ્રકાશ શિખર જે પરમ લક્ષ કહેવાય છે, તે પણ આપનુંઆપ તેમજ કોઈ નિજપતિપદ નથી.

ओरु गंभीरा शीखरही, जेही छेवट शून्य माहाद;
तेही पण नहि निज आपनपु, नहि निजपति प्रतिपाद. ॥१२९॥

ગંભીરા શિખર જે છેવટનું મહાશૂન્ય છે, તે પણ આપનું આપ નહિ તેમજ નિજપતિપદ પણ નહિ.

तंमपद, तदपद असीपद, सदचीद् आनंद व्याप;
तेही पण नहि निज आपनपु, नहि निजपति पदथाप. ॥१३०॥

તમ્પદ, તત્પદ, અસીપદ, સદ્, ચિદ્ અને આનંદ એ પણ આપનુંઆપ નહિ અને નિજપતિપદ પણ નહિ.

अयंम अहो निरमल निज, अहं ब्रह्म असीकीन;
सो लक्ष नहि निज आपनपु, नहि निजपति परवीन. ॥१३१॥

અયં અહો નિર્મળ અને અહંબ્રહ્માસ્મિ એ લક્ષ આપનુંઆપ નહિ અને નિજપતિ પદ પણ નહિ.

बावंन अंक सहित जेही, मंत्र जंत्र बहु भिंन्न;
जीनमे नहि निज आपनपु, ओरु निजपतिपद चीन. ॥१३२॥

બાવન અક્ષરની આદે લઈને જે ભિન્ન ભિન્ન મંત્ર-જંત્ર છે, તેમાં પણ આપનુંઆપ નહિ અને નિજપતિપદ પણ જણાશે નહિ.

निज तारक न्हेः अक्षर, सार शब्द घर रेहेत;
ईनमे नहि निज आपनपु, पुनी निजपति समेत. ॥१३३॥

ન્હેઃ અક્ષર, સાર શબ્દ અને રહેત ઘર એમાં પણ આપનુંઆપ નહિ અને નિજપતિપદ પણ નહિ.

अनहद नाद गगन धुनी, ब्रंह्म रुंद्र झंनकार;
सो सत् नहि निज आपनपु, नहि निजपति पद सार. ॥१३४॥

દશ પ્રકારની નાદધૂનિ અને બ્રહ્મરંધ્ર ઝણકાર એ આપનુંઆપ નહિ અને નિજપતિ પદ પણ નહિ.

परम हंश जेतने भर, असमी कीये पोकार;
सो असमी नहि आपनपु, ओरु नहि निज करतार. ॥१३५॥

જગતભરમાં જેટલા પરમહંસો થઈ ગયા તે બધાએ અસ્મિનો પોકાર કર્યો છે. તે અસ્મિ આપનપુ કે નિજપનિપદ નથી.

जेतने भर हंम कही गये, आपनु आप पति नांहांय;
द्दष्टा तेही तेही सबनके, सो आपनपु सबमांहांय. ॥१३६॥

આ અંગની શરૂઆતથી લઈ અહીં સુધી હું કહી ગયો છું તે એ છે, કે નિજ આપનપુ એટલે અંશનું સ્વરૂપ તથા નિજકૈવલ કર્તા ઉપર કહેલ સર્વમાં નથી પણ તેને નક્કી કરનાર જે દૃષ્ટિ તે દૃષ્ટિને ધારણ કરનાર જે દૃષ્ટા તેનું નામ આપનપુ છે, અને એ લક્ષણાએ આપનપુ સર્વમાં રહેલું છે.

एही आपनपु चर अचरके, उत ईतके द्रष्टाय;
तेही सब द्दष्टनके द्रीग, सो निजपति गतिराय. ॥१३७॥

ઉપર પ્રમાણે આપનપુ ચર-અચર એટલે ચૌદે લોકના ઘાટોમાં ભિન્ન ભિન્ન દ્રષ્ટારૂપે છે, અને તે ઘાટોના તમામ દૃષ્ટાઓનો જોનાર; નેત્ર સૂર્યવત્ ન્યાયે સર્વ સાક્ષીઓનો સાક્ષી, તે નિજપતિ ગતિનો રાજા છે.

जेही आपनपु ओरु पतिपद, संज्ञा देही दरशाय;
या विध्य के दुर्लभ लक्ष, कहो कीनसे सुनीपाय. ॥१३८॥

સંજ્ઞા દેવાથી આપનપુ અને પતિપદનું મૂળ સ્વરૂપ ઓળખાય છે. આ પ્રમાણેના દુર્લભ લક્ષની ગતિ કોનાથી સાંભળી પ્રાપ્ત કરશો ?

येसेही जो गति अद्भूत, जुगधर जांनत नांहांय;
आद्य अंत ओरु मध्य मही, आपनु आप जेही सांय. ॥१३९॥

એવી રીતની જે આપનપુની અદ્ભુત ગતિ તેને આદિ અંત અને મધ્યમાં કોઈ જાણતું નથી.

सो आपनपु ओरु पतिपद, निज गंम अति अजमाल;
रचेहु स्त्रष्ट जीनु अबलगी, कोहु न कीये संभाल. ॥१४०॥

આપનપુ અને પતિપદ વિષેની નિજગમ સૃષ્ટિ રચાઈ ત્યારથી તે આજદિન સુધી અતિ અજ (ગુહ્ય) રહેલી છે. જેની કોઈએ સંભાળ રાખી નથી.

जबी हम आयेहु तंनघर, कहन काज खुद खोज;
पठवायेहु निजपति जबी, आपनेही अंश परोज. ॥१४१॥

એટલા જ માટે ખુદ માલિકના અંશો પરવશ પડેલા છે એમ જાણીને ખુદની ખોજ કરવા મને અહીં મોકલ્યો છે.

जबी हम कहत पोकारही, निजपति परम सहेत;
मम संमंधी सब अंशकु, जांनीत सकल सखेत. ॥१४२॥

નિજપતિના પરમ હેતને લીધે હું પોકાર કરીને કહું છું, કારણ કે પતિપક્ષે સર્વ અંશો મારા સંબંધી છે. અને ચૌદલોક રૂપી ક્ષેત્રમાં વસતા સર્વ લોકો ઉપર નિજપતિનું હેત છે.

अंश सखेत जदीप मम, निजपति सरज संमंध;
तदीप कहत अति आग्रही, सकल मीटावंन द्वंध. ॥१४३॥

ભવરૂપી ક્ષેત્ર નિજપતિથી સર્જાએલું છે. અને તે ક્ષેત્રમાં વસતા સર્વ અંશો સંબંધમાં એકસરખા ગણાય છે. એ કારણે સર્વ અંધકારને મટાડવા હું અતિ આગ્રહપૂર્વક કહું છું.

द्वंद्व मीटावंन अंशके, अहंग लीन अवतार;
निजपति प्रजा परम वित्त, ताय करन भवपार. ॥१४४॥

અંશોનો અંધકાર મટાડવા મેં અહંગરૂપે અવતાર લીધો છે. તેનું કારણ નિજપતિની જે પ્રજા તેનું જે પરમવિત્ત, તે તેને સમજાવી ભવપાર ઉતારવાનું છે.

जेही निजपति परजाईत, सकल चराचर अंश;
जांनी सहोदर पति पखे, मम उर कहन आकेस. ॥१४५॥

આ બાજુની જે નિજપતિની પ્રજા તે સર્વ ચરાચર અંશ છે. તેમને પતિ પક્ષે સહોદર જાણીને બંધુ ધર્મે હું કહેવાની આકાંક્ષા (ઈચ્છા) રાખું છું.

अहंग सहित सब अंशके, एकही सरजंनहार;
जबही सकल मम बंधव, जाहां लहु पति विस्तार. ॥१४६॥

અહંગ (હું) સહિત સર્વ અંશો એક જ સર્જનહારથી સર્જાએલા છે, એટલે જ્યાં સુધી સર્જનહારનો જગતરૂપી વિસ્તાર છે. ત્યાં ત્યાં સુધી જગતમાં વસતા તમામ અંશો મારા બંધુઓ છે.

अहंग अंश मम सबनते, निजपति कीयेहु विशेष;
सरजे सकल सांमांन्यही, पुनही अंश भव भेष. ॥१४७॥

અહંગયુક્ત જે મારો અંશ તે નિજપતિએ સર્વ અંશોથી વિશેષરૂપે સર્જેલો છે. અને જે સામાન્ય અંશો ત્યાર પછી સર્જાએલા છે, તે જ આ જગતમાં વસેલા છે.

तेही भव अंश सांमांन्यकु, व्यापत अति अज्ञांन;
आप सहित पतिपद लहु, रहत नहि जीनु ज्ञांन. ॥१४८॥

જગતના તે સામાન્ય અંશો અતિ અજ્ઞાનતામાં વ્યાપેલા છે. જેથી કરીને પોતા સાથે નિજપતિના જ્ઞાનરહિત થયેલા છે.

तेही गंम ज्ञांन करन जेही, सतगुरुके अवतार;
लेत अवन पर जदीपसे, जुगन जुगन बहुवार. ॥१४९॥

તે ગમ જ્ઞાનની ગતિ આપવા સદ્‌ગુરુ અવનિ પર યુગેયુગે અવતાર લે છે.

जेही सत्गुरु अवतारही, लेत जुगन बहु वार;
तेही सब ब्रंह्म सिद्धांत ल्यौ, लक्ष लखावंन हार. ॥१५०॥

યુગેયુગે ઘણીવાર અવતાર લેનારા સર્વ સદ્ગુરુનો લક્ષ બ્રહ્મસિદ્ધાંતનો છે.

पण निजपति ओरु आपनपु, तीनमे कहन न कोय;
प्रथम आद्य थकी जेही गंम, अब हंम लायेहु सोय. ॥१५१॥

અંશનું પોતાનું સ્વરૂપ અને નિજપતિ ગમ ઉપર કહેલા સદ્ગુરુ પૈકી કોઈ કહી શકશે નહિ. એ કારણથી પ્રથમ આદિની જ્ઞાનગતિની ગમ તે હું લાવ્યો છું.

तब जेतने तत वेतही, जुगधर जांनन हार;
सकल ज्ञांन ओरु मम गंम, करही निरुपंन सार. ॥१५२॥

એટલા જ માટે જગતભરના જાણીતા તત્ત્વવેત્તાઓનું જ્ઞાન અને મારી ગમગતિ, એ બન્નેના સિદ્ધાંતનું તુલનાત્મક દૃષ્ટિએ નિરૂપણ કરો.

ज्यौं निज दांम सकल शीर, अधिपत पारस दांम;
पण चिंतामणी आगल, कछु न आवत कांम. ॥१५३॥

જેમ સઘળા દ્રવ્યને માથે અધિપતિ પારસ છે, પણ ચિંતામણિ આગળ પારસ કામ લાગતો નથી તેમ,

त्यौं कुलज्ञांन सकलशीर, ब्रंह्म ज्ञांन अति मोहोट;
पण कैवल चिंतामणि, क़ोहुंन तीनकी ओट. ॥१५४॥

(તેમ) સર્વજ્ઞાનને માથે બ્રહ્મજ્ઞાન મોટું છે. પણ કૈવલ ચિંતામણિ આગળ તેની ઓટ કરી શકે એવું એકેય જ્ઞાન નથી.

या विधिसे नरणीत निज, करि देखही जंनकोय;
नीरख परे लक्ष सबंनके, ओरु मम गंम जेही होय. ॥१५५॥

ઉપર કહ્યા મુજબ પરીક્ષક દૃષ્ટિ વડે જો કોઈ જુવે તો મારી જે ગમ છે, તેની પરીક્ષા થાય.

सार असार जुवे जबी, तब हंमसे पति याय;
बीन पतियाये पतिपद, केसे करी बकसाय. ॥१५६॥

સાર-અસાર જોવાની જો પ્રિતિજ હોય તો તેને મારો વિશ્વાસ આવશે. અને જો વિશ્વાસ ન આવે તેને પતિપદ કેવી રીતે બતાવી શકાય ?

तब जेतने जंन जक्तके, जीनु मीलंन पति भाव;
आप सहित दरसा चहे, तेही चरनन मम आव. ॥१५७॥

માટે જગતના જેટલા જનોને પતિને મળવાનો ભાવ હોય અને આપનુંઆપ અને પતિપદ દર્શાવાની ચાહના હોય તે મારા ચરણમાં આવો.

तो बीछडे कही कलपके, जीनसे करु मेलाप;
अब हंमसे नीरमुख जेही, पीछे करही पस्ताप. ॥१५८॥

કંઈક કલ્પથી કર્તાથી વિખુટા પડેલાને તેનો મેળાપ કરાવું. પણ મારાથી જે દૂર રહેશે તે પાછળથી પસ્તાશે.

जब एसे जांनी जंन, अबसे मीले सबेव;
निज पतिपद ओरु आपनपु, सेहेज लखावहु भेव. ॥१५९॥

માટે જેને પતિને મળવાની અને નિજસ્વરૂપને અને નિજકર્તાને જાણવાની ઈચ્છા હોય તે સઘળા અત્યારથી મળો તો સહેજમાં તે જાણ કરાવું.

उदे अस्त ओरु उतईत, यागम जुगधर मांहांय;
केहें कुवेर हमविन जेही, कहंनहार कोई नांहांय. ॥१६०॥

આ જગતની ઉત્પત્તિ થઈ ત્યારથી તે પ્રલય સુધી અહીં તહીં એટલે ચૌદલોકમાં ઉપર કહેલી ગતિ શ્રીમંત પરમગુરૂ કહે છે કે મારા સિવાય કોઈ કહેનાર નથી.

दीरघ दृष्टि कर देखही, जेही अनुभवी तत्वेत;
केहं कुवेर तब दरसही, मम गंम परम सहेत. ॥१६१॥

શ્રી સમર્થ પરમગુરૂ કહે છે કે હે અનુભવીઓ અને તત્ત્વવેત્તાઓ, જો દીર્ઘદષ્ટિથી જોશો તો મારી પરમ હેતવાળી ગતિને જોઈ શકશો.

परम पुरुष पठवायेहु, जदीप परम गति लाय;
तदपी कहत सब जांहांनकु, दिव्य अनुभव गतिताय. ॥१६२॥

નિજ કૈવલકર્તાએ મને પોતાની પરમગતિ આપીને મોકલ્યો છે. માટે તે દિવ્ય અનુભવ ગતિનો સર્વ ખલકમાં પ્રકાશ કરું છું.

जेही जेही जन पति यावही, हम सेती रतलाय;
तेही तेही जन निरभे करी, निजपति पद परसाय. ॥१६३॥

જે જે આરતવાન માણસોને મારો વિશ્વાસ હોય તે તે જીવોને નિજપતિપદ દર્શાવીને નિર્ણય કરું.

कहंन हुती सो सब कही, खलक खोज लक्ष भेद;
आपनुं आप पति पदबीनुं, ओर सब कीये उछेद. ॥१६४॥

જગતભરના લક્ષભેદની જાણ જે કહેવાની હતી તે સર્વ કહી. તેમાં આપનુંઆપ અને પતિપદ સિવાય સર્વનું ઉત્થાપન કર્યું છે.

पण नंदे नहि मत करी, सब लक्ष लीये विलोक;
मुदा बिना थापन करी, क्यौं भरमावहुं लोक. ॥१६५॥

પણ મત કરીને કોઈની નિંદા કરી નથી. ફક્ત સર્વના લક્ષનું વિલોકન કર્યું છે. કારણ કે મુદ્દા સિવાયની સ્થાપના કરીને તેમાં જગતના જીવોને કેમ ભરમાવી શકાય ?

आपनुं आप बिनु पतिपद थपे पंथ जेही पीव;
निज मतलब कारण सबे, गये भूलावही जीव. ॥१६६॥

પોતાની મતલબના કારણે આપનુંઆપ અને પતિપદ સિવાયના જે મતપંથોની સ્થાપના કરેલી તેથી જીવો ભૂલા પડ્યા છે.

जेही मतलब सब पक्षनकी धुरत गये द्रढाय;
जीनमे खोज न पतिपद, नंदत दोष न ताय. ॥१६७॥

જેમાં નિજકર્તાની ખોજ નથી પણ પોતાની મતલબને માટે જ પદાર્થ ભાવમાં જીવોને રોકી રાખનાર જે સર્વ મતપંથો છે, તેમની નિંદા કરતા કોઈપણ જાતનો દોષ લાગતો નથી.

दोष हमनकु क्यौं लगे, करत परम पति थाप;
ओर लखावत घट महीं, जेही आपनुं निज आप. ॥१६८॥

મને શા માટે દોષ લાગે ? હું તો પરમપતિની સ્થાપના કરું છું અને સર્વના ઘટમાં જે આપનુંઆપ નિજસ્વરૂપ છે, તેને દર્શાવું છું.

आप लखावहु सब घट, जेही आवही मम नेर;
पुनी करता दरसावहु, सांम्रथ कैहें कुवेर ॥१६९॥

જે મારે શરણે આવે તેને આપનુંઆપ અને નિજકર્તા દર્શાવું એવું સમર્થ શ્રીકુવેર સાહેબ કહે છે.

जगजीवन हेत कारणे, उचरे ज्ञांन अनंत;
केहें कुवेर नर निरभये, सुणतां होय सतंत. ॥१७०॥

જગતના જીવો ઉપરના હેતના કારણે અનંત પ્રકારના જ્ઞાનનો ઉચ્ચાર કર્યો. શ્રીમંત પરમગુરૂ કહે છે કે, જો એ જ્ઞાન સાંભળે તો જીવ સ્વતંત્ર થઈ નિર્ભય થાય.

परम सिद्धांत कल्पतरु, सप्तकेतु जीनु मांहांय;
कीये कलंकी भुक्षण, जीनके शीरधर नांय. ॥१७१॥

પરમ સિદ્ધાંત કલ્પતરૂ નામના જે ગ્રંથની અંદર સાતકેતુનો સમાવેશ છે, તે જ્ઞાનવાન ગ્રંથ પુરૂષના શિર ઉપર ધારણ કરવાને કલંકી ભૂક્ષણ નામનો કેતુ રચેલો છે.

अरुढ बोध अति अनुभव, सकल ज्ञांन सीरशेर;
निज पतिपद परसावन, पारेहु परम कुवेर. ॥१७२॥

તે ગ્રંથરૂપી પુરૂષ અરૂઢ બોધરૂપ અતિ અનુભવયુક્ત જગતભરના સર્વ જ્ઞાનને તોડનાર જ્ઞાનરૂપ સમશેર છે. તથા તે નિજપતિપદનો સ્પર્શ કરાવી ભવપાર કરાવે છે. એવું શ્રી સમર્થ પરમગુરૂ કહે છે.

सुने कलंकी भूक्षण, जेही जंन तंन मंन लाय;
खुले नेन निज लक्षके, दरशे परम पराय. ॥१७३॥

જે માણસ પોતાના તનમનની એકતા કરી કલંકી ભૂક્ષણ સાંભળે તો તેને પોતાના સ્વરૂપના લક્ષનાં ચક્ષુ ખુલ્લાં થાય અને પરમપદ દર્શી શકે. યાને જોઈ શકે.

परम पराय परमपद, आद्य अंत मध्य सोय;
दरसी अंश सहित जीमे, होय रहे सरल समोय. ॥१७४॥

તથા આદ્ય, અંત અને મધ્યમાં પણ જેમ છે તેમ જ રહે છે એવું સર્વથી પર જે પરમપદ છે તેને દ્રષ્ટારૂપે અંશસહિત દર્શીને નિજકર્તા સાથે એકમેક રૂપે રહી શકે.

परम कल्पतरु ग्रंथही, परम ज्ञान गतिराज;
परम बोध निजपतिपद, लायेहु निज महाराज. ॥१७५॥

પરમ કલ્પતરૂ ગ્રંથ પરમજ્ઞાન ગતિનો રાજા છે. તેમાં જે નિજપતિપદનો પરમબોધ છે તે શ્રી પરમગુરૂ આ ભવને વિષે લાવ્યા છે.

पमरगुरु पद ज्ञानकी, खोज करी चकवेव;
सार असार नवेरन, सकल सुनायेहु भेव. ॥१७६॥

ચકવે (ચક્રવર્તી) દૃષ્ટિએ પરમગુરૂપદના જ્ઞાનને જોઈને સાર-અસારનો નિર્ણય કરીને સર્વ મતલનો છેવટ આશય તમોને સંભળાવ્યો છે.

परम कल्पतरु ग्रंथ से, परम खोज खुद माहाद;
परम दक्षदिक्षा पद, कीये श्री कुवेर प्रतिपाद. ॥१७७॥

પરમ કલ્પતરૂ ગ્રંથ દ્વારા મહાદ્ (સર્વશિર શ્રેષ્ઠ) પરમ સકર્તા પદની ખોજ કરીને તે પરમપદે પહોંચાડનાર પરમદક્ષ (રોમ રોમ પ્રવીણતાવાળી) દીક્ષા (ગુરુ પાસેથી વ્રત, મંત્ર કે નિયમ લેવો તે) રૂપ પ્રણવ કલ્પતરૂ ગ્રંથને શ્રી સમર્થ કુવેર સ્વામીજીએ પ્રતિપાદન કરેલો છે.

**परम कल्पतरु ग्रंथही, परम मोक्ष फल पाय;**
**जो जन होय शीर राखत, इछ्त सोही पद पाय. ॥१७८॥**

જે માણસ પોતાના શિર (મસ્તક)ને સ્થિર રાખીને પરમ કલ્પતરૂ ગ્રંથમાં જુવે તેને પરમ મોક્ષફળની પ્રાપ્તિ થાય અને પોતે જે પદને ઈચ્છતો હોય તે પદને પ્રાપ્ત કરે.

## सोरठा

**शीरपर सरजनहार, श्रीमंत कुवेर पति सांम्रथ;**
**प्रसत होत भवपार, सरन ग्रहे जन तेहुनके. ॥१७९॥**

શ્રીમંત કુવેરના શિર પર સર્જનહાર સમર્થપતિ છે. તે પતિ પામવાની ઈચ્છા રાખનાર શ્રીસદ્‌ગુરૂના શરણે જાય તો તે નિજપતિપદનો સ્પર્શ કરી ભવ પાર થાય છે.

**उदीत भये भव सूर, सकल ग्रंथ शीर नायक;**
**समस्त बोध परीपुर, इति ग्रंथ समपुरण. ॥१८०॥**

જગતમાં અ જ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનાર, સર્વ ગ્રંથનો અધિનાયક, સર્વ બોધથી પરિપૂર્ણ આ ગ્રંથરૂપી સૂર્યનો ઉદય થયો છે.

**रचु सुखद निजधाम, नगर सारस शुभ स्थानक;**
**करे चित्त चरन विराम, संत भोगी भजनानंद. ॥१८१॥**

શુભસ્થાન સારસાપુરીમાં શુદ્ધ સુખરૂપ નિજપતિના ધામ વિષેનું વર્ણન કર્યું છે. તે ધામના ભોગી જે સંતદશાના સંતજનો ભજનરૂપ આનંદમાં વખત વ્યતીત કરનારા હોય તેઓનું જ ચિત્ત તે ચરણમાં વિરામ પામે છે.

## दोहा

परम सिद्धांत कल्पतरु, मांही सप्त केतु सार;
श्रीमंत कुवेर निज ग्रंथ करता, प्रगट पोमी अवतार. ॥१८२॥

પરમ સિદ્ધાંત કલ્પતરૂ ગ્રંથમાં સારરૂપે સાત કેતુ છે. એ ગ્રંથના કર્તા શ્રીમંત પરમગુરૂ શ્રી કરૂણાસાગર ભગવાન છે અને તેઓ જ પૃથ્વી ઉપર અવતાર રૂપે પ્રગટ થયા.

परम सिद्धांत कल्पतरु, उदीत अर्कवत् क्रांत्य;
श्रीमंत कुवेर दया करी, कीये सजन मन स्वांत्य. ॥१८३॥

પરમ સિદ્ધાંત કલ્પતરૂ ગ્રંથના જ્ઞાનના કિરણો ઉદય પામેલા સૂર્યના જેવાં છે. એ ગ્રંથ-સજ્જનના મનની શાંતિ માટે શ્રીમંત કુવેર સાહેબે દયા કરીને રચ્યો છે.

कीये सजन स्वांत मन, क्रांत कैवल दरसाइ;
भिन्न भिन्न परिबोधसे, अलख लख दीयो लखाइ. ॥१८४॥

આ ગ્રંથને વિષે કૈવલકર્તાની કાંતિ દર્શાવીને સંતસજ્જનનાં મન શાંત કરેલાં છે. વળી અલખરૂપ હોવા છતાં લક્ષરૂપે ભિન્ન ભિન્ન જ્ઞાનોપદેશ કરેલો છે.

दीयो लखाई लक्ष, पक्ष पाति सब छुटी;
ग्रंथ निधि जल मांहांय, भरी मन मांणक मुठी. ॥१८५॥

જ્યારે આ ગ્રંથરૂપી પુરૂષનો લક્ષ જાણ્યો ત્યારે પતિને મેળવવાનો જે પક્ષાપક્ષ હતો તે છૂટી ગયો. જેથી આ ગ્રંથરૂપ જલનિધિમાં પડવાથી મનગમતાં જાણરૂપી માણેકની મૂઠી ભરી શકાય છે.

ઈતિશ્રી પરમસિદ્ધાંત પ્રણવ કલ્પતરૂ નામે અષ્ટમો કેતુ કલંકી ભૂક્ષણ સહિત સંપૂર્ણ

સંત શ્રી ગુરૂ પુકારામ ની જય હો....

 **ઈતિશ્રી પરમ સિદ્ધાંત કલ્પતરૂ ગ્રંથ ૨જો સંપૂર્ણ.** 

કાયમપંથ જ્ઞાન સંપ્રદાયના આદ્ય સ્થાપક પરમગુરુ
શ્રીમંત ભગવાન કરૂણાસાગર વિરચિત



# શ્રી અદ્વૈતા-દ્વૈત નરવેદ ચિંતામણિ ગ્રંથ - 3


પ્રકાશક

શ્રી ભગવાન કરૂણાસાગર મંદિર ટ્રસ્ટ
ઉમરા, પો. : એસ.વી. આર. કોલેજ, કૈવલચોક સામે,
સુરત-૩૯૫ ૦૦૭.


શ્રીમંત ભગવાન કરૂણાસાગર વિરચિત

# પદ રાગ ધોળ

નામ નામ સહુકો જન લે છે, અક્ષરથી એ નામ જ કહે છે;
અક્ષર મન પ્રણવ ઘડે છે, તો પ્રણવ ઉઠે ચૈતન વડે રે. ૧
ચૈતન તો છે અંશ સત્તાએ, સર્વ ચલે લોહ ચુંબક ન્યાયે;
એ કળકેરો ભેદ જણાય તો, ગુરૂગમ આંખો ઉઘડે રે. ૨
આંખ વાળો હોય તે એમ બુજે, પ્રણવ કલ્પ તરૂ તેને સુજે;
અરસ અમિરસ એને દુજે તો, આપ જુવે જે આપનું રે. ૩
તે તરૂને કહું છું વિસ્તારી, સાંભળજો સૌ નર ને નારી;
હરિજન હેત રહો ઉરધારી તો, મુલ અજંપા જાપનું રે. ૪
મહાદ મોજ વંત કરતા કહાવે, આપ ઉમંગે બાગ બનાવે;
સદ્‌ચિદ્‌ આનંદ બીજને વાવે તો, પંચ તત્વ ક્યારા કરી રે ૫
ત્રણ ગુણ માંહે પૃથ્વી રસાલી, દશ ઈંદ્રિ માંહે પોગરવાલી;
કર્તાની વૃત્તિ પોખે જલ પાણી તો, અંતશકરણ અવિકાશમાં રે.૬
સદ્‌બીજગ્‌ ચિદ્‌ અંકુર ઉગે, આનંદ અમિત અવનીરસ ચુગે;
ફુલે કલ્પ તરૂ યુગે યુગે તો, ખટ ચક્ર વિકાશમાં રે. ૭
ચાર વાણી છે સાખ્યાઓ એને, વેદ પુરાણ પત્ર બહુ જેને;
અક્ષર બાવન કુસ્મ છે તેને તો, સંધ્યા ગાયત્રી ફળ ફળ્યાં રે. ૮
એ ફળના કોઈ વિરલા રે ભોગી, અનુભવિયા મહા અદ્વૈત યોગી;
સુઝ વિના જે કર્મના રોગી તો, વિપ્ર રહ્યા રખવાલીયા રે. ૯
મંત્ર ગાયત્રી મુખે કરી ભાખે, પ્રાણ પ્રતિષ્ઠા પ્રતિમાં રાચે;
કરગરે દેવ કેને ફળ આપે તો, આપે ના જાપ સંભાળીયા રે. ૧૦
રખેવાળ્યામાં પ્રભુજી આપ્યું, દાન પુન્ય બ્રહ્મભોજન થાપ્યું;
કર્મનું બંધન તેં નવ કાપ્યું તો, એળે ગયું ગુરૂગમ વિના રે. ૧૧
સતગુરુ મલીઆ તે નિપજ્યા એવા, વ્યાસ કપીલ દત્ત શંકર જેવા;
જે જને ચાખ્યા પ્રણવ ફળ મેવા તો, જન છોટમ તે તેવા બન્યા રે. ૧૨

# અદ્વૈતા-દ્વૈત નરવેદ ચિંતામણી ગ્રંથ

## અંગ ૧લું

## શક્તિ પુરૂષ વિજોગ વૈરાગકો



प्रथम पुरेश सकर्ता सरजंन, आद्य सबंनकी सोई;

जीनके सुध संकल्पे अखिल कुल, उपजाये हु सबकोई. ॥१॥

સર્વલોકની આદ્ય પ્રથમ પરમપુરુષ સકર્તા સર્જનહાર હતા. તેમના શુદ્ધ સંકલ્પથી અખિલ સંસાર ઉત્પન્ન થયેલો છે.

तीनु अनुकरम करतके कारंन, श्रोत सकल तत्ववेतु;

जेही जंम हुये महाद्य अविगतसे, तेही जनावहु हेतु. ॥२॥

હે સર્વ શ્રોતાઓ તેમજ તત્ત્વવેત્તાઓ, મહાદ્ અવિગતથી જે જેનાથી જેવી રીતે થયું છે, તે સર્વ ઉત્પન્ન થયેલા કતના અનુક્રમના મૂળ કારણનો હેતુ શું છે તે હું કહું છું.

प्रथम आद्य धुंधुकार धुंनमे, आप एकल रहाई;

माहा शूंन्य मे शूंन्य मुंन्यगत्य, उतईत कोहुन थाई. ॥३॥

પ્રથમ સકર્તા સત્‌કેવલને નમસ્કાર કરું છું. તે કેવલ પ્રભુ કેવા છે ? તો તે અખંડ, અમર, અચલ, અનાદિ, સિદ્ધ, અક્ષય, દિવ્ય, દ્રગરૂપ, સોહંપદ, એકદેશી, નિર્મળ, સર્વની આદિ પુરાતન ધામના નિવાસી છે. તેમને અવ્યય લક્ષ વડે નમન કરું છું. તમો સત્‌કેવલ હરિ (પ્રભુ) એક દેશી પરમ ઉત્કૃષ્ટ, અલૌકિક છતાં જે કાળે જમીન, આસ્માન, પવન, પાણી, ચંદ્ર, સૂર્ય, વિરંચી, વિષ્ણુ, મહેશ, પ્રકૃતિ, પુરુષ આદિ કોઈ ન હતું અને તત્ત્વ અંશ પણ ઉપજાવેલા ન હતા તથા તમો સકર્તાને સૃષ્ટિ ઉત્પન્ન કરવાનો સંકલ્પ પણ ન હતો તે કાળના

એકદેશી અપાર શૂન્યને વિષ એક ઠામમાં ઉપજણ ભાવ વિનાના શૂન્યમાં મુનિવત્ ગતિરૂપે વિરાજમાન હતા.

**तेही खुदनकु कोटीकलप मही, हवीतव हेज विलाखा;**

**आपने आपके निज नरणीतको, उठत हंग सभाखा. ॥४॥**

તે ખુદ સકર્તા ધણીને કરોડો કલ્પના અંતે પોતાની આપો આપ સહજ અચાનક હેજ એટલે નિદ્રામાંથી અચાનક અણ ચિંતવ્યે જાગૃત થાય તેવી રીતની ઉપજણ ઉપજી કે જેને સંકલ્પ કહી શકાય નહિ. સંકલ્પ વિષે હવે પછી કહેવામાં આવશે. આવી રીતે આ મને અચાનક શું થયું એવી સ્ફુરણા થઈ, ને તે ઉપજણને સજાણ જાણ નેત્રથી દીઠી, તે કર્તા કેવલની બાહ્યદૃષ્ટિ જાણવી. હવે આ ઉપજણ જે ઉપજી તે અને તે જોનાર બાહ્યદૃષ્ટિ, એ બન્નેને જાણનાર તે કર્તાની અંતર્દૃષ્ટિ જાણવી. આ બન્ને પ્રકારની સજાણજાણ દૃષ્ટિને વિષે હેતુ ધારણ કર્યો તે હેતુ બે પ્રકારનો છે. એક બાહ્ય હેતુ અને બીજો અંતર્હેતુ. એ બે હેતુરૂપ બે વૃત્તિઓ જાણવી. આ પ્રકારનાં અલૌકિક તત્ત્વો ઉત્પન્ન થયા. આ પ્રમાણે ઉપજણને દૃષ્ટિથી જોઈ તેમાં હેતુરૂપ પાણી મળતાં ચૌદ લોકરૂપ જગતનાં સર્વ તત્ત્વોની સામગ્રી તૈયાર થઈ ગઈ. તે બધાને જોઈ ધારણા ઉપજી, તે જ શુદ્ધ અભિમાન જાણવું. તે અભિમાને કરીને પૂર્વે ઉપજેલાં તત્ત્વોનો નિર્ણય કરીને જોયું તે અકળ વિચારનું સજાણપણું જાણવું. હવે તે જોવા તથા જાણવાની ભાવનારૂપી આરત જાણવી. ઉપર પ્રમાણે સર્વ પ્રકારે ઉપજણનું સ્વરૂપ બંધાયા પછી સજાણ જાણના વિચારે કરીને હું એકલો, અમસ્થો કેમ બેસી રહ્યો છું. કંઈક રમણીય ખેલ કર્યો હોય તો ઠીક, એવી ઈચ્છા થઈ. આ પ્રમાણે સજાણજાણ તથા તેનાથી ઉત્પન્ન થયેલો વિચાર (ચિંતવન) અને તેથી ખેલ રચવાની થયેલી ઈચ્છા આ સર્વ મળીને જે ભાવ ઉત્પન્ન થયો તેનું જ નામ સકર્તા સત્ કેવલનો સંકલ્પ છે. એમ જાણવું.

**हंग सभाखसो अहंग एक मम, अचीत भये चीतवांनु;**

**सुरत सचेत वेत होई निजके, धरीत शुद्ध अभिमांनुं. ॥५॥**

હંગ સભાખ એટલે અહંગરૂપ હું એક અદ્વૈત ચિંતવન સિવાયનો હતો તે ચિંતવનવાળો થયો, એટલે નિજની વેત્તાવાળી સચેત સુરતા થઈ. તેમાં શુદ્ધ અભિમાન ધારણ કર્યું.

**तेही सुद्ध अभिमांन अहंग मम, असंख कालके सोई;**
**आद्य अंत मध्य अजर अजायल, अवध काल विनुमोई. ॥६॥**

હું એક અદ્વૈત છું. એવું શુદ્ધ અભિમાન તે મારો અહંગ છે. તથા તે અસંખ્યકાલનો હોઈ આદ્ય અંત અને મધ્યમાં વૃદ્ધાવસ્થા ન આવી શકે તેવો અજર તથા અજન્મા છે. અને તે અહંગ અવધિકાલ સિવાયનો છે.

**एही परकारंन आपोआप निज, सावधांन होई सदही;**
**भवित भाव उर तदीपताय दिव्य, जदीप पाय अहंपदही. ॥७॥**

આ પ્રમાણે કૈવલકર્તાએ આપોઆપ સાવધાન થઈને સર્વ સામગ્રી સર્જેલી છે. જ્યારે પોતાના ઉરમાં આવો દિવ્યભાવ થયો ત્યારે તેમણે અહંપદ ધારણ કયુ.

**अहंम पदसो आपनो आपनपो, अनुभव करीत कराले;**
**अहो हुय हुं स्वाध्य सनातन, शुं न बनीत क्रतकाले. ॥८॥**

અહો ! હું સ્વતંત્ર અને સનાતન છું, ને હું કૃતના કાળરૂપ હોઈ મારાથી શું બની શકે તેમ નથી ? આવો પોતે પોતાનો કરેલો ઉગ્ર અનુભવ તે અહંપદ છે.

**तबते सुध अभिमांन अहंग लेई, करीत सुध संकल्पही;**
**अद्वैत एक अनाद्य पुरुषकु, एही विधि उठे कलपही. ॥९॥**

તેટલા જ માટે શુદ્ધ અભિમાન રૂપ હંગ વડે એક અદ્વૈત અનાદિ પુરુષને શુદ્ધ સંકલ્પ થયો. આ વિધિ પ્રમાણે સંકલ્પ ઉઠ્યો.

**कल्प सोई आपने जांननके, बीन ईंद्रि अंतसही;**
**साक्षीपणे सकर्ता बाजत, कांमन अंतस जसही. ॥१०॥**

તે સંકલ્પ સકર્તાની વૃત્તિના સાક્ષીપણે અંતવાળો સર્જાએલો હોઈ કર્તાનુક્ત છે. અને તેને ઈંદ્રિયો અંતઃકરણ સિવાય પોતે પોતાની મેળે જાણી શકે છે.

**बीन इंद्रि अंतसके करता, ओर नहि गुन सेतु;**
**तेही बरनन अचरत सागरमे, देखहु सजन सहेतु. ॥११॥**

કર્તા કેવલ ઈંદ્રિયો અને અંતઃકરણ સિવાયના છે. તેનું વર્ણન અચરત સાગર નામના ગ્રંથમાં કરેલું છે. હે સજ્જનો ! તે તમે હેતુ પુરઃસર જોઈ લેજો.

याते अंतसकरन ईंद्रि गुन, रहीत सदा सांम्रतही;

निजके ज्ञांन सुरतसे सबकछु, उदीत हवीत सांस्त्रतही. ॥१२॥

સમર્થ સકર્તા એટલા જ માટે ગુણ ઈંદ્રિય અંતઃકરણ સિવાય સદા સદોદિત હોઈ તેમણે પોતાની જ્ઞાનસુરતા વડે સર્વ અંશો ઉદય કર્યા છે.

सांस्त्रतसो सुध स्त्रजीत अंशकु, पुनीत विशेष सांमांनं;

परम विशेष परम पतकी गत, करन काज ईत ज्ञांनु. ॥१३॥

સાંસ્ત્રત એટલે શુદ્ધ અંશોને સર્જ્યા છે. તેમાં સામાન્ય, વિશેષ ને પરમ વિશેષ એમ ત્રણ પ્રકાર છે, તેમાં પરમ વિશેષમાં પરમપતિની ગતિ તથા આ બાજુ આવેલા ચૌદલોકના કાજનું જ્ઞાન રહેલું છે.

जेही चतुरानन निगंम चतुरसे, जीनु पोकारत नेती;

तीनकी भाल करनभव आवत, पमर अंश परमेती. ॥१४॥

ચારવેદના વકતા ચતુરાનન એટલે બ્રહ્માજી જેને નેતિ પોકારે છે, અને આગળ ગતિનો પ્રકાશ કરી શકતા નથી. તે ખોટ પુરી પાડી તે પરમપદની ભાળ આપવા પરમ વિશેષ અંશ આ ભવમાં આવે છે.

प्रकृति पुरुषगुंन ब्रंह्म ज्ञानको, करन काज उपदेशु;

जुगन जुगन मे धरीत तायतंन, आवत अंश विशेषु. ॥१५॥

પ્રકૃતિ, પુરૂષ, ગુણ અને બ્રહ્મ વિગેરેનો જ્ઞાનોપદેશ કરવા યુગે યુગે વિશેષ અંશ શરીર ધારણ કરીને આવે છે.

पण पुनी परमअंश अविगतको, अनुभव अकल अनुपा;

नेति पुरुषकु कलप कलपमे, जुगमे करीत जनुपा. ॥१६॥

પણ પરમ વિશેષ અંશ અવિગતગતિના હોઈ તેમનો અનુભવ અકળ ગતિનો ઉપમા ન આપી શકાય તેવો છે. વળી બ્રહ્માએ (બ્રહ્મદેવે) જે પુરૂષને માટે નેતી પોકારી છે, તે પુરૂષને જણાવવા કલ્પે કલ્પમાં આવે છે.

एही सांमांन्य विशेष अंशही, परम विशेष समेतु;
छेवट क्रता अंशके कहीतल, भिंन्न भिंन्न करहेतु. ॥१७॥

આ પ્રમાણે સામાન્ય, વિશેષ ને પરમ વિશેષ સહિત કર્તાના સર્વ અંશનું મૂળ છેવટ સુધી તપાસીને ભિન્ન ભિન્ન હેતુ કહ્યો.

तीनमे परम विशेष अग्रही, क्रता कीन मेहेरबांनु;
द्वितीये अंश विशेष विलासीक, त्रीतीये अंश सांमांनु. ॥१८॥

તેમાં પરમ વિશેષ અંશ કર્તાની મહેરબાનીવાળો હોઈ સૌથી અગ્રગણ્ય છે. બીજા વિશેષ અંશો વિલાસીક છે. અને ત્રીજા સામાન્ય હોઈ અલ્પજ્ઞ ગતિના છે.

परम विशेष प्रकार उभयेगत, श्रजे अंश करुणेशु;
एक स्त्रष्टके कीये पसारंन, एकही रखे अरुणेशु. ॥१९॥

કરૂણેશ કેવલે પરમ વિશેષ અંશો બે પ્રકારની ગતિવાળા સર્જેલા છે, તે પૈકી એકની પાસે સૃષ્ટિનો પ્રસારો કરાવ્યો અને બીજા એકને પોતાની હજુરમાં પોતાના શ્રેષ્ઠ સારથી તરીકે રાખ્યો.

नहि नरणीत सोई कहे अरणेसर, सकरत पास रहाई;
नेति कहणको लोप हवित भव, क्रता पठावत ताई. ॥२०॥

જે પદને બ્રહ્માએ નેતિ પોકારી છે, તે પદનો નિર્ણય નહિ થતાં આ ભવમાં જ્યારે લોપ થઈ જાય છે, ત્યારે કર્તાની હજુરમાં રહેલા અરૂણેશ અંશને કર્તા મોકલે છે. તે નેતિપદના ગુપ્તભાવને પ્રકાશિત કરે છે.

तेसेही पण अवतार आद्य ल्यौं, उभये अंश विशेषु;
एक जवालके रहित अगन्य, पुनी एक सहित परमेशु. ॥२१॥

તેવી જ રીતે અવતાર આદિ વિશેષ અંશો બે પ્રકારના છે. એક જ્વાળા સિવાયના અગ્નિ જેવા અને બીજા જ્વાળાવાળા અગ્નિ જેવા છે.

ओर कहत सांमांन्य अंशकी, सुनीयो समन सकोई;
उत्तंम मध्यम करणी करनसें, उंच नींच सब होई. ॥२२॥

હવે સામાન્ય અંશોની હકીકત કહું છું. તે સર્વ મનુષ્યો ધ્યાન રાખી સાંભળો. ઉત્તમકર્મ અને મધ્યમકર્મ કરવાના કારણે સર્વ ઊંચ નીચ થયા છે.

एही त्रीये वैंस अंशकी उतपंन, क्रता सुध संकल्पकी;
परम पसार भरीत सहितंम वित, के तेही मुदत कलपकी. ॥२३॥

કર્તા કેવલના શુદ્ધ સંકલ્પથી આ પ્રમાણે અંશના ત્રણ પ્રકારના વંશ ઉત્પન્ન થયેલા છે, અને તે દરેકમાં પરમ પ્રસારાનું કેટલાએ કલ્પ સુધી ખૂટે નહિ એવું પરમવિત્ત ભરેલું છે.

जे तेही पुरुष प्रमाण अईसके, जीमे कलप जेही जाई;
ते तेही मुदत अंश आरबलकी, कछु फरक नहि ताई. ॥२४॥

જે જ્વાળા સહિત અંશ કહ્યો તે અને જ્વાળા સિવાય અગ્નિરૂપ અંશ કહ્યો તે બન્ને અંશોનું જીવન કલ્પભરની મુદતવાળું હોઈ તેમાં ફરક નથી.

कीये सकल अनुकरम अंशके, सहित मुदत ईश्वरीये;
भिंन्न भिंन्न जीनुं करीत करांमल, जौ निजते विस्तरीये. ॥२५॥

સર્વ અંશોનો ઉત્પત્તિ ક્રમ તથા તેમના ઐશ્વર્યની મુદત પણ કહી, તથા નિજ કેવલકર્તાથી જેવી રીતે વિસ્તાર થયો છે, તેની સઘળી ભિન્ન ભિન્ન કરામતો પણ બતાવી છે.

तीनमे परमअंश उभये मही, श्रष्ट पसारंन जेही;
सुनो तेहुनकी कहत हकीगत, जेही परकार बनेही. ॥२६॥

તેમાં પરમ વિશેષ અંશના જે બે પ્રકાર કહ્યા છે, તે પૈકી જે સૃષ્ટિનો પ્રસારો કરવાને રહ્યા છે તેમની શું હકીકત થઈ છે તે સાંભળો.

पुरसे कीये शक्तिके संजम, तेही पण अंश विशेषुं;
करीत विलोक अंन्यो अंन्य उपजे, ब्रंह्मा विसनु माहेसु. ॥२७॥

આદિ પુરૂષ નિરંજને આદ્યશક્તિનો સંજમ કર્યો, એ કારણે તે અંશ પરમ વિશેષ ગતિમાંથી નીકળી વિશેષ ગતિવાળા થયા. તેમણે પ્રકૃતિ સાથે વિલોકન કરી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આદિ પુત્રોને ઉત્પન્ન કર્યા છે.

एही त्रीये पुत्र भये भव कारज, पुनी द्वितीय भवेतु;
सावंत्री उभया सहितम लछ्मी, एही खट अंश सखेतु. ॥२८॥

એ ત્રણ પુત્રો અને ઉમા, લક્ષ્મી તથા સાવિત્રી એ પુત્ર-પુત્રી મળી એ છ અંશો ભવક્ષેત્રના કારજરૂપ ઉત્પન્ન થયા છે.

तार पीछे फेरी तेही पुरुषने, अहंग हवित अविलांनु;
नहिन सूझ सरजनकी हंमकुं, कीने कीये उतपांनु. ॥२९॥

સદર પુત્રી-પુત્રો ઉત્પન્ન થયા પછી આદિ પુરૂષ નિરંજનને હંગરૂપ સજાણજાણ વડે પોતાના સ્વરૂપનો વિચાર કરતાં સમજ પડી નહિ કે મારો સર્જનહાર કોણ છે, અને મને પુત્રો વગેરેનો ઉત્પત્તિક્રત કોણે કર્યો ?

तदपी ताय उर तीव्र वैरागत्ये, तंन मंन कीये तरासु;
अहो मोय मुज क्रता न पाईत, धीक एही शक्ति विलासु. ॥३०॥

એ કારણે પોતાના ઉરમાં તીવ્ર વૈરાગ થવાથી તનમનવાળા શરીર ઉપર અતિ ત્રાસ આવ્યો અને તેથી કહેવા લાગ્યા કે અહો ! મને મારા કર્તા મળ્યા નહિ ! મારા આ શક્તિવિલાસને ધિક્કાર છે.

क्रोड कोपधर आपने आपपर, अति आक्रंत पुरेषु;
महा अघोर गत भये भयंकर, हवित क्रांत अकलेसु. ॥३१॥

તે આદિ પુરુષ પોતે પોતાના ઉપર કરોડો ઘણો કોપ ધારણ કરીને અતિ આક્રંદ કરવા

લાગ્યા, અને પોતે પોતાના સ્વરૂપને નહિ કળી શકવાથી મહાભયંકર અઘોર ગતિવાળા બની ગયા.

देखी त्रासे शक्ति गुण सहितंम, क्यौं कीत पुरुष उदासी;
चूक नहि अपनी कौं कीतमे, तो क्यौं तजे हुलासी. ॥३२॥

આ જોઈને શક્તિ તથા પુત્રોને ત્રાસ થવા લાગ્યો કે પુરૂષ કેમ ઉદાસ થયા હશે ! એમની સેવા ચાકરીમાં અમારી કંઈ ચૂક તો થઈ નથી, તો પછી એમણે આનંદ કેમ છોડી દીધો !

बीनु हुलास हास तज हकीगत, पुरुष कीये सकतकु;
तुम हंमके करतार कारंनको, सो न लहे अविगतकु. ॥३३॥

આનંદ સિવાય હાસ્ય જેણે તજી દીધું છે એવા પુરૂષે આ હકીકતનો સખ્તાઈથી જવાબ દીધો કે તારા અને મારા અવિગત કર્તાને તો જાણ્યા નથી !

बीनु अविगत गत पाय विनातो, पति विन कुन पसाई;
खलक खेल रचना बाबजकी, कीनकु कीये वधाई. ॥३४॥

અવિગતની ગતિ પામ્યા સિવાય તથા પતિને મેળવ્યા વગર તેમજ જગતભરના ખેલની બાબત સમજાયા સિવાય આ રચનાનો વિસ્તાર કોણે કર્યો ?

तदपी शक्ति कहे कुन पतिहे, आपो आप तमेही;
जेही परजा हंमसे उतपांनी, तुमसे करी सनेही. ॥३५॥

ત્યારે શક્તિ જવાબ આપે છે કે તમે પોતે જ પતિ છો, અને તમારા સ્નેહે કરીને મારાથી પ્રજા ઉત્પન્ન થયેલી છે.

बोहोरु कीन पुरुष परमांनीक, जो मे हवीत निज आपु;
तो मेरी मुज क्यौं न होय गत्य, उपजे कौंन कलापु. ॥३६॥

ત્યારે તે પુરૂષ તે વચન પ્રમાણિક ગણીને જણાવે છે કે, જો હું તેવી જ રીતે નિજ આપનપુરૂપે હોત તો મને મારી ગતિ શા માટે ન હોવી જોઈએ ? તથા મને આવા પ્રકારની કલ્પના શા માટે ઉઠી ?

तेही माटे हंमही निजपत नहि, सांम्रथ कोहु सकरता;
आप सहित असमांन अरसके, जेही उपजावंन हरता. ॥३७॥

એટલા જ માટે હું નિજપતિ નથી પણ બીજો કોઈ સમર્થ સકર્તા સર્જનહાર છે. મારા આપનપુ સહિત જમીન આસમાન સર્વને ઉપજાવનાર તથા નાશ કરનાર બીજો કોઈ છે.

तेही पतके आलोचीत अनुभव, करीत देखतां जबही;
अति अथाह अपरंम गत्य देखीत, भ्रमित भईत हंम तबही. ॥३८॥

તે પતિને અનુભવયુક્ત આલોચન કરીને જ્યારે મેં જોયા, ત્યારે તે પતિને તથા તેની પરમ કૃતિને અતિ અથાહ નિહાળી, ત્યારથી હું ભ્રમિત થઈ ગયો છું.

भ्रमित भावगत हुये उरंतर, क्रता खोज नहि पाई;
तबही ताय तन भये उदासीक, उतईत रहे हेराई. ॥३९॥

મારા ઉર અંતરમાં કર્તા કેવલની ખોજ કરીને પ્રાપ્ત ન કર્યા એથી જ હું ભ્રમિતભાવની ગતિવાળો થયો છું. અને ત્યારથી આ બાજુ અને તે બાજુ આવેલા પદાર્થોમાં વૃત્તિ હેરાઈ એટલે રોકાઈ રહેવાથી મારા શરીરમાં મને અતિ ઉદાસીનતા થયેલી છે.

जदपी चकित चीन भये भयंकर, हवित विभ्रांत विकलही;
तेहीत्ये त्रसीत चंत चीतवंन कर, निजपति रहे अकलही. ॥४०॥

જ્યારે હું ચકિત થઈ ગયો ત્યારે તેને ચીનવાનું અતિ ભયંકર થઈ પડ્યું અને હું વિકલ એટલે પાગલના જેવી ભ્રાંતિવાળો થયો. આ પ્રમાણે ત્રાસ પામવાથી હું તે અકળ રહેલા નિજપતિનું ચિંતાથી ચિંતન કરવા લાગ્યો.

अकल रहायन ते अपने खुद, मालिक विना न मोजु;
कोटी कोटी कलपेइ आपंनपर, कोहो कीनु उपजन सोजु. ॥४१॥

આપણા તે ખુદ માલિક અકળ રહેલા છે, આ બધી જ મોજ માલિક સિવાય હોઈ શકે નહિ. જો ધણી ન હોય તો કરોડો કલ્પે પણ આપણા ઉપર કોને લાગણીપૂર્વક વહાલ ઉપજશે ?

बीनहु सोज शिर सुसक स्वांतगत, धरही ध्यान कोहु कुनके;

सांम्रत पुरुष सजीवंन के कोई, स्त्रजीत आप नहि सुंनके. ॥४२॥

વળી જો આપણા શિર ઉપર સોજ (વહાલયુક્ત લાગણી) ધરાવનાર સકર્તા પતિ ન હોય તો આપણી ગતિ ને જીવન આવતું અટકી જાય, અને તે શુષ્ક અને સ્થિર થઈ જાય તો પછી તેવી સ્થિતિમાં કોણ કોનું ધ્યાન ધરી શકે ? એટલા જ માટે કોઈ સમર્થ સજીવન પુરુષ હોવા જોઈએ, કારણ કે આ સર્વલોક શૂન્યમાંથી આપોઆપ સર્જાયેલા નથી.

निज अनुभव उनमांन करीतसे, क्रता सीध आपनाई;

सोही सीध करतारनकी कीत, शोध करनकु जाई. ॥४३॥

આ પ્રમાણે પોતાના અનુભવથી અનુમાન કરતાં આપણા કર્તા છે એમ સિદ્ધ થાય છે. આ સિદ્ધ થયેલા કર્તાની શોધ કરવા હું ક્યાં જાઉં !

तेही अमुझ सुझ विन संचित, अहंग होई अकुलाई;

तीनके मरम न पाईत तुमजीन, सोहंम देहु लखाई. ॥४४॥

મારા સંચિતથી પતિપદ પામવાની સૂઝ ન પડવાથી અમુંઝણ થઈને મારા અહંગરૂપ સજાણ જાણમાં અકળામણ આવી છે. આ પ્રમાણે મને જે વેદના થાય તેની તને ખબર ન હતી. તેથી તેનો મર્મ મેં તને કહ્યો.

तेही अकुलाई देख तंन त्रासीत, जासीत भये भरमही;

आगुकीन क्यौं पुरुष उदासीक, तीनके एही मरमही. ॥४५॥

આ અકળામણ જોઈને મારૂં શરીર ત્રાસ પામ્યું છે અને ત્યારથી જ મને ભ્રમ થયો છે. આગળ મને તેં કહેલું કે હે પુરૂષ તમે ઉદાસી કેમ છો, તેનો મર્મ ઉપર કહ્યો તે છે.

कीन मरम निज क्रता सीधके, जेही उनमांन करेहुं;

जबीत हास तुमसे तज कंपीत, एही विधि सोच परेहु. ॥४६॥

અનુમાન પૂર્વક સિદ્ધ થયેલા કર્તાનો જે મર્મ છે તે મેં તને કહ્યો. એટલા માટે તમારી સાથેનો હાસ્ય વિનોદ છૂટી ગયો છે, અને હું કંપી ઉઠ્યો છું. આ પ્રમાણે હું શોકમગ્ન થયો છું.

जेही सोच आपने सरजनके, हवित विजोग विलापु;
त्राहे त्राहे तीनके तन उपजीत, परम माहाद्य परितापु. ॥४७॥

મારા સર્જનહારના વિયોગથી શોકમગ્ન થઈ હું વિલાપ કરું છું. તથા શરીરમાં પરમ મહદ પરિતાપ ઉપજ્યો છે. અને હું ત્રાહ ત્રાહ પોકારું છું.

या विनु दीरध नांहि उपरीत दुःख, खसम विना उतईतमे;
संकट साहाय करंन कोउ कीनु कीत, प्रपीत काज जीत तीतमे. ॥४८॥

ખસમ એટલે કર્તા ધણીને મેળવ્યા સિવાય ઉતઈત એટલે ચૌદ લોકમાં આથી વધારે દીર્ઘ દુઃખ બીજું કયું હોઈ શકે ? જગત ભરમાં જ્યાં ત્યાં દુઃખ ભરેલું છે તો તે પતિ સિવાય સંકટ વખતે કોણ કોને અને કેવી રીતે સહાયતા કરશે ?

एही अमोघ सोगही परेहु हंम, अतही प्रौढ अपरमही;
तदपी ताय तुम तजीत भागुमोइ, सकल बहाय करमही. ॥४९॥

એટલા જ માટે અતિ પ્રૌઢ અપરંપાર અમોઘ શોકમાં હું પડ્યો છું. એ જ કારણે બહારનાં સર્વ કર્મો ત્યજી તને છોડીને હું ચાલ્યો જાઉં છું.

अब तुंम हंमसे लाग लगीत नहि, धरही त्याग तन सेती;
तुम पति हंम जीनु सुखद तुमनकु, हंम पतकी काय नेती. ॥५०॥

આદિ પુરૂષ નિરંજન કહે છે કે હે પ્રકૃતિ, મારૂં શરીર જ્યાં સુધી રહેશે ત્યાં સુધીના તીવ્ર ત્યાગને ધારણ કરું છું. એ કારણે હવે તારો મારા પરત્વે કંઈ પણ લાગ લાગી શકશે નહીં. તારો પતિ હું જેનું સુખ તને મળે છે તો પછી શું મારો પતિ નથી ? અને તેનું સુખ મને ન હોઈ શકે ?

जबत्ये अब मोई परम पतिनकी, भाल करहु भव छांडी;
माहा धंधुमे जाई लगावुं, आसन अटल खराडी. ॥५१॥

એ કારણે હવે હું મારા પરમપતિની ભાળ કરવા ચૌદ લોક રૂપી ભવના રાજ્યને છોડીને મહા ધુંધુકાર શૂન્યમાં ખડું અટલ આસન વાળીને ધ્યાન લગાવીશ.

शक्ति समीप रही एतनी लग, ए तेही बचन वदेही;
तुरत त्यागके गये शुंन्यमे, छटकीत सकल सनेही. ॥५२॥

શક્તિની પાસે આ પ્રમાણે આટલાં વચન કહ્યાં ત્યાં સુધી રહ્યા, પછી તરત જ શક્તિ ઉપરનો સર્વ સ્નેહ છોડી તેનો ત્યાગ કરીને મહાશૂન્યમાં ચાલ્યા ગયા.

અંગ ૧લું સમાપ્ત






- શ્રી નિરંજન નરવેદ ધ્યાનકો-

शक्ति विजोग परेहु पुरुषके, क्रोड कोप कलपाई;
ब्रंह्मा विष्णु माहेश थर थरीत, त्रीया सहित तीनुताई. ॥१॥

જ્યારે શક્તિને પુરૂષનો વિયોગ પડ્યો ત્યારે કરોડ ઘણો કોપ લાવી કલ્પાંત કરવા લાગ્યાં, તે જોઈ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ તથા સાવિત્રી, લક્ષ્મી અને ઉમિયા થરથરી ઉઠ્યાં.

माहा रुदंन कल्पांत करीत जीनु, जुगन कोट ल्यौं जबही;
चौदेई तबक लोक विनु नरवित, चलित रोन लगे सबही. ॥२॥

જેના મહારૂદન કલ્પાંત કરવામાં કરોડો યુગ વહી ગયા. એ પ્રસંગે ચૌદે તબક્કાના લોક નિરંજન રૂપી વિત્ત વગરના હોઈ સર્વ ચલિત થઈ રડવા લાગ્યા.

रोये शूंन्य माहाशूंन्य अमीत पुनी, गंभिरा शूंन्य सोई;
रोये पंच तत्त्वके बीजग, बीनु पसरंन तन ओई. ॥३॥

શૂન્ય, મહાશૂન્ય, અમિત શૂન્ય, પરમ પ્રકાશક અને ગંભીરા એ પાંચે શૂન્યો તથા પંચતત્ત્વનાં બીજ જે પ્રસારાની વૃદ્ધિ કરવાવાળાં છે તે પણ રડવા લાગ્યાં.

ज्यौं तरु जड घण लगीत खाय जीत, वृक्ष सकल कुमलाई;
तौं शक्ति जड जीनु पसरंन तरु, तबक तत्त्व शुंनताई. ॥४॥

જેવી રીતે ઝાડના મૂળમાં ઘણ (એક જાતનો કીડો) લાગી તેને ખાઈ જાય છે, ત્યારે સર્વ વૃક્ષ કરમાઈ જાય છે, તેવી જ રીતે આ ચૌદે તબક્કાના પ્રસારા રૂપ વૃક્ષનું મૂળ જે શક્તિ છે તેને મહા કલ્પાંત રૂપ કીડો લાગવાથી તે પ્રસારા રૂપ વૃક્ષ ચીમળાવા લાગ્યું, એટલે કે ચૌદે તબક્કાના સર્વ તત્ત્વોમાં શૂન્યતા વ્યાપી ગઈ.

यौं कलपंत रहे सबही ईत, पुरुष परम सुन जेहु;
शंम दंम सुरत समेट करीत जीत, उपचिन भये विदेहु. ॥५॥

એ રીતે આ બાજુના સર્વ લોક કલ્પાંત કરતા રહ્યા અને પરમ પુરૂષ નિરંજન શમ દમ કરી સુરતાને સમેટી લઈ સમાધિવત્ થયા, ત્યારે સર્વ ઉપલક ચિન્હો વિદેહી (માયાપાશથી મુક્ત) થઈ ગયાં.

एक नीग्रे चित्त हवित निरालंब, वृत्ति वेग विलमाई;
सुसम द्रष्ट अविलोक अलखलख, क्रता एक उर लाई. ॥६॥

ચિત્ત વૃત્તિનો નિગ્રહ કરી નિરાલંબ (આલંબન વગરના) થયા એથી વૃત્તિનો જે વેગ હતો તે વિરામ પામ્યો, ત્યારે સુસમ દૃષ્ટિ એટલે અંશ સ્વરૂપની સજાણ જાણ દૃષ્ટિ દ્વારા ઉરમાં કર્તા કૈવલનું આલોકન કરીને અલખનો લક્ષ સાધવા લાગ્યા.

परम शूंन्य सनातनमे सद, बेठेहु ध्यांन धरीनके;
त्रीगुण शक्त मग सुपनंतर जीनुं, देखुन द्रष्ट फरीनके. ॥७॥

સનાતન પરમ શૂન્યમાં તે પુરૂષે ધ્યાન ધરીને બેઠા પછી, શક્તિ તથા તેના પુત્રોના માર્ગ તરફ સ્વપ્નાંતરે પણ દૃષ્ટિ ફેરવીને જોયું નથી.

एकाएक शूंन्य मुंन्य शून मही, सुध समाध लगाई;
निज करताके लक्ष रखनकुं, सुरत सचेत रहाई. ॥८॥

આ પ્રમાણે તે આદિ પુરૂષ એકાએક એટલે એકદમ કોઈના સાથ સિવાય શૂન્ય દશામાં મુનિવ્રત ધારણ કરીને મહા શૂન્યમાં જઈ શુદ્ધ સમાધિ લગાવીને બેસી ગયા. પણ નિજ કર્તાનો લક્ષ રાખવાને માત્ર સુરતા એકલીને જ સચેત રાખીને નિજ સ્વરૂમાં મગ્ન થઈ ગયા.

અંગ ૨ જું સમાપ્ત





## અંગ ૩ જું

### -: નરવેદ ચિંતામણિ શક્તિ આજ્ઞા તથા સનક વિતરાગ :-

एही परकारन जुवो पुरुषने, क्रता काज क्या कीनही;
आपने निज अनुभव नरणीतसे, लीये परमपद चीनही. ॥१॥

આ પ્રકારે કર્તાને માટે આદિ પુરૂષ નિરંજને શું કર્યું છે તે જુઓ ! તેમણે પોતે પોતાના અનુભવથી નિર્ણય કરીને પરમ પદને ચીની એટલે જાણી લીધું છે.

धंन्य धंन्य जीनुं कहीन जातमोई, एही पुरुषके त्यागु;
चंचल चपल मनोज मोहनी, तजके लीये वैरागु. ॥२॥

ચંચલ, ચપલ મનમાં ઉત્પન્ન થયેલી મોહિનીનો ત્યાગ કરી જેણે વૈરાગ્ય લીધો છે એવા તે આદિ પુરૂષના ત્યાગને ધન્ય છે ! કે જે હું મારી આ જાતથી વર્ણવી શકતો નથી.

जीनके नेन कटाक्ष अचरचर, लोक असंख नचावे;
सत्यावंत होई सकलपदारथ, सजी संच चलावे. ॥३॥

તેમણે એ શક્તિનો ત્યાગ કર્યો છે કે જે એવી સત્તાવાળી છે કે પોતાના નેત્રના કટાક્ષ માત્રથી ચરાચર અસંખ્ય લોકને નચાવે છે, તથા તે સર્વ પદાર્થો, જડને પણ જીવન આપીને ચલાવી (ગતિવાળાં કરી) શકે છે.

पुनीजाके प्राकंम परमगत्य, अकल कली नवजाई;
समल शक्तिकल अणुनी आद्यतंन, शकत कुण तजताई. ॥४॥

વળી જેના પરાક્રમ પરમ ગતિનાં હોઈ અકળ છે જે કળી શકાય તેમ નથી. અણુની આદ્ય લઈ સર્વ શરીરમાં તે મીસરીવત્ રહેલી હોઈ સર્વ શરીરોની તે કળ છે. તેને કોણ તજી શકે તેમ છે ?

एही विधीकी अदभूत अतलीबल, जीनत्ये कोउन खटाई;
तेही पुरुषने तजीत तरण तुल, बोहोरु ननकीन बनाइ. ॥५॥

એ પ્રમાણે તેનામાં અદ્‌ભૂત અતુલ બળ રહેલું છે જેને કોઈ ખટાવી શક્યો નથી. એવી મહાન શક્તિને આદિ પુરૂષે તરણ તુલ્ય ગણીને ત્યજી દીધી છે. ફરીથી તેની સાથે કદી બનાવ એટલે મળતાવડાપણું રાખ્યું નથી.

निजपति क्रता काजकीये केई विधि, श्रोतासुनो अकरही;
तीनुं आग एही भवके भेखसब, कुनताय सरभरही. ॥६॥

નિજ પરમ સકર્તા પતિને પામવા આદિ પુરૂષે આ વિધિ પ્રમાણે કર્યું છે; છતાં હે શ્રોતાઓ ! તે ત્યાગનું સંપૂર્ણ સ્વરૂપ બતાવવું મુશ્કેલ છે. તેની આગળ ભવભરના સર્વ ભેખોમાં તેની તુલના કરતાં બરાબરીમાં આવી શકે એવો કોણ છે ?

जयेति जयेति जग आद्यपुरुषकी, परम पुरुष ईत केही;
जेही परंतु नांहीन कोउपत, तीनके भये सनेही. ॥७॥

તે આદ્ય પુરૂષનો જય હો ! જય હો ! જેમણે ઈત એટલે ચૌદલોકથી પર આવેલા પરમ પુરૂષ સકર્તા જેનાથી પર કોઈ નથી તેમની જ સાથે સ્નેહ બાંધ્યો.

करीत स्नेह सनातंन पतसे, अविगत्य अकल आराधु;
आप अकेल अनाद्य अरसमें, बेठेहु अचल अगाधु. ॥८॥

પોતે એકલા અનાદિ કાળથી આવેલા અંતરિક્ષમાં અગાધપણે અચળ આસન વાળીને બેસી કળી ન શકાય એવા સનાતન અવિગત પતિનું સ્નેહયુક્ત આરાધન કરે છે.

अब ईतके गुन शक्तिसहितकी, कहत हवीत जेही जीनकी;
रोत रहे जेही पति विछरनसे, जुगन कोट गये तीनकी. ॥९॥

હવે આ બાજુ ગુણ અને શક્તિ વિષે શું બન્યું તે જેની જે હકીકત છે તે કહું છું. પતિના વિયોગથી શક્તિ જે રડતી રહી તેને કરોડ યુગ વહી ગયા.

अति रुदन कल्पांत देखीतव, भईवांण असमानी;
त्रिगुण, पुत्र लेई रचो श्रष्टकु, छोडो रुदन सद्यांनी. ॥१०॥

શક્તિનું અતિ કલ્પાંત ભરેલું રૂદન જોઈ આકાશવાણી થઈ કે હે શાણી રૂદન છોડો અને ત્રણે પુત્રોને લઈ સૃષ્ટિ કર્મની રચના આગળ ચલાવવી શરૂ કરો.

तबते छोडयो रुदन शक्ति, सुनी अरसकी बांनी;
बहोरु रखे सुत आपन्येकु, कीनो भेद भवांनी. ॥११॥

આકાશવાણી સાંભળીને શક્તિએ રૂદન કરવાનું છોડ્યું અને જે પુત્રો પાસે રાખ્યા હતા તેમને આકાશવાણીનો ભેદ પોતે (ભવાનીએ) સમજાવ્યો.

पुत्री तीन दीनही पुत्रनकु, जीनके करी संजोई;
मेरे हुकम करतुमां करतु, साम्रथ दोष न कोई. ॥१२॥

ત્રણ પુત્રો ને ત્રણ પુત્રીઓ આપી, જેની સાથે તમારે સંયોગ કરવો એમ હુકમ કર્યો અને કહ્યું કે મારા હુકમનો તમે અમલ કરો. કારણ કે સમર્થને દોષ લાગતો નથી.

जब तीनु देव तीनु तरीयनंसें, कीये संजोग सनेही;
संशे रहित हवीत जीनके चित्त, मात बचंन सुन लेही. ॥१३॥

એટલે તે ત્રણે દેવો જેમનું ચિત્ત માતાનાં વચન સાંભળીને સંશયરહિત થયું હતું તેમણે તે ત્રણે સ્ત્રીઓ સાથે સ્નેહથી સંયોગ કર્યો.

**अरध बचंन मांनीत शंकरने, नार सहित रहे जोगी;**

**सारा वचंन विरंची विलासीक, विनहु त्याग भये भोगी. ॥१४॥**

શંકરે માતાનું અર્ધુ વચન માન્યું એટલે કે તેઓ દિવસે સ્મશાનમાં રહેતા અને રાત્રે કૈલાસમાં આવતા. આ પ્રમાણે તે પોતાની સ્ત્રી હોવા છતાં યોગી રહ્યા. વિરંચી (બ્રહ્મા) સારાય વચનને માની ત્યાગી ન થતાં વિલાસી થઈ ભોગી બન્યા.

**विश्नु विचार कीनही कलपतज, पिता कुन कीत गयेहु;**

**तजी मोह तम हुये स्वांतिगत्य, जीनके धरी संदेहु. ॥१५॥**

વિષ્ણુ તો મારો પિતા કોણ અને તે ક્યાં ગયા છે એવો સંદેહ ધારણ કરી કલ્પ (કામ, માયા) તજીને વિચાર કરવા લાગી ગયા. આ પ્રમાણે મોહરૂપ અંધકાર ત્યજી ગતિને શાંત કરી.

**एही परकारंन भये त्रिगुण क्रत, जीनमे विषेयी विरंची;**

**तिनके सुत सुनकादिक सरजीत, रहित सकल परपंची. ॥१६॥**

આ પ્રમાણે ત્રણ ગુણોની જે હકીકત બની તે કહી. આ ત્રણ પૈકી બ્રહ્મા વિષયી હતા. તેમના સનકાદિક પુત્રો ઉત્પન્ન થયા જે બધા પ્રપંચરહિત હતા.

**तीनु उर धरे न बोध शक्तिके, वचन विडार गयेहु;**

**पितु पितनकी पूठ पलाईत, तरण वेश तन रहेहु. ॥१७॥**

તેમણે શક્તિનો બોધ ઉરમાં ધારણ કર્યો નહિ પણ તેના વચનોનું ઉલંઘન કર્યું અને યુવાવસ્થાવાળા શરીરને કાયમ રાખવા પોતાના પિતાના પિતાની (પિતામહ નીરંજનની) પૂંઠે પલાયન કરી જવા લાગ્યા.

**बोहोरु बरजन लगी शक्त तब, सुनकादिक उचरेहुं;**

**पिता माता तजके तुजके पत, कुन कारंन कीत गयेहु. ॥१८॥**

પણ ફરીથી જ્યારે શક્તિ બળજબરી કરવા લાગ્યાં ત્યારે સનકાદિકો કહેવા લાગ્યા કે પિતામહી, તમારા પતિ (નિરંજન) તમોને ત્યજીને કયા કારણે અને ક્યાં ગયા છે ?

जदपि शक्ति संकोच करीत चित, एही न मांने शिख मेरी;

दिव्य चक्षु के सुभट सचेतन, जीनकी गति अनेरी. ॥१९॥

આવો પ્રશ્ન સાંભળીને શક્તિને મનમાં સંકોચ થયો કે આ તો મારી શીખામણ માનતા નથી. એ તો દિવ્ય ચક્ષુવાળા સચેતન સુભટ હોઈ એમની ગતિ અનેરી (અસાધારણ, અનન્ય) છે.

तदीप शक्ति सुनकादिकु जब, जातन रखे रहाई;

अहो धंन्य सुतके सुत तुमकु, दोहु करलेहु बलाई. ॥२०॥

આ પ્રમાણે જ્યારે શક્તિ સનકાદિકોને જતાં અટકાવી શકી નહિ ત્યારે તે બે હાથે ઓવારણાં લઈ કહેવા લાગી કે અહો ! પૌત્રો, તમોને ધન્ય છે !

जेही करता कारंन मेरे पत, गये सबंनकु छांडी;

तीनकी खोज करंन तुमही सुत, जावंन लगे पछाडी. ॥२१॥

જે સકર્તા પરમપતિને માટે મારા પતિ સર્વને છોડી ચાલ્યા ગયા છે તેની ખોજ કરવા માટે હે પુત્રો ! તમે પણ તેમની પાછળ જવા લાગ્યા !

नांहीन भये तुमसे निजके सुत, पिता पुठ जायंनसे;

तदपि धंन्य तुम भये चतुर सुत, खोजीत मोही खावंनसे. ॥२२॥

મારા પોતાના પુત્રો તમારા જેવા, પિતાની પાછળ જનારા, થયા નહિ. તો પણ મારા પતિની પેઠે ખોજ કરનારા તમે ચાર પુત્રો થયા તેથી તમોને ધન્ય છે !

देई आशीष पुत्रके सुतकु, शक्ति समोह तजीने;

रहो अचल कहीकाल ऐसके, निज करतार भजीने. ॥२३॥

શક્તિએ મોહ તજીને પોતાના પૌત્રોને આશીર્વાદ દીધો કે કંઈ એક કાળ સુધી આયુષ્ય

ભોગવી નિજકર્તા પરમપતિને ભજીને અચલ રહેજો.

**निज करतार सकलके कारन, सुनो सुनक बडभागी;**

**जेही कारंन तुमेरे पितुके पित, तजीत मोय गये भागी. ॥२४॥**

હે મહાભાગ્યશાળી સનકાદિકો, તમે સાંભળો. સર્વનું આદિ કારણ નિજકર્તા છે; જેને માટે તમારા પિતામહ મને ત્યજીને જતા રહેલા છે.

**तेही कारंनकी भही तमनकु, आरत खोज करंनकी;**

**वारंमवार लेहु वारणीयां, तुम गति अपर परंनकी. ॥२५॥**

તે આદિ કારણની ખોજ કરવાની તમોને આરત થયેલી છે. તમારી ગતિ અપરંપાર હોઈ હું વારંવાર તમારાં ઓવારણાં લઉં છું.

**एही परकार शक्ति सनमांनीत, करीत जान दीये सुतही;**

**माहा विकट वितराग धरीत गये, सुनकादिक अद्भूतही. ॥२६॥**

આ પ્રકારે શક્તિએ તે પુત્રોનું સન્માન કરીને તેમને જવા દીધા. તે અદ્ભૂત સનકાદિકો મહા વિકટ વિતરાગ (વૈરાગ્ય) ધારણ કરીને ચાલ્યા ગયા.

## અંગ ૩જું સંપૂર્ણ





# અંગ ૪થું

## નિગમ નિરાકરણપર વિષમ વૈરાગકો

देखो एही निज तीव्र त्यागके, केही बिधि जोग लयेहु;
तेही परकारंनके उतईतमे, आ भव कुन भयेहु. ॥१॥

આ પ્રમાણે નિજ એટલે પોતાની મેળે આપોઆપ ઉત્પન્ન થયેલા તીવ્ર ત્યાગને જુઓ. જે વિધિ પ્રમાણે એમણે જોગ લીધો તે કહી, ઉતઈત ચૌદલોક રૂપ આ ભવમાં આ પ્રકારના ત્યાગવાળા બીજા કોણ થયા છે ?

निज अनुभवके एही वैरागु, पुरुष आद्य सुनकंनके;
वेद पुरांन शास्त्र नहि उसदिन, सुनीत ज्ञांन कोउकुनके. ॥२॥

આદિ પુરુષ તથા સનકાદિકોનો આ વૈરાગ્ય નિજ અનુભવથી થયેલો હતો. તે દિવસોમાં વેદ, પુરાણ તથા શાસ્ત્રો હતાં નહિ, તો પછી તેમણે ક્યાંથી કોનું જ્ઞાન સાંભળ્યું હશે ?

आपही आप करीत अविलोकंन, गुरु विचार अगमसे;
पुरुष आद्य सुतके सुत लहीगत्य, विनु गंमज्ञांन निगमसे. ॥३॥

નિગમ(વેદ)ની જ્ઞાનગમ સિવાય આદિ પુરૂષ તથા તેના પૌત્રોએ (સનકાદિકોએ) અગમ ગતિના વિચારરૂપ ગુરૂગમ વડે પોતે પોતાની જાતે અવલોકન કરીને ગતિ મેળવેલી છે.

तदपि ताय वैराग त्यागकु, निगमशास्त्र कीत कांमु;
जेही वचंन संसारीनके सुंन, पावही त्याग विरांमु. ॥४॥

એટલા જ માટે આવા વૈરાગ્યવાન ત્યાગને માટે વેદ તથા શાસ્ત્રો શું કામના છે ? કેમ કે સંસારીઓનાં જે વચનો છે તે સાંભળીને તો ઉલટો ત્યાગ વિરામ પામી જાય છે.

जदीप विरंची आद्यनारके, संधी वचन वदेही;
तेही न आवत कांम त्यागके, जीनकु होर्णा वदेही. ॥५॥

એટલા જ માટે સ્ત્રીસંગવાળા બ્રહ્માદિ જે વચનો વદેલા છે તે હીણ (અધમ, ભોગવાળાં) હોઈ શુદ્ધ ત્યાગને માટે કામ આવી શકતાં નથી.

**तेही माटे जेही प्रथम त्यागकु, ग्रही वचनकु तजही;**
**पीछे ईंद्रि करण नीग्रे कर, जोग जुगतसे सजही. ॥६॥**

તેટલા જ માટે આવાં હીણ વચનોને ત્યજી દઈને, જે પ્રથમ ત્યાગને ગ્રહણ કરી પછી ઈંદ્રિયો અંતઃકરણનો નિગ્રહ કરશે, તે જ યોગને યુક્તિપૂર્વક સાધી શકાશે.

**तदीप ताय जेही ग्रस्त आचारज, तीनुं शास्त्र नहि सुनही;**
**रहे सदाय अरस अनुभव गत्य, ब्रंह्मरंध्र सुंन धुनही. ॥७॥**

એટલા જ માટે જે ગૃહસ્થ આચાર્યો છે તેમનાં શાસ્ત્રોને સાંભળશો નહિ. પણ જો હંમેશાં અરસ અનુભવ ગતિમાં રહેશો તો બ્રહ્મરંધ્રમાં ઉઠતા ધ્વનિને સાંભળી શકશો.

**बोहोरहुं जेही पुनी आचारजके, शास्त्रमांय होय त्यागु;**
**नार सहित शाने भवभुगते, सो क्यौं होय न वेरागु. ॥८॥**

વળી ફરીથી કહું છું કે જે આચાર્યોનાં શાસ્ત્રો છે તેમાં ત્યાગ હોય તો પછી તેઓ સ્ત્રીઓ સાથે શા માટે સંસાર ભોગવે ? તેઓ શા માટે વૈરાગી થઈ જાય નહિ ?

**तेही माटे एही ठगके ठाठ सब, ज्यौं करी वदन डसनके;**
**दुनी देखावंन दीर्घ दंतकु, न्यारे निज भक्षनके. ॥९॥**

તેટલા જ માટે જેમ હાથીના દુનિયાને દેખાડવાના દીર્ઘ દાંત જુદા હોય છે અને ચાવવાના (ભક્ષણ કરવાના) દાંત જુદા હોય છે, તેવી જ રીતે ગૃહસ્થ આચાર્યોનો બધો બાહ્ય ઠાઠ ઠગના જેવો હોઈ દુનિયાને દેખાડવાનો છે, પણ તેમનું આંતરિક વર્તન જુદા પ્રકારનું હોય છે.

**तदीपताय एही भवके भेख सब, सुनीत पुरांन सचेतु;**
**उपजत मोह नारके लंपट, बोहोतीक होत फजेतु. ॥१०॥**

એટલા જ માટે આ ભવભરનો સર્વ ભેખ પુરાણો સાંભળીને (સંભરાવીને) સચેત રાખેલો છે. તેનાથી તો લંપટ (વ્યભિચારી, વિષયી) સ્ત્રીનો મોહ ઉપજે છે અને ઘણો ફજેતો (ભવાડો) થાય છે.

**आवत नहि तोहे लाज नफटकु, सरखा श्वांन विचारु; ॥११॥**
**बीनु मुरजाद मार शिर खावत, जावत तेही दवारु.**

આમ થવા છતાં જેમ કૂતરાને પુષ્કળ માર પડવા છતાં તે પાછો તે દ્વારમાં નફ્ફટ થઈને જાય છે, તેમ આ નફટ ભેખધારીઓને શ્વાનના જેવા વિચારો હોવાથી લાજ આવતી નથી.

**लोक नंद की क्षोभ धरत नहि, शास्त्र पुरांन सुनीतसे;**
**करीत समास हास ईतके चित्त, लखीत जोय जीत तीतमे. ॥१२॥**

વળી તેઓ શાસ્ત્ર-પુરાણો સાંભળીને લોક નિંદાનો ક્ષોભ પણ રાખતા નથી. પણ જેને જ્યાં જેમ ફાવ્યું ત્યાં તેમ લખીને પોતાના મનમાં હાસ્યનો સમાવેશ કરી લે છે.

**बेर बेर उलटाई कहतहु, जदीप त्यागीकु तबही;**
**जेही शास्त्र संसारीनके निज, करण धरत नहि कबही. ॥१३॥**

તેટલા જ માટે ત્યાગીઓને વારંવાર ઉલટાવીને કહું છું કે જે સંસારીઓનાં પોતાનાં રચેલાં શાસ્ત્રો છે તે કદી પણ સાંભળશો નહિ.

**रहत जोग वैराग अचल तव, भ्रमित भाव नवहोई;**
**पुरस आद्य विनु शास्त्र सुनक सुंन, गये न उलटे कोई. ॥१४॥**

ત્યારે જ યોગ અને વૈરાગ્ય અચલ રહે છે. અને ભાવ ભ્રમિત થઈ જતો નથી. કેમકે આદિ પુરૂષ અને સનકાદિકોએ શાસ્ત્રો સાંભળ્યાં નથી એથી જ તેઓ કોઈ ઉલટે માર્ગે ગયેલા નથી.

## અંગ ૪થું સંપૂર્ણ



## અંગ ૫મું

## ત્યાગીએ સંસારી શાસ્ત્ર વાંચવાં નહિ

**अब केतो वैराग धरीत ईत, सुनत पुरांन अगमही;**

**रंडीबाजके रसिक बचनमे, तपत त्याग होय समही. ॥१॥**

રંડીબાજ આચાર્યોનાં રસિક વચનોથી ઓળખાતાં પુરાણોને સાંભળી આ બાજુ આવેલા જગતના લોકો વૈરાગ્ય ધારણ કરે છે. પ્રથમ તો ત્યાગમાં તપે છે અને આખર જતાં તે ત્યાગ બુઝાઈ જાય છે.

**तपत त्याग सोई तीव्र तडीतवीत, जेही आभ्रन विछरंनकी;**

**अवनि छेद गत करीत रसातल, बहोरु मीलन नही घंनकी. ॥२॥**

તપત ત્યાગ તે જે વિજળી વાદળમાંથી વિખૂટી પડી પૃથ્વીને ભેદીને રસાતળમાં ચાલી જાય છે પણ ફરીથી પાછી સઘન ઘનમાં મળી શકતી નથી તે વિજળીના જેવો છે.

**तेही परकारंन त्याग तडीतवत, भव आभ्रन बिछरनही;**

**भरम अवन छेदीत करीतव गत, उलट न मीले सजनही. ॥३॥**

આ પ્રકારે વૈરાગ્ય ધારણ કરનાર ત્યાગી ભવરૂપ અભ્રથી વિખુટો પડી ભ્રમ (અજ્ઞાન) રૂપ પૃથ્વીને છેદવાની ગતિ કરે છે, તો પણ ઉલટીને વિજળીની માફક સજન એટલે જેમાંથી આવ્યો છે તેને મળી શકતો નથી.

**तदीप जेहुनत्ये होय स्वांती गत, क्रता मीले बीन त्यागु;**

**कोटिक कष्ट सहे आपने तंन, जीनके न करीत समागु. ॥४॥**

તેટલા જ માટે શુદ્ધ ત્યાગ સિવાય કર્તા મળી શકતા નથી. તો પછી આવા ઉપલકિયા ત્યાગવાળાઓની શાન્ત ગતિ શી રીતે થાય ? તેઓ પોતાના શરીરથી કરોડો કષ્ટ સહન કરે છે તો પણ કર્તાનો સમાગમ થઈ શકતો નથી.

तबते सांख्य वेदांत सुनीतगत, जावत त्याग विलाई;
जौत्ये कोटि हसाब दरबसे, रंक सीमंत बनाई. ॥५॥

તેટલા જ માટે સાંખ્ય તથા વેદાન્તની ગતિ સાંભળીને ત્યાગ વિલાઈ એટલે પીગળી જાય છે. જેમકે કોઈ હિસાબ કરનારો પોતે રંક હોય તો તે કરોડો રૂપિયાનો હિસાબ કરે તેથી શ્રીમંત થઈ જતો નથી.

तेहीरंक सीमंत जंतकु, कोडीन मीले खरचकु;
त्यौं बातनके ज्ञांन मुक्तसे, क्रता मीले न दरशकु. ॥६॥

તે શ્રીમંતના હિસાબ કરનાર રંક હિસાબીને પોતાને ખર્ચવાને એક કોડી પણ મળી શકતી નથી. તેવી જ રીતે જ્ઞાનથી મુક્ત થવાની વાતો કરવા માત્રથી કર્તાને જોઈ તેમજ મળી શકાતું નથી.

ते माटे मुख केहेण मोक्षमे, मतकोई धरो सबुरी;
निजके लक्ष लहाय विना गत्य, जंतन पाय जरुरी. ॥७॥

તેટલા જ માટે મુખ પરંપરાએ જે મોક્ષ કહેવામાં આવે છે તેમાં કોઈ વિશ્વાસ રાખશો નહિ. નિજ લક્ષની ગતિ મેળવ્યા સિવાય, હે હરિજનો, હું નિશ્ચયપૂર્વક કહું છું કે જરૂર મોક્ષ મળશે નહિ.

सो निजके लख अहंग एहीमम, पुनी कारन किरतारु;
उभये को अनुभव अनवयेगत, जीनु हवित एकतारु. ॥८॥

મેં જેને નિજલક્ષ કહ્યો તે પોતાનો શુદ્ધ અભિમાનરૂપ અહંગજાણવો તથા તે ઉપરાંત સર્વનું આદિ કારણ જે કેવલકર્તા એ બન્નેનો અનુભવ દ્વારા અન્વય એટલે પરસ્પર સંબંધ બાંધવાની ગતિ પ્રાપ્ત કરે તો નિજ કેવલકર્તાની સાથે એકતાર થઈ શકે.

हवित सरल एकतार क्रतारंन, न्याव सहित ज्ञांननसे;
तदीप भक्ति उर धरीत त्याग तज, अविलोकित ज्ञांननसे. ॥९॥

કર્તાની સાથે એકતાર થવા માટે જ્યારે કેવલકર્તાને ન્યાય સહિત ઓળખવામાં આવે છે, અને અંશની સજાણજાણ દ્વારા કર્તા સાથે સરલતાપૂર્વક એકમેક થવાય છે ત્યારે નિજપતિની સાથે અખંડ એકમેક રહેવાય તેટલા માટે અવલોકનપૂર્વક ભક્તિરૂપ આરતને ઉરમાં ધારણ કરવી, એ પ્રસંગે બાહ્યકર્મરૂપ વૈરાગ્ય (ત્યાગ) આપોઆપ છૂટી જશે.

**तेही अविलोकित भक्ति न्यारगत, चतुर खट उपराई;**

**एक निरंतर क्रताकार चित्त, ओरन क्रिया सहाई. ॥१०॥**

તે અવલોકનપૂર્વક ધારણ કરેલી ભક્તિની ગતિ ન્યારી હોઈ તે દશ પ્રકારની ભક્તિથી પર આવેલી છે, તે ભક્તિ વડે ચિત્તને હંમેશાં એક ક્તાકાર એટલે કર્તાની સાથે એકાકાર કરવાથી બીજી કોઈ પણ ક્રિયા રહી શકતી નથી.

**क्रता कार चित्त क्रता अंशके, जेही सचेत सजांनुं;**

**तेही सजात सचेत द्रष्ट चित्त, क्रताकार सोई जांनु. ॥११॥**

સચેત સજાણજાણથી કર્તાના જે અંશનું ચિત્ત ક્તાકાર એટલે કર્તા સાથે એકમેક થઈ જાય છે તે અંશની ચિત્ત (ચિતવન) યુક્ત નિજ દૃષ્ટિ સચેતન હોઈ, તે પોતાના સ્વજાતિ કર્તા કેવલની સાથે એકરૂપ થઈ ગયેલો હોવાથી, તેને ક્તાકાર જાણવો.

**ओर चतुर अंतसक्रणके चित्त, क्रताकार नव होई;**

**तेही अंश हथियारकरंण सम, क्रता लखीत नहि कोई. ॥१२॥**

તે સિવાયનાં બીજા મન બુદ્ધિ આદિ ચાર અંતઃકરણોથી ચિંતવન કરવામાં આવે તો તેથી ક્તાકાર થઈ શકાતું નથી. કારણ કે તે તો અંશને કરવાની ક્રિયાના હથિયાર રૂપ સાધનો જડ જેવાં છે. તે ચાર પૈકી કોઈથી કર્તા લખી શકાય તેમ નથી.

**जेही अंश हथियार करंन जड, जडजडकु जैई लगही;**

**पण करतार सजांण सचेतन, ईनमे तायकुन पगही. ॥१३॥**

અંશનાં ક્રિયા કરવાનાં જે આ હથિયારો છે તે તો જડ હોઈ જડને જ લાગી શકે છે. પણ કર્તા કેવલ તો સજાણ અને સચેતન છે. જેથી આ મન અંતઃકરણ આદિ કોઈ જડ

સાધનો ત્યાં પહોંચી શકે તેમ નથી.

पागी शकेतो अंश पगे लग, सजन सजात जबेही;

बीनु संजाण सजात विनातो, क्यौं करी करे सनेही. ॥१४॥

જો કોઈ ત્યાં પહોંચી શકે એમ હોય તો તે માત્ર એક અંશ જ પહોંચી શકે તેમ છે. કારણ કે અંશ સજાણજાણને જાણનાર હોઈ કૈવલ કર્તાનો સજાતિ છે. જે સજાતિ ન હોય તેમજ સજાણ જાણવાળો ન હોય તો તે કેવી રીતે સ્નેહ બાંધી શકે ?

जबत्ये अंतसकरण इंद्रिगुन, एही जडवत सबकोई;

नांम रुप गुण द्रष्ट पदन लग, अविलोकन कर ओई. ॥१५॥

એથી જ અંતઃકરણ ગુણ અને ઈંદ્રિયો, એ સર્વ જડવત્ હોવાથી તેઓ નામ, રૂપ, ગુણવાળા દૃષ્ટ પદાર્થો સુધી અવલોકન કરી શકે છે.

चैतनतो जडके साक्षीपण, जड चैतंन लहे कमही;

ज्यौंत्ये चितरकी चितरंनकु गत, चितर लहत नहि गमही. ॥१६॥

ચૈતન જડનો સાક્ષી છે પણ જેમ ચિત્રકારને ચિત્રની ગતિ હોય છે, પણ ચિત્રને તેના ચિત્રકારની ગમ હોતી નથી તેવી જ રીતેચૈતન જડનો સાક્ષી હોવા છતાં પણ જડ ચૈતન્યને જાણી શકાતું નથી.

जबत्ये क्रता अंशके अंतस, द्रष्टपणुं निज सोई;

तेही करतामे हवित एकायंन, जड चित्त लागन कोई. ॥१७॥

એટલા જ માટે કર્તા અંશની અંતરદૃષ્ટિ રૂપ જે અંતઃકરણ તે જ નિજ દૃષ્ટિ છે, અને તે જ દૃષ્ટિ કૈવલ કર્તામાં એકરૂપ થઈ શકે છે. પણ કોઈ જડ ચિત્ત તેમાં લાગી શકતાં નથી.

एही परकारन हवे विनागत, तीव्र राग नहि तजही;

प्रोक्ष परम उतकष्ट आरतसे, क्रता आद्यकु भजही. ॥१८॥

ઉપર કહ્યું તે પ્રમાણે ભગવતી જને ગતિ મેળવી ક્તાકાર થવું. એ પ્રમાણે ન થાય ત્યાં

સુધી તીવ્ર વૈરાગને અનુરાગ ત્યજવો નહિ, અને પરમ ઉત્કૃષ્ટ (શ્રેષ્ઠ) આરતથી પરોક્ષ રહેલા આદિ કર્તાને ઓળખી ભજન કરવું.

जदीपजोग राग वैराग रखन जीनु, निजपतिपद पावंनके;
तदीप ताय नहि सुनीत शास्त्रकु, वदीत नारीके जनके. ॥१९॥

નિજપતિ કેવલ કર્તાને પામવા માટે જેટલી જરૂર પ્રેમયુક્ત અનુરાગ તથા તીવ્ર વૈરાગની છે તેટલી જ જરૂર સ્ત્રી-સંગી આચાર્યોએ રચેલાં શાસ્ત્રો નહિ સાંભળવાની છે. जाग શબ્દ રાગની આગળ ગ્રંથમાંથી રાખેલો છે.

पुनीत नारके बचंन सुनीतसे, सहेज सुभाव बोलनके;
जीनके बाध न लगत त्यागकु, कहु द्रष्टांत खोलीनके. ॥२०॥

વળી પવિત્ર સ્ત્રીઓનાં વચનો સાંભળવાનો પ્રસંગ આવે ત્યારે પોતાના ત્યાગને બાધ ન લાગે એમ કેવી રીતનાં સહજ સ્વાભાવિક વચનો બોલવાં એ વિષયને ખુલ્લો કરી નાખનાર દૃષ્ટાંત કહું છું.

जौं कोई तामस देवही उचरत, ओट मनुसकी सोई
तीनके निज मुख बचंन सुनितसे, मरत नहि कीनुं कोई. ॥२१॥

જેમ કોઈ તામસદેવ મનુષ્યની ઓટ એટલે ઓથે રહીને જે કંઈ વચનો બોલે તે તેનાં પોતાનાં એટલે મંત્રયુક્ત ઉપાસના રૂપ શક્તિના સંયોગ થયા સિવાય ઉચ્ચારાયેલાં હોય તો તે શક્તિહીન વચનો હોવાથી તે સાંભળવાથી કોઈ પણ મનુષ્ય મરી જતું નથી

ते ही देवंनके संधी उपासंन, करनहार मंतरही;
सोही मंत्र जेही जनकु सुनावत, तुरत जाय तेही मरही. ॥२२॥

પણ તે તામસદેવ સંધી ઉપાસના એટલે ઉપાસના કરી સધાયેલો ઉપાસના રૂપ શક્તિ યુક્ત થવાથી તેને જે મંત્રથી સાધેલો હોય તે મંત્ર શક્તિવાન હોવાથી જે કોઈ મનુષ્યને તે સંભળાવવામાં આવે છે તે માણસ તરત મરી જાય છે.

यागत बरनन संधी नारके, शास्त्र पुरांन सबेही;
तेही शास्त्र सुन ललित नारके, त्याग न बंच शकेही. ॥२३॥

એ જ પ્રમાણે સ્ત્રીસંગી આચાર્યોએ જે શાસ્ત્રો અને પુરાણોને વર્ણવેલા છે તે સર્વે શાસ્ત્રો સાંભળવાથી મનોહર સ્ત્રીઓનો ત્યાગ બચી (રહી) શકતો નથી એટલે કે સ્ત્રીઓનો ત્યાગ થઈ શકતો નથી.

ओर त्याग ईतके सब अलपीत, संप्रदाय चौं जनके;
त्रिगुण शक्त अवतार जोतल्यौं, एही उपास सबंनके. ॥२४॥

વળી ચારે સંપ્રદાયોના મનુષ્યોના શરીરોમાં જે ત્યાગ છે તે તો અલ્પ, માત્ર નામનો જ ઉપલકિયા છે. ત્રણ ગુણ, શક્તિ, અવતારી પુરૂષો અને જ્યોતિ નારાયણ એ સર્વ લોકોની ઉપાસના છે.

तेही उपासनके त्यागनकी, कहु जीनु लक्ष लखाई;
जेही जीनके देवनकु दरशीत, शाहास्त्र पुरांन जुंगाई. ॥२५॥

જે સંપ્રદાયોના જે દેવ છે તેના તે દેવને દર્શાવવાને પૌરાણિક સમયે ચતુરાઈપૂર્વક ચાલાકીથી જે ત્યાગ યુક્ત ઉપાસના વર્ણવી છે, તે તે ઉપાસનાનો જે જે લક્ષ લખાવેલો છે તે તે કહું છું.

केतेकतोही पुरांन सुनीतसे, तजी तत त्याग उमागी;
ईष्टदेव संजोगी जांनीके, भूले भरम अभागी. ॥२६॥

કેટલાક તો ઉમાગી એટલે ખોટે માર્ગે લઈ જનાર પુરાણોની વાતો સાંભળીને ત્યાગી થઈ ગયા, પણ છેવટે જે દેવને પામવા ત્યાગ લીધો તે દેવને સંજોગી એટલે સંસારી જાણીને તે ભાગ્યહીન ઉપાસકો ભ્રમમાં ભૂલા પડ્યા કે અમે તો ઈષ્ટદેવને પામવા ત્યાગ લીધો અને અમારા આ ઈષ્ટદેવો તો સંસારી છે! તો શું અમે ખોટો માર્ગ ગ્રહણ કર્યો હશે!

केतेकतो तप जोग करीनके, परसे निज पतियंनकु;
जुगल जोरीके दरस परस कर, उलट भईत गतियंनकु. ॥२७॥

કેટલાકોએ યોગ ધારણ કરીને તપ કર્યું, તે તપના અંતે તેમના માનેલા નિજપતિનો સ્પર્શ કર્યો ત્યારે તેમણે તેમને જુગલ જોડીવાળા જોવાથી તેમની (જોનારની) ગતિ ઉલટાઈ એટલે

પાછી પડી ગઈ.

उलटी सो निज तीव्र त्यागकी, ईष्ट जुगलकु जोई;

तेहीपण देखीत करत आराधंन, परमपतिन को सोई. ॥२८॥

જ્યારે તેમણે તેમના ઈષ્ટદેવની જુગલ જોડી જોઈ ત્યારે તેમણે પણ તેમના ઈષ્ટદેવને: પરમપતિનું આરાધન કરતા દીઠા. જેથી તેઓ ભોંઠા પડી ગયા, અને તેમના નિજ તીવ્ર ત્યાગની ગતિ ઉલટી એટલે ભોંઠપથી (શરમિંદાપણાથી) પાછી પડી. એટલે કે નીચાજોણું થવાથી તેમની ગતિનો વેગ નરમ પડી ગયો.

करत आराधन निजपतिके उर, पुनी पोकारत नेति;

तेही पतिके निज अरसपरस बीन, भवीत भाव भवसेती. ॥२९॥

જેને જગતે ઈષ્ટદેવ માની યોગને સાધ્યો છે, તે દેવો પણ પોતાના ઉરમાં નિજપતિની આરાધના કરતા હોઈ છેવટના સ્વરૂપની સમજણ ન પડવાને લીધે નેતિ પોકારે છે, તથા જે પદની તેઓ નેતિ પોકારે છે તે પદ સાથે અરસપરસ એકમેક થયા ન હોય. ત્યાં સુધી તેમની ગતિ પણ ભવભરના લોકોની ગતિ જેવી હોઈ અધિક લેખાય નહિ.

भव सोई भवीत भांमनीनसे रत, जेही निजपति पावंनकी;

तेही रत दीये त्रीयायंनकु ईत, कोउ करे खोज खावंनकी. ॥३०॥

જે આરત નિજપતિને પામવા માટે હતી તે આરત ભામિની (સ્ત્રી)માં લાગી ગઈ. આ પ્રમાણે આરત પતિને પામવા માટે છે, તે સ્ત્રીને આપી દીધી તો પછી તેના સિવાય ખાવનની ખોજ બીજું કોણ કરી શકે ?

जेही आरत निज अरस भोवंनकी, निजपति दीये सबनसे;

सुरता सहित अकल अनुरागीत, लायेहु अंश जबनसे. ॥३१॥

જ્યારે અંશો ઉત્પન્ન કર્યા ત્યારે નિજપતિએ સર્વ અંશોને આરત, સુરતા તથા અક્કલ (ગતિ) અનુરાગપૂર્વક આપેલાં હતાં. એટલે જ્યારે અંશો જગતમાં આવ્યા, ત્યારે તેઓ અંતરિક્ષ આવેલા નિજપતિના ઘરની આ દિવ્ય સમૃદ્ધિ તેમની સાથે જ લાવેલા હતા.

तेही सुरत पुनी अकल आरतकु, उलट मीलन जीन ग्यांनु;

परम पतिनसे जाई मीलावत, जांहीसे कीये पीयांनु. ॥३२॥

અંશને જે અક્કલ, આરત ને સુરતા, નિજપતિ તરફથી આપવામાં આવેલી છે, તે રકમોને સંસારભરના પરિવર્તનમાંથી ઉલટાવીને ત્યાં વાળવાની છે કે જ્યાંથી તે રકમો મળી છે. વળી અત્યારે ઘણા કાળથી પદાર્થોમાં અક્કલ, આરત ને સુરતા પચી ગયેલાં હોવાને લીધે તે સુરતા આદિમાં જ્ઞાન તત્ત્વ રહેલાં નથી. એ કારણે પદાર્થની પ્રક્રિયાને શ્રેષ્ઠ રૂપ માની નિજપતિને ભૂલી ગયેલા છે. જેથી તે સુરતા આદિ નિજ સ્વરૂપે થઈ જે પતિને ત્યાંથી મળેલી છે તે પતિને ઓળખવા માટે જ છે, અને તેટલા જ માટે આ રકમો રૂપી સમૃદ્ધિને ઉલટી વાળી પતિમાં પતિ રૂપ બનાવવાની છે, અને તેટલા જ માટે પતિએ તે આપેલી છે.

सोतो सुरत अक्कल आरत ईत, सब विधि खरच खनाये;

बोहोरु पतिनपे कुन पोंचाईत, ज्यौं अहि मणि गमाये. ॥३३॥

જેમ અહિ એટલે સર્પ પોતાનો મણિ ગુમાવવાને લીધે જ પૃથ્વી ઉપર રખડતા રહેલા છે, તેવી જ રીતે અંશોએ સુરત, અક્કલ અને આરતરૂપ મણિ પદાર્થોની પ્રાપ્તિ પાછળ સર્વ પ્રકારે ખર્ચી નાખ્યો છે. એ કારણે પતિને ત્યાં પહોંચવા માટે તેમની પાસે કંઈ જ સાધન રહ્યું નથી.

ओर खरचत धंन खातन खूटत, सुरत अक्कल रत जेहु;

कोटि कलप जुग अरब न औटत, बीन एक नार सनेहुं. ॥३४॥

જેમ કરોડો કલ્પ વહી ગયા છતાં દરિયામાં ઓટ આવતી નથી એટલે કે તેનું પાણી ખૂટી જતું નથી, તેવી જ રીતે મનુષ્ય શરીરમાં આવેલા અંશની ગતિમાં જે અક્કલ આરત ને સુરતા રૂપી ધન છે, તે સ્ત્રીસંગ સિવાય ખર્ચતાં તથા ખાતાં કરોડ અરબના યુગ વહી જતાં પણ ખૂટતું નથી પણ ચઢતું જ જાય છે.

सकल साज अविलोकन रतको, समटी हवे समोहुं;

तेही सबंनसे अधिक नेह रत, सुनीयो संत अमोहु. ॥३५॥

હે મારા સંતજનો ! સર્વ સાજરૂપ રકમોનું અવલોકન કરનાર એવી જે રત, તે રતને (આરતને) સર્વ પદાર્થો પરના સંમોહ (મોહ)માંથી સમેટી લઈ એકઠી કરવામાં આવે તો, તેમાં ઘણું જ બળ વધી જાય છે, એ પ્રમાણે વૃદ્ધિ પામેલા બળવાળી રત સર્વ પદાર્થોથી અધિક છે, તે સંબંધમા નીચે પ્રમાણે ખુલાસો કરું છું તે સાંભળો.

कोटि अनंत वस्त अविलोकत, नर नरबंध रहाई;
सतगुरु मीलेतो लहही परमपद, जीनसे नहि अटकाई. ॥३६॥

મનુષ્ય નર-પુરુષાર્થથી બંધ રહ્યો હોય (સંપૂર્ણ બ્રહ્મચારી હોય) તો, અનંત કોટિ વસ્તુઓનું અવલોકન કરી શકે છે. તેમજ તેને સદ્‌ગુરુ મળે તો પરમપદ જાણવામાં કોઈ પણ પ્રકારે અટકી શકતો નથી.

एही सब अखिल पदारथकी अत, रत नीरबंध जनाई;
पण जेही नेह नार नरको चित्त, बजर लेप वत ताई. ॥३७॥

અખિલ બ્રહ્માંડના પદાર્થોની ગતિ જાણવાની જે આરત તે બ્રહ્મચર્યના સંપૂર્ણ રક્ષણવાળો મનુષ્ય જ જાણી શકે છે. પણ પુરૂષના ચિત્તમાં સ્ત્રી પરત્વેનો જે સ્નેહ હોય છે, તે તેના ચિત્તમાં વજ્રલેપની માફક ચોંટી ગયેલો છે.

जेही सूक्ष्म वित्त अमल अंशको, चीनत चित्त चितवंनसे;
तेही चित्त लग्यो नेह नारीनसे, विछरीत अंश आपनसे. ॥३८॥

જે આ શરીરમાં આવેલું સૂક્ષ્મ વિત્ત, તે વિત્તરૂપ જે પ્રણવ, તે પ્રણવ અંશની સત્તા પામી આખા શરીરમાં અમલ તરીકે વહીવટ કરે છે. તે વહીવટથી ચિત્ત સચેતન થઈ ચિતવન વડે અંશને ચીની (ઓળખી) શકે છે. તે ચીનનાર જે ચિત્ત, તે ચિત્તથી સ્ત્રીમાં પ્રેમયુક્ત સ્નેહ લગાડવાથી, કર્તા કેવલના અંશથી અક્કલ આરત ને સુરતા વિખુટાં પડી ગયાં છે.

पीछे रहे मंन बुध अहंकारंन, घाड पदारथ घटके;
सो सूक्ष्म अविलोक शके क्यौं, छपीत बोध छेवटके. ॥३९॥

એ કારણે છેવટના ગુપ્ત રહેલા સૂક્ષ્મ બોધનું અવલોકન કેવી રીતે કરી શકે ? કારણ કે બાકી રહેલાં મન, બુદ્ધિ ને અહંકાર તે મોટા મોટા પદાર્થોનો જ ઘાટ ઘડી શકે છે.

**तबत्ये आपना आपनको मुख, चित्त दरपन दरशाई;**

**सो चित्त लग्यो नेह नारीनके, ईत कीनसे सुखपाई. ॥४०॥**

જે ચિત્તરૂપ દર્પણ વડે અંશ પોતાનું મુખ જોઈ શકે છે. તે ચિત્ત સ્ત્રીમાં લાગી જાય તો તેના સિવાય બીજા કયા ઉપાયે અને કોના તરફથી આત્મસ્વરૂપ રૂપ મુખ પ્રાપ્ત થઈ શકશે ?

**जब आपना आपने दरशनको, अनुभव हवे विनाई;**

**तब करता अविगतकी गतकु, कुन नमुने पाई. ॥४१॥**

જ્યારે આપણને પોતાના સ્વસ્વરૂપનો અનુભવ થાય નહિ, તો અવિગત ગતિના કર્તા કેવલને કયા નમૂના વડે ઓળખી શકીશું ? ને પામી શકીશું ?

**जब करता निज परंम पुरुषकु, पावंन चहो जो संतु;**

**तो तजहो निज नेह नारको, धरीतत त्याग अतंतु. ॥४२॥**

હે સંતજનો ! નિજ પરમ પુરૂષ કેવલકર્તાને પ્રાપ્ત કરવા હોય તો સ્ત્રી સંગનો અતિશય ત્યાગ કરીને શરીર પરત્વેની ઇચ્છાનો ત્યાગ કરી મહાન વૈરાગ્યને ધારણ કરો.

**तबते निजगुरु परम बोधको, लाग लगे तेही जंनसे;**

**ज्यौं पुरुषातन सहित पुरुषके, मीटे दरद वैदनसे. ॥४३॥**

જેમ પુરૂષાતનવાળાને કદાચ નપુંસકતા આવી હોય તો વૈદ મટાડી શકે છે, તેવી જ રીતે પતિથી વિખુટો પડેલો અંશ પતિને મળવા આરતભર્યો અતિ વૈરાગ્યવાન હોય તેને જ વૈદરૂપ સદ્ગુરૂનો બોધ લાગી શકે છે.

**नार सनेह लगावत नर चित्त, भवीतव भंग वैरागु;**

**उपले भेख भजावत भवहित, उरीत नार अनुरागु. ॥४४॥**

સાધુનું ચિત્ત સ્ત્રી સાથે લાગવાથી વૈરાગનો ભંગ થાય છે. તેઓનો ભેખ પાઠ ભજવવા પુરતો ઉપલક હોઈ તેમનાં અંતરમાં સ્ત્રી સાથે જ અનુરાગ હોય છે.

मन क्रम वचन वेद वित्तके अज, निरखीत निज कंन्याई;

धरीत मोह तीनु पुठ पलाईत, जीनुं जुग जश अन्याई. ॥४५॥

બ્રહ્માજી વેદના વિત્તનો મન, કર્મ, વચનથી પ્રકાશ કરતા હતા તે પ્રસંગે પોતાની દીકરીને પોતા પાસે રમત કરતી જોઈ તરત જ તેના ઉપર તેમને મોહ ઉત્પન્ન થયો. પિતાની ભ્રષ્ટ થયેલી વૃત્તિ જોઈ પુત્રી ત્યાંથી નાઠી એટલે મોહવશ થયેલા બ્રહ્માજી પણ પાછળ દોડ્યા. આ પ્રસંગનો વિપરીત બનાવ અત્યાર સુધી અન્યાય તરીકે જગતમાં ગવાય છે.

तबत्ये नेह न करीत नारसे, जीनु मीलन किरतारु;

ज्यौं बीजग अंकुरनके मुख, कंचित कटे नकारु. ॥४६॥

એટલા જ માટે જો કર્તા ધણીને મળવું હોય તો સ્ત્રી સાથે નેહ કરશો નહિ. કારણ કે જેમ બીજના અંકુરનું મુખ જરા પણ ખંડિત થાય તો તે બીજ પૃથ્વીમાં ઉદય થઈ શકતાં નથી, તેવી જ રીતે વૈરાગ્યવાનનું ચિત્ત બ્રહ્મચર્યથી જ સ્ખલિત થયું હોય તો, તે પરમ તત્ત્વનો મર્મ સમજવામાં કદી પણ સામર્થ્ય મેળવી શકતો નથી.

तेही न करे उदभव अवनि तल, कंचित पडे कसरही;

तेही बीजगके फलकी आश नहि, बीन तरु कीये पसरही. ॥४७॥

તે બીજ કિંચિત્ માત્ર કસરને લઈ પૃથ્વીમાં ઉદય કરી શકતું નથી. જેથી તે બીજના ફળની આશા પણ નિરર્થક છે. કારણ કે વૃક્ષ થાય જ નહિ તો પછી પ્રસરે ક્યાંથી ?

तेही प्रकारन आपनुं आप कण, ईच्छ उदित अंकुरही;

जीनके मुख निज सुरत समोहित, नार लगीत भई चुरही. ॥४८॥

ઉપરના દૃષ્ટાંતનું સિદ્ધાન્ત એવું છે કે આપનપુ એટલે અંશ સ્વરૂપરૂપી કણ, તેની ઈચ્છારૂપ ઉત્પન્ન થયેલું અંકુર, તે અંકુરના મુખ રૂપ સુરતા, તે સુરતા સ્ત્રીના મોહમાં લાગી જવાથી ખંડિત થઈ ગઈ, જે ખવાયેલા અંકુર જેવી સમજવી.

चूर हवित अंकुर मुखनसे, नहिन उदित ईश्वरीये;
विनु ईश्वरीये चंत अहरनिश, लागी रहत तनु तरीये. ॥४९॥

નિજ અંકુરના મુખની સુરતાનો જ્યારે ચૂરો થઈ જાય ત્યારે ઐશ્વર્યરૂપ અંકુરનો ઉદય થઈ શકતો નથી, જેથી ઐશ્વર્ય વિભુ સિવાયનાં જે મનુષ્ય શરીરો છે, તેમનાં ચિત્ત અહર્નિશ જીવન પર્યંત સ્ત્રીઓમાં જ લાગી રહે છે.

तबत्ये सतगुरु शरण आईक्या, काज कीयो घर तजही;
जीनु छटकाईत धरीत त्याग तंन, तदपि ताय क्यौं भजही. ॥५०॥

જ્યારે તમારું ચિત્ત સ્ત્રીઓમાં લાગી રહેલું છે ત્યારે ઘરનો ત્યાગ કરી સદ્‌ગુરુના શરણમાં આવી અધિક શું કર્યું ? કારણ કે જે સ્ત્રીથી છટકીને શરીર ઉપર ત્યાગ ધારણ કર્યો, છતાં પણ વળી પાછું તે જ સ્ત્રીનું તથા તેની જાતની બીજી સ્ત્રીઓનું ભજન શા માટે કરો છો ?

खांन पांन जेही सहित ईजतके, तीनमे नहि अटकावुं;
पण जेही नेह नार वितरागीन, सोकीत नहि सोहावुं. ॥५१॥

હે સાધુજનો ! માન-મર્તબો મેળવવામાં તથા ખાવાપીવામાં હું તમોને અટકાવીશ નહિ. પરંતુ વૈરાગ્યવાન થઈને જો સ્ત્રીનો સંગ કરશો તો હું કદી પણ માફી આપી શકીશ નહિ.

नार स्नेह खोटत्र्यत्रिये धंनकी, पावंन क्रता पखनत्ये;
बारुतकी वित हांन हवित गत्य, ज्यौं ते अगन चखनत्ये; ॥५२॥

કર્તાને પામવાના પક્ષમાં સ્ત્રી સંયોગ ત્રણે લોકની ખોટ લાવવાવાળો છે. જેમ દારૂનો નાશ કરનાર અગ્નિ છે, તેવી જ રીતે વીર્યવાનોના વીર્યનો નાશ કરનાર સ્ત્રી છે.

## અંગ ૫મું સમાપ્ત





## -નર નિરમાલ હવિત હિસાબ-

तीनके कहत हिसाब हकीगत, सुनीयो सकल सजनही;
जेही जेतनी निरमाल नरंनकी, भवित भंग निज तंनही. ॥१॥

હે સંત સજ્જનો ! જે તે નરનું વિત્ત નષ્ટ થઈ નિર્માલ્ય કેવી રીતે થયા, અને શરીરનો નાશ શાથી થયો, તે વિષેની હકીકત સાથેનો હિસાબ કરું છું તે સાંભળો.

वीशासो संमर मही चोसट, नरकु कांम विषेई;
तीनके दिन उनमांन कहत पुनी, गनती सरवगनेई. ॥२॥

એકંદરે મનુષ્યનું જીવન એકસો ને વીશ વર્ષનું હોય છે. જેમાં યુવાની ભરેલાં ચોસઠ વર્ષ કામની ઇચ્છાવાળાં છે. તે ચોસઠ વર્ષના દિવસોની અનુમાન કરી એકંદરે સર્વ ગણત્રી કરીને કહું છું.

अष्टादश ओरु पंच सहस्त्र जीनुं, खटसे उभे चालीशु;
एतन्य दिनकी बिंदु पातसे, तदीप न होय नरईशु. ॥३॥

ચોસઠ વર્ષના ૨૩૬૮૦ અંકે તેવીશ હજાર છસો ને એંશી દિવસો થાય છે. દરેક દિવસોમાં બિંદુપાત થતો હોવાથી નર (મનુષ્ય) પાત્રમાં ઐશ્વર્યતા રહેતી નથી.

ईशपणुं क्यौ होय न नरंनकु, तीनके लक्ष लखावुं;
जेतने नर वित्त जात वीरजमे, सब विध समझ पखावुं. ॥४॥

મનુષ્યના શરીરમાંથી જતા વીર્યરૂપ વિત્તનો સર્વ પ્રકારે સમજ પડે એવો લક્ષ લખાવું છું, કારણ જેનાથી ઐશ્વર્ય નષ્ટ થયેલું છે તેનું કારણ નીચે પ્રમાણે કહું છું.

बिंदु बिंदुमे पुरुष पुरुषके, श्राजम सकल सबेही;
अंतःकरण ईंद्रि गुण सहितंम, पंच तत्व तन जेही. ॥५॥

મનુષ્યના દરેકે દરેક બિંદુમાં એક એક પુરૂષ ઊભો થાય તેટલી રકમો જાય છે. ચતુર અંતઃકરણ, દશ ઈંદ્રિયો, ત્રણ ગુણ, ત્રણ ગણ તેમજ પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને આકાશ આદિ પાંચ તત્ત્વો બિંદુમાં જાય છે.

**ओरु चौसट आंगुलकी हवितव, हांण प्रणवकी जीनमे;**

**सुरता अकल अंश आरतके, तेही पण जावत तीनमे. ॥६॥**

વળી જેમાં પ્રણવની ચોસટ આંગળીની હાનિ હોઈ અંશની આરત અક્કલ અને સુરતા તે પણ બિંદુમાં જાય છે.

**एही द्वादश दश चतुर अंशकी, प्रजा बिंदुमे जाई;**

**एही परकार वरस चौसटके, दिनकी केतीक थाई. ॥७॥**

ઉપર ગણાવેલી છવ્વીશ રકમો અંશની પ્રજા હોઈ એક બિંદુમાં જાય છે. આવી રીતે ચોસઠ વરસના દિવસોમાં કેટલી જતી હશે તે આપણે તપાસીએ.

**तीनके कहु परमांण अपरमीत, मरमीत मीसर सहेतु;**

**एही तंनमे तन समल संजुक्ता, अपरंमपार सखेतु. ॥८॥**

તે વિષયનો પ્રમાણસર પરિપૂર્ણ મિસરીવત્ ભાવોનો મર્મવાળો હેતુ જે આ શરીરમાં તત્ત્વો સાથે મળીને સંયુક્તરૂપે રહેલો છે તે વિષય પાર પામી શકાય તેવો નથી. એવી રીતે આ શરીર રૂપ ખેતરની રચના ગોઠવાયેલી છે.

**जेतेही दिन उनमांन कहीतमे, बिंदुपात तन होई;**

**ते तेही अंतस गुणकी आद्य सब, जावत संघ सकोई. ॥९॥**

અમોએ ઉપર બિંદુ વિષે અનુમાન કરેલું તે દરેક બિંદુમાં અંતઃકરણ, ગુણ, ગણની આદ્ય લઈ સર્વનું વિત્ત તેની સાથે જાય છે.

**एही परकार हांन विभु तीनकी, होवत अंश जेहुनकी;**

**ज्यौं नरपत दलहीन हवितसे, जीत न होय तेहुनकी. ॥१०॥**

જેમ રાજા લશ્કર વગરનો હોય તો જીત મેળવી શકતો નથી તેમ અંશ તત્ત્વ સાજરૂપ રકમો વગરનો થઈ જવાને લીધે ચૌદ લોક રૂપ જગતની સાથે જીત મેળવી શકતો નથી.

**तेसेही अंश राज दल उरमीत, हिरण गर्भवतताई;**

**नार संगसंजोग करीतसे, कन कसीन भगजाई. ॥११॥**

તેવી જ રીતે અંશને રાજા જાણવો. તેના સ્વરૂપની ઉર્મિરૂપી વૃત્તિ પ્રણવ ઉપર ભાવ ભરેલી પડી જેથી પ્રણવ શરીરરૂપ હોઈ હિરણ્યગર્ભ ગતિનો થયો છે. એ કારણે અંતઃકરણ, ગુણ, ઈંદ્રિયો, તત્ત્વો એકબીજાથી અરસ પરસના સ્પર્શે કરી પ્રણવનું વિત્ત લઈ સજીવન જીવન ભોગવે છે. એથી જે તે તત્ત્વો બિંદુમાં જતા હોવાથી તત્ત્વોસહ પ્રણવનું વિત્ત ઓછું થાય છે. અને આમ વિત્ત ઓછું થતાં પ્રણવ તથા તત્વોમાં નિર્માલ્યતા આવે છે. એ કારણે અંશ દળહીન થવાથી કંઈ પણ કરી શકતો નથી. આવું ઉત્તમ પ્રકારે જીવન ચલાવનાર પરમ તત્ત્વરૂપ જે વીર્ય તેમજ જે ચૌદલોકાધિપતિને ઓળખવામાં મદદગાર સાધન તે રૂપી જે કણ, તેને કસીને સાધ્ય નહિ કરી રાખનારા અલ્પ સુખની મનોવાંચ્છના પૂરી કરનાર વિષયભોગમાં પૂરું કરે છે.

**जो कदपि दल संचित होय तो, ईशता सुनो जीनेहु;**

**कोटिक सींह संघ जीनके हुत, तीनकु कुन जीतेहु. ॥१२॥**

જો કદાચ ગુણ, પ્રાણ, પ્રકૃતિ, અંતઃકરણ, ઈંદ્રિયો વિગેરે દળરૂપ રકમોનો સંગ્રહ કરેલો હોય તો તે અંશની ઐશ્વર્યતા એટલી તો અધિક હોય છે કે જેની સામે એક કરોડ સિંહ હરીફાઈ કરે છતાં સઘળા સિંહોને તે જીતી લે છે. અર્થાત્ સિંહ જેવા બળવાન પશુઓ બ્રહ્મચર્યવાનનું તેજસ્વી કપાળ જોતાં લજ્જા પામે છે.

**अब तीनकी गनती गनावावत, श्रोता सुनो सकलही;**

**एक पक्ष अगणित होहुते, केतीक होय अक्कलही. ॥१३॥**

હે શ્રોતાજનો ! હવે તે વિષેની ગણત્રી ગણાવું છું. તે એ છે કે એક સ્ત્રી પક્ષ સાચવી લેવામાં આવે તો મતિ ગતિરૂપ અક્કલમાં અગણિત ઘણો વધારો થતો હોઈ જેને કોઈ જીતી શકવા સમર્થ નથી.

चोसट वरस पुरषके दिन हुत, खटनव अष्ठ हजारु;
ओर पंचसे उभे नव लख, जीनकी विधि विस्तारु. ॥१४॥

ચોસઠ વર્ષના દિવસોમાં અંશની પ્રજાના વિત્તના અંશો ૧૮,૨૩૫૦૦ અંકે અઢાર લાખ તેવીસ હજાર પાંચસો બિંદુમાં જાય છે. તેની પૃથક્ પૃથક્ ગણત્રી નીચે પ્રમાણે ગણી બતાવું છું.

दिन दिन प्रत्ये बिंदु एकनमे, गुण घण जत अंतसही;
प्रणव इंद्रि दश सुरत अकलरत, कहत सुमार समसही. ॥१५॥

પ્રત્યેક દિવસના દરેક બિંદુમાં પ્રણવ, અંતઃકરણ, ગુણ, દશ ઈંદ્રિયો, સુરત, અક્કલ અને આરત જાય છે. તે બધાનો સમસ્ત શુમાર કહું છું તે સાંભળો.

प्रथमही सुरत अकल आरत वित्त, जिनके सुनो विभागु;
चोसट सहस्त्र हजार सप्त पुनी, द्वेवीश सहित समागु. ॥१६॥

પ્રથમ સુરત અક્કલ અને આરતનું જે વિત્ત તે ચોસઠ વર્ષના દિવસોમાં એકંદરે જેટલું જાય છે તેના વિભાગે આવતા અંશોની ગણત્રી ૭૧૦૪૦ અંકે ઈકોતેર હજાર ને ચાલીશ હોવાને લીધે અક્કલ, આરત અને સુરતાને અનહદ હાનિ પહોંચે છે. આ હિસાબે એક બિંદુમાં ત્રણેયનો એક એક અંશ હોઈ ત્રણ અંશ જાય છે.

ए तेही जात विभाग बिंदुमे, चोसट वरस दिनुमे;
सुरत अकल आरत्यके वित्तमे, हानि होत जीनुंमे. ॥१७॥

એ પ્રમાણે ચોસઠ વર્ષના દિવસોમાં અક્કલ આરતને સુરતાનું ચિત્ત બિંદુમાં વહી જતું હોવાને લીધે આ પ્રમાણે હાનિ થાય છે.

पुनी गुन घण लख एक ओर जीनुं, द्वादश त्रीश हजारु ;
तीनके उपरीत ऐंशी अंश मील, गुन घण कोय समारु. ॥१८॥

હવે ત્રણ ગુણ અને ત્રણ ગણના અંશરૂપ વિભાગ ૧૪૨૦૮૦ અંકે એક લાખ બેતાલીશ હજાર ને એંશી જાય છે.

तेही पण जात विभाग वीरजमे, कारंन कांम समलता;

ते तेही रज तम सात्विक त्रिन घण, पावत पेज निबलता. ॥१९॥

પંચ ભૂતાદિ શરીરરૂપ ક્ષેત્રના કારણરૂપ જે રજો, તમો અને સાત્ત્વિક ગુણો તે તથા અહંકાર ગણ અચંત ગણ અને સ્વકાશ ગણમાંના પેચ એટલે યુક્તિઓ સબળ રહેલી હોવા છતાં કામ (વિષય) રૂપ કારણની પાછળ નિર્બળ થઈ જાય છે. તેનો એકંદર હિસાબ કરતાં દરેક બિંદુમાં દરેક ગુણ ગણનો એક એક્ અંશ હોઈ છ અંશો જાય છે.

अबके कहत चतुर अंतसके, अंश विभाग जीनेहु;

चतुर नव जीनु सेहेस्त्र सप्तसे, उपरीत वैश तीनेहु. ॥२०॥

હવે નિજ અંશના હથિયાર રૂપ ચાર અંતઃકરણના જે અંશરૂપ વિભાગ બિંદુમાં જાય છે તેનો એકંદર સરવાળો આ પ્રમાણે છે. ૯૪૭૨૦ અંકે ચોરાણું હજાર સાતસો વીશ છે, તે દરેક અંતકરણનો એક એક અંશ હોઈ એકંદરે એક બિંદુમાં ચાર અંશ જાય છે.

ए तेही अंतसकरणनके जत, अंश सहिर समोहु;

तब जोसनभर रहतन अंतस, आक्रंत वंत अमोहु. ॥२१॥

અંશના શરીરનું સહીર એવો જે પ્રણવ તે તથા અંતઃકરણ આ બધાં બિંદુમાં જતા હોવાને લીધે શરીરયુક્ત આકૃતિવાળો અંશ અંત સુધી જોશ ભરેલો રહી શકતો નથી.

तेही माटे चतुरंन अविलोकन, पातन पोंच आगंमकी;

आधारे आधारंन उचरत, ग्रहीतव ओट निगंमकी. ॥२२॥

ઉપરના કારણે ચાર અંતઃકરણના અંશો બિંદુમાં નષ્ટ થઈ જવાને લીધે અગમ્ય ગતિની ગમ જાણવા તે પહોંચી શકતાં નથી. એથી અત્યાર સુધી કોઈ સ્વતંત્ર આપખુદ બુદ્ધિથી બોલી શકેલા નથી, અને તેથી વેદોનો આશ્રય લઈને તેનો આધાર રાખી, તે માપક બુદ્ધિથી બોલીને વિચારો જણાવેલા છે.

ज्यौं परहीन विहंगम विचरत, धर धर पाव धरासे;

जाइ लगे परवत पति के शिर, उरीन शके आकाशे. ॥२३॥

જેમ નષ્ટ થયેલી પાંખોવાળું પક્ષી પૃથ્વી ઉપર ફરી શકે છે, તથા પર્વતોનો પતિ મહાન પર્વત જેનું નામ કૈલાસ પર્વત છે. તેના શિખર સુધી કૂદી કૂદીને જઈ શકે, પણ આકાશમાં ઉડી શકતું નથી.

**निराधार तेही अवनि छोरीके, विचरन शके विलतही;**
**त्यौं कविताय विहंग हीनपर, वदीतव सुरत मीलतही. ॥२४॥**

તે પક્ષીને પૃથ્વી છોડીને નિરાધાર આકાશમાં વિલસવું હોય તો તે વિચરી શકતું નથી. તેવી જ રીતે દુનિયાભરમાં સઘળા કવિઓની કવિતાની રચના તે પાંખ વગરના પક્ષી જેવી હોઈ જ્યાં સુધી સુરતા પહોંચી ત્યાં સુધી તેઓ સુરતાને મળી બોલેલા છે. કારણ કે તેમની અક્કલ, આરત ને સુરતા આદિ બળવાન રકમો બિંદુમાં નષ્ટ થઈ જવાથી તેઓ અગમ્ય માર્ગ ભેદી શકેલા નથી.

**आचारज अगनित अवनपर, व्याकरण वेतनके;**
**पुं परधांन ब्रंह्मके भवीतल, भाषक भव खेतनके. ॥२५॥**

વ્યાકરણના મહાન વેત્તા અગણિત આચાર્યો આ પૃથ્વી ઉપર થઈગયેલા છે. તેમણે પુરૂષ પ્રકૃતિ તથા બ્રહ્મરૂપ જે ભાસ તેનું જ વર્ણન ભવરૂપ ખેતરમાં કરેલું છે.

**भवसोई भवितनांम रुप गुंनके, ओर पुरुष परकरति;**
**अजभव आद्य अनाद्य सबनकी, यांहां ल्यौं सुरती समरति. ॥२६॥**

ભવ એટલે નામ, રૂપ અને ગુણવાળું જગત. તે જગત તથા પુરુષ પ્રકૃતિનું કથન શિવ, બ્રહ્મા અને વિષ્ણુ તથા શ્રુતિ અને સ્મૃતિએ પણ કરેલું છે.

**पण करतार पुरंजन पदके, अनुभव अकल अघादु;**
**कोउन कीये निज अवनि आद्य धर, जीनके बाद बे बादु. ॥२७॥**

પરંતુ સર્વલોકથી પર માયા આદિ તત્ત્વોથી રહિત જે પુરંજનરૂપ કેવલ કર્તા, જેનો અનુભવ પૃથ્વી રચાઈ ત્યારથી તે આજ દિન સુધી કહ્યો હોય અગર લીધો હોય એમ બનેલું નથી. તથા જગતભરના કોઈ વિદ્વાનોએ અદ્યાપિ સુધી પરમપદનો વિવાદ કર્યો નથી.

**वाद वे वाद करीत कोउ जीनके, अगम गति बीनु कुनकी;**

**अंतसकरन करारी विना कोउ, और सहित कंम गुनकी. ॥२८॥**

અગત ગતિની ગમ વગર વાદવિવાદ કરવા કોણ સમર્થ થાય એમ છે ? કારણકે અંતઃકરણના કરાર સિવાય ત્યાં પહોંચી શકે તેમ નથી. વળી ત્રણ ગુણ અને ત્રણ ગણ આદિ જે તત્ત્વો બળવાન હતાં તે બિંદુના માર્ગે વહી ગયાં જેથી તે પદમાં પહોંચી વળવું અને જેમ છે તેમ સમજવું મુશ્કેલ થયું છે.

**बोहोरु सुरत ओरु अकल आरतके, आगम कीये विभागु;**

**तेही पण नीष्ट भवित तंन भंगुर, गम गई गमन समागु. ॥२९॥**

વળી હમોએ જે અક્કલ, આરત અને સુરતાના વિભાગ આગળ કરેલા તેમની મહાન ગમગતિ સ્ત્રી સમાગમની પાછળ નષ્ટ કરી જેથી શરીર તત્ત્વોનો ભંગ કર્યો છે.

**ए तेही जत मत जोग हवीनसे, भवितन विकल शरीरु ;**

**ते ते अगम गतिनके लायक, अनुभव करन अमीरु. ॥३०॥**

ઉપર કહ્યા પ્રમાણે જેનાં તત્ત્વો ભ્રષ્ટ નથી થયાં તથા વૃત્તિઓથી ડગ્યા નથી. તથા વિષય કામની પાછળ જેઓ વિકલ એટલે ગાંડા થઈ ભમ્યા નથી, તેવા જત મત રહેનાર જનો જ યોગ કરી શકે તથા તેઓ અગમ્ય ગમગતિને લાયક હોઈ તે દશાના અમીર થાય છે. પણ તેવી રીતે ન બની શકે તો અક્કલ આરત આદિ પરમ તત્ત્વોનો સંગ્રહ કરવો મુશ્કેલ છે.

**सो तो सकल विभाग भंगुसे, हीनता भई तरककी;**

**जदपी अगम गति लहही तायको, लखेसो क्रता फरककी. ॥३१॥**

પણ શરીરનાં સઘળાં દૈવી તત્ત્વોના જે વિભાગ છે. તે બિંદુ સાથે જતા હોવાને લીધે શરીર તત્ત્વોનો ભંગ થવાથી ઊર્ધ્વ માર્ગની ગમગતિને શોધવાનો જે તર્ક તે હીણ થયો. એ કારણે અગમ ગતિને કોઈ જાણતું નથી. તેથી જગતના લોકોએ જુદા જુદા ફરક ગતિના કર્તાની સ્થાપના કરી છે.

क्रता फरक ईतके ईतकी सब, निगम शास्त्र लखताई;
जाही परंतु परम लक्ष गत्य, तबते कोहुन पाई. ॥३२॥

કર્તા ફરક એટલે ચૌદલોકમાં વસતા ગમે તેને ભગવાન (કર્તા) બનાવી બેસવું તે. તેવી જ રીતે વેદો તથા શાસ્ત્રોનો લક્ષ નેતિ પોકારી આ બાજુ જ રહી ગયો. અને એટલા જ માટે તેના પર જે પરમ લક્ષની ગતિ તે કોઈએ પ્રાપ્ત કરેલી નથી.

अबके सुनो इंद्रि दशके रस, भंग विभाग गनीतही;
जाहेर नुर जहुर हीराईत, जुग जन करन जनीतही. ॥३३॥

હવે દશ ઈંદ્રિયો જે દશ પ્રકારના રસ લે છે તેમના વિભાગનો પ્રતિદિન નાશ થાય છે. એથી જ તેમનું જહુર એટલે શૌર્યતાવાળું નુર જાહેર જગતમાં સ્ત્રીસંગ સહેવાસથી હેરાઈ ગયું, તે કેટલું અને કેવી રીતે હેરાયું તે જગતને જણાવવા કહું છું.

द्वे लख छत्रीश हजार चतुरसे, पुनी चतुरसे ताई;
ईनमे पण एतने उलचणसे, रहतन तन रसनाई. ॥३४॥

ચોસઠ વર્ષના દિવસોમાં દશ ઈંદ્રિયોના ૨૩૬૮૦૦ અંકે બે લાખ છત્રીસ હજારને આઠસો અંશો બિંદુમાં જાય છે અને તે દરેક ઈંદ્રિયનો એક એક અંશ જતો હોઈ, દશ ઈંદ્રિયોના દશ અંશો એક બિંદુમાં જાય છે. આવી રીતે શરીરનું વિત્ત ઉલેચાઈ ખાલી થવાથી શરીર ઉપર નુરયુક્ત રોશની રહી શકતી નથી.

वोहोरहु श्रोत पंच तनके तत, जावत भाग जेतनेही;
अवनि तेज अप पवन शून्यके, खाली परत खेतनही. ॥३५॥

હે શ્રોતાજનો ! વિશેષ કહું છું કે શરીર રૂપ જે ખેતર છે. તે જે પાંચ તત્ત્વોથી રચાયેલું છે. તે પૃથ્વી, જળ, અગ્નિ, પવન અને આકાશ એ તમામ તત્ત્વોનું વિત્ત નષ્ટ થઈ જવાથી શરીરરૂપ ખેતર ખાલી પડી જાય છે.

एक लख सेहेस्त्र अढार चतुरसे, चोसट वरस रोजनकी;
एतर्नि निबलता होवत जीनमे, पंच तत्वके तनकी. ॥३६॥

શરીરરૂપ ખેતરના પાંચ તત્ત્વનું સત્વ ૧૧૮૪૦૦ અંકે એક લાખ અઢાર હજાર અને ચારસો અંશોનું ચોસઠ વર્ષના દિવસોનું એકંદર વિત્ત જાય છે. તેના હિસાબે પંચ તત્ત્વના પ્રત્યેક તત્ત્વમાંથી એક એક અંશ હોઈ પાંચ અંશો દરેકે દરેક બિંદુમાં જાય છે.

**कहत टुट अब प्रणव पेचकी, चोसट वरस निशाकी;**

**प्रकृति पुरुष संयोग हवितकी, गनती लखावहु ताकी. ॥३७॥**

પુરૂષ અને પ્રકૃતિનો સંયોગ થવાથી ચોસઠ વરસની વિષયમય નિશામાં શરીરમાં રહેલા પ્રણવનો પેચ નષ્ટ થઈ જાય છે. તે વિષેની ગણત્રી લખાવું છું.

**सकल शरीर तंतके कारंन, रोम रोम रग रगके;**

**स्थावर जंगम विश्व चराचर, अणुनी आद्य सब जगके. ॥३८॥**

સ્થાવર, જંગમ, ચર, અચર ચૌદ લોકરૂપ જગતમાં અણુ રેણુથી લઈને આદિ પુરૂષ નિરંજન સુધી સર્વના શરીરોનું મૂળ કારણ જે પ્રણવ, તે રોમ રોમ અને રગેરગમાં વ્યાપક ગતિએ રહેલો છે. તથા તે પ્રણવ સર્વ શરીરોને ધારણ કરનારો હોઈ તે જ સર્વલોકનું જીવન છે.

ओर सतो रज तमके तन ल्यौं, रवि शशि आद्य देवंनही;

जीनके समल चलाय सकलको, विछरे भवित अमनहि. ॥३९॥

વળી શિવ, બ્રહ્મા, વિષ્ણુ તથા સૂર્ય, ચંદ્રની આદ્ય લઈ સર્વ દેવતાઓનાં શરીરમાં પ્રણવ મળી જઈને રહેલો હોવાને લીધે પ્રણવ વડે જ તે ચલાયમાન થયેલાં છે અને એનાથી જ (પ્રણવથી જ) તેઓ દેવતાઈ સુખ તથા વૈભવ ભોગવી રહેલા છે. તે પ્રણવ નષ્ટ થવાથી દેવતાઈ વર્ગનાં દેવ શરીરો મરણની શય્યા (પથારી) ઉપર સૂઈ જાય છે.

एही परकार सकल जड तंनके, जग देखनके जीवु;

तेहीते परख परत नाडीनमे, जीनते मरत सजीवु. ॥४०॥

આ પ્રમાણે દેવ લોકોનાં શરીરોથી લઈ મૃત્યુલોક સુધીનાં સર્વ શરીરો જડ છે. પણ પ્રણવથી જ જીવતાં દેખાય છે. અને આખર દિવસે મૃત્યુ શય્યા ઉપર પડેલાં શરીરોમાં નાડી જોવાથી

પરીક્ષા થાય છે કે તે મરેલાં છે યા જીવતાં છે. આ પ્રમાણે ચૌદ લોકના આધારરૂપ પ્રણવ હોઈ સર્વ શરીરોને તેણે જ જીવતાં રાખેલાં છે.

अद्‌भूत वस्त अमूल अनोपम, तनमे प्रणव समीरु;
तीनकी करत हांन हर सालक, जब जन होय न सधीरु . ॥४१॥

સર્વ લોકનાં શરીરમાં અદ્‌ભુત એટલે આશ્ચર્યકારક અલૌકિક ચમત્કાર તરીકે અમૂલ એટલે જેની કિંમત આંકી ન શકાય તેવો, તથા ઉપમા પણ આપી ન શકાય તેવો સર્વ શિરશ્રેષ્ઠ પ્રણવ બિરાજેલો છે. તેવા પ્રણવની વિષયાંધ દેવો તથા મનુષ્યો હાનિ કરતા હોવાને લીધે, દેવતાઓ તથા મનુષ્યો સધીર એટલે સ્થિર મનવાળા રહી શકતા નથી.

बीनहु सधीर विना नर सांम्रथ, अनुभवन होय अगंमके;
कदपिक करेतो बुधकी बाबज, सरसती साध सुगमके. ॥४२॥

મનુષ્ય તથા દેવમાં ધૈર્યતા ન હોય તો સામર્થ્ય આવી શકતું નથી. એ કારણે અગમ્ય ગતિનો અનુભવ મેળવી શકતા નથી. કદાચ કોઈક વિરલા અનુભવ કરે તો તે સરસ્વતી આદિ સાધકો બુદ્ધિપૂર્વક અનુભવ ગોઠવી શકે પણ નિજગમ ગતિનો લક્ષ મેળવી શકતા નથી.

पण अनभेतो अगाध महाद रध, ज्यौं चंतामणि धंनही;
मूल तोल जीनको नहि थावत, पावत जोग वजनही. ॥४३॥

પરંતુ આ શરીરમાં વસતો પ્રણવ નિર્ભય, અગાધ, મહાન રધ એટલે સમૃદ્ધિવાળો, ધનમાં ચિંતામણિ જેવો જેની ચૌદ લોકમાં કિંમત આંકી ન શકાય તેવો છે. છતાં તે પ્રણવને શમદમ કરી સ્થિર કરે અને ગુરૂ લક્ષનો નિજભાવ ભરી પ્રણવકાર ચિત્તવૃત્તિનો નિગ્રહ કરે તો પ્રણવનાં ફળ પામી શકાય તેમ છે.

तेही निज जोग करन जुग तनकी, आगे देही देखाई;
कीनेहु तंत सकल जीतने भर, जोजन रखे जमाई. ॥४४॥

શ્રી સમર્થ પરમ ગુરૂ કહે છે કે શરીરોમાં વસતાં પ્રાણાદિ સર્વ તત્ત્વોબિંદુના માર્ગે વહી

જતાં અટકાવી, જે તત્ત્વ સામગ્રીનો જમાવ કરે તેને યોગ કરવાની યુક્તિ હું આગળ આ ગ્રંથમાં કહીશ.

तीनमे जेतनी बनीत सोईसद्, तेतनी अनभे पावे.

तोजन कोडीनके बदले ईत, पारस क्यौं हु गमावे. ॥४५॥

હે શ્રોતાજનો ! મારું કહેલું જ્ઞાન સાંભળી હતાશ થશો (હારી જશો) નહિ. કારણ હવે પછી તત્ત્વ સામગ્રીનો અટકાવ કરે અને તે વડે જેટલું બને તેટલું બનાવો અને ગુરૂ લક્ષમાં ચિત્ત રાખી વહી ગયેલા વિત્તનો સંગ્રહ કરો. હવે પછી વીર્ય નહિ ગુમાવું એવો દઢ નિશ્ચય કરો. કારણ કે કોડી જેવા નજીવા ભગસ્થાનમાં શરીરના વિત્તરૂપ પારસ જેવા વીર્યને શા માટે ગુમાવવું જોઈએ ?

तेही पारस निज प्रणव समीरन, जावंन हीर जनावुं;

चोसट वरस खुनकी खडतल, सो सब गनीत गनावुं. ॥४६॥

તે પ્રણવરૂપ પવન પારસ જેવો છે અને પ્રણવનું હીર રૂપ તત્ત્વ વિષય ભોગથી વહી જાય છે. એને લીધે બોતેર તત્ત્વના સમૂહ સહ સર્વ યુક્ત તત્ત્વોનું ખંડન વિષય ભોગી કરે છે. તે ખડતલ મહેનત કરે છે. અને તેવી ચોસઠ વરસની એકંદર મહેનત થતાં શરીરના વિત્ત રૂપ પ્રણવ, કેટલો ઓછો થાય છે તે વિષેની ગણત્રી નીચે પ્રમાણે ગણાવું છું.

खटनव लक्ष हजार तेहीतने, पुनी पंचसे वीशु;

एतनी लगे विघात माहातमे, तबन पाय जगदीशु. ॥४७॥

વિષય ભોગમાં વહી જતા પ્રણવના ૧૫૧૫૫૨૦ અંકે પંદર લાખ પંદર હજાર પાંચસો ને વીશ અંશો બિંદુમાં જાય છે. 'ખટ નવ લક્ષ હજાર તેહી તને' એટલે જે હજાર શબ્દ પુનરાવૃત્તિવાળો હોઈ એક નહિ સમજતાં પંદર હજાર સમજવું તથા 'તેહી તને' એટલે જે શરીરમાં હું પંદર લાખ કહું છું તે જ શરીરમાં વધારાના પંદર હજાર જાણવા. એમ એકંદરે પ્રણવના વિત્તનો આટલો બધો વિઘાત (આઘાત, પ્રહાર, નાશ, સંહાર) થવાથી જગતના પરમેશ્વર કર્તા કૈવલને પામી શકાતું નથી.

एही परकारन होत नारकु, तनके तत्त्व विघातु;

जेही परकारन कीये पुरुषकु, जावन जोस सधातु. ॥૪૮॥

ઉપર પ્રમાણે પુરૂષના તત્ત્વોની થતી હાનિ વિષે જે લંબાણ વિસ્તાર કર્યો છે તેવી અને તેટલી જ સ્ત્રીના તત્ત્વોની પણ હાનિ થાય છે. વિષયથી પુરૂષ તત્ત્વનો જેટલો વિઘાત થાય તેટલો જ વિષયવાન સ્ત્રીને થાય છે. વિષયના જોશમાં ધાતુઓનાં મૂળ ઓછાં થાય છે.

एही उभयनकी हानि बराबर, भवित जोग संजमही;

एकल कर कडतल नहि बाजत, एक एकसें त्यौं तमही. ॥૪૯॥

ઉપર પ્રમાણે સ્ત્રી-પુરૂષ બન્નેને વિષય ભોગથી બરાબર (સરખી જ) હાનિ થાય છે. કારણ કે એક હાથે તાળી વાગતી નથી. તાળી વગાડવી હોય તો બન્ને હાથ એકઠા થાય તો જ વાગે, તેવી જ રીતે વિષય ભોગ સ્ત્રી-પુરૂષ ભેગા થવાથી જ થાય છે.

तेही माटे तन जुगल जोसकी, समजावन कही सोई,

नरनारी खून सभर भराभर, कोउ कीनु कमन कसोई. ॥૫૦॥

એટલા જ માટે જુગલ એટલે સ્ત્રી-પુરૂષ બન્નેનો જોશ એક સરખો જ નષ્ટ થાય છે. એ સમજાવવા માટે જ કહ્યું છે. તેમાં સ્ત્રીઓના વિત્તની હાનિ વધારે અને પુરૂષના વિત્તની હાનિ ઓછી અથવા સ્ત્રીના વિત્તની હાનિ ઓછી અને પુરૂષના વિત્તની હાનિ વધારે એમ બનતું નથી. એ પ્રમાણે બન્નેને થતી ખૂન્નસની હાનિ બરાબર જ છે.

एही परकारन सकल जांहान जग, निजतन खूनी निराशी;

ज्यौं कोउ नर नरवित नरमालिक, निज मनोरथ नहि पासी. ॥૫૧॥

જેમ કોઈ વિત્ત વગરનો નિર્માલ્ય મનુષ્ય હોય તો તે નિજ મનોરથ પૂરા પાડી શકતો નથી. તેવી જ રીતે જગતભરના સર્વલોકો પોતાના શરીરનાં પોતે જ ખૂન કરી પરિણામે પોતે નિરાશ જ થાય છે. અને તેઓ પોતાની ઉમેદ પાર પાડી શકતાં નથી.

निज मनोरथ सोई क्रता मिलनकज, आपनुं आप जीनुं अंशु;

ओर काज इंद्रि अंतसके, गुन घण सहित आकंक्षु. ॥૫૨॥

નિજ મનોરથ એટલે નિજ મનની નિજ ધારણા, જે ધારણા વડે કર્તાને મળી શકાય તેવી ધારણા સમજવી. અને તે જ ધારણા વડે આપનપુ જે, તે નિજ કેવલકર્તાનો અંશ છે તે અંશની એકતા તે નિજકર્તા સાથે કરવી. અને તે સિવાયનાં જે કાજરૂપ અંતઃકરણ ગુણ, ગણ અને ઈંદ્રિયો છે તેમની આકાંક્ષાથી હું (આપનપુ) પર હોઈ મારી (આપનપુની) સત્તા પામી તે બહારનાં બીજા કામ સાધે છે.

ईनमे निज करतार अंशके, कोहो कुन काज सरेतु;
एतो अनित पदारथ अनितके, सरखे सरख सहेतु. ॥५३॥

ઉપર જે ગુણ અંતઃકરણ વિગેરે કહ્યાં તે પૈકી કર્તાના અંશની ખોજ કરે તેવું ગુણ અંતઃકરણ આદિમાં કોણ છે ? કારણ કે તે પદાર્થો અનિત્ય હોઈ દરેક સરખાં છે.

सरखे सरख सहेत जेहुनमे, सुरत अकल आरत्यही;
जही समरधी कर्ता अंशकी, परभारी पती जतही. ॥५४॥

સુરત, અક્કલ અને આરત આદિમાં એકબીજાની સાથે સરખામણી કરતાં સરખું હેત દેખાય છે. તે રકમરૂપ મિલકત પરભારી (બારોબારિયા) હોઈ કર્તાના અંશની સમૃદ્ધિ તરીકે છે.

अंश इंद्रिकी मध्य अलाधीक, ए तीनुं रध्य अजमाली;
जेही जीतनी खरचीत तेही तीनकी, बीनु खरचीत नहि खाली. ॥५५॥

કેવલ કર્તાના નિજ અંશની સમૃદ્ધિરૂપ અક્કલ, આરત અને સુરતા દશ ઈંદ્રિયોના દશ ગોલખોથી અલગ છે. અને તે તેમના દ્વારા પોતાની સમૃદ્ધિ અજમાવે છે. એ દ્વાર માર્ગે સમૃદ્ધિને તે જેટલી જેટલી ખરચશે, તેટલી તેટલી સમૃદ્ધિ તેની એટલે નિજ અંશની જ ઓછી થાય છે. અને તે દ્વારે જો ખર્ચી નાખે નહિ, તો અંશની સમૃદ્ધિ ખાલી થતી નથી.

ईंद्रि द्वारजो खरच खनावत, ए तीनही तत जबही;
एतनी अंश ईशता जावत, पावत पेज न तबही. ॥५६॥

અક્કલ, આરત અને સુરતારૂપ પોતાની સમૃદ્ધિને અંશ ઇંદ્રિયો દ્વારા ખર્ચી નાખે છે. એથી એ ત્રણેના તત્ત્વરૂપ જે વિત્ત, તે વિત્ત રૂપ જે અંશની પોતાની પ્રભુતા તે ઘટી જવાથી, અંશ પરમ તત્ત્વનો મર્મ સમજવામાં તથા પરમ યુક્તિઓનું સંશોધન કરવામાં નિર્બળ નીવડે છે.

**बोहोरु अंश जो करीत तायकु, आक्रंत धरीत सुवसही;**
**ईंद्रि अंतसकरण सहित गुन, जीनत्ये करी कुवसही. ॥५७॥**

અંશ આ ત્રણેને પોતાની સમૃદ્ધિ છે એમ માની સર્વ વૃત્તિઓને, આક્રંદ ધરી પોતાને કબજે રાખી વશ કરે, તથા અંતઃકરણ, ગુણ, ગણ અને ઇંદ્રિયોને પણ અંકુશમાં લાવી વશ કરે તો, અંશને સ્વસ્વરૂપે થતાં મુશ્કેલીઓ નડે નહિ.

**जबत्ये अंश ईशता सहितम, ज्यौं नरपत वित सेतु;**
**तेही अंश निज गुरु परमसे, जई मीले क्रता सहेतु. ॥५८॥**

જેમ લશ્કરથી સજાએલો રાજા દેદિપ્યમાન દેખાય છે. તેવી જ રીતે નિજ કેવલકર્તાના જે અંશે પોતાની પ્રભુતારૂપ પ્રાણ, પ્રકૃતિ, અંતઃકરણ તથા અક્કલ, આરત, સુરતા, ગુણ, ગણ, ઇંદ્રિયો એ તમામ કબજે રાખી સંગ્રહ કર્યો હોય તો તે અંશ પરમ શોભાયુક્ત પોતાના વિત્ત સહિત સમર્થ હોવાથી, નિજ પરમ ગુરૂના શરણના પ્રતાપે કર્તા કેવલને મળી શકે છે.

**एही परकार जंत जत मतही, हवे विना निरधनही;**
**तीनके बचन विलोक विलासिक, खालीत गरज गगनही. ॥५९॥**

ઉપર પ્રમાણે સાધુઓ તથા ઉપદેશકો વિત્તરૂપ તત્ત્વને જતમત રાખ્યા સિવાય નિજ તત્ત્વરૂપ સમૃદ્ધિ વિનાના નિર્ધન છે. કારણ કે ઇંદ્રિયોની ઇચ્છાઓ પૂર્ણ કરવા પાછળ તેમના વચનનો વિલાસ થવાથી તેઓ શરીરમાં રહેલી સમૃદ્ધિના વિત્તથી ખાલી થઈ ગયા. જેથી પોતાના વિચારો પાર પાડી શક્યા નહિ. એ કારણે તેમનું બોલવું આકાશની ખાલી ગર્જના જેવું નિરર્થક જાણવું.

**जनकु बोध करन अति कुसलीत, आप विटंड विकलही;**
**ज्यौं मींडक पंकज निकटनके, भखत जाय निज मलही. ॥६०॥**

તેવા સંત-મહંતો હરિજનોને બોધ-ઉપદેશ કરવામાં અતિ કુશળ હોય છે. પરંતુ પોતે વિતંડાવાદી હોઈ વિકલ એટલે વિહ્વળ, વ્યાકુળ થયેલા હોઈ ઈંદ્રિયો દ્વારા વિત્તથી સ્ખલિત થયેલા હોય છે. જેમ દેડકો કમળની પાસે જ રહેતો હોય તથાપિ કમળના માહાત્મ્યને નહિ જાણતાં તથા તેનો ઉપભોગ નહિ કરતાં નીચે ઉતરી મળરૂપ કાદવ જ ખાય છે. તેવી જ રીતે ઉપદેશ કરનારા સાધુઓ મહાન સમર્થ પરમગુરૂની સાથે રહેલા હોવા છતાં તેમની પરમગતિને નહી જાણતાં ઈંદ્રિયો દ્વારા કચરો જ ખાય છે.

**कोउन कीये कल्याण जीवनके, क्रता तजी क्रत पागे;**

**परम तत्त्वके मरमन पाईत, ए सब जोग अभागे. ॥६१॥**

ઉપદેશ કરનારા કહેવાતા આચાર્યો તથા સાધુઓએ નિજ કેવલ કર્તાના પરમ તત્ત્વનો મર્મ જાણ્યો નહિ અને તેના કરેલા કૃતમાં અટકી ગયા. જેથી તેમણે અત્યાર સુધી કોઈનું કલ્યાણ કર્યું નથી. એ કારણે વૈરાગ્યને ધારણ કરનાર એ સર્વ મનુષ્યો ભાગ્યહીન રહ્યા છે.

**जोग अभागी सकल जेही जनके, ज्ञान बिना गत्य हदकी;**

**ईत ईत केही सकल अनुरागीत, ईछनहि निज पदकी. ॥६२॥**

સંસારભરમાં જેટલા ભેખધારીઓ છે તે કર્તાપદની પ્રાપ્તિ સિવાય ભાગ્યહીન રહેલા છે. કારણ કે જ્ઞાન વગર હદવાળી ગતિના હોવાથી તેઓ આ બાજુ આવેલા સર્વ તત્ત્વોના અનુરાગી થયા છે. જેથી નિજપદની કોઈએ ઈચ્છા કરી નથી.

**क्यौं करी शके ईछ निज पदकी, अनित पदारथ फंदे;**

**सुर सुरीनर अहिपति अजभव ल्यौं, ओरली गत्य आनंदे. ॥६३॥**

જગતના આગવા જનો અનિત્ય નાશવાન પદાર્થોમાં ફસાયેલા હોવાને લીધે નિજ પરમ પદની ઈચ્છા કેવી રીતે કરી શકે ? વળી તે ઉપરાંત દેવતાઓ, ઈંદ્ર, શેષ નારાયણ, વિષ્ણુ, મહાદેવ અને બ્રહ્મા વિગેરે એ ઓરલા એટલે આ બાજુ આવેલા તત્ત્વ પદાર્થોની ગતિનું વંદન કરવામાં આનંદ માનેલો છે. એ કારણે આ લોકના મનુષ્યો અને પરલોકના દેવતાઓ બન્ને પૈકી કોઈએ પરમ નિજ કર્તાની ઈચ્છા કરી નથી.

जबते निजपति क्रताकाज कोउ, भव भर धरत न त्यागु;
जेतने तंत कीय विछरनके, राखन जेही अनुरागु. ॥६४॥

એટલા જ માટે ભવભરના સર્વ લોકો પૈકી કોઈએ પરમ કર્તા ધણીને પામવા ખરા ત્યાગને ધારણ કરેલો નથી. કારણ કે મેં પાછળ કહ્યું છે કે શિવ, બ્રહ્મા, વિષ્ણુ, પ્રકૃતિ અને પુરૂષ જે કર્તાપદથી વિખુટા પડેલા છે તેમનો જગતના લોકોએ પ્રેમયુક્ત અનુરાગ રાખેલો છે. અથવા પ્રાણ, અંતઃકરણ, ગુણ આદિ તથા અક્કલ, આરત અને સુરતા જે અંશના વિત્તરૂપ સાધન છે તે અંશથી વિખુંટાં પડી પદાર્થમાં અટકી ગયાં છે, અને તેમની ઈચ્છા પૂરી પાડવા અંશે અનુરાગ, પ્રેમ વા આસક્તિ ધારણ કર્યાં છે. એ કારણે નિજ પદની પરમ ઈચ્છા કોઈએ ધારણ કરેલી નથી.

अनुरागीत ज्यौं कृपण पुरु ष धन, कोडी न खरचत ज्यौं त्ये;
त्यौं जनकु धन कीये तत्त्वजे, जावत देतन त्यौं त्ये. ॥६५॥

જેમ કૃપણ (કંજુસ) પુરૂષ પોતાના ધનમાંથી કોડી માત્ર ખર્ચતો નથી, એવો તેનો અનુરાગ ધન ઉપર હોય છે, તેવી જ રીતે ભગવતી જનનું ધન ઉપર કહેલા તત્ત્વો છે. તે કૃપણ પુરૂષની માફક એક પણ ઓછું થવા ન દે એવી રીતે ચોકસાઈથી સાચવવાં જોઈએ.

पण अबके तो त्याग देखाईत, जीव करनकु सरना;
अंतर बग मंजारीनकी गत, दाव लगे धन हरना. ॥६६॥

જગતભરના ત્યાગીઓનું ધ્યાન બગલા તથા બિલાડીના જેવું હોઈ દાવ લાગે ધનનું હરણ કરનારા દેખાય છે. તેથી તે જીવોને ગુરૂના શરણમાં વાળવા ત્યાગને કહી બતાવ્યો છે.

जो कदपी आपने पति परमीत, न्याव सहित नरणावे;
पुनी देखावत आपनुं आप निज, जीनुं सजात जनावे. ॥६७॥

જે ગુરૂ પોતાનું આપનપુ એટલે અંશ સ્વરૂપ તથા તે અંશનું સ્વજાતિ સ્વરૂપ જે નિજ પરમપતિ કેવલ કર્તા તેનો ન્યાય સહિત નિર્ણય કરાવે તેને. –

तदपिताय तन मन धन तीनकु, देवत धोखन धरीये;

कोटी कल्प विछरन पति पायल, तो तीनु कुन सरभरीये. ॥६८॥

તન, મન અને ધન આપતાં જરા પણ ભય રાખવો નહિ, કારણ કે કરોડો કલ્પ થયાં પરમ પતિથી વિખુટા પડેલા અંશોને પતિપદ પ્રાપ્ત કરાવી આપે તેવા સમર્થ પરમ ગુરૂની બરોબરીમાં આવી શકે તેવું કોણ છે ?

तेही पतकी पहेचानन कीनकुं, गुनके ग्यांन लखाई;

जीव अजाण जाण बीन जीनकु, लेवत पंथ फसाई. ॥६९॥

તે પરમપતિ કૈવલની પરમગુરૂ સિવાય કોઈને જાણ નથી, કારણ કે ભવભરના જે ગુરૂઓ છે, તેમણે પતિની જાણ વગરના અજાણ્યા જીવોને ગુણાદિ તત્ત્વોનું જ્ઞાન સમજાવી પોતાના પંથમાં લેવા ફસાવેલા છે.

पंथ पवाड वाड रमतनकु, आपना करी लखावे;

जेही जीनके मतकी मजभुत कर, सब विधि समझ पखावे. ॥७०॥

પંથીઓએ જગતના જીવોને પોતાના કરવા પવાડો એટલે જોડી કાઢેલાં નિંદાત્મક કાવ્યો રૂપ પવાડા રચી એક જાતની રમત રમવા વાડ કરેલી છે. તથા તેમણે જેના જે મત છે તેના તે મતની મજબૂત વાતો કરી જીવોને સજ્જડ સમજાવી રાખેલા છે. જેમાંથી એક પણ જીવ ખસી ન જાય એમ સર્વ વાતે બાંધી રાખેલા છે.

उपले करत रसिक रमणीकमे, अति अभ्यास कराई;

मन बुध चित्त अहंकार लगे तांहां, क्रता खोज कुन काई. ॥७१॥

તેમણે કૃતનાં ઉપલક રસિક એટલે સંપૂર્ણ રસવાળાં રમણિક એટલે સુંદર મનોહર કર્મનો અભ્યાસ કરાવ્યો છે. તે અભ્યાસમાં જગતના જીવોનાં મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત લાગી ગયાં છે, એટલે કર્તાની ખોજ કુણ એટલે કોણ કરી શકે ?

અંગ ૬ઠ્ઠું સંપૂર્ણ






## સકર્તા રહિત પક્ષ પરિચ્છેદન દેખાવન

**ज्यौ बालीनके बाल खेलवना, करत केल मन मानी;**

**तीनमे पण निज मात असकधर, जेही विधि रही हेरानी. ॥१॥**

જેમ બાળક અને બાલિકા મનની ઈચ્છા પ્રમાણે મનમાન્યા ખેલ-રમત રમે છે, તે રમતને નિજમાતા નિહાળી જોતાં તેમાં આશક થાય છે. અને પોતાના દિલથી બાળકો ઉપર ઘણી ખુશી બતાવવા ઉપરાંત પ્રેમઘેલી પણ થાય છે.

**एही द्रष्टांत सिद्धांत काममे, लागत कहु जीनुं जमही;**

**सुर सुरीनर मुनिजन अजभवकी, कही हुती नहि ग्यंही. ॥२॥**

ઉપરનું દૃષ્ટાંત જે માટે કહ્યું છે તે જેમ છે તેમ સિદ્ધાન્ત સમજાવવા કહું છું. મેં કહેલું કે દેવતાઓ, ઈંદ્ર, મુનિજનો તથા શિવ, બ્રહ્મા અને વિષ્ણુને હું જે માર્ગ કહું છું તે માર્ગની ગમ નથી.

**तीनकी समज न्याव लखवावत, न लहे कोउ कही जीनके;**

**अति सचेत वेत वितके पत, लहही सोय भवभिनके. ॥३॥**

મેં ઉપર કહ્યા તેમાંના કોઈએ નિજકર્તાને ઓળખ્યા નથી. તેની એવી સમજ સમજાવવાનો તથા ન્યાયનો એવો લક્ષ લખાવવાનો છે કે ચૌદ લોક રૂપ જગતનું વિત્ત, તે વિત્તનો જે પતિ તે સર્વ લોકથી પર આવેલો છે તથા ભવથી ભિન્ન છે એવું સમજનારા જે હોય તેઓને જ નિજના કહી શકાય.

**किये आगु बालीनके बालक, जीनुं सिद्धांत सुनीजे;**

**क्रता सेती नहि हेत कोहुनके, परही सुझ चित धीजे. ॥४॥**

અદ્યાપિ સુધી કર્તાની સાથે કોઈનું હેત નથી. કારણ કે જ્યાં જેને સૂઝ પડી ત્યાં તેઓ ચિત્તને રોકી રહેલા છે. વળી બાળક બાલિકા વિષે જે દૃષ્ટાંત કહ્યું તેનું સિદ્ધાન્ત નીચે પ્રમાણે

સાંભળો.

**एही तनमे ईंद्रि दश बालक, मात सुरत जीनु तेही;**
**ब्रंह्मा कीट पतंग आद्यमे, बसे सबनमे एही. ।।५।।**

આ શરીરમાં દશ ઈંદ્રિયો રૂપ બાળક જાણવાં અને માતાની જગ્યાએ સુરતા જાણવી. કીટ મહુરથી લઈ બ્રહ્માદિક સુધી સર્વમાં આ પ્રમાણે વસવાટ થયેલો છે.

**तेही सबनकी ईंद्रि आलींगन, करत केल तन सेती;**
**तार पीछे आपने सुतकु लग, जावत सुरत समेती. ।।६।।**

મનુષ્ય દેવતા આદિ સર્વ લોકો શરીરની ઈંદ્રિયોનું આલિંગન કરી, તે ઈંદ્રિયોને ક્રીડા કરાવવા સુરતાને શરીરમાં પ્રેરી શરીર સાથે ઉપભોગ કરવા લઈ જાય છે.

**दश ईंदि ओरु सुरत सहित ईत, वेंधेहु वीपन पसारे;**
**कुन रहे करतारनके तव, लगन लगावन हारे. ।।७।।**

આ બાજુના શરીરમાં આવેલી દશ ઈંદ્રિયો અને સુરતા એ બન્ને મળી સરીરને વિંધી વિંધીને પોતાની સત્તાનો જમાવ કરી લીધો, એ કારણે નિજકર્તા કૈવલની સાથે લગની લગાવી શકનાર બીજું કોણ રહે છે ? વળી જે સુરતા વડે નિજપદમાં લગની લગાવવાની હતી તે સુરતા ઈંદ્રિયોના વિષયરૂપમાં આસક્ત થઈ. એથી જ નિજપદને કોઈ ઓળખી શક્યું નથી.

**या विधके नरणीत करीके निज, देखेहु सुरत पसारी;**
**तो आ भवमे जोगी जती जंन, सहित लगत संसारी. ।।८।।**

ઉપર વિધિ પ્રમાણે નિર્ણય કરી નિજ સુરતારૂપ દૃષ્ટિ પ્રસારીને જોતાં, ભવભરના સર્વ યોગી જતી તથા ભગવતી જનો સંસારી હોય એમ લાગે છે.

**तेही माटे निज क्रता आद्यकु, कुन लहत उत ईतमे;**
**वेद पुरांन शास्त्र समदायक, फसी रहे जीत तीतमे. ।।९।।**

સંસારી જનોથી રચાયેલાં વેદ, શાસ્ત્રો અને પુરાણોમાં જ્યાં જેવા તેવા સિદ્ધાંન્તોમાં જગત

ફસાઈ રહેલું હોવાને લીધે, આ બાજુના અને તે બાજુના પૈકી કોઈ આદિ નિજકર્તા કેવલને ઓળખી શકેલા નથી.

वेद पुरानं शास्त्रके करता, सो न लहत निज पदकु;
तो तीनके जेही श्रोत पठनके, क्यौं करी लखे हारदकु. ॥१०॥

વેદ, શાસ્ત્રો, પુરાણો આદિના રચનાર પોતે જ નિજપદને ઓળખી શકેલા નથી, તો પછી તે વેદ, શાસ્ત્રોનો અભ્યાસ કરનારા તથા સાંભળનારા પોતાના નિજ હારદનો લક્ષ કેવી રીતે રાખી શકે ?

बीनु हारद निजक्रता आद्यके, लहे वीना कुल जगही;
ज्यौं ते कणन लहत करखीनकु, त्यौं रीते सब मगही. ॥११॥

ખેડૂતથી વૃદ્ધિ પામેલું જે કણરૂપ અનાજ પૈકી કોઈ પણ દાણો ખેડૂતને જાણી શકતો નથી. તેવી જ રીતે જગતભરના સર્વ લોકો કર્તા કેવલને પામવા પોતાના હારદરૂપ નિજમાર્ગને જાણી શકતા નથી.

रीत्ये मग सोई स्त्रजनहार बीन, जेही शास्त्र पुरानही;
पठी पठी मुये सहित सुननारन, गये सकल अधुरनही. ॥१२॥

શાસ્ત્રો તથા પુરાણોએ જે રીતે માર્ગ બતાવ્યો છે તે માર્ગ સર્જનહાર સિવાયનો છે. એ કારણે તે ભણનાર તથા સાંભળનાર બન્ને કર્તાપદની જાણ સિવાય અધુરા ગયેલા છે.

अधुरनसो आपन्ये सरजनकी, जिनु नहि मालमही;
भूले सकल पंथ अगवायन, तो क्यौं लहे आलमही. ॥१३॥

અલમ (આલમ) એટલે જગતભરના સર્વ લોકો પંથોના આગવા જનોની ફંદ જાળમાં ભૂલા પડેલા હોવાને લીધે, પોતાના નિજ સર્જનહારને નહિ જાણવાથી અધુરે અધુરા હોવાથી તેમને પતિપદનું જ્ઞાન ક્યાંથી હોઈ શકે ?

आलम सो अवनि वसनारन, अचर चराचर तनही;
सप्त पाताल रसातलके लग, जेही सुर वसे गगनही. ॥१४॥

આલમ એટલે પૃથ્વી ઉપર વસતા ચરઅચર શરીરો તથા રસાતલ આદિ સાત પાતાળથી લઈ ગગનમાર્ગમાં વસતા સુર (દેવતાઓ) સુધી બધું જગત છે. તે જગતના સર્વ લોકો પંથના આગેવાનોથી ભૂલા પડેલા હોઈ કર્તાપદથી અધૂરા છે.

**एतने भरमे आई गये सब, तबकीनु कुन रहाई;**

**निज करतारनके कारनकी, कोउ कीनु खोज न पाई. ॥१५॥**

ઉપર પ્રમાણે સર્વલોક ભવરૂપ જગતની ગણત્રીમાં આવી જાય છે. અને તે સિવાયના આ ગણત્રીની બહાર કોઈ લોક રહેતા નથી. તથાપિ આ ગણાવેલા લોકોનું મૂળ નિજકારણ કોણ છે ? તે વિષેની ખોજ અદ્યાપિ સુધી કોઈએ કરેલી નથી.

**जबत्ये निजपति खोज विनातो, कहीत सकल सब रीत्ये;**

**अदबद गये अनंत कोटि जंन, कोउन हारे कोउ जीते. ॥१६॥**

પંથના આગવા આચાર્યોના જોડેલા પવાડા ગાવા પાછળ તથા તેને લગતા તે તે પંથના રીતિ માર્ગને અનુસરી વર્તનારા હોવાને લીધે જ નિજ સકર્તા કેવલની કોઈ ખોજ કરી શકેલા નથી. કેમકે પતિની ખોજ કરી હોત તો પંથીઓના વહેવાર માર્ગમાં ફસાત નહિ. પણ પંથીઓના કહેવા પાછળ ફસાઈને જગતના અનંત કોટિ જીવો અદબદ ચાલ્યા ગયા. તથાપિ ન કોઈ હાર્યાને ન કોઈ જીત્યા.

**हार जीततो पति परमसें, बीन पति कोउ कीनु कांई;**

**के बकसे के करीत धुनायत, तजेके लेई शरनाई. ॥१७॥**

પરમપતિ પરમાત્માનું પરમપદ પ્રાપ્ત કરવામાં હાર જીત રહેલી છે. પણ જે પદમાં પતિની સ્થાપના નથી તે પદની સાથે હાર અગર જીત કેવી રીતે હોઈ શકે ? કેમકે પતિ સિવાય કોણ કોને અને કેવી રીતે બક્ષિસ આપી શકે અગર ગુનાહ (અપરાધ, વાંક, તકસીર) ને તજી (નિવારી) શકે અગર શરણે લઈ શકે ?

**तीनके कहु द्रष्टांत करामल, समज परे सद सोई;**

**ज्यौं रणमे नरपति बीनु एकल, झूझ मरे जनकोई. ॥१८॥**

કરામત (કારીગરીવાળી કળા) એટલે હાર જીતની યુક્તિ વિષે સત્ય સ્વરૂપ સમજાય તેવું દૃષ્ટાંત કહું છું તે સાંભળો. જેમ રણભૂમિમાં નૃપતિ સિવાય કોઈ વીર (ઝૂઝનાર લડવૈયો) એકલો ભારે સંગ્રામ કરે.

हारेके ओरन हरवावे, मारेके मर जाई;

पति वीनके परभारी जीतसे, कुन मोज दे ताई. ॥१९॥

તેમાં પોતે હારે અગર બીજાને હરાવે તથા મારે કે મરી જાય તો પણ, તે પતિ સિવાયની પરભારી લડતની જીતમાં મોજરૂપ મનોરથ કોણ પૂરા પાડી શકશે ?

मोज बीना मनोरथ परिपूरण, भक्ति त्याग करननके;

कुन करही करु णेश कलित बीन, आपन्ये जाण बीनु जनक. ॥२०॥

તેવી જ રીતે પોતે પોતાના સ્વરૂપની જાણ સિવાય તથા પરમ કૃપાળુ કરૂણેશને કલિત એટલે જાણ્યા વા સમજ્યા સિવાય ત્યાગ, ધારણ કરીને ભક્તિનો સ્વાંગ સજેલો હોય તોપણ પતિ મોજના મનોરથ ભોગવવાના મળશે નહિ. અર્થાત્ જે ધર્મમાં ઈશ્વરનું અસ્તિત્વ સંપૂર્ણ વર્ણવેલું નથી, તથા તે વિષેની સજાણ જાણપણાની ચોકસાઈ થયેલી નથી, તેવા ધર્મપંથમાં ભક્તિજ્ઞાન કરતાં ગમે તેટલાં કષ્ટ પડે, તો પણ ઉપર કહેલા લડવૈયાની માફક તેને કોઈ મોજ આપી શકે તેમ નથી.

जो कदपि जन आपने जान बीन, करही सहाय करु णेशुं;

कुन रहे तब भवकी मांहांय जन, जावंन नरक नरेशु. ॥२१॥

જેણે પોતાના સ્વરૂપને ઓળખ્યું નથી તેને પણ જગતના પરમપતિ કરૂણેશ જો સહાય કરીને બચાવી લેતા હોય તો, જગતમાં કોઈ જીવ રહેવા પામે નહિ, અને નરકમાં પણ કોઈ જીવ જાય નહિ.

नरक सरगके न्याव विनातो, पतिके को अधिकारु;

रचना रचित ताय वीनु ईजत, कारन कुन पसारु. ॥२२॥

જો નર્ક અને સ્વર્ગનો ન્યાય ન હોય તો પરમ પતિ પરમાત્માનો અધિકાર પહોંચતો નથી.

વળી જો અધિકાર પહોંચતો ન હોય તો જેણે આ રચના રચી છે તેને ઈજ્જત શું? અથવા આ ચૌદ લોકરૂપ જગતની રચના પરમાત્મા સિવાયની હોય તોય ઈજ્જત શું? જેઓ પ્રસારા રૂપ આ જગતના માલિક નથી, તેમને તેના કારણરૂપ થવાનો શો અધિકાર છે?

जबतो रहे अलाधिक भवजन, कोउ कीन काज सजेती;
शुनकादिक नव जोगी आद्य शिव, कुन कज भये फजेती. ॥२३॥

ઉપર પ્રમાણે ચૌદ લોકની વ્યવસ્થા કરનાર કોઈ ન હોય અને એકબીજાથી સ્વતંત્ર હોય તો જગતના સર્વ લોકો અલાધિક એટલે અલાધિયા અને નિર્ધનરૂપ હોય તથા દેવતા આદિ શિવ, બ્રહ્મા અને વિષ્ણુ વિગેરે કોણ કોનું અને કેવી રીતે કાર્ય કરી શકશે? તથા ઉપર કહેલા સર્વ લોકની સાજરૂપ રકમો કોણે સર્જેલી છે? અને તે સર્જનાર ન હોય તો સનકાદિકો બ્રહ્મપુરીનું અતુલ્ય સુખ છોડી શા માટે કર્તાની શોધખોળે નીકળ્યા? તથા ઋષભદેવ પૃથ્વીભરના રાજા હોઈ પોતાના નવ પુત્રો સહ કર્તાને ખાતર કેમ યોગી થયા? તથા કૈલાસવાસી શિવજીએ કર્તાને સારુ શા માટે સ્મશાનવાસ કર્યો? જો જગતભરને માથે ઈશ્વર ન હોત તથા નર્ક સ્વર્ગનાં સુખ દુઃખ ભોગવવાનો ત્રાસ ન હોત તો, ઉપર જણાવેલા મોટાઓએ પોતાને ત્યાં અનહદ સુખ હોવા છતાં કયા કારણને માટે કર્તાની પાછળ શોધખોળ રૂપ ફજેતી કરી હશે?

ओरु पोक्षण जग जीव जंतके, रत्य रत्य कुन रचाई;
अरस, अचानक अमी चुवावत, सांम्रत देत सचाई. ॥२४॥

વળી જીવ જંતુ માત્રનું પોષણ કરવા જે તે ઋતુઓમાં ઉત્પન્ન થતી અનેક ઔષધી કોણ રચત? જેથી સર્વને પોષણ આપનાર ઔષધીના રચનાર તથા અરસ એટલે આકાશમાંથી અચાનક દર વર્ષે વરસાદરૂપી અમી વર્ષાવનાર, સમર્થ સત્યરૂપ સચ્ચાઈ એટલે સત્ રૂપ કર્તા છે એમ પ્રતીતિ થાય છે.

निजके हुकम सुर सब वरतत, घडी पलक नव चूके;
चंद सूर ओरु रतु व्रखायन, खट माहीकु नव सूके. ॥२५॥

ચંદ્ર, સૂર્ય તથા ઈંદ્ર આદિ દેવતાઓ નિજ કેવલ કર્તાના હુકમમાં વર્તતાં ઘડી પળ માત્ર પણ ચૂકતા નથી. વળી ખટ (છ) ઋતુના જુદા જુદા નિયમ હોઈ દરેકે દરેક ઋતુ સૂકી નહિ રહેતાં પુષ્કળ રસવાળી રહે છે. એ બધી વ્યવસ્થા કુદરતના નિયમથી સર્જાએલી છે.

एही परकारन अदल चलावन, अदली पुरुष पुरांने
अरे ताय कोउ सरजनहारकु, जुग जन कोहु न जाने. ॥२६॥

આ પ્રમાણે પોતાના અદલ ન્યાયથી સર્જેલા જગતનો ચલાવનાર અદલી પરમ પુરૂષ છે. અરે ! એવા સર્જનહારને શું જગતભરના મનુષ્યો પૈકી કોઈએ ન ઓળખ્યા ?

आ भव कीये करतारन जदके, अछता आप रहाई;
वेद पुरांन शास्त्रो के वक्ता, कोहु मरम नहि पाई. ॥२७॥

કર્તા કેવલથી આ ભવ (જગત) જ્યારથી રચાયું ત્યારથી આજ દિન સુધી પોતે અછતા એટલે ગુપ્ત રહેલા છે. તેમને અદ્યાપિ સુધી કોઈ ઓળખી શકેલા નથી. કારણ કે તેમના મર્મ વિષે વેદ, પુરાણ અને શાસ્ત્રોના વક્તાઓ પણ પાર પામેલા નથી.

मरम लहे बीन परम पुरुषके, पति बिनु सकल पसाई;
खावन छते खलक बीनु खावन, मर मर जाय पहाई. ॥२८॥

પરમ પુરૂષના પરમ મર્મને ન જાણવાને લીધે પતિ સિવાયના મતપંથોની જાળમાં સર્વ લોક ફસાઈ રહેલા છે. વળી ખલકનો રચનાર ખાવન તો છે જ, છતાં તે ખાવનને ઓળખ્યા તથા જાણ્યા સિવાય જ, ખલકભરના સર્વ લોકો એક પછી એક એમ અનેક મરણ પામ્યા છે.

एही परकारन सकल कुवारक, कोहु व्याह नहि व्याहाये;
सरखे सरखो करीत सनेहकु, पति परम विसराये. ॥२९॥

ઉપર પ્રમાણે ભવભરમાં વસતા સર્વ લોકો ધણીપદને વર્યા સિવાય કુંવારા રહેલા છે. તથા તેમની વૃત્તિ કર્તા કેવલને વરેલી નથી. વળી કર્તા કેવલ સાથે કોઈએ વેવિશાળ કેમ અને કેવી રીતે કરવો તે પણ કહેલું નથી. એટલે અત્યાર સુધી કોઈએ વેવિશાળ કરેલું જ

નથી. એ કારણે જગતભરના સર્વ લોકોએ પોતાના જેવા ખાવા પીવાવાળા તથા મોજમઝા ભોગવવાવાળા પંચભૂતના શરીરવાળાઓ કર્તા છે. એમ જાણી તેમની સાથે સરખે સરખાપણે સ્નેહ બાંધ્યો. એથી જ ખરા પરમપતિને લોકો વિસરી ગયેલા છે.

**सरखे सरखा सोई पदारथ, पुरुष आद्य घण गुणही;**

**ओर अंश विशेष परम पुनी, याते फरक गत्य कुणही. ॥३०॥**

આપણે મનુષ્યોથી લઈ ત્રણ ગુણો, ત્રણ ગણો તથા આદિ પુરૂષ વિગેરે સર્વ અંશ દૃષ્ટિએ તથા તત્ત્વની દૃષ્ટિએ સરખા છે. અને વિશેષ અંશો પણ તેમજ છે, તો તેઓ પૈકી પરમ પતિને જાણી શકે એવા ભવથી ભિન્ન (જુદી) ગતિના કોણ હોઈ શકે એમ છે ?

**तेही माटे निज करतारनके, नहीन उपासक जनही;**

**आपना आप उपावन तेहीतज, ग्रहे करत शरननहीं. ॥३१॥**

એટલા જ માટે સર્વ લોકોએ આપણા સર્વ અંશોને ઉત્પન્ન કરનાર કર્તાનો ત્યાગ કરી તે કર્તાથી ઉત્પન્ન થયેલા કૃતરૂપ જગતમાંના લોકરૂપ કૃતનું શરણ ગ્રહણ કરેલું છે.

**करत सकल करता संकलपके, अंश रहित अल्पज्ञे;**

**ओर अनित अवधि अनुरागीत, निजपति परम अल्पज्ञे. ॥३२॥**

ભવભરનું સર્વ કૃત કર્તાના સંકલ્પથી રચાયેલું છે, અને તેમાં આવેલા કર્તાના અંશો જે અલ્પજ્ઞ છે તે અંશો એ અવધિવાળા અનિત્ય પદાર્થોમાં પચેલા પુરૂષોની સાથે અનુરાગ એટલે પ્રીતિ જોડેલી છે. તેથી જ નિજપરમ પતિ અલગ હોઈ સર્વલોકથી ન્યારા છે.

**पति अलग जेही लगन लगावत, माहाध महाद्य विभु तीनमे;**

**क्रता आद्य विनु कुन निवाजीत, आपने सेती जेही जीनमे. ॥३३॥**

જેમાં મહદ્‌માં મહદ્ વિભૂતિઓ રહેલી છે, તેવા સર્વલોકથી અલગ રહેતા આદ્ય કર્તા પરમપતિની સાથે લગની લગાવ્યા સિવાય આપણા જેવા સરખે સરખા માનેલા ઈશ્વરો પૈકી કોણ ગુનાને નિવાજ (માફ) કરી શકે તેમ છે ?

छोटे मोटे अंश अखिलमे, क्रता फरक तेही तीनसे;

ज्यों बाजीगर रचत बाजीकु, आप अलग ज्यौं जीनसे. ॥३४॥

જેમ બાજીગરથી રચાયેલી બાજીથી બાજીગર જુદો છે, તેમ અખિલ સંસારના નાના-મોટા સર્વ અંશોથી પરમ કૈવલ કર્તા જુદા છે.

माहाद विभुतन विविधी भात्य भव, अरस सहित ईश्वर्ये;

निज जन मोक्ष करन कारन पख, तांहां निजजन सरभरीये. ॥३५॥

મહદ્ વિભૂતિ એટલે વિવિધ પ્રકારનો ભવરૂપ જગતનો સંસાર તથા અરસ એટલેઆકાશ આદિમાં આવેલા ચૌદ તબક્કામાં રહેલા સર્વ લોકો નિજ મોક્ષ મેળવવાના કારણ પક્ષમાં એક જ સરખા અધિકારવાળા છે.

दीरघ उपाध ज्ञान बीनु सुरकी, देखीन दलदर जाई;

परम-गुरु बीन परमपतिनकी, जीनसे गति न पाई. ॥३६॥

મોટી ઉપાધિવાળા સુર એટલે દેવતાઓને જોઈને અથવા માનીને રહેનારાઓનું જરા પણ દારિદ્રય જતું નથી. વળી દેવો મોટી ઉપાધિવાળા ખરા પણ જ્ઞાન વગરના છે. એટલા જ માટે શ્રી સમર્થ પરમગુરૂ સિવાય પરમ મર્મની ગતિ દેવતાઓથી પામી શકાય તેમ નથી.

ज्ञान बीना निजग्यंम नहि पावत, सुर सुरीनर मुनि जनसे;

बीन कीली ज्यों कुलपन बीकसत, खडक सेयेल तोपनसे. ॥३७॥

જેમ કુલપન એટલે તાળાને ઉઘાડવું હોય તો કીલી એટલે કુંચી સિવાય ખડગ એટલે તલવાર, બંદુક, ધનુષ્ય અને તોપથી પણ ઉઘડી શકે નહિ. તેવી જ રીતે સુર એટલે દેવતા તથા સુરીનર એટલે દેવતાઓનો પતિ ઈંદ્ર તથા મુનિજનો એટલે મહાન પુરૂષો આપણા સર્વથી મોટા છે એમ માનીશું તથાપિ જ્ઞાનરૂપી કુંચી વગર નિજગમની પરમગતિ પ્રાપ્ત થશે નહિ.

खडक सयल तोप अधिक लोहनसे, ज्यौं नहि खुले कुलपही;

तेही परकारन देव दीरघ ईत, निजपद पखे अलपही. ॥३८॥

કુંચીના લોઢાથી વધારે લોઢાનાં વજ્ર જેવાં ઉપર કહેલાં હથિયારોથી જેમ કુલપ એટલે તાળું ઉઘડતું નથી. તેવી જ રીતે કુંચી રૂપ નિજગમ સિવાય દીર્ઘ વિભૂતિઓવાળા હોવા છતાં દેવો નિજપદની ગતિ સમજવામાં અલ્પજ્ઞ છે. તેઓ ઉપાધિરૂપે ગમે તેટલા મોટા હોય તો પણ આપણને તેમનાથી રેખ માત્ર ફાયદો નથી.

**ब्रंह्मादिक भव अणुनी आद्य कुल, करत वीखे अत भेदा;**

**निज कारन करता गत्यके सम, नयेति कही तांहां वेदा. ॥३९॥**

અણુ રણુથી લઈ ભવભરના બ્રહ્માદિક સુધીના સર્વ કૃતનો અતિ ઘણો ભેદ વેદ પામેલા છે. પણ નિજ કારણરૂપ કર્તાની ગતિ વિષે બોલતાં વેદ પણ નેતિ પોકારી કહે છે કે તે પદ જેમ છે તેમ કહી શકતા નથી.

**तबत्ये निज करतारनकी गम, पावन परम अगादु;**

**भव उत्पन्न जबते अबलग ल्यौं, अविगत आद्य अनादु. ॥४०॥**

જ્યારથી જગત ઉત્પન્ન થયું ત્યારથી આજ દિન સુધી આદિ અનાદિના અવિગત પતિ ગુપ્ત રહેલા છે. એટલા જ માટે પરમ નિજકર્તાની ગમગતિને પ્રાપ્ત કરવી અતિ મુશ્કેલ છે.

**अविगत आद्य रहे निज करता, जीनकी सुणो सकोई;**

**कोई कहेशे कया सकल अजानीत, तुम सत क्यौं कीतहोई. ॥४१॥**

અવિગત રૂપે રહેલા સર્વના આદિ નિજકર્તાની જે વાત કહું છું તે સાંભળો. વળી મને કોઈ પૂછે કે આજદિન સુધીના મહાનમાં મહાન પુરૂષો થયા તે શું કર્તાથી અજાણ્યા છે? તો પછી તમારી જ વાત સત્ય છે, એ વિશે શું સાબિતી છે તે કહો?

**जीनके कहु नरणीत न्यावीक निज, समझ परे जंम जेही;**

**कोहु लहत नहि क्रता आद्यकु, कहीत आगु हम तेही. ॥४२॥**

અદ્યાપિ સુધી આદિ નિજકર્તાને કોઈએ જાણેલા નથી એમ આગળ અમોએ કહેલું છે તે વિશે ન્યાયયુક્ત નિર્ણય કરીને સમજ પડે એવી રીતે કહું છું તે સાંભળો.

शास्त्र पुरान सिद्धान्तनके सब, आचारज अनुभवही;
तेही सिद्धान्त निगम ते नरणीत, सुरती साख्य देई चवही. ॥४३॥

શાસ્ત્ર પુરાણોના જે જે આચાર્યો થયા છે તેમના જે જે સિદ્ધાન્તોનો જે જે અનુભવ છે. તે અનુભવ રૂપ સિદ્ધાન્તોમાં વેદની શ્રુતિની સાખ લઈને જ નિર્ણય કરેલો છે.

तेही निगम ग्यंम सुरति सहित ईत, अज उचरन अविगत्यहो;
नेति नेति जीनुं कीये निराक्रण, अगम पोकार अपतही. ॥४४॥

ઉપર જણાવેલા સિદ્ધાન્ત જે વેદમાંથી નીકળ્યા તે વેદની શ્રુતિ તથા તેની ગમ ગતિ વગેરે આ બાજુના લોકોનું પ્રતિપાદન કરવાવાળાં છે. અને તે ઉપરાંત અવિગત રૂપ જે બ્રહ્મ તે બ્રહ્મ અકર્તા હોઈ પતિપણાના પરમ ગુણ સિવાયનું છે. તેનો નિર્ણય કરતાં તે અગમ્ય હોઈ જેમાં ગમ નહિ પડવાને લીધે વેદોએ નેતિ પોકારી છે.

अगम पोकार अपत्य के गत्यकी, गति सबन ने लेई;
कीये पुरान शास्त्र खटके मत, जुगधर जाण सबेही. ॥४५॥

જેમાં પત્પિપણાનું સામર્થ્ય નથી એવું જે અકર્તા બ્રહ્મ તે અગમ્ય બ્રહ્મની વેદે નેતિ પોકારેલી છે. તથા તેમાંથી તે અકર્તા બ્રહ્મની ગતિ લઈ આજ દિન સુધીના સર્વ આચાર્યોએ પુરાણો તથા છ શાસ્ત્રોના મતો ઉત્પન્ન કરેલા છે. અને જગતભરના સર્વ લોકો તેમાં જેટલું છે તેટલું જ જાણે છે.

तो निजपद करतार पुरंजन, कोहो क्यौं करी कोउ जाने;
नहि ग्यम कीये साख्य लेई जीनकी, भवभर भये सहयांने. ॥४६॥

જ્યારે આમ જ છે તો પછી પુરંજનરૂપ પરમ કર્તાને કહો કોણ કેમ કરીને જાણી શકે ? અને જે વેદની શાખ લઈને શાસ્ત્રો તથા પુરાણો થયાં તે વેદને પણ ગમ નથી. છતાં ભવ ભરના ભગવતી જનો તે પદમાં જ રોકાયા છે.

सोही सह्यांन भये ते भवजन, क्रताकाल क्यौं बूझे;
बीन करतार बूझ बाबजके, जबसे किये अबूझे. ॥४७॥

જેથી ભવભરના સદ્યાના એટલે ભગવતી જનો તે કર્તાકાર થવાના જ્ઞાનને કેમ કરીને જાણી શકે ? વળી કર્તા સિવાયની બાબતવાળું જ્ઞાન જ્યારથી જોયું ત્યારથી જ, મેં અબુઝ એટલે જાણ વગરના છે એમ કહેલું છે.

**एही परकार सकल भव भरमत, निजपद निरुप विनाई;**

**ज्यौं कौउ वृक्ष वंझके पलवन,तेही सब वंझ रहाई. ॥४८॥**

આ પ્રમાણે નિજપદના નિરૂપણ સિવાય ભવભરના સર્વ લોકો ભમે છે. જેમ કોઈ વંઝ વૃક્ષ હોય તે જ્યારે પાંગરે ત્યારે પણ તેને ફળ આવે નહિ, તથા તેની પાંગરેલી સર્વ ડાળીઓ પણ વંઝ રહે છે.

**जबत्ये निग वृक्षके पलवंन, शास्त्र पुरांन सबेई;**

**जीनकी गमभव सकल भेदीतव, कोउ कीनसे सुन लेई. ॥४९॥**

કર્તા પક્ષમાં વેદ વંઝ વૃક્ષ જેવા છે. અને તે વેદનો પલ્લવ (નવા અંકુર વિસ્તાર) એ જ શાસ્ત્રો અને પુરાણો છે. વળી તે વેદના ગમરૂપ ભેદને ભવભરના સર્વ લોકોએ જાણેલો હોય તોય નિજ પતિપદ રૂપ ફળ તેમાં નથી. તો પછી કોણ કોની વાતો સાંભળશે ?

**तेही सकल ग्यंम ज्ञान सबनके, निजपति पद फल बीनही;**

**तवत्ये सकल अज्ञान अखिल कुल, निज पतके हम कीनही. ॥५०॥**

ઉપર કહેલા મત પંથના જે સિદ્ધાન્તીઓ છે તેમના જ્ઞાનની ગમ ગતિથી નિજપતિ પદરૂપ ફળ કદી પણ પ્રાપ્ત થશે નહિ. એટલા જ માટે અખિલ બ્રહ્માંડના સર્વ ભગવતી જનો અજાણ્યા રહેલા છે. તેમને સત્ય સ્વરૂપ સાચા સકર્તા પરમપતિ જાણવા હોય તો હું કહી શકું તેમ છું.

## અંગ ૭મું સંપૂર્ણ





## પરમગુરૂ વિશેષ બરનન

तेही माटे निज परमगुरु बीन, पति परम नहि पाई;
जबते तारन तरन पुरुषके, क्यौं न शरन कोउ जाई. ॥१॥

ઉપરના કારણે કરીને નિશ્ચય થાય છે કે સમર્થ પરમગુરૂ સિવાય પરમપતિ કર્તા કેવલને કોઈ પામી શકશે નહિ. માટે જો પરમપતિ કૈવલને પામવા હોય તો તરણ તારણ પરમ પુરૂષ પરમગુરૂના શરણમાં ગયા સિવાય કોઈની સિદ્ધિ થવાની નથી.

तेही तारन सतगुरु परमपुनी, विशेष अंश परमही;
अगम निगम गति क्रता क्रतकी, पावत सकल मरमही. ॥२॥

વળી કેવલકર્તાની તથા તેના કહેલા સઘળા કૃતની સર્વ ગતિરૂપ મર્મને જેણે પ્રાપ્ત કર્યો છે. એવા ચૌદ લોકના તે તારણહાર પરમ વિશેષ અંશ સદ્‌ગુરૂ રૂપે અને પરમ ગુરૂ રૂપે ઓળખાય છે.

करत मरम पायन पतियनकी, माहाता परही दरसही;
तेहीते त्रसित होत पावन रत्य, उपजत हरदे हरसही. ॥३॥

કર્તાના કૃતનો સંપૂર્ણ મર્મ જાણવા ઉપરાંત ચૌદલોકાધિપતિ જે નિજ કેવલકર્તા તે સર્વ કૃતરૂપ મહદ્‌તાની પર આવેલા છે. તેને ઓળખી પામવાની રીત રૂપ આરત અતિ તૃષાતુર હારદમાં ઉત્પન્ન થઈ હર્ષ ઉત્પન્ન થાય તો જ તેને પામી શકાય તેમ છે.

हरदे हरष उपजणसे अकलित, कलित होय किरतारु;
दिव्य नेंनसे दरस परसकर, भवित ताय निसतारु. ॥४॥

નિજ કેવલકર્તાની સાથે અંશને એકમેક થવાથી જે ઘટના કહી છે તે અંશના હાર્દની પરમ ભાવરૂપ સજાણ જાણ વૃત્તિ જાણવી. તે વૃત્તિરૂપ અંતર હૃદય ઉપજણથી પર આવેલું છે. જેમ કે કૈવલકર્તાની ઉપજણથી જે ચૌદલોક રૂપ જગત સર્જાયું છે. એ જ જગત કર્તાથી

જુદું પડેલું છે. તેવી જ રીતે કર્તા કેવલથી અંશની સાથે આવેલી જે ઉપજણ તે ઉપજણથી આપણા સર્વ લોકો કર્તાના કરેલા પદાર્થો સાથે વહીવટ કરીએ છીએ. તેવહીવટ આપણી ઉપજણથી જ સ્ફુર્ણા પામેલો છે. તે જ સ્ફુર્ણા રૂપ જે ઉપજણ તે સજાણ જાણ વૃત્તિથી ઓળખાય છે. તે ઓળખાયેલી ઉપજણથી પદાર્થરૂપ ક્રિયા થઈ શકે છે. એટલે જ્યાં સુધી ઉપજણની ઝીણી ઝીણી પ્રક્રિયાઓ લય ન પામે ત્યાં સુધી અંશનું નિજ હૃદય ઓળખી શકાય નહીં. એટલા માટે નિજ હૃદય ઉપજણથી પર આવેલું છે. એમ મેં કહેલું તે જ સત્ય છે. તે હૃદય તત્ત્વ પદાર્થની પ્રવૃત્તિવાળા કળી શકે તેમ નથી, કારણ કે તે અકળ છે. તે અકળને કળે તો જ અંશ સજાણ જાણરૂપ દિવ્ય નેત્રવાળો થાય છે. અને તે દિવ્ય નેત્રો વડે કરીને કેવલ કર્તાની સાથે અરસપરસ એકતા રૂપે અખંડાનંદનું અખંડ સુખ લઈ શકે છે. ત્યારે અને તેવી જ રીતે અંશ અભંગ ગતિરૂપે રહી શકશે. અને તે જ વખતે ચૌદલોક રૂપ ભવની ફારગતી કાયમને માટે થશે એમ જાણવું.

निसतारन सोई भुक्तमान भव, फोगट फेर फरनही;
सदा सर्वदा रहही ताय पद, निजपति परम शरणही. ॥५॥

ભવભરના કર્મ ભુક્તમાન કરવા જે જન્મ-મરણના ફોગટ ફેરા ફરવા પડે છે. તેમાંથી નિસ્તાર થાય એટલે તેમાંથી પાર ઊતરી મોક્ષપદમાં સદા સર્વદા નિજ પરમપતિના શરણમાં અખંડ રહે.

निजपति परम शरन पावनकी, पेर सकल सुनवाई;
करही सोई एही क्रिया अलोकित, जीनु करता अनुराई. ॥६॥

નિજ પરમપતિ સકર્તાના શરણને પામવાની પેર એટલે સર્વ રીતો સમજાવી. એ જ પ્રમાણે અલૌકિક ક્રિયા વડે કર્તા કેવલમાં અનુરાગ એટલે પ્રેમ રાખજો.

अनुरागीत निजपति पद पागीत, करनी अकल अरु ढही;
सो निज जनकु देई देखाईत, अतही ज्ञान गम गूढही. ॥७॥

તે અનુરાગ વડે નિજપતિના પદને પહોંચવાની કળી ન શકાય તેવી અરૂઢ એટલે પ્રચલિત ન હોય તેવી કરણી કહી છે. તે કરણીનો અતિ જ્ઞાનગમ ગૂઢ એટલે અતિ ગુપ્ત માર્મિક

લક્ષ નિજ ભગવતી જનને દેખાડ્યો છે.

**गूढ गम ज्ञान सो निज कारण कल, परम पुनीत बाबजकी;**

**जेही दुरलभ सुनकादिक आदि भव, तो गत्य कुन साबजकी. ॥८॥**

ગુઢ ગમ જ્ઞાન એટલે સર્વ લોકના મૂળ કારણરૂપ કળને ખુલ્લી કરવાની જે ગમ તે ગમ વડે નિજ પરમપતિની બાબત રૂપ ભવભરની તત્ત્વ સામગ્રી રૂપ સર્વ રકમોને જાણી શકે એવું ગુઢ જ્ઞાન તે મેં તમોને આપ્યું છે, જે સનકાદિક આદિ ભવભરના સર્વ જ્ઞાનીઓ તેમજ અનુભવીઓને દુર્લભ છે. કારણ કે તેમના પૈકી કોઈની ગતિ સાબિત રહેલી નથી.

**एही परकार लक्षके निजपद, पावत परम विभागी;**

**केहें कुवेर सेर जीनके सद, सुरलभ संत समागी. ॥९॥**

ઉપર પ્રમાણે કર્તા કેવલના પદનો પરમ લક્ષ છે, પણ તે જેનાં પરમ ભાગ્ય હોય તે જ પામી શકે છે. શ્રી સમર્થ કુવેર સાહેબ કહે છે કે તે લક્ષ્યાર્થ રૂપ દિવ્ય માર્ગ જેઓ સંતસમાગમના સદ્ભાગી હોય તેને જ સુલભ છે.

**तेही संत निज परम पुरुषके, अरस परस एकताई;**

**तदीप तेहुते परम मोक्षपद, परम पुनीतसे पाई. ॥१०॥**

જે સંત નિજ પરમ પુરૂષ પરમ ગુરૂની સાથે અરસપરસ એકતાવાળા હોય તે સંતના સમાગમથી પરમ પુણ્ય રૂપ મોક્ષપદ પ્રાપ્ત થાય છે.

**जेही निजपति पमरके पायल, न्याव सहित निज धामु;**

**तेही पवरावे ओर जननकु, अविगत अटल विरामु. ॥११॥**

જેઓએ ન્યાય સહિત નિજપતિનું ધામ પ્રાપ્ત કરેલું હોય, તેઓ જ બીજા ભગવતી જનોને અવિગત રૂપ અટલ વિરામ પામવાનું જે પદ તે પ્રાપ્ત કરાવી શકશે.

**अटल विराम धामके धरता, कैवल निज किरतारु;**

**केहें कुबेर ताय सरननपर, अहंग अंश तनवारु. ॥१२॥**

જે અટલ ટળી ન શકે એવું વિરામ ધામ તે વિરામ ધામને ધારણ કરનાર નિજ કેવલ કર્તા છે. શ્રી સમર્થ કુવેર સાહેબ કહે છે કે તેમનું શરણ પ્રાપ્ત કરવા અંશના શરીરની અહંગરૂપ શુદ્ધ જાણ તે પદમાં વાળવી જોઈએ.

अहंग अंश सोई आपनुं आप सद, निजपति निज संकलपके;
जादिन मोज द्वैत उपजीत हुत, भीन भये सोई कलपके. ॥१३॥

અહંગ અંશ એટલે સત્યરૂપ આપનું આપ જાણવું. તે પરમ નિજપતિને જે દિવસે દ્વૈત મોજ ઉત્પન્ન થઈ હતી, તે દિવસના નિજ સંકલ્પ વડે આપનપુ રૂપ અંશ ઉત્પન્ન કરેલો છે. ત્યારથી એક કલ્પભરની મુદતે ભિન્ન થયેલા છે.

पण हमतो निज पास रहनके, सधर समीप सदाई;
कल्प कल्प जुगमाही जनावत, क्रताखोज करुणाई. ॥१४॥

પણ હું એટલે પરમ પુરૂષ પરમગુરૂ નિજ સકર્તાની હજુરમાં સદાય સધર સમીપ રહું છું અને દરેકે દરેક કલ્પના યુગમાં જગતભરના સર્વ લોકો પર કરૂણા કરીને કર્તા કેવલની ખોજ કરવાની ગતિ જણવવા આવું છું.

बोहोरु रहत निजपति परमपे, अरस परस अनुरागी;
जांही जांही परम पुरुष पठवावत, जावत धरी उमागी. ॥१५॥

બીજીવાર કહું છું કે હું મારા નિજ પરમપતિની પાસે અનુરાગ સહિત પ્રીતિ વડે અરસ પરસ રહું છું. અને જ્યાં જ્યાં નિજ પરમપતિ મોકલે છે ત્યાં ત્યાં ઉમંગ ધરીને જાઉં છું.

ओर अंश जेही अखिल खलकके, निज त्ये भिन्न भयेवुं;
जब आये तबत्ये अब लग ल्यौं, ईतके ईत रहेवुं. ॥१६॥

વળી અખિલ ખલકમાં વસનારા બીજા અંશો નિજ કેવલકર્તાથી ભિન્ન થયા ત્યારથી આજદિન સુધી અહીંના અહીં રહેલા છે.

रहे सकल ईतके ईत अंशु, निजगम ज्ञान विनाई;
आद्य सकर्ता कारन कोउने, कीये नहि कीनु ताई. ॥१७॥

નિજ ગમ જ્ઞાન ગતિ સિવાય ભવભરના સર્વ અંશો ત્યારથી જ અહીંના અહીં જ રહેલા છે. કારણ કે આદિ સકર્તા જે મૂળ કારણ છે તે વિષે કોઈ અંશને અદ્યાપિ સુધી કોઈએ કહેલું નથી. અને તેથી જ તેઓ અજ્ઞાન વશ હોઈ ભ્રમિત થયેલા છે.

जेही जेही भये आचार अवन पर, तीनु सिद्धान्त सुनेहु;
सकल अंश तांहां रहे मोहितरत्य, जत मत जानी जुनेहु. ॥१८॥

આ પૃથ્વી ઉપર આજ દિન સુધીમાં જે જે આચાર્યો થયા તેમના સિદ્ધાંતો સાંભળી સાંભળીને જગતભરના સર્વ અંશો મોહ પામી પંથોને પરવશ પડી જે તે મતને જુના જાણી સર્વ લોક તેમાં અટકી ગયા છે.

जुने पक्ष सोई क्रता करतके, ईश्वर आद्य विभूतके;
अल्प अंश जांहां रहे आलंबीत, सगुन इष्ट संजुतके. ॥१९॥

તે ગમે તેટલા જૂના ને પ્રાચીન હોય તથાપિ કર્તા કૈવલથી ઉત્પન્ન થયેલા કૃત પૈકીના છે. અને કૃતમાં ક્રતવી (કૃત્રિમ) ઈશ્વરો ઉત્પન્ન હોઈ કૃતરૂપ વિભૂતિને જ પૂજાવે છે. તે પૂજામાં અલ્પ ગતિના સામાન્ય અંશો સગુણ સ્ત્રીવાળા પરમેશ્વરને માનવા પાછળ અટકી પડેલા છે. વળી અલંબિત એટલે અલમ્ બુદ્ધિ અર્થાત્ જે કંઈ હોય તેટલું જ બસ છે એમ માનવાની વૃત્તિનું નામ આલંબિત છે. તેવી જ રીતે જે તે મંતપંથના સેવકોએ માની લીધું છે.

ओर निरगुन निर सत्त्व निरंतर, पागे हंस परमही;
तेही अकरत ईत ईष्ठ करतमे, करता कुन धरमही. ॥२०॥

તે ઉપરાંત દશ નામધારી સંન્યાસીઓ જેઓ પરમહંસ નામથી ઓળખાવે છે, તેઓ નિર્ગુણ નિઃસત્વ રૂપ જે બ્રહ્મ નિરંતર રહેલું છે ત્યાં સુધી જ પહોંચેલા છે. તેનાથી આગળ કોઈની ગતિ ગઈ નથી, એટલા જ માટે અકર્તા બ્રહ્મ, અને કર્તા કૈવલથી, ઉત્પન્ન થયેલા કૃત પૈકી માનેલા ઈષ્ટરૂપ કર્તા, એ બન્નેમાં મૂળ કર્તાના ખરા સ્વરૂપને માનવાનો ધર્મ નીકળતો નથી.

एही उभये अविलोकन लायक, बीनु आपने सरजनही;
अकरत ओरु करतवके करता, कुन कज दीये समनही. ॥२१॥

ઉપરનાં ઉભય પદ એટલે અકર્તા બ્રહ્મ અને કર્તાના કૃત પૈકીના પરમેશ્વરો એ બન્નેય આપણા અંશોના સરજનહાર નથી. જેથી તેમનું વંદન કરવું યોગ્ય ગણાય નહિ. તો પછી મનનો શુદ્ધ ભાવ શા માટે આપવો જોઈએ ?

**जबत्ये अंश खोज क्यौं करहीत, आगु बीना सब अंधे;**

**अगम गये भूलाय आचारज, निज गम विना नीरंधे. ॥२२॥**

સર્વ અંશો પૈકી કોઈ અંશની દૃષ્ટિ આગળ પહોંચી નથી, એટલે નિજ પદની ખોજ કેવી રીતે કરી શકે ? વળી જગતના આગવા ગણાતા આચાર્યો ખોજ કરાવી શકે તેવા હતા, પણ તેઓ નિજગમ ગતિથી ભૂલેલા હોઈ અંતર ચક્ષુએ આંધળા હતાં. એ કારણે અંશોને ખોજ કરાવી શકેલા નથી.

**तेही नीरंध्र न्याव वीनु निरमित, निज किरतार वीन्येहु;**

**सबने थपे करतके करता, ओरु अक्रत ब्रंह्म जेहु. ॥२३॥**

નિજ કર્તાનાં પરમ ન્યાયના પ્રમાણ સિવાય જગતના આચાર્યો અંધ રહેલા છે. અથવા તેઓએ નિજ કર્તા સિવાયના અકર્તા બ્રહ્મને, અને કર્તાના કરેલા કૃતમાંના પરમેશ્વરોને, નિજ ન્યાય સિવાય પ્રમાણસર માનેલા છે. એ કારણે તેઓએ અકર્તા બ્રહ્મની અને કૃતમાંના ઈશ્વરોની સ્થાપના કરેલી છે.

**अकरतके आपन नहि अंशु, क्रता करतके बंधु;**

**एक बंधव एक अकरतके पद, कुनसे कीये समंधु. ॥२४॥**

હવે ઉપર જણાવેલા અકર્તા બ્રહ્મથી આપણા સર્વ અંશો ઉત્પન્ન થયેલા નથી, કારણ કે અકર્તા બ્રહ્મમાં ઉત્પત્તિ કરવાનો સ્વભાવ ઘટતો નથી. એટલે તેનાથી અંશો કેમ કરીને ઉત્પન્ન થઈ શકે ? તેમ છતાં જગત માની લે કે અમો તેના અંશો છીયે, તો તે વાત તદ્દન પાયા વિનાની હોઈ ખોટી છે. બીજું ચૌદલોક રૂપ જે કૃત તે બંધુ ભાવવાળું છે. અર્થાત્ કૃત માત્ર કર્તાનું કરેલું હોઈ આપણાં સર્વ અંશો કૃતમાં આવી જવાથી એકત્ર ભાઈઓ છીએ. હવે વિચારો કે કૃત પૈકી એક બંધુ અને બીજું એક અકર્તા બ્રહ્મ, તો એ બન્ને પૈકી કૃતરૂપ ભાઈઓ સાથે કે અકર્તા બ્રહ્મની સાથે, એમ એ બેમાંથી કોની સાથે પરમપતિ પ્રાપ્ત કરવાનો સંબંધ જોડશો ?

बंधव सोई करतके करता, अकरत ब्रंह्म अमोहु;
पण आपने सरजन निज सांम्रत, जबत्ये नहीन दोहु. ॥२५॥

કર્તા કેવલથી ઉત્પન્ન થયેલું જે કૃત, તે કૃતમાં મોટા થઈ બેઠેલા કર્તાઓ અને આપણ સર્વ અંશો ભાઈના સંબંધે કરીને એકસરખા છીએ. કારણ કે કર્તા એક હોઈ આ તમામ કૃત તેમનું જ છે, અને બીજું વેદના પ્રતિપાદકોએ જે અકર્તા બ્રહ્મ વર્ણવેલું છે. તે નિઃસત્વ હોઈ મોહ સિવાયનું છે, એટલા જ માટે ઉપરના બન્ને સિદ્ધાન્તો પૈકીના કોઈ આપણા સમર્થ સરજનહાર નથી.

ए भवतो ईनकी मही अटके, द्रढ परतीत जमाई;
वंक नहि इत जग जीवनके, आगले गये फनाई. ॥२६॥

આ જગતરૂપ સઘળો ભવ ઉપર કહેલા સિદ્ધાન્તમાં અટકી ગયેલો હોઈ તેમાં દૃઢ પ્રતીતિ જમાવેલી છે. તથાપિ તેમાં જગતના જીવોનો વાંક નથી. પણ આગળ થયેલા આચાર્યોએ પોતાની વૃત્તિ સંતોષવા, ફાંદારૂપ શબ્દની જાળ રચી અંદર જગતને ફસાવેલું છે.

बचन पुराने फसे सबफोगट, अनुभव आंख्य विनाई;
साची कहत परमगुरु परमीत, जीनु परतीत न पाई. ॥२७॥

જગતના જેટલા જીવો પુરાણોનાં વચનો સાંભળી તેમાં ફસાયેલા છે, તે ખોટો ફાંદો હોઈ અનુભવની આંખ સિવાયનો છે. જ્યારે બીજી બાજુ સત્ય પરમપદ સમજાવવા સમર્થ પરમગુરૂ નિજ ન્યાયથી પ્રમાણસર કહે છે, તથાપિ તેઓને તેમની પ્રતીતિ આવતી નથી.

एही परकार सकल भव भरमत, क्रतवनके पद पागी;
निज करतार लहे नहि लंपट, जेही अगन्यान अभागी. ॥२८॥

આ પ્રમાણે સર્વ અંશો કતવી (કૃત્રિમ) પદમાં અટકી પડેલા હોવાને લીધે જ તેમને ભવભરમાં ભમ્યા કરવું પડે છે. વળી ડાહ્યા ગણાતા પુરૂષો પણ સ્ત્રીલંપટ ગતિના હોવાને લીધે, નિજ કેવલ કર્તાનું પદ તે ભાગ્યહીણ અજ્ઞાની જનો ઓળખી શક્યા નથી.

**तेही अज्ञान रखा भवके मही, शास्त्र पुरांन पठनके;**

**अनुभव नीष्ट करीत महाजनके, थपी तव वचन वडनके. ॥२९॥**

ભવની અંદર તે અજ્ઞાનનું રખેવાળું કરનારાં શાસ્ત્રો અને પુરાણો છે, તેનો અભ્યાસ કરી તે અનુભવમાં નિષ્ઠા રાખી જગતના મહાજનોએ, તે વડીલોનાં શ્રેષ્ઠ વચનો છે એમ માની તેની સ્થાપના કરી છે.

**बडपण सोई जीनु वीते क़ालबहु, तीनके शब्द सराई;**

**ज्यौं त्ये भेड पुरांनी बकत क्या, नविन सींध समताई. ॥३०॥**

ઉપરની ચોપાઈમાં વડીલોનાં જે વચનોનું પ્રતિપાદન કરેલું છે. તેમના ઉપર ભરોસો રાખવાનું મૂળ કારણ એવું છે, કે તે વચનો વહી ગયેલા ઘણાં લાંબા કાળ ઉપર રચાયેલાં છે. એથી જ અજ્ઞાની જનોએ તે વચનો ઉપર પ્રતીતિ રાખેલી હોય એમ જણાય છે. જો તેઓ સત્યના શોધક હોત તો ક્ષીર ન્યાયે સત્ય ગ્રહણ કરત પણ તે શક્તિ તેમનામાં નથી. એથી જ જુના વચનો પર વિશ્વાસ રાખી સમર્થપણું બજાવે છે. જેમ હજાર વર્ષના ઘેટાએ લાંબો વખત જીવન ગુજારેલું છે, એમ જાણ્યા છતાં તરતના જન્મેલા સિંહના બાળકને (તે ઘેટાનો) ડર લાગતો નથી, એવી રીતે જુની વાણીના ખાલી અવાજો ઉપરથી નિજ અનુભવના મહાપુરૂષોને તેવી વાણીનો ડર લાગતો નથી, અને ડર લાગે પણ શા માટે ? કારણ સત્ય હકીકત કહેનારા કોઈની મોંરખી (પરવા) રાખતા નથી.

**ओरु व्याकरण सुरके शुध कहीतम, प्राकृत करीत अभावुं;**

**ज्ञान हीन गंडुर गति विनके, समझत नहि निज न्यावुं. ॥३१॥**

જ્ઞાનહીન ગતિ વગરનો ગંડુ નિજ ન્યાયને સમજતો નથી. કારણ કે પ્રાકૃત ભાષા ઉપર અભાવ લાવી સંસ્કૃત શુદ્ધ દેવ ભાષા છે, એમ માની તેમાં પ્રતીતિ લાવેલા છે.

**प्राकृत ब्रणीतव कीये पारसके, व्याकरण ब्रणीत कनकही;**

**अरथ विचार करीत दोहुनके, अधिकम कुन जन कही. ॥३२॥**

પ્રાકૃત ભાષાથી પારસનું વર્ણન કરેલું હોય અને વ્યાકરણ યુક્ત સંસ્કૃત ભાષાએ સુવર્ણનું

વર્ણન કરેલું હોય, તો બંને પૈકી અર્થનો વિચાર કરી જોતાં જણાય છે કે પારસ પણ સોનું જ કરે છે, કોઈ બીજું ત્રીજું કરી શકતો નથી. તેવી જ રીતે દેવ ભાષાથી વર્ણવાયેલું સોનું તે વસ્તુતાએ સોનું જ છે. તો પછી ત્યાં વાણીને લઈને અધિક ન્યૂન કહેવાનો પ્રસંગ રહેતો જ નથી.

तदपी ताय प्राकृत व्याकरणही, अधिक नुन कुन केहु;
पण जीनु अरथ सरस पद परमीत, तेही ग्रहित करी लेहु. ॥३३॥

એટલા જ માટે પ્રાકૃત વાણી હોય વા વ્યાકરણ યુક્ત સંસ્કૃત વાણી હોય તેમાં અધિક ન્યૂન કોને કહેવી ? અર્થાત્ ઉપરના ન્યાયે તે બરાબર દેખાય છે. તથાપિ જે વાણી વિના પરિશ્રમે સારા અર્થથી નિજ પ્રમાણસર સમજાય એવી હોય, તો તેવી પ્રાકૃત વાણીને ગ્રહણ કરી લેવી.

व्याकरणसो वदीतव वेदवनके, जीनु प्रतिवाद करनकु;
देश देश के विविधी भाष क्रत, तीनकी सूझ परनकु. ॥३४॥

વિદ્વાનોએ વ્યાકરણ એટલા જ માટે રચેલું છે કે દેશ દેશની ભાષા સમજાય, તેમજ કોણ અને કયા ધાતુનો શબ્દ છે તે ઉપરથી અર્થ કાઢવા વ્યાકરણનો સંગ્રહ કરેલો છે. તેથી જ શબ્દોના પ્રતિપાદન માટે વ્યાકરણ દ્વારા વાદવિવાદ કરી શકે છે. વળી એથી શબ્દ સિવાય બીજું જ્ઞાન થઈ શકતું નથી.

पण आतो निज वृत प्राकृतकी, शुद्धि समज सबेहु;
अनुभव अर्थ विलोकि पायपद, व्याकरण काम न केहु. ॥३५॥

અનુભવ અર્થની શુદ્ધ સીધી સમજ પડે અને તેનું વિલોકન થઈ શકે તેટલા જ માટે નિજવૃત્ત, એટલે જેનું બંધારણ વર્ણની સંખ્યા કે લઘુત્વ ગુરૂત્વના નિયમથી પર છે તેવી છંદબદ્ધ પ્રાકૃત ભાષામાં કહું છું. તો પછી વ્યાકરણનું મને શું કામ છે ?

व्याकरण पढ पढ मुवे सकलको, विप्र वेद कुल घरमे;
बीन सतगुरु जबते अब लग ल्यौ, कुटम सहित भव भरमे. ॥३६॥

વેદ કુળમાં જન્મેલા ઘરેઘરના વિપ્રો વ્યાકરણ યુક્ત વેદ ભણી ભણીને અનેક મરી ગયા, તો પણ તેમાંના કોઈને સદ્‌ગુરૂ મળ્યા નથી, એ કારણે તેઓ પોતાના સહ કુટુંબ પરિવાર અદ્યાપિ સુધી ભવભ્રમરમાં ભટક્યા કરે છે.

**तब जेही तेही परकार जीवनके, काज करनसे कामु;**

**कया भाषा गीरवाण कथनमे, जांहां प्रभु पाय विरामु. ॥३७॥**

તેટલા જ માટે જગતભરના સર્વ જીવોને કાર્ય કરવા સાથે જ કામ છે તો પછી પ્રાકૃત ભાષા હોય તો એ શું ? અને સંસ્કૃત ભાષા હોય તોએ શું ? કેમ કે તે બન્ને ભાષાની પ્રભુતા પતિ પદ પામતાં પહેલાં વિરામ પામી જાય છે.

**जब क्याहा रही गीरवाण भाषकी, अदकै एक गमानी;**

**सतगुरु मीले परमपद पावत, उभये वाण अमानी. ॥३८॥**

તો પછી ભાષાઓમાં ગીર્વાણ વાણીનું અધિકપણું શું દેખાય છે ? કે જેથી તમો ગુમાન (અભિમાન) રાખો છો ! વળી કર્તાના તૃષાતુરને (ખરા જીજ્ઞાસુને) સદ્‌ગુરૂ મળે તો બન્ને પ્રકારની વાણી પૈકી એકેય વાણી ત્યાં કામ આવતી નથી. અર્થાત્ બન્ને વાણીનું માન ત્યાં છૂટી જાય છે.

**अब कोई धरा मान मत जीनके, व्याकरणके वेतु;**

**क्या मनुष क्या देवन उचरन, प्रभुतो प्रेम सहेतु. ॥३९॥**

હે વ્યાકરણના વેત્તાઓ ! મનુષ્યના ઉચ્ચારેલામાં અને દેવના ઉચ્ચારેલામાં શું ફેર (અધિકપણું) છે ? કારણ કે પ્રભુ તો પ્રેમયુક્ત હેતુવાળાને જ મળે છે. તો પછી વાણીનો મદ શા માટે ધારણ કરવો જોઈએ ?

**ज्यौं मातनकु बाल बराबर, दीरघ लघु सम सोई;**

**दो हुनके उचरन श्रवणीत होत, अधिक न्यून नहि कोई. ॥४०॥**

જેમ માતાને નાનું અને મોટું બન્ને બાળકો સરખાં છે. અને તે બન્નેનું બોલેલું સાંભળી કોઈના ઉપર તે અધિક ન્યુન હેત રાખતી નથી.

त्यौं गीरवाण उचार दीरध सुत, लघु वचन प्राकृतही;

निजकर्तातो हेतु लहत एक, गणीतन गीरा आक्रतही. ॥४१॥

તેવી જ રીતે દેવભાષા મોટા પુત્રની અને પ્રાકૃત (લઘુ) ભાષા નાના પુત્રની છે. આ બન્ને પુત્રો પ્રકૃતિના છે. અને પ્રકૃતિરૂપ જીવન મળવાથી નાના અને મોટા બન્ને છોકરાઓ બોલી શકેલા છે. તથાપિ નિજ કર્તા કેવલનો હેતુ દરેક ભાષારૂપ પુત્ર ઉપર સરખો છે. તેમને દેવ ભાષા ઘણી આકૃતિવાળી મોટી છે એમ માનવાને કારણ નથી.

तब सरजन एक साचके संघी, अंतर भाव सहेता;

ओर सकल सब सुषक ज्ञानीके, करत न हेत हेमेता. ॥४२॥

એટલા જ માટે સકર્તા સર્જનહાર હેત યુક્ત અંતર ભાવવાળા હોય તેના જ સંબંધી છે. જેના અંતરમાં હેત યુક્ત સાચો ભાવ હશે તેઓ જ નિજ સરજનહારનો સંગ કરી શકશે. તે સિવાયના શુષ્ક જ્ઞાનના અનુભવીઓ પર કર્તા હેતુ ધારણ કરતા નથી.

तबते साच प्रेम प्रभु परते, रखो निरंतर नेहु;

तो राजी कर्तार पुरंजन, जीनमे नहि संदेहु. ॥४३॥

એટલા જ માટે રોમેરોમ સાચા બની નિરંતર પ્રભુમાં પ્રેમ મસ્ત રહેશો, તો જ માયાતીત પુરંજનરૂપ સકર્તા તમારા પરત્વે રાજી રહેશે એમાં કંઈ પણ સંદેહ છે જ નહિ.

## અંગ ૮મું સંપૂર્ણ





# અંગ ૯ મું

## વ્યાકરણ, વ્યવહાર, પ્રાકૃત ભાષા અને પરમ લક્ષ વિષે

सकल देशकी समज सरावन, व्याकरण करीत विलोकु;
नहि तरतो प्राक्रतसे पतीतव, जेही जांहां केवो वाकु. ॥१॥

પ્રથમ ભારતવર્ષમાં પ્રકૃત ભાષા હતી. તથા ભારતવર્ષના જુદા જુદા વિભાગોમાં જે જુદી જુદી ભાષા ચાલતી હતી તે પ્રાકૃત ભાષા હતી અને અત્યારે પણ તેમજ છે. એવી રીતે દેશની જુદી જુદી ભાષાને અનુસરીને વ્યાકરણ રચવામાં આવેલું છે. તે વ્યાકરણનો એટલા જ માટે અભ્યાસ કરવામાં આવે છે કે, જે તે દેશની ભાષાનો અર્થ સમજાય નહિતર તો દેશમાં ચાલતી તે પ્રાકૃત ભાષાથી જ વહેવાર ચાલે છે અને પ્રતીતિ પણ તે જ ભાષા ઉપર ચાલે છે.

पण निज कर्ता कलितन कोउकीनु, व्याकरण ओरु पाक्रतही;
परम गुरु विन परम पुनीत पद, पावत नहि कोउ क्रतही. ॥२॥

વળી પ્રાકૃત વાણી તથા સંસ્કૃત વ્યાકરણ (ભાષા) એ બન્ને વડે કોઈ નિજકર્તા કૈવલને કળી શકેલા નથી. ક્યાંથી કળી શકે ? કેમકે તે પદ પરમ પવિત્ર હોઈ પરમગુરૂ સિવાય કૃત પૈકી ઉત્પન્ન થયેલાઓથી પામી શકાય તેમ નથી.

तेही माटे गुरु परम सकलशिर, परम मोक्षके दाता;
ओर सकल ईतके ईत गत्यकी, करन क्रत विक्षाता. ॥३॥

એટલા જ માટે પરમ મોક્ષના પરમદાતા સર્વ શિર શ્રેષ્ઠ પરમગુરૂ જ છે, અને તે સિવાયના ચૌદલોક રૂપ જગતમાં રહેલા ધર્મગુરૂઓ કર્તા સિવાય કૃતને જ જાણવામાં પ્રસિદ્ધ છે.

सो न लहत करतार पुरंजन, अकरत करत कथनके;
क्या व्याकरण क्या गीरा ग्रंथही, चवहीत भाव रथनके. ॥४॥

તે અકર્તા બ્રહ્મનું અને કૃતનું કથન કરનારા લોકો માયા યુક્ત અંજનરૂપ પદાર્થોથી પર આવેલા પુરંજનરૂપ કર્તા કૈવલને જાણી શકતા નથી. તે જાણવાને માટે તો ગુરૂમુખ દ્વારા શુદ્ધ

ભાવાર્થ સમજાય નહિ ત્યાં સુધી વ્યાકરણ તેમજ કોઈ પણ વાણીના ગ્રંથો, ગમે તેટલા કથી કથીને કહો અગર સમજાવો તો પણ તેમાંથી નિજ વિત્તરૂપ તત્ત્વ નીકળવાનું નથી.

**बेर बेर उलटाई कहीत जे, गुरु परम परतापु;**

**शास्त्र पुरान वारु तीनके शिर, निजगुरु बीन जेही जापु. ॥५॥**

પરમગુરૂના પરમ પ્રતાપને બેર બેર એટલે વારંવાર ભાર મૂકીને ઉલટાવી ઉલટાવીને કહ્યો છે. જે શાસ્ત્રમાં નિજગુરૂનો લક્ષ ન હોય તેવાં શાસ્ત્રો તથા પુરાણોને ગુરૂના નામ ઉપર ઓવારી ઉતારીને છોડી દઉં છું. કારણ કે તે લક્ષ સિવાય અધુરાં ને ઉતરતાં છે.

**जीनत्ये मीले सकर्ता सरजन, तीनत्ये कुन अधिकही;**

**जीवकुं बोध रखे ईतके ईत, तीनके शिर धिक् धिक्ही. ॥६॥**

વળી જે નિજ પરમગુરૂના પરમ ઉપદેશથી પરમ સકર્તા સરજનહાર મળે તેનાથી અધિક શ્રેષ્ઠ બીજા કોને કહી શકાય તેમ છે ? બીજા ગુરૂઓ જેમણે માયાયુક્ત બોધ (ઉપદેશ) કરીને જગતભરના સર્વ જીવોને અહીંના અહીં જ પ્રપંચ જાળમાં અટકાવી રાખેલા છે તેમને અનેક વાર ધિક્કાર છે !

**ईत ईतके सोई अनित सकल पद, नितके नहि रहननके;**

**जीनमे रखे जीव विलमाईत, जेही कलपंत दहनके. ॥७॥**

ઈત એટલે આ બાજુ આવેલા સર્વ પદાર્થો અનિત્ય છે છતાં જગતના આગવા જનોએ તેમાં સર્વ અંશોને અટકાવી રાખ્યા છે. તે પદાર્થોનું અંશોને ઝેર ચઢેલું છે. તે કલ્પના આખર દિવસ સુધી ભોગવવું પડશે.

**अजभव ओरु वैकुंठ लोक गव, पुरुष आद्य परकरती;**

**यांहां ल्यौं सकल अनीत्ये भवहितके, निजपति परम विकरती. ॥८॥**

શિવ, બ્રહ્મા અને વિષ્ણુ તથા વૈકુંઠ અને ગૌ લોક તેમજ આદ્ય પ્રકૃતિ અને આદિ પુરુષ સુધીના જે સર્વલોક છે, તે સર્વલોકમાં રહેનારાઓ ભવના શુદ્ધ હિતનું અનિત્ય કરનારા છે. કારણ કે નિજ પરમપતિના પરમ પ્રભાવમાં વિકરતી એટલે વિકૃતિ અર્થાત્ વિકાર પામેલા છે.

तेही विकरताके ईष्ट थपीत ईत, आचारजे सबनही;
लाग रहे तीनमे भव भरजन, निजपति पाय कबनही. ॥९॥

ઉપર જણાવેલા જે પ્રકૃતિના યોગે વિકાર પામેલા છે તેમની આચાર્ય જનોએ ઈષ્ટ તરીકે સ્થાપના કરી છે. તેમાં ભવભરના સર્વ જનોને વળગાડેલા છે, એટલા જ માટે નિશ્ચયથી કહું છું કે તેઓ નિજ પરમપતિનું પદ કદીએ પ્રાપ્ત કરી શકશે નહિ.

जीनु संकलपके जनीत सफुरण, लखेसो ग्रंथ परतमे;
भंडुर मांही कुलाल न पावत, त्यौं नहि क्रता करतमे. ॥१०॥

નિજ કેવલ કર્તાના શુદ્ધ સંકલ્પથી જે ચૌદલોક રૂપ જગત સ્ફુર્યું છે, તે જ સ્ફુરણા પૈકી આગળ પડતા શિવ, બ્રહ્મા, વિષ્ણુ તથા પુરૂષ, પ્રકૃતિ તેમજ અવતારાદિ પુરુષો વિગેરે વિષે આચાર્યોએ ગ્રંથો પરત્વે જે વર્ણન કરેલું છે તે તમામ કર્તા સિવાયનું છે એમ જાણવું. જેમ કુંભારથી રચાએલાં નાનાં-મોટાં પાત્રોમાં જોવાથી કુંભાર જડતો નથી તેમ કર્તાના કરેલા કૃતમાંથી કર્તા મળી શકશે નહિ.

ओर वरखके पुष्प पत्रमे, बीज बटोर न पाई;
तेही परकारन जेही रचनारन, रचना महीन ताई. ॥११॥

વળી વૃક્ષનાં પુષ્પ તથા પાંદડામાં બીજને શોધીશું તો તે જડશે નહિ; એ જ પ્રમાણે જે રચનાર છે તે રચાએલા જગતમાંથી પ્રાપ્ત થશે નહિ.

ज्यों त्यें ईंद्र घटा घनकी मही, आप ईंद्र नहि सोई;
त्यौं करतार करतकी अंदर, पावत नहि कीनु कोई. ॥१२॥

જેમ ઈંદ્રની સઘન ઘનની ઘન ઘટામાં ઈંદ્ર પોતે નથી તેવી જ રીતે કર્તાના કૃતની અંદર કર્તાને કોઈ પામી શકશે નહિ.

ओरु कृषिके क्रसन खेतके, कण कण जोत निहारी;
तीनमे नहि कृषि क्रत कारन, जेही कणके विस्तारी. ॥१३॥

વળી કૃષિકાર એટલે ખેડૂતના ખેતરમાં ખેડૂતે કરેલી ખેતીના દરેક કણમાં તપાસી જોતાં કણનો વિસ્તાર કરનાર ખેડૂત જડતો નથી. તેવી જ રીતે : –

**त्यौं भवखेत तत्व तन. करसण, रुप सहित रचनामे;**

**जीनके कण ईंद्रि गुण गणमे, रचनारन नहि जामे. ॥१४॥**

ચૌદલોકરૂપ ભવમાં રૂપ ગુણવાળાં રચાએલાં કરશણ રૂપ તત્ત્વોનાં શરીરોમાં ગુણ, ગણ, ઈંદ્રિય, અંતઃકરણ આદિ અંકુરોનો જે રચનાર છે તે તેમાં નથી, જેથી તેને તે જાણી શકતાં નથી.

**तेही रचनामे देखी दिव्यगत, अधिक सरस ईश्वरीये;**

**निजकारण तीनुं थपे आचारज, तव जग जीनु समरीये. ॥१५॥**

જગતના આદિ આચાર્ય બ્રહ્માજીએ ઉપર મુજબ રચાએલાં તત્ત્વરૂપ શરીરોમાં અતિ દિવ્ય ગતિવાળી ઐશ્વર્ય વિભૂતિને જોઈ, તેને જ નિજકારણરૂપ સમજી તેની સ્થાપના કરી છે. ત્યારથી જ જગતભરના સર્વ લોકો તેનો જાપ જપતા થયા છે.

**ओरु तीनके प्रतिपाद करन द्रढ, संस्क्रत देई छापु;**

**ज्यौं बादल नाणां चलवावत, राज मोहोर प्रतापु. ॥१६॥**

વળી ઉપર કહેલા સિદ્ધાન્તને દૃઢ કરી પરમેશ્વર ઓળખાવવા બ્રહ્માએ સંસ્કૃતરૂપ દેવ વાણીની મોહોર છાપ મારી છે. જેમ નાણું બાદલું હોય તો પણ રાજાના સિક્કાને લઈને ખરા તરીકે ચાલે છે.

**तेही पण चले किंमत बींनके मही, उपली सुरत देखनमे;**

**अंतरके अविलोक विना वित्त, कपट धात उरीयनमे. ॥१७॥**

તેમ ધાત (ધાતા) એટલે બ્રહ્માજીએ સનકાદિક આદિ પુત્રોને સમજાવવા પોતાના ઉરમાં કપટ રચીને, પરમેશ્વર ઓળખાવવા બદલ સંસ્કૃત રૂપ દેવવાણીનું વેદરૂપ જે છાપું મારેલું છે. તે દેવ વાણી રૂપ જે વિત્ત તે અંતર દૃષ્ટિથી વિલોકન કર્યા સિવાયનું છે. તથાપિ ઉપલક દૃષ્ટિથી જોનારા કિંમત વગરના લોકમાં જ એનો વહેવાર ચાલે છે.

तेही परकारन स्त्रष्ट समरधर, जबते अब लग जेहु;
तेतने भरके सकल आचारज, उपली द्रष्ट सरेहु. ॥१८॥

ઉપર કહેલો બ્રહ્માજીનો જે પ્રકાર છે તેને જ સૃષ્ટિના સમસ્ત જનોએ ધારણ કરેલો છે. તેમાં જે જે આચાર્યો થયા તેમણે ઉપલક દૃષ્ટિથી તેની સરેહુ એટલે પ્રશંસા કરેલી છે. તે જ પ્રમાણે તે દિવસથી આજદિન સુધી સર્વ લોકો વર્તતા આવેલા છે.

तीनमे कीनेन खोज करीत जीत, निज करतार पतिनकी;
गये सकल ईतके मीत बरणीत, निजकारण क्रतजीनकी. ॥१९॥

ઉપરના સર્વ આચાર્યો પૈકી કોઈએ નિજકર્તા પરમપતિ કેવલની ખોજ કરીને જીત મેળવેલી નથી. કારણ કે આ બાજુ આવેલું નિજ કારણનું જે કૃત તેને મિત એટલે પ્રમાણસર છે એમ માની તેઓ તેનું જ વર્ણન કરી ગયા છે.

व्याकरण छाप देखी दल दरजीत, प्रतीत लाय रत पागे;
केहेण केहेण कहीत नहि करीतव, अनुभव खोज अभागे. ॥२०॥

આચાર્યો વેદ વ્યાકરણની દળદાર છાપ જોઈને રંજન પામ્યા છે. એથી જ તેમનાં દિલ વેદમાં આરત યુક્ત પ્રતીતિ લાવીને વળગેલાં છે અને તેજ વેદ રૂપ કહેણને કહેતા આવેલા છે, પણ પોતે સ્વયં અનુભવ યુક્ત ખોજ કરીને કહ્યું નથી. વળી પરમપદના ભાગ્યહીણા ક્યાંથી કહી શકે ? તે પ્રમાણે કહેવાને તો સ્વ અનુભવથી ખોજ કરેલી હોવી જોઈએ. પણ તે પ્રમાણે તેમણે કર્યું નથી. જો તે પ્રમાણે કર્યું હોત તો તે વેદ કહેણમાં વળત નહિ અને જગતને પણ વાળત નહિ.

केहेण आध्य अजके अनुभवकी, करन पुत्र परमोधु;
आप विषेई हुते तब तीनकु, वदी तव वचन विरोधु. ॥२१॥

બ્રહ્માજીએ સનકાદિક પુત્રોને સમજાવવા પ્રમોધ એટલે મોહયુક્ત ભાષણ રૂપ વેદની આદિ કહેણને કહેલી છે. કારણ કે બ્રહ્માજી વિષયી એટલે રજોગુણી હતા એટલા જ માટે તે સનકાદિકોના ત્યાગ વિરુદ્ધ વચનો બોલેલા છે.

वचन विरोध करन करता बीच, तीव्र त्याग वीलयनके;
देई परतीत संसक्रत कीसद, सुर भाषण कीलयनके. ॥२२॥

સનકાદિક બાળકોમાં કર્તાપદ પ્રાપ્ત કરવાનો જે તીવ્ર વૈરાગ હતો તે વૈરાગથી અને કર્તાથી તેમને વિખુટા પાડવા સંસ્કૃતની સાચી પ્રતીતિ આપી બ્રહ્માજીએ વેદનું ભાષણ કરેલું.

तीनके लेइ परमाण प्रतीतजन, धरीत उरीत अनुरावुं;
तीनमे द्रढ धीरज मजभुतकर, प्राकृत धरीत अभावुं. ॥२३॥

તે વચનોને પ્રમાણ યુક્ત માની તેમાં પ્રતીતિ લાવી જગતના જનોએ તે પ્રીતિ સહિત ઉરમાં ધારણ કર્યા છે. તે જ ભાષાને સત્ય માની તેમાં દઢતાપૂર્વક ધીરજ ધરી મજબૂત કરી છે, અને એ જ કારણે પ્રાકૃત ભાષા ઉપર અભાવ કરેલો છે.

पण परथम प्राक्रत पर भाषीत, व्याकरण व्रणीत पीछेहुं;
तीनके कहीत करामल कहहीत, नरणीत न्याव जश जेहु. ॥२४॥

હવે આપણે જે બે ભાષાઓ ઉપર લંબાણ વિષય ચલાવ્યો તેમાં પ્રથમ પ્રાકૃતમાં સર્વ લોકો વ્યવહાર કરતા હતા તેનું વ્યાકરણ પ્રમાણે સંસ્કૃતરૂપ વર્ણન પાછળથી કરેલું છે, તેને રચવામાં જે યુક્તિઓ કરી છે તેનું ન્યાય સહિત વર્ણન કરું છું તે જુઓ.

प्रथम वाणी प्राजीनुं प्राक्रतही, देश देश भिन्न भिन्नके;
फरक फरक बोलीनकी बाबज, पण प्राक्रत तेही तीनके. ॥२५॥

પ્રથમ પરાવાણી તેનું કૃત પ્રાકૃત વાણીના નામથી ઓળખાય છે. તે બોલવાની બાબત જે તે દેશમાં ભિન્ન ભિન્ન રૂપે પૃથક પૃથક છે, પણ તે તે દેશમાં તે તે વાણી પ્રાકૃત જ જાણવી.

जीनके करीत समोह सकल अरथ, व्याकरण नाम तीनेहु;
आगमके जेही नरप चकरव्रत, समटी जीन कीनेहु. ॥२६॥

ઉપર મુજબ દેશ દેશની જે જે ભાષા હતી, તે સર્વ વાણીનો એકત્ર સમૂહ કરવા પ્રાચીન

કાળના ચક્રવર્તી રાજાએ, ભાષાના વિદ્વાનો દ્વારા તે સર્વ ભાષાને સમેટી સંગ્રહ કરી, અંદરથી જે અર્થરૂપ દોહન કર્યું તેનું નામ વ્યાકરણ (દેવવાણી).

प्राकृत कुल प्रभास भव सबकी, व्याकरण कीली कबजही;

तीनकी कीली पुनीत प्राकृत क्रत, समझत अरथ सबजही. ॥२७॥

જગતભરમાં જે જે ભાષાઓ છે તે તમામ પ્રાકૃત ભાષા હોઈ પરાવાણીનું મૂળકૃત છે. અને તે સર્વને કબજે લાવવા વ્યાકરણ રૂપ કુંચી કરેલી છે. તે કુંચી રૂપ વ્યાકરણ પ્રાકૃત ભાષાનું કૃત છે. અર્થાત્ તે કૃતરૂપ વ્યાકરણની કુંચીથી એટલે ટીકા કરવાથી સર્વ પ્રકારે સર્વ લોક અર્થને સમજી શકે છે. એ ઉપરથી સમજવાનું એ નીકળે છે કે પરાનું મૂળકૃત એ જ પ્રાકૃત અને તે પ્રાકૃતને સમજાવવા વ્યાકરણ રૂપ કુંચી કરેલી છે તે સંસ્કૃત છે. જ્યારે વ્યાકરણ રૂપ કુંચીથી ખુલ્લું કરવામાં આવે ત્યારે જ પાછું પ્રાકૃત સમજાય છે, એટલે પ્રથમ પ્રાકૃત અને વ્યાકરણની છેવટે પણ પ્રાકૃત જ આવે છે.

एही व्याकरण प्राक्रत पर भाषीत, कीये सकल सब तेहु;

जेही जीनकी ज्यम हुती तत्त्वता, तेही तम खचीत करेहु. ॥२८॥

આ ઉપરથી બન્ને ભાષાનો અર્થ એવો નીકળે છેકે પરા વાણીનું કૃત હોઈ જે જે તત્ત્વરૂપ મુદ્દો હતો, તેની તે જ પ્રમાણે ખાતરી કરી આપવા તે પ્રમાણે જ નિર્ણય કરી આપ્યો છે.

तदीप वाणी एही नहि देवनकी, उभे भाष एही भवकी;

निगम शास्त्र सहितम ईतके सब, माहाद मनुष गत चवकी. ॥२९॥

આ ઉપરથી નિશ્ચય થાય છે કે વેદ શાસ્ત્ર વગેરે સર્વ આ બાજુની વાણી હોઈ મહાન ગતિના મનુષ્યો કથી ગયેલા છે. જેથી તે દેવ વાણી નથી. પણ જગતભરમાં ચાલતી બન્ને ભાષા મનુષ્યકૃત છે.

जो कहेशो सुरके सद भासन, तीनकी वैश मनुसही;

जुवो परसपर सरल संभवकी, तीनकी आद्य सब उसही. ॥३०॥

કદાચ તમે કહેશો કે વ્યાકરણ યુક્ત સંસ્કૃત વાણી દેવ લોકની હોઈ ઊંચા પ્રકારની

છે, તો ભવભરના મનુષ્ય માત્ર પણ તે જ દેવતાના વંજશો છે, તો પછી દેવ વાણીમાં મનુષ્ય વાણીથી શું અધિકપણું લેખાય ? આમ તપાસતાં અધિકપણું ન લેખાતું હોય તે દેવ વાણીનો અને મનુષ્ય વાણીનો તર્કવાદ શા માટે ઉત્પન્ન કરવો જોઈએ ? વળી સંભવકી એટલે મનુષ્ય વાણીથી દેવવાણી અધિક સંભવતી નથી, કારણ કે દેવતાઓનો અને મનુષ્યોનો ઉત્પત્તિ માર્ગનો વંશ પરસ્પર સંબંધવાળો છે.

**तबते देव मनुष एक तायन, जीनमे हेरन फेरा;**
**अरथ विचारतां अनवे गत, नरणीत कीये नवेरा. ॥३१॥**

એટલા જ માટે દેવ અને મનુષ્ય એક સરખા હોઈ તેમાં રેખ માત્ર ફેર નથી. તે બન્નેનો અર્થ વિચારતાં તે અનવેગત એટલે અવિચ્છિન્ન છે, અર્થાત્ એમની ગતિ જુદી પાડી શકાય એમ છે જ નહિ. એ વિષે નિશ્ચયાત્મક નિર્ણય કરીને કહ્યું છે.

**व्याकरण प्राकृत प्रतीत प्रेमकी, जांहां जम जीनु रत पागी;**
**तीतके ईतकी मानत नहि तो, ईतके तीत क्या लागी. ॥३२॥**

વ્યાકરણ અને પ્રાકૃત એ બન્ને ભાષા પૈકી જેને જે ભાષા ઉપર પ્રેમયુક્ત આરત લાગી છે તેઓ તો તે ભાષામાં અટકેલા છે. વળી દેવતાઓ દેવવાણી સિવાય પ્રાકૃત વાણીને માનતા નથી અથવા તે ત્યાં પહોંચતી નથી. તો આ બાજુ આવેલા પ્રાકૃતને માનનારાઓએ તે બાજુ આવેલા દેવતાઓની ભાષા શા માટે માનવી જોઈએ ?

**व्याकरण काम परे प्राकृतके, टीके तलब जनावा;**
**पण प्राक्रतकी सरल समजमे, व्याकरण काम न कावा. ॥३३॥**

વ્યાકરણ યુક્ત સંસ્કૃતવાળાઓ પ્રાકૃત ભાષા સિવાય કંઈ પણ કરી શકતા નથી. કારણ કે પરમ કર્તા કેવલને પામવાની ઉત્કંઠા વા તાલાવેલી પ્રાકૃતરૂપ ટીકાસમજે તો જ સમજાય છે. જેથી તેને મતલબ જણાવવા પ્રાકૃત ટીકાની જરૂર રહે છે. પણ પ્રાકૃતની સરલ સમજમાં વ્યાકરણની જરૂર રહેતી નથી. અર્થાત્ પ્રાકૃત સ્વતંત્ર ભાષા છે, અને વ્યાકરણ પ્રાકૃતની અપેક્ષાવાળી હોઈ પરતંત્ર ભાષા છે.

**तेही माटे नहि करीत वादवीद, प्राक्रत ओरु व्याकरणके;**

**उलट पुलट नहि चलित बेहु बीन, एही जग जन धापणके. ॥३४॥**

એટલા જ માટે હું પ્રાકૃત અને વ્યાકરણનો વાદવિવાદ કરતો નથી. વળી જો હું વ્યાકરણ યુક્ત સંસ્કૃત બોલું તો પણ પ્રાકૃત કર્યા સિવાય ચાલતું નથી. અને જગતભરમાં સર્વ જનોને (ધ્રાપણ એટલે ધરપત થવું, ધરાવું, સંતોષવું) સંતોષ પમાડવામાં એ બન્ને ભાષાનો ઉલટસુલટ વહેવાર કરવો પડે છે, એથી જ મારે નિહંગ પ્રાકૃત ભાષા બોલવાની જરૂર પડેલી છે.

**जेही जीनके देशनके उचरन, तेही तीनके प्राक्रतही;**

**तेही सकलके अरथ अरोपन, व्याकरण करीत वीव्रतही. ॥३५॥**

જે-તે દેશમાં ચાલતી ભાષા તે તે દેશમાં (તે ભાષા) પ્રાકૃત લેખાય, તે પ્રાકૃતનો અર્થ સમજવા વ્યાકરણ વર્ણવેલું છે.

**एही वहीवट भाषन ईतके सब, सुरकी कही सहितमही;**

**वीनु भाषन के भार अढारन, सकल साज शंमदंमही. ॥३६॥**

દેવવાણી અને પ્રાકૃત વાણી બન્ને આ બાજુની હોઈ મનુષ્યોને વહીવટ કરવા પૂરતી જ છે. જેમાં વિત્તરૂપ મુદ્દો કંઈ જ નથી. વળી કોઈ પણ ભાષાના જ્ઞાન સિવાય અઢાર લક્ષ સ્થાવર જાતિની સાજ રૂપ તત્ત્વ રકમો જેવી ને તેવી જ સ્થિતિમાં બોલ્યા ચાલ્યા વગર શમદમ રૂપ રહે છે.

**तेही शंमदंमकी चलित संप्रदा, धर सेती अबलगही;**

**वीनु भाषण भरके रस पलव, रहत सदा झग मगही. ॥३७॥**

સ્થાવર જાતિનો ચાલતો આવેલો શમદમ રૂપવાળો સંપ્રદાય ઉત્પત્તિથી તે આજ સુધી એક જ સરખી ગતિવાળો હોઈ જેમાં રેખ માત્ર વધઘટ થઈ નથી. વળી (સ્થાવર જાતિ) કોઈપણ પ્રકારના ભાષણ વગર પણ વિત્તરૂપ રસથી ભરાયેલી હોઈ પલ્લવવાળી થાય છે. એટલે કે વખતોવખત પાંગરે છે. જે (વૃક્ષો) ભાષા વડે પોતાની જાતમાં પરસ્પર વહેવાર રાખતાં નથી તથાપિ તે ચિરકાળથી પોતાનો વખત નિયમસર ગુજારી રહ્યાં છે.

फुलत फलत एका एकही जात, अमृत फल रस रीधके;

ओरु तीक्षण खटुके कटु कायन, क्रता कीन केही वीधके. ॥३८॥

જે જે સ્થાવર જાતિનાં વૃક્ષો છે તે તેમની જગ્યા પર એકલાં ફૂલે છે અને ફળે છે. અમૃત ફળનાજેવા રસવાળી, તીખી, ખાટી, કડવી વગેરે અનેક જાત કર્તા કેવલે કેવા પ્રકારે અને કેવી ઉત્તમ રીતે ગોઠવેલી છે તે જુઓ.

बीनु बोलन बोलन के जेही पत, पोखतहे सरभर ही;

एसे परम दयाल प्रभु पर, अहंगवारी तीन परही. ॥३९॥

જે ન બોલી શકે તેવી સ્થાવર જાતિ અને બોલી શકે તેવી જંગમ જાતિ એબન્નેના જે પરમપતિ કેવલ કર્તા છે તે એક સરખી રીતે સર્વનું પોષણ કરે છે. એવા પરમ દયાળુ કર્તા કેવલ પર અહંગરૂપ શરીર કેમ વારી ન નાખવું જોઈએ ?

आपने वीन वंदन के जेही, तन रखत तोय तीन हेतु;

तो जेही जन अहोनिश झंखीतके, क्यौं हरी होय न सखेतु. ॥४०॥

જે નિજ વંદન કરી શકતાં નથી એવાં સ્થાવર જાતિનાં શરીરો ઉપર પણ કર્તા હેત રાખે છે, તો પછી જે જનો અહોરાત્રિ કર્તા કેવલને ઝંખ્યા કરે છે તેમના ઉપર કર્તાનું હેત કેમ ન હોય ?

ओरु वीनुं वंदन तनकु करता, पोक्षण करीत कहतहीं;

ईंद्रि समेट विकल चित्त चलितन, रहत सेज जत मतही. ॥४१॥

વળી જે શરીરો મારું (કેવલ કર્તાનું) નિજ વંદન નથી કરતાં તેમનું પણ પોષણ કરું છું તેનું કારણ કે તે ઇંદ્રિયોને સમેટીને ચિત્ત વિકળ કર્યા સિવાય સહેજ સ્વભાવે જતમત રહે છે.

एही विधि तग्न तंत तरु देखीत, ओरु नहि बुरी भलीनके;

सहत घाव आपने पर सबके, क्रता पालत तव तीनके. ॥४२॥

વળી સ્થાવર જાતિના લોકો તરફથી થતા અનંત પ્રકારના પ્રહાર પોતાના શરીર ઉપર સહન કરે છે. એવી રીતે તેમની કોઈની પણ બુરાઈ ભલાઈ સિવાયની તગ્ન તંત એટલે ધ્યાનકાર સ્થિતિ જોઈને કર્તા તેમનું પાલન કરે છે.

**प्रेम प्रिति जीनके नहि जनी तत, ज्ञांन नहि लव लेशु;**

**सार असार कछु नहि जानत, अंध परम जड भेसु. ॥४३॥**

વળી સ્થાવરમાં પ્રેમ કે પ્રીત જણાતી નથી તેમજ તેઓ સાર અસારને પણ જાણતાં નથી. એવાં જડ આકારનાં તે લેશમાત્ર જ્ઞાન સિવાય પરંપરાથી અંધરૂપ રહેલાં છે.

**तो होय रखत संभाल तेहुनकी, सरजनहार सद जेही;**

**आपणतो निज प्रेम प्रीतके, ज्ञांन सहित गुन ग्रेही. ॥४४॥**

છતાં સરજનહાર તેમની સારી રીતે સંભાળ રાખે છે. તો પછી આપણે તો જ્ઞાનવાળા હોઈ ગુણને ગ્રહણ કરીને નિજ સાથે પ્રેમ પ્રીત રાખી શકીએ તેવા છીએ.

**तो तीनकु कौ देत न करता, परम मोक्ष पद आदु;**

**ताही वसावत अचल करीनके, जेही निज धाम अनादु. ॥४५॥**

તો પછી તેવા ભગવતી જનને સર્વ લોકની છેવટે આવેલું આદિ પરમ મોક્ષ પદ કેમ ન આપે ? બલ્કે તે તેવા ભગવતી જનને પોતાની હજુર રૂપ અનાદિ નિજ ધામમાં અચળ કરીને વસાવે છે (રાખે છે).

## અંગ ૯મું સંપૂર્ણ





# અંગ ૧૦મું

## જગતના આગવાઓ કર્તાની ગતિને ઓળખેલા નથી એથી જ મોટા ભાઈને બાપ કહેવરાવ્યો છે.

जो जडके जत मत त्यागनपर, वाच रहीत वीन हेतु;
तीनके करीतन भाव नाथनिज, क्यौं न करीत अपनेतु. ॥१॥

જડરૂપ સ્થાવર જાતિ વાચા તથા હેતુ (હેત, સ્નેહ) વગરની હોવા છતાં તેના એક જેમ છે તેમ રહેવા રૂપ, ત્યાગ ઉપર ખુશ થઈ નિજનાથ પોતાનું જાણી તેનો નીભાવ કરે છે. તો પછી વાણી અને હેતુવાળા એવા જે આપણે તેમનો નીભાવ કેમ નહિ કરે ?

ओरु स्थावर जंगमकी फरकीत, कहत सुनो अब जेही;
थावरके प्रति पालन उपले, जंगम जनीत सनेही. ॥२॥

સ્થાવરનું પ્રતિપાલન ઉપલક રીતનું છે, અને જંગમનું પ્રતિપાલન સ્નેહપૂર્વક છે. એ પ્રમાણે સ્થાવર અને જંગમમાં ભેદ રહેલો છે.

तदीप करो तीनके वंदन जन, अहो एसे पति अपने;
ब्रंह्मादिक भवकु जेही दुरलभ, सुर पावत नहि सुपने. ॥३॥

હે ભગવતી જનો ! એટલા જ માટે નિજ સકર્તાનું વંદન કરો અને કહો કે અહો ! હે પરમદેવ ! શું આવા અમારા પતિ છે ! જે પતિને જાણવા એ બ્રહ્માદિક જેવાને દુર્લભ હોઈ, દેવતાઓ પણ સ્વપ્નાન્તરે જાણી શકતા નથી, તો પછી પરમગુરુના પરમ પ્રતાપ રૂપ પ્રસાદી આપણને ઘેર બેઠાં મળતી હોય તો એથી વધારે ઊંચા કયા કિસ્મત હોઈ શકે ?

जीनकी करीत नेति निगमादिक, ते न पति उत ईतमे;
ए भवके सिद्धांत सकल मही, लखित नहि कोउ कीतमे. ॥४॥

જે પરમ પતિ કેવલ કર્તાને માટે નિગમ જેવાએ નેતિ પોકારી છે તે નેતિપદ આલોક અને પરલોકથી જુદું હોઈ તેને અદ્યાપિ સુધી ભવભરમાં કોઈ પણ જાણી શકેલા નથી. કારણ

બ્રહ્માદિકથી ઉતરી આવેલી ભૂલ સર્વ સ્થળે સર્વ ઠેકાણે જ્યાં ને ત્યાં પ્રસરેલી દેખાય છે. જેથી નેતિપદ અદબદ ગુપ્ત રહી ગયું છે. એથી જ નિશ્ચયાત્મક કહું છું કે, દુનિયાભરના મતપંથ ધર્મ સિદ્ધાન્ત પૈકી કોઈમાં નિજપતિ પદ લખેલું નથી.

**तेही पतिनके अंश सकल ईत, अचर चराचर मांही;**

**सुर सुरीनर मुनिजन अजभव ल्यौं, प्रकृति पुरु ष लगे जांही. ॥५॥**

બ્રહ્માદિક જેવા જેને ઓળખી શકેલા નથી એવા જે પરમપતિ તેમનાથી ઉત્પન્ન થયેલા ચર અને અચર, સ્થાવર અને જંગમ તથા મનુષ્યો, મુનિજનો, દેવતાઓ અને બ્રહ્માથી લઈ શિવ, વિષ્ણુ સહિત પુરુષ પ્રકૃતિ સુધી ઉત્પન્ન થયેલા સર્વે લોકમાં, નિજ અંશથી ઓળખાતું જે અંતરહંગ જાણ સ્વરૂપ, તે પરમપતિ કેવલ કર્તાનું હોઈ તે પરમ પતિથી જ પોષાયેલું છે.

**तेही सकल निजपति करतवके, करता थई सराये;**

**अल्पज्ञे जीनु अंश आलंबीत, निजगम गति न पाये. ॥६॥**

ઉપર કહેલું બ્રહ્માથી લઈ પુરુષ પ્રકૃતિ સુધીનું સર્વ નિજ કર્તાનું કૃત હોઈ તે કૃત પૈકી મોટા ગણાતા દેવતાઓ જગતમાં થયેલા ભગવતીજનો પરત્વે કર્તા તરીકે પૂજાયા છે. વળી અલ્પજ્ઞ ગતિવાળા જીવો તે કૃતવી (કૃત્રિમ) પરમેશ્વરોની કપટજાળને નહિ ઓળખવાને લીધે જ, અટકી પડેલા છે. એથી જ આજ દિન સુધી ખરા કર્તાની નિજગમ ગતિને કોઈ પણ પામેલું નથી.

**तदीप ताय भव भरके ईष्ट मही, आपन अंश तीनु नांही;**

**एतो भव भरमावन ईतके, तीतकी गति न कांही. ॥७॥**

એટલા જ માટે નિશ્ચયથી કહું છું કે જગતભરમાં જેટલાં દેવી-દેવતાઓ છે તે તથા જે કર્તા તરીકે ઓળખાય છે, તે, તેમજ જગતભરના મત પંથોમાં કર્તા તરીકે જેમની સ્થાપના કરેલી છે, તે તે તમામ માનેલા ઈષ્ટ દેવોમાંના પરમેશ્વરો તરીકે ઓળખાતા કોઈપણ આપણા સર્વ અંશોના કર્તા નથી, તેમજ તેઓનાથી આપણ અંશો ઉત્પન્ન થયેલા નથી. તે તો જગત ભરના અંશોને ભરમાવવા અને પોતાની સ્વાર્થ જાળમાં ફસાવવા જે તે મત પંથવાળાએ રચેલો ફાંદો છે. તે કોઈનામાં નિજકર્તાની ગતિની જાણ નથી. કારણ કે અત્યાર સુધીના કોઈ પણ આચાર્યો નિજ કૈવલ કર્તાની ગતિ ઓળખી શકેલા નથી, એટલે તે તેઓ કેવી રીતે કહી શકે ?

जब आपने तीनु अंश विनातो, तीनु आपने क्या लागे;
बडे बंधकु बाप कहत हो, गंडुर ग्यांन अभागे. ॥८॥

જ્યારે આપણે ઉપર કહેલા ઈષ્ટના અંશ નથી તો પછી આપણી અને તેમની વચ્ચે શો સંબંધ રહ્યો ? આમ જ્યારે તેમનો કર્તા તરીકેનો આપણી સાથે સંબંધ નથી તો પછી જ્ઞાનહીન અભાગી અક્કલ વગરના ! મોટાભાઈને બાપ શા માટે કહો છો ? મોટાભાઈનો ખુલાસો એવો છેકે ચૌદ લોકરૂપ જગતનો બનાવનાર એક કર્તા કૈવલ છે. અને તેનાથી ઉત્પન્ન થયેલા જગતભરના જે શિવ બ્રહ્માથી લઈ પુરુષ પ્રકૃતિ સુધીના સર્વ વિશેષ તેમજ સામાન્ય અંશો છે. તે તમામ આપણા ભાઈઓ છે. એ કારણે આપણા તે મોટા ભાઈઓ હોઈ તેમને બાપ કહેવાય નહિ.

राज कुंवर पाटन के पतको, अमल सकल शिर राजे;
बरन अढार अनुज बंधवपर, आण्य जेहुनकी छाजे. ॥९॥

રાજાના પાટવી પુત્રનો અમલ એટલે અધિકાર જગતભરની અઢાર વર્ણના સર્વ લોકો પર પહોંચે છે. તે અઢારે વર્ણના જીવો અનુજ બંધવ એટલે પાટવીના નાના ભાઈઓ હોવાથી તેમના પર પાટવી સત્તા ભોગવે છે. વળી પાટવી અધિકાર તો ભોગવે છે પણ અધિકાર ભોગવવાના જે તત્ત્વરૂપ પદાર્થો અને અંશો છે તે કંઈ પાટવીના બનાવેલા નથી. એટલે કે પાટવીથી લઈને છેલ્લી કોમના સામાન્ય માણસ સુધીના સર્વનો બનાવનાર પતિ જુદો છે. એથી આપણ સર્વના મોટાભાઈ રાજગાદી ઉપર હોય તો પણ તે બાપ તો નહિ જ કહેવાય.

अनुज बंध गादी पतवीनके, ओर हुकम वीन जेही;
पिता पक्ष सरभरके संमंधी, अधिक नुन कीनु केही. ॥१०॥

આપણા સર્વ નાના ભાઈઓ ગાદીના અધિકાર સિવાયના હોઈ આપણો બીજો કંઈ અમલ પણ નથી. તથાપિ પિતા પક્ષનો વિચાર કરીએ તો નાના અને મોટા ભાઈઓ એક જ સરખા સંબંધવાળા હોઈ કોઈ અધિક ન્યૂન નથી.

राजहुकंम गादीनसे मांनत, लोक सकल सबजीनकु;
एही विध की प्रभुताजीनुं बंधव, पिता कहत नहि तीनकु. ॥११॥

જગતના સર્વ લોકો મોટો ભાઈ ગાદીનો અધિકારી હોવાને લીધે જ તે મોટાભાઈ રૂપ રાજાનો હુકમ માને છે. મોટાભાઈ આ પ્રમાણેની પ્રભુતાવાળો હોવા છતાં પણ તેને પિતા તો ન જ કહેવાય.

जेही जीनके अधिकार समोवड, तेही तीनसे तंम रहीये;
पण मोटे बंधव अमलीसे, तीनकु तात नव कहीये. ॥१२॥

જે જેની પાસે જેટલો જેટલો અધિકાર હોય તેટલું જ તેને તાબે થઈને રહેવાનું છે. પણ મોટાભાઈ અમલ ઉપર હોય તો પણ તેને બાપ તો કહેવાય જ નહિ.

तेही माटे निज तात सकलके, एकही सरजनहारे;
ब्रंह्मा वीसन माहेस शेषलुं, प्रकृती पुरुष लगसारे. ॥१३॥

એટલા જ માટે બ્રહ્માદિકથી લઈ શિવ, બ્રહ્મા, વિષ્ણુ તથા શેષ, કૂર્મ ને મીંડક વિગેરે દેવતાઓ, તથા પુરૂષ પ્રકૃતિ સુધી સર્વ લોકના સરજનહાર એક નિજ કેવલ કર્તા જ છે.

आगले भये पुरांनी परख बीन, निज करतार न सूझे;
तीनकी कही सुनीत भवभरके, जंत अजांण अमुझे. ॥१४॥

આગળના (ગત) જમાનામાં જે જે આચાર્યો થયા તેમને પોતાના સ્વસ્વરૂપની જાણ પારખવાની ગતિ ન હોવાને લીધે નિજ કર્તાની ગતિની સમજ પડી નથી. તથાપિ તે નિજગતિ વગરના આચાર્યોની કહેલી કહેણીઓને વળગીને ભવભરના અજાણ્યા જીવો સમજ સિવાય અમુઝણમાં ને અમુઝણમાં મરે છે.

तदीप ताय गुण नांम रुपके, ईशता थई सरावे;
तेही सकल आपने बड बंधव, निज करतार न काहावे. ॥१५॥

એટલા જ માટે નામ રૂપ ગુણવાળા ઈશ્વરો ઐશ્વર્યતા રૂપ સત્તા બતલાવીને અમો પરમેશ્વર છીએ એવું કહેવરાવે છે. તો પણ તેમ કહેવડાવનાર તે તમામ આપણા મોટાભાઈ છે. એમને આપણા નિજ કર્તા કહેવાય જ નહિ.

निज करता अवतार लेत नहि, एही सकल ठग बाजी;
जेही जीनके आचारजने ईत, थपे अनीत ईतराजी. ॥१६॥

નિજ કેવલકર્તા કદી પણ અવતાર લેતા નથી. છતાં કોઈ કહે કે અવતાર લે છે તો તે ઠગરૂપ આચાર્યોની જગતમાં આવેલા જીવોને ઠગવાની ઠગબાજી છે એમ જાણવું. વળી જે તે પંથના આદિ સ્થાપક આચાર્યોએ એકબીજાથી વિરુદ્ધ વર્તનવાળા ધર્મોની સ્થાપના કરેલી છે.

जौं वनके गौचार गोवालन, थये श्रेष्ठ करएकु;
तीनके हुकम मही सब वरतत, पण चारन निज गैकु. ॥१७॥

જેમ જંગલમાં ગાયો ચારનાર ગોવાળિયાઓ પૈકી એક ગોવાળને બીજાઓ મળી શ્રેષ્ઠ અધિકારવાળો રાજા સ્થાપે છે, તેના અધિકારમાં રહી બીજાઓ વર્તે છે. તથાપિ ગોવાળ પક્ષમાં મોટા તેમજ નાના સરખા છે અને તે ગાયો ચારવાવાળા છે. (ગોવાળ મંડળ મળી એકને રાજા બનાવે, એકને દિવાન બનાવે તથા કોઈ ન્યાયાધીશ જડજ, કોઈ ફોજદાર, કોઈ પોલીસ, કોઈ શાહુકાર,કોઈ ચોર એમ ભિન્ન ભિન્ન અધિકારીઓ નીમાઈ રાજાના જેવો વેશ ભજવી કાયદો ચલાવે છે. પણ તેમાં સત્ય અધિકાર જરાએ નથી. માત્ર ગોવાળિયા એક પ્રકારની આમ ઉપલક રમત રમે છે અને તે રમતમાં ગોવાળ પૈકી બનેલા ચોરને જ પકડી લાવી ઈન્સાફ કરી સજા ફરમાવે છે. અને તેના ઉપર પોતાના હુકમનો અમલ ચલાવી એક જાતનું અભિમાન ધારણ કરી મસ્ત રહે છે. તથાપિ તે સર્વ ગાયો ચારનાર ગોવાળિયા હોઈ સર્વ સરખા જ છે.)

जौं कदीप गौ खून करे जीन, तेही रोष कर धावे;
भागीजात बड सहित सकल जन, तांहां नहि अमल पसावे. ॥१८॥

ઉપર પ્રમાણે ગોવાળોની રમત ચાલતી હોય તેવા પ્રસંગે કોઈ ગાય રોષ લાવી દોડીને કોઈનું ખૂન કરે તો, નાના-મોટા અધિકારવાળા સર્વ ગોવાળિયા નાસી જાય છે. પણ તે ગાયના ઉપર અમલ ચલાવી શકતા નથી.

एही वीधके भगवांन थपे भव, गौ गोवालन सरखे;
जलम मरण तेही मेट सके क्यौं, जीव थापन वीनु परखे. ॥१९॥

ઉપર પ્રમાણે ગાયો ચારનાર ગોવાળો જેવા ભગવાનને આચાર્યોએ આ ભવને વિષે સ્થાપેલા છે. તે સ્થાપનાર સ્થાપકો જીવ બુદ્ધિના હોઈ તેમણે પરીક્ષા કર્યા સિવાય જીવની જ સ્થાપના કરેલી છે. જેથી તેમનાથી જન્મ-મરણ દુઃખ કેવી રીતે ટાળી શકાય તેમ છે ? અર્થાત્ તે દુઃખ તેમનાથી મટાડી શકાય તેમ નથી.

माटे निज करता निज घरथी, अचल चली नहि आवे,

जो जन होय स्त्रष्ठमें साचे, तीनकु तांही बोलावे. ॥२०॥

વળી નિજકર્તા નિજ અચળ ઘરમાંથી કદી પણ ચલાયમાન થઈને આ ભાવને વિષે આવતા નથી, કદાચ સૃષ્ટિમાં કોઈ કર્તાની ઈચ્છાવાળો સાચો ભગવતી જન હોય તો તેવા માણસને નિજ કર્તા પોતાની પાસે બોલાવી લે છે.

अलपगन्ये नर राज अनीतके, तेही पण हुकंम बजावे;

अरथ परे तीनु लेत बोलाईत, पण निज राय न जावे. ॥२१॥

દ્દષ્ટાંત તરીકે મૃત્યુ લોકના અલ્પજ્ઞ રાજા જેનું રાજ પણ અનિત્ય હોઈ નાશવાન છે. છતાં પણ તે હુકમ બજાવે છે. અને જ્યારે પોતાના રાજ્યમાંના કોઈ માણસની જરૂર પડે છે ત્યારે તેને પોતાને ત્યાં જ બોલાવે છે. પણ રાજા પોતે તેને ઘેર જતો નથી.

आतो निज करतार पुरंजन, जीनके कोहुन तोले;

ईंड संख बीन अमल जेहुनके, तेही कौ घेर घेर डोले. ॥२२॥

તો પછી આ તો પુરંજન એટલે પુરૂષ અને પ્રકૃતિના ઉત્પન્ન કરનાર નિજ સકર્તા સરજનહાર છે કે તેમની તુલનામાં આવી શકે તેવો કોઈ નથી, કારણ કે જેની ગણત્રી કાઢી શકાય નહિ એવાં અગણિત બ્રહ્માંડોમાં તેમનો અમલ હોઈ સર્વત્ર તેમનું જ સામ્રાજ્ય પ્રસરેલું છે. તે ઘેર ઘેર હાલતા-ચાલતા હોઈ રખડતા-રઝળતા ક્યાંથી હોઈ શકે ?

जेही धेर धेर डोलनके ईशता, गादीपत नहि ताई;

राजद्वार सपायनकु जीत, पठवावत तांहां जाई. ॥२३॥

જગતના જે ઈશ્વરો ઘેર ઘેર હાલતા-ચાલતા દેખાય છે તે પાટવી ગાદીપતિ નથી. પણ તે ગાદીપતિના પટાવાળાનો ધંધો કરનાર પોલીસ જે રાજાના હુકમથી જ્યાં જ્યાં મોકલે ત્યાં ત્યાં જાય છે તેમના જેવા છે.

तौं नरपत नर पुरुष निरंजन, जेही शक्तनके हेतु;

दश अवतार पठायल जीनके, चौदेई अंश समेतु. ॥२४॥

તેવી જ રીતે રાજાની (પાટવી ગાદીપતિની) જગ્યાએ આદ્ય શક્તિના હેતુરૂપ જે આદિ પુરૂષ નિરંજન છે. તેમના હુકમથી દશ અવતારના અંશોની આદ્ય લઈ ચોવીશે અવતારોના અંશો તેમના જ મોકલેલા આ જગતમાં આવેલા છે.

तेही न जांनत परम पुरुषकु, जीने अंश उपजाये;
जेही सांमांन विशेष आद्य ल्यौं, रहे अग्य अनुराये. ॥२५॥

પણ જેણે અંશોની ઉત્પત્તિ કરી છે તે પરમ પુરૂષ (સકર્તા)ને તે અંશોએ ઓળખેલા નથી. એ કારણે સામાન્ય અંશો તથા વિશેષ અંશો અજ્ઞાનયુક્ત રહેલા છે.

विशेष के सिद्धांत ब्रंह्मके, तैही निगमसे पाये;
आप नहि अनुभव अविगतके, सुरती कहीत रत लाये. ॥२६॥

વિશેષ ગતિના જે અંશો તેમનું સિદ્ધાન્ત બ્રહ્મ લક્ષનું છે. અને તે બ્રહ્મ લક્ષનું વર્ણન નિગમ દ્વારા પ્રાપ્ત કરેલું છે અથવા જાણ્યું છે. પણ તેમણે પોતે અવિગત ગતિનો અનુભવ રેખમાત્ર પ્રાપ્ત કરેલો નથી. માત્ર વેદની શ્રુતિએ જે વાતો કરેલી છે, તેમાં જ તેમની આરત હોઈ તેને જ તેઓ વળગેલા છે.

## અંગ ૧૦મું સંપૂર્ણ






❀ ❀ ❀

## (તર્કયુક્ત ન્યાય તથા કૃત્રિમ્ ગુરૂઓથી બચવા પરમગુરૂની પીછાન)

ओरु सांमांन अंश अविलंबे, सुनीत पुरांन कवितके;
निजके ज्ञान विना गति हीनसे, भये सकल जीत तीतके. ॥१॥

સામાન્ય અંશો કવિઓથી રચાએલાં પુરાણોની વાતો સાંભળીને અવિલંબે એટલે વિચાર

કર્યા સિવાય તેના તરફ ખેંચાઈ ગયા છે. એથી જ નિજગતિના જ્ઞાનથી હીણ રહી મનુષ્યો ભવરૂપ ભવના જેવા થયા અને જ્યાં ત્યાં પંથમાં વિરામ પામ્યાં.

एही परकारंन अंध अखिल कुल, विशेष सहित समोहु;
एतने मांही परम पतिकी गत, कलित नहि कीन कोहु. ॥२॥

ભવભરના સમસ્ત સામાન્ય અંશો, અને દેવતાઈ માર્ગના અવતારાદિક વિશેષ અંશો પૈકી કોઈપણ અંશ, પરમપતિ કેવલ કર્તાની પરમગતિને કળી શકેલા નથી. આ રીતે અખિલકુલ ચૌદ લોકરૂપ સંસાર પરંપરાથી ગતિ વગરનો આંધળો રહેલો હોઈ ચાલતો આવેલો છે.

जेही अनुभव अविलोक एहुनके, देखेहु द्रष्ट करीनके;
आद्य थकी अबलग लु कोउने, कीये न भाल फरीनके. ॥३॥

વેદ, શાસ્ત્રો અને પુરાણોના વક્તાઓએ જે અનુભવનું અવલોકન કર્યું છે. તેમના તે અનુભવમાં દૃષ્ટિ નાખીને જોતાં ઉત્પત્તિના પ્રથમ દિવસથી લઈને આજદિન સુધી તેમાંના કોઈએ પાછા વળીને, પોતાના સ્વરૂપની નિજભાળ મેળવી હોય એમ જણાતું નથી.

वेद पुरांन ज्ञांनके गमकी, लही गति सूझ सब नहि;
उलझे अंश सकल जीतके तीत, विशेष सहित सुजनहि. ॥४॥

વેદમાં અને પુરાણોમાં જણાવેલી જે જ્ઞાનની ગતિ વડે જે સમજ સર્વ લોકોની હોવાથી સર્વ અંશો ઉલજેલા એટલે અજ્ઞાન વશ થયેલા હોઈ જે-તે મત પંથમાં ફસાઈ ગયેલા છે. વળી વિશેષ ગતિના અંશો તથા સુજન એટલે સજ્જન ગતિના ડાહ્યા ગણાતા માણસો પણ તેમાં જ અટકી ગયેલા છે.

याते अखिल अंश अनुसूझीत, निज करतार पतिनके;
दिव्य चक्षु नरणीत करीत कही, पेखीत रती रतीनके. ॥५॥

આ ઉપરથી તારવી શકાય છે કે સર્વ અંશો અનુસૂઝીત એટલે પોતે પોતાને જોઈ નિજ પરમપતિ કેવલ કર્તાને જોઈ શકેલા નથી. આમ હું સજાણ જાણના દિવ્ય ચક્ષુથી રતીએ રતી જોઈને કહું છું.

नहि नंदे कोउ करीत न्याव बीन, तरक तमा धरीयंनसे;

निजगंम लहीत नवेर निराक्रण, थपीत थाप जग जीनसे. ॥६॥

પ્રથમથી જ આચાર્યોના સ્થાપેલા મત પંથના સિદ્ધાન્તમાં કર્તા સંબંધીના જ્ઞાન વિષે જે અજ્ઞાન રહેલું તેને જણાવવા ન્યાયયુક્ત તર્ક કરીને કહેલું છે. ખાલી નિંદાની ખાતર કહેલું નથી. કારણ કે તમો (આચાર્યો)એ ઝેરવેરના પ્રતિપાદક અવતારી પુરૂષોને ઓળખાવવામાં જ નિજગમનો સમાવેશ કર્યો. અને નિરાકરણ પણ તેના જ વિષે ઘટાવી જગતભરમાં સ્થાપના પણ તેમની જ કરી.

जेतने भर भवमांही भये जन, अवध काल तंन धारी;

तेतने भर नहि निज कारनपद, क्रता अंश अवतारी. ॥७॥

ચૌદલોકરૂપ ભવમાં જે જે જનો થયા છે. તે તે તમામનાં શરીર અવધિવાળાં હોઈ કાળે કરી નાશ પામે છે. જેથી તે સર્વ અવતારાદિક પુરૂષોથી લઈ પ્રકૃતિ પુરૂષ સુધીનું કોઈ પણ સર્વલોકના નિજકારણરૂપે નથી, કારણ કે જે અવતારો થયા તે કર્તા કૈવલના અંશ છે.

वीन सतगुरु एही माहाद मर्मकी, परम गति नहि पावे;

एही विधि छांण करनके सांम्रत, गुरु परम दरशावे. ॥८॥

સદ્‌ગુરૂ સિવાય મહદ્ મર્મની પરમગતિ પામી શકાય તેમ નથી. આ વિધિ પ્રમાણે છણી છણીને તપાસવાનું સામર્થ્ય પરમ સમર્થ હોઈ પરમગુરુ જ બતાવી શકે.

अबके कहत गुरु एही भवके, त्याग विना तप हीनके;

रहेणी करनी करनके काहेर, ओरु नहि ज्ञान अगमके. ॥९॥

હવે આ ભવરૂપ જગતમાં ઓળખાતા ગુરૂઓ કેવા છે તે કહું છું તે સાંભળો. કહેવરાવતા ગુરૂઓમાં અગમ ગતિને જાણવાનું જ્ઞાન હોતું નથી. તેઓ રહેણી કરણીના કાયર હોઈ ત્યાગ અને તપથી પરવારી ગયેલા છે.

ओर लहत नहि आपनुं आपनिज, पुनी अंशके करता;

जीनके शुद्ध संकलपे सकल कुल, जेही उपजावन हरता. ॥१०॥

વળી તે આપનપુ એટલે પોતાનું નિજ સ્વરૂપ અને તેના કર્તા કેવલને ઓળખતા નથી. જેના શુદ્ધ સંકલ્પથી ચૌદલોક ઉત્પન્ન થયેલા છે, અને તેનું પાલણ-પોષણ કરનાર અને છેવટ તેને સમેટી લેનાર જે નિજપતિ તેને તેઓ ઓળખતા નથી.

तेही करतार पीछ वीनु परमीत, मरमीत मोज करनके;
उपले ठाठ भेखकु भजवीत, लजवीत त्याग तरनके. ॥११॥

જગતભરનો તારણહાર એવો જે ત્યાગ તેને લજવીને, ઉપલક ભેખનો ઠાઠ ભજવી બતાવનાર તેઓ મીત એટલે મતલબવાળો મોજશોખ ભોગવવા પાછળ પડ્યા, જેથી નિજકર્તા પદ જાણી શક્યા નથી. એથી જ તેઓએ માપવાળાઓને પરમેશ્વરો માની જીવિકા ચલાવવા પૂરતી જ મૂર્તિ આદિ દેવોની સ્થાપના કરેલી છે.

या विधि भेख धरीत सब ठगके, दुनी देखावन दरसी;
पोमी परनके रुचीत पदारथ, पण न पाय पद अरसी. ॥१२॥

ઉપર પ્રમાણે ભેખધારીઓમાં ગણાતા સર્વ બાવાઓ, સાધુઓ તથા મતપંથના આશ્રય નીચે રહેનારા ફકીરો, સંન્યાસીઓ તથા પરમહંસોની આદ્ય લઈ જેટલા ભેખધારીઓ હોય તેટલાઓનો સ્વાંગ સજવાનો ઠાઠ ઠગ જેવો હોઈ માત્ર દુનિયાને દેખાડવા પુરતો જ છે. વળી તેઓ પૃથ્વી ઉપર ધર્મને નામે રૂચી પ્રમાણે ભાવતા પદાર્થો ખાવા તથા ભોગવવા પૂરતા આમ-તેમ ભ્રમણ કરે છે. પણ સર્વથી પર અરસ એટલે અંતરિક્ષ આવેલું કર્તાપદ પામેલા નથી.

अरसी तो अविनाशी एक निज, ओर सकल पद परसी;
काल झकोरन के जेही लायक, नांम रुप गुण धरसी. ॥१३॥

અરસી એટલે સર્વની છેવટે આવેલું એક અવિનાશી નિજકર્તા પદ જાણવું. અને તે સિવાયનાં પરસી એટલે જેને આપણે સ્પર્શ કરી શકીએ તેવાં નામ, રૂપ, ગુણ આદિ તત્ત્વોને ધારણ કરનારાં અવતારાદિકની આદ્ય લઈને પુરુષ પ્રકૃતિ સુધીનાં જે પદ તે કાળના ભયવાળાં હોઈ જેઓને કાળ ઝકોરી (નાશ કરી) નાખે છે.

एसेही भेखनके भव बोधक, पावत कौं सरजंनकु;
जेसे लगत फुल फल जीनके, विविधी भाती सब वंनकु. ॥१४॥

આ પ્રમાણે ભવભ્રરનાં આવેલાં ભેખધારીઓનો બોધક ઉપદેશ નામ રૂપ ગુણવાળો છે, અને તે જ પ્રમાણે તે ઉપદેશ કરે છે, તો પછી નિજ સરજનહારને કેવી રીતે પામી શકે ? જેમ વિવિધ પ્રકારની જે વનસ્પતિ છે તેને તેની જાત પ્રમાણે જ ફુલ-ફળ લાગે છે.

**जेही परकार स्वादके तरवर, तेही तीनके फल होई;**

**मिष्ट मधुर खट कटुके चरपरा, वरख सरीख सबकोई. ॥१५॥**

વળી જે વૃક્ષમાં જેવો ગુણ રહેલો છે તેવાં જ ફળ તેને લાગે છે. જે વૃક્ષની જાત પ્રમાણે મીઠાં, મધુર, ખાટાં, કડવાં કે ચરીપરાં હોય છે. અર્થાત્ જે તે ફળ જે તે વૃક્ષ પ્રમાણે જ ઉત્પન્ન થાય છે.

**तेसेही शीष गुरु वृक्षननके फल, द्रवित डीट दल लागे;**

**वंक नहि शीषके शिर देवन, गुरु सरीख गुन पागे. ॥१६॥**

ઉપરના દૃષ્ટાન્તનું સિદ્ધાન્ત એવું છે કે ફળ રૂપ શિષ્ય સમજવા અને વૃક્ષરૂપ ગુરૂ સમજવા અર્થાત્ જેમ વૃક્ષ પ્રમાણે જ ફળ તેવી જ રીતે જેવા ગુરૂ તેવા જ શિષ્ય. તેમજ જે જે વૃક્ષના ડીટમાં જેટલું દ્રવીત એટલે જ્યાં જેટલું વિત્ત છે તેને તેટલું જ દળ એટલે ફળ લાગે છે. એ ઉપરથી સમજવાનું એ છે કે ફળરૂપ શિષ્યનો દોષ નથી. પણ જેવા ગુરૂરૂપ વૃક્ષના ગુણ તેવા જ તેનાં શિષ્યરૂપ ફળ પાકે છે.

**तेही सकल गुरु कीये आगम जे, वहीतल विश्व ठगनके;**

**तीनके शीख शाखा तेही सरखे, जौत्ये फल बरखनके. ॥१७॥**

ઉપર પ્રમાણે આગળ થઈ ગયેલા વહીતલ એટલે વહી ગયેલા રખડતા ગુરુઓ જગ રૂપ વિશ્વને ઠગનારા થઈ ગયેલા છે, તેમના તરફની શિષ્યો રૂપ શાખાઓ તે આગવા (અગ્રેસર) ગુરૂઓના જેવી હોઈ તે ગુરૂરૂપ વૃક્ષના ફળ પ્રમાણે જ પાકેલી છે.

## પ્રતિવાદિની શંકા

**तदपी ताय कोई हंमकु कहीत जन, तुमहो पुरष परमही;**

**तो तुमेरे शीष चहीये सरीख तुम, कदपी न होय तुम समही. ॥१८॥**

આ ઉપરથી કોઈ જન એવી શંકા કરીને કહે કે હે પરમગુરૂ ! તમો પરમ પુરૂષ છો. અને પરમ ગતિને જાણનારા છો. તો પછી તમારા શિષ્યો વૃક્ષ ફળના ન્યાયે તમારા જેવા જ હોવા જોઈએ, છતાં તમારા જેવા નથી બનતા તેનું કારણ શું ? તે કૃપા કરીને કહો.

तदपी वंकपण तुमेरे शीष शिर, नहिन देवन कोउ कीनके;
जेसे तुम तेसे तेही उपजत, केहेण कही रही तीनके. ॥१९॥

જો આ પ્રમાણે જ હોય તો તમારા શિષ્યો પણ દોષને પાત્ર છે ! તો પછી બીજા ત્રીજાને દોષ દેવાનું રહેતું નથી. વળી જેવા તમે હશો અને તમે જેવી કહેણ કહી હશે તેવા જ તમારા શિષ્યો હોઈ તે પ્રમાણે જ રહેતા હશે.

वनसपतीनकी कही तमनने, तरु जेसे फल जांनी;
तौं शीषके अंधेर देखीतव, गुरु कीना अगन्यांनी. ॥२०॥

પરસ્પર શિષ્યોનું અંધેર જોઈને તેમના ગુરુઓ અજ્ઞાની છે એમ સાબિત કરી બતાવવા વૃક્ષ પ્રમાણે, ફળનું દૃષ્ટાંત આપી કહો છો કે જે વૃક્ષના વિત્ત પ્રમાણે જ જે-તે વૃક્ષને ફળ જામે છે; તો તમે વૃક્ષ રૂપ ગુરુ હોઈ તમારા શિષ્યો તમારા જેવા જ હોવા જોઈએ, પણ તેમ દેખાતું નથી.

एही विधके नरणीत न्यावनसे, तुमभी पण तेही सरखे;
जो शीष होय तुमेरे तुमसे, ज्यौं त्ये कहीत फल वरखे. ॥२१॥

ઉપરની વિધિ પ્રમાણે ન્યાયથી નિર્ણય કરી જોતાં તમારામાં અને જુના જમાનામાં થયેલા ગુરુઓમાં ફેર જણાતો નથી. કારણ કે તમે (પરમગુરૂએ) કહેલું કે વૃક્ષ પ્રમાણે જ ફળ હોય છે. તો તેવી જ રીતે જેવા તમે છો તેવા જ તમારા શિષ્ય હોવા જોઈએ.

तेतो तोनही न देखीतव कोउकीत, ए भवभर नरनारी;
तुमेरे परम पुरुष के सरभर, क्यौं हौवत संसारी. ॥२२॥

હે સમર્થ પરમ ગુરૂ ! ઉપર ઘટાવેલા વૃક્ષ ફલના દૃષ્ટાંતની ઘટના પ્રમાણે તમારા શિષ્યો તમારા જેવા હોવા જઈએ પણ તેવા નથી એમ સાબિત થાય છે. તેવી જ રીતે અમો પંથીઓના

ધર્મગુરૂઓથી ચાલતી આવેલી શિષ્ય શાખાઓ આદિ પ્રથમ ગુરુના જેવી નથી, જો આમ જ હોય તો બન્ને પક્ષ સરખા દેખાય છે. કારણ કે ભવભરમાં તમારા શિષ્યો સ્ત્રી પુરુષો તથા સાધુઓ ઘણા છે. પણ સંસારભરમાંના સંસારી, તમારા જેવા પરમ પુરૂષ બરાબર કેમ કરીને થઈ શકે ?

जो न हवे द्रष्टांत दीन मम, तव तुम वचन विरोधु;
आप सरीख होय आपने जन, जब प्रमाण प्रमोधु. ॥२३॥

જો કદાચ તમારા આપેલા દૃષ્ટાંત મુજબ તમારા શિષ્ય તમારી બરાબર ન હોય તો તમારાં વચન વિરોધી છે. કારણ કે તમારા શિષ્ય તમારા જેવા હોય તો જ તમારાં વચન પ્રમાણ યુક્ત ગણાય.

सोतो भये नहि उत इतमे, तो कुन न्याव तमेरा;
न्याव विना निरफल के उचरन, अंध परम अद बेरा. ॥२४॥

તેવી રીતે તપાસ કરતાં ભવભરમાં આ બાજુ અને તે બાજુ તમારા શિષ્યોમાં, કોઈ તમારા જેવો દેખાતો નથી, તો પછી તમારો ન્યાય ક્યાં રહ્યો ? અને જો ન્યાય વગરનું તમે બોલેલા હોય તો તે નિષ્ફળ હોઈ નિરૂપયોગી છે. વળી અત્યારે પણ પરમ તત્ત્વને નામે આંધળે બહેરૂ ચલાવો છો.

जबतो तुम तुमेरे बोलनसे, आइ गये बंधनमें;
तीनके करीत खुलास खराखर, परीत जनीत सब जनमे. ॥२५॥

આ ઉપરથી એવું સમજાય છે કે તમે તમારા બોલવામાં બંધાઈ ગયા છો. માટે આ વિષે ખરેખરો ખુલાસો કરો કે જેથી સર્વ જનોને સમજ પડે.

## પરમ ગુરૂનો પ્રતિ ઉત્તર

अबजेही सुणो देत परी उत्तर, तीनके करीत करांमल;
ए भवके जेही संत समोवड, हम नहि हलक हरामल. ॥२६॥

ઉપર પ્રમાણેના પ્રશ્નના પ્રતિ ઉત્તરમાં કરામત એટલે જાદુઈ ચમત્કાર ભરેલી યુક્તિનો ખુલાસો કરું છું કે હું (પરમગુરૂ) ભવભરના સંતજનો જેવો હલકો હરામી નથી.

**तीनके कहु द्रष्टांत एक अब, सुनो सकल सब संतु;**

**नहि समोवड कीये हंमनसे, तेही तुम न जनवंतु. ॥२७॥**

હે સંતજનો ! મારી સામે સમોવડ (બરાબરી) કરી શકે એવું કોઈ નથી. એમ મેં કહેલું તે વિષે એક દૃષ્ટાંત કહી જે તમો નથી જાણતા તે જણાવું છું જે સાંભળો.

**दिनकर दीपक समनहि काहावत, जाहेर फरक जोवंनके;**

**रवि प्रकाश ब्रह्मांड भरनके, दीपक दरस भोवंनकै. ॥२८॥**

દિનકર એવો જે સૂર્ય તેની બરાબરીમાં દીવો આવી શકતો નથી, તે બન્નેને જોતાં જ તેમની ભિન્નતા જગજાહેર દેખાય છે. કારણ કે સૂર્ય આખા બ્રહ્માંડમાં પ્રકાશ કરે છે ત્યારે બીજી બાજુ દીવો ઘરમાં જ પ્રકાશ કરી શકે છે.

**पण परकाशीक उभे करंनके, कहु जीनु जन जेहु;**

**दीपकसे दीपक होय सरभर, सुरते सुर न केहु. ॥२९॥**

આ ઉપરથી એમ સમજવાનું કે દીવો અને સૂર્ય બન્ને પ્રકાશક છે. પણ તેમની ગતિ વિષે જે ભિન્નતા રહેલી છે તે સાંભળો. જેમ દીવાથી અનેક દીવા થાય છે અને તે દીવા જેવા જ હોય છે. તેમ સૂર્યથી સૂર્ય થતો નથી છતાં પણ સૂર્ય તો સૂર્ય જેવો જ રહે છે, જેની બરાબરીમાં તે દીવા આવી શકતા નથી.

**दीप समोवड संत तीनुजन, तब चहीये तीनु सरखा;**

**हंमतो सुर परम परकाशीक, कोईक विरलकु परखा. ॥३०॥**

દીવાની જગ્યાએ સંત સમજવા. તે સંત રૂપ દીવા વડે હરિ ભક્તરૂપ દીવા થઈ શકે, અર્થાત્ સંત ગતિ જેવી જ હરિજનની ગતિ જોઈએ એટલે તે બન્ને સરખા જોઈએ, પણ હું (પરમગુરૂ) તો સૂર્ય જેવો હોઈ પરમ પ્રકાશક છું. કોઈ વિરલાએ જ અમને ઓળખ્યા છે.

जौं सुरते सुर न होवत, त्यौं हमसे जन जोई;
करु परकाश परम पदके सद, पण हंमसंम नहि होई. ॥३१॥

જેમ સૂર્યથી સૂર્ય થતો નથી તેવી જ રીતે મારાથી મારો શિષ્ય મારા જેવો થઈ શકતો નથી. પણ સૂર્ય બ્રહ્માંડભરમાં પ્રકાશ કરે છે, તેવી જ રીતે હું (પરમ ગુરૂ) પણ ભવભરમાં નિત્ય રૂપ એવું જે પરમપદ તેનો પ્રકાશ કરું છું. તથાપિ મારા જેવો કોઈ થશે નહિ.

ओरु उरके अंधेर मटावत, रोम रोम रग रगके;
दीरध नेन देउ सकल दरशके, रखु न अज्ञ कोउ मगके. ॥३२॥

વળી ભગવતી જનોના હૃદય પ્રદેશમાં રહેલા અજ્ઞાન અંધકારને મટાડી રોમેરોમ અને રગેરગ જાણવાનાં દીર્ઘ નેત્રો સર્વને આપીશ. અને પતિના માર્ગ પર ચાલનાર ભક્તને અજ્ઞાની રાખીશ નહિ.

परही सुझ अविलोक अचरचर, अखिल न्याव नरणीतके;
कछु न रहे अन पेखीत कोउकीत, भव भरमे उत ईतके. ॥३३॥

ઉપર કહેલાં દીર્ઘ જ્ઞાનવાન નેત્રો વડે સ્થાવર જંગમનું અવલોકન કરી ન્યાય સહિત અખિલ તત્ત્વનો નિર્ણય કરીને જોશો તો સર્વ જેમ છે તેમ સમજાશે. વળી ભવભરમાં આ બાજુ અને તે બાજુની સર્વ વસ્તુ જણાયા સિવાયની રેખ માત્ર અજાણી રહેશે નહિ.

एही परकार द्रष्ट करु जंनकी, मम चरनन आवंनकी;
आद्य अंत मध्यकी गम गतीयां, पावे अगंम निगमकी. ॥३४॥

આ પ્રમાણે મારા શરણમાં આવનાર મનુષ્યની દીર્ઘ દૃષ્ટિ કરીશ, કે જે દૃષ્ટિ વડે આદ્ય, અંત ને મધ્યની ગુપ્ત ગમગતિને જાણી અગમ નિગમને જાણી શકશે.

या विधके जेही सरल सतंतर, होय परम गत वेत्ता;
ओरु आपने पतकी रत उपजत, सब विधि भाव सहेता. ॥३५॥

આ વિધિ પ્રમાણે જેઓ સરલ અને સ્વતંત્ર થયેલા હોય તે જ પરમ ગતિના વેત્તા થાય

છે. અને તે ગતિ વડે પોતાના પતિને પ્રાપ્ત કરવાની સર્વ પ્રકારની ભાવ યુક્ત આરત ઉત્પન્ન થાય છે.

पुनही पाय पद मोक्ष माहाद रध, तदीप न होय मम गमही;
जौं दीपक माहा अग्न समायत, सुर सम नहि जंम तंमही. ॥३६॥

ફરીથી કહું છું કે મારે શરણે આવેલા અંશ આ પ્રકારે ઊંચી ગતિ મેળવી મહદ્ સમૃદ્ધિરૂપ પરમ મોક્ષપદની ગતિ પ્રાપ્ત કરે, તોપણ તે મારા પોતાના (પરમગુરૂના) જેવા મારા જેવી ગમગતિના કદી પણ થઈ સકતા નથી. જેમ દીવો મહદ્ અગ્નિમાં સમાઈ જતાં પણ જે તે પ્રકારે સૂર્ય સમાન થઈ શકતો નથી.

सुरत्ये अग्न होत जीनुं दीपक, अंन्यो अंन्य अनेकु;
आप सरीख करे सबयंनके, उर आरत गत जेकु. ॥३७॥

જેમ સૂર્યની ગતિ ઉતરતાં અગ્નિ ઉત્પન્ન થાય છે. અને તે અગ્નિ વડે દીવો થાય છે, જે દીવાથી તે દીવા જેવા અન્યો અન્ય અનેક દીવા થાય છે. તેવી જ રીતે પરમ ગુરૂની ગતિ જે આરત યુક્ત સંતમાં ઉતરે તે બીજાઓને પોતાના જેવા સરખી ગતિવાળા કરી શકે છે. પણ પરમ વિશેષ પરમગુરૂ જેવા થઈ શકતા નથી.

आरत सो बाती सम जीनमे, चीकट ग्रंथ गत ज्ञांनुं;
एतने श्राजंम सहित मीले जन, तदीप न रहे अगन्यांनुं. ॥३८॥

આરત એટલે બત્તી સમજવી, અને ચીકટ ગ્રંથ એટલે શરીર સમૂહની તત્ત્વ સામગ્રી યુક્ત ઈંદ્રિયો વિગેરે રકમો જેમાં ગતિરૂપ જ્ઞાન મૂકી આરત રૂપ બત્તી સહ આટલા સાધન સહિત જે પરમગુરૂની ગતિને મળે તે ભગવતી જન કદી પણ અજ્ઞાની રહી શકતો નથી.

जब अज्ञांन जाय जेही जंनके, आपनुं आप जीनु सुझे;
निजकारन करतारनके तव, न्याव सहित लखबुझे. ॥३९॥

આ પ્રમાણે જ્યારે સાધુજનોનું અજ્ઞાન જાય ત્યારે જ પોતાને પોતાનું સ્વરૂપ સમજવાની સૂઝ પડે. અને ત્યારે જ તેઓ સર્વ લોકોનું મૂળ કારણ એવા જે કર્તા તેમનો ન્યાય સહિત લક્ષ જાણી શકે.

या विधके चेतंन मम संतु, हवित मीले जन जेकु;

आप सरीख करे जो प्रजलीत, दिपे दिप अनेकु. ॥४०॥

આ વિધિ પ્રમાણે ચેતેલા સંત સાધુઓ જે જે હરિભક્તને મળે તે તે હરિજનને ઉપર પ્રમાણે જ્ઞાન દીપક વડે પ્રજળાવીને દીવે દીવે દીવારૂપ અનેક હરિજનોને પોતાના જેવા કરી શકે છે.

एही परकार जगावंन जनकु, हंमहे अकल पुरेषु;

अंश अनेक उधार करनकु, धरी आये भव भेसु. ॥४१॥

આ પ્રમાણે સંતજનો તથા હરિજનોને અતિ ઘોર અજ્ઞાનરૂપ નિદ્રામાંથી સજાણ જાણની જાગૃતિમાં લાવી અનેક અંશોનો ઉદ્ધાર કરવા હું અકળ પુરૂષ હોવા છતાં મનુષ્ય રૂપ શરીર ધારણ કરીને આ ભવરૂપ સંસારમાં આવ્યો છું.

कारजसो कारंन संम हवीतन, दीपन होय सुर सोई;

तौं हंमसे जन भवित मोक्षगत, पण हंम सम नहि कोई. ॥४२॥

જેમ કારજ રૂપ જે જગત છે તે કારણ રૂપ થઈ શકે નહિ અને દીવો સૂર્ય જેવો થઈ શકે નહિ, એવી જ રીતે અમારાથી સંત સાધુજનો અમારી ગતિ વડે મોક્ષ મેળવી શકે તથાપિ તેઓ અમારા (પરમગુરૂ) જેવા થઈ શકે નહિ.

## અંગ ૧૧મું સંપૂર્ણ





## અંગ ૧૨મું

## મારા હુકમભ્રષ્ટ થનાર સાધુને છોડી દઉં છું.

ओरु अवनि एक तायन उदवित, वनसपति बहु भाती;
पोखत रस संम द्रष्ट सकलकु, फल उपजीत जीनु जाती. ॥१॥

પૃથ્વીની એકતા પામીને ઉદ્‌બિજખાણની બહુ પ્રકારની વનસ્પતિ ઉત્પન્ન થાય છે. તે દરેક જાતની વનસ્પતિને પૃથ્વી વધ ઘટ સિવાય સમદૃષ્ટિ રાખીને પોષણ આપે છે. તથાપિ ફળની ઉત્પત્તિ તો જે તે વૃક્ષની જાતિ પ્રમાણે જ થાય છે. અધિક ન્યૂન ભાવ પૃથ્વીમાં નથી, પૃથ્વી તો સમદૃષ્ટિ વડે દરેક વનસ્પતિનું જીવન એક સરખી ગતિથી જ આપી પોષણ કરે છે. તો પણ :-

अवनि समोवड हवीतन कोउकीत, भार अराढ वरखमे;
तरण आद्य तरु मांही विलोकीत, जमी जम कुन दरखमे. ॥२॥

જેમ અઢાર લક્ષ સ્થાવર જાતિમાં કોઈ પણ વૃક્ષ પૃથ્વીની સાથે બરોબરી કરી શકે તેમ બનતું નથી, તૃણની આદ્ય લઈ મોટા વૃક્ષ સુધી સર્વનું અવલોકન કરીને જુઓ કે પૃથ્વી જેવું, વૃક્ષ જાતિમાં કોણ છે ?

ते सेही हंम धरणी जन तरवर, पोखहु प्रेम अमुल;
तदपी अंश कोउ होयन मोय संम, जौं तरु नहि जमी तूल. ॥३॥

એવી જ રીતે મને (પરમગુરૂને) પૃથ્વી રૂપ સમજવા અને વૃક્ષરૂપ સંતસાધુ કે હરિજનો સમજવા. તેમને હું ન વર્ણવી શકાય એવા પ્રેમરસનું પોષણ પોખું છું; તથાપિ જેમ પૃથ્વીની તુલ્ય વૃક્ષ થતું નથી તેમ મારા સમોવડ કોઈ અંશ થઈ શકતો નથી.

तुल थयनके परीत कांम क्या, भव जलतो तरहीतके;
जौं भेडासे लंघीत नदकु, फरीनव समकज कीतके. ॥४॥

મારી તુલ્ય નહિ થાવ તો પણ ભવજલ તરવાનું જે હિત તે તો પૂર્ણ થશે જ (ભવજલ તો તરી જશો) તો પછી તમારે મારી બરોબર થવાનું શું કામ છે ? જેમ ઘેટું નાવિક વડે નદી ઓળંગી શકે છે, પછી તે ઘેટાંને નાવિક બરાબર થવાની જરૂર શી છે ?

**बोहोरहु हंमतो कलप वृक्ष तरु, अविगत अकल उदासी;**
**जीनकी छांय चरन चीत वरतत, तेही तीनका फल पासी. ॥५॥**

વળી હું તો ઉદાસી (વિરાગી, તટસ્થ) તેમજ અવિગત હોઈ અકળ એટલે મારી કળાને કોઈ ન કળી શકે તેવો કલ્પવૃક્ષ રૂપે છું. તે કલ્પવૃક્ષની છાયાના મૂળ ચરણમાં જે સંત સાધુનાં ચિત્ત ચોટ્યાં હશે તે જ તે વૃક્ષનાં ફળ ખાઈ શકશે. વળી જેનાં જેવાં ચિત્ત વર્તતાં હશે તેને તેવાં જ ફળ મળશે.

**कलप तरु से कलपीत पावत, जेही जीनके उर धरही;**
**पण जीनमे जन कोहुन होवत, कल्पतरु सरभरही. ॥६॥**

કલ્પવૃક્ષની છાયામાં જે જે જને જેવું ધાર્યું હશે તેવું કલ્પના પ્રમાણે ફળ પ્રાપ્ત કરશે, પણ તે જનો પૈકી કોઈ કલ્પતરૂ બરાબર થઈ શકશે નહિ.

**तौं मेरे जंन चरन हमनके, जेही जीनु जम रत पागे;**
**तौं तीनके फल पाय तेहुनसे, हंम सम लाग न लागे. ॥७॥**

ઉપર કહેલા દ્દષ્ટાંત મુજબ મારા સંત સાધુજનોની મારા ચરણમાં જે જેની જેવી આરત હશે તેઓ તે પ્રમાણે તેટલું જ ફળ પ્રાપ્ત કરી શકશે; પણ તેમનો મારા જેવો થવાનો લાગ લાગશે નહિ.

**लाग लगनकी कहत रेहेणी रत, जत मत जोग जमाकी;**
**मेरे वचन ओलंगी काजको, करही न तरत तमाकी. ॥८॥**

હવે મારી સાથે લાગ લગાડવાની તથા જતમત રહેવા યોગનો જમાવ કરવાની આરત યુક્ત રહેણી પાળવા વિષે કહું છું. તે રહેણી વિષે અજ્ઞાન યુક્ત માયાવાળા તર્ક કરીને મારાં વચન ઓળંગશો તો મારી સાથે લાગ એટલે સંબંધ થઈ શકશે નહિ.

हुकम विना कीत पाव धरत नहि, अपने मन मुख सेती;
टुक टुक होई जाय कहन पर. मंग मुख न सहेती. ॥९॥

પોતે સ્વમનથી મુખત્યારપણે ન વતતાં મારા હુકમ સિવાય બીજે કંઈ પણ પગ મૂકે નહિ, તથા મારા સ્વમુખે કહેલા હેતયુક્ત વચન પર ટુક ટુક થઈ જાય. (વારી જાય).

हलन चलन जेही करीत काज तन, तेही मम वचन वदीतमे;
कबज कसोट चाह नहि चहकीत, रहत सदा भये भीतमे. ॥१०॥

વળી શરીર વડે હાલી-ચાલીને જે કામકાજ કરવામાં આવે છે તે તે કામ મારા વચન પ્રમાણે મેં કહેલું હોય તેટલું જ તે કરે, તથા દશે ઈંદ્રિયોને કબજે કરે, તેમ જ ગુપ્ત ઈંદ્રિયરૂપ કસોટીની ચાણ્યનાને(ચાહનાને) મજબૂત ચસકી ન જાય તેમ કબજે કરી સદાને માટે તે ઈંદ્રિયોથી ભયભીત રહે.

ते क्यौं करीत काय मुज उपरीत, जतमत जोग जेहुनके; ॥११॥
सुरत नुरत चीतवंन चीतके तंन, करीत न भांन देहनके.

જે સંત સાધુઓએ જતમત રહેવાનો યોગ ધારણ કર્યો છે. તેવા સાધુઓ મારાં કહેલા વચન ઉપરાંત કામ કરી શકે નહિ. વળી તે સાધુની ચિત્તવૃત્તિ જેના ચીતવનથી ચિત્ત સ્ફુરાયમાન થયું છે તે ચિત્તરૂપ શરીરમાં સુરતા-નુરતા પરોવવી જોઈએ એટલે ત્યાં દેહાદિભાવ રહી શકતો નથી.

आठेई पोहोर अनीन रतसे अत, सनमुख रहत सचेतु;
अविलोकन उरके नेननसे, आरतवंत सहेतु. ॥१२॥

સંત-સાધુજનો અનીનરૂપ વ્રત ધારણ કરીને મારી સજાણ જાણની ગતિમાં સચેતન થઈ સન્મુખ આવીને રહે. તથા હેતુયુક્ત આરત ધારણ કરી અંતર વૃત્તિમાં શુદ્ધ જાણરૂપ નેત્રો વડે અવલોકન કરશે તો જ મારા માર્ગમાં આવી શકશે.

पुनी बैराग विषय सहीतम गम, तन धंन्य ओरु तरीयनके;
अलग रहत अनहुतके जुथसे, हेरत नहि फेरीयंनके. ॥१३॥

ફરીથી કહું છું કે મારી ગમગતિ પ્રાપ્ત કરવી હોય તેને અતિ તીવ્ર વૈરાગ્ય ધારણ કરીને શરીર, ધન અને સ્ત્રી આદિ અનર્થ કરનાર તત્ત્વ સમૂહથી અલગ રહેવું. આ પ્રમાણે વર્તનાર છોડી દીધેલા સ્ત્રી, ધન આદિ પદાર્થને મરણ પર્યંત પાછો વળીને કદી પણ જોશે જ નહિ.

**नीमस न रखीत न्यार हंमसे मंन, ओरु चित्त बुध अहंकारु;**

**वेंधेहु प्रांण सहित रहे वही जम, मीन परत जल न्यारु. ॥१४॥**

મારા નિજ સ્વરૂપથી પળ માત્ર વિખુટા પડતાં મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારથી વિરહ પામી જેનો પ્રાણ વેધાઈ મરણ તુલ્ય થઈ જતો હોય. તેવો વિરહ વેદનાવાળો વૈરાગી જેમ જળના વિયોગથી જેમ માછલી તરફડે તેમ તે આરત યુક્ત વૈરાગ્યવાન તરફડતો હોય. તે જ પળમાત્ર અમારાથી વિખુટો પડે નહિ.

**नीख सीख सहीतम समल समरपण, करीत हंमनसे जेहु;**

**आप तरीख कछु रखेन हवीतव, मेरे वचन वीदेहु. ॥१५॥**

મારાં પરમ વિદેહી વચન ઉપર નખશિખ પર્યંત સર્વ તત્ત્વ સમૂહ પૈકી, જરા પણ પોતાના તરીકે નહિ રાખતાં જેણે તે મને અર્પણ કર્યાં છે તથા :-

**अंतर बाह्य सहित एक तायन, न्यारे नहि नीरंतु;**

**एकमेक हंमसे थै वरतत, करत न काज एकंतु. ॥१६॥**

જે સંત સાધુઓ અંતર વૃત્તિ અને બાહ્ય વૃત્તિ સહિત એકતા કરીને મારા નિજસ્વરૂપમાં એકમેક થઈ વર્તતા હોય તેઓ મારા સ્વરૂપથી ભિન્ન પડીને એક પણ કામ કરતા નથી.

**अगंम निगम की सूझ सतंतर, लहन लहे हंम केहु;**

**तो तेही जन तन धर भर हंमसे, छपी रखे कछु केहु. ॥१७॥**

શ્રી સમર્થ પરમગુરૂ કહે છે કે ચૌદલોકની અગમ-નિગમની ગતિને હું નિરંતર જાણું છું. એ કારણે તમારા મનનાં ગુપ્ત કર્મ ઓળખું છું; તો પછી હે સાધુજનો ! જન્મભર શરીર ધારણ કરીને જે કંઈ કર્મ કરશો તે મારાથી છૂપાં કેવી રીતે રાખી શકશો ?

एही विधके जांनन जन मुजके, तेही न रहे भिन्न हमसे;

रखु कांहां तीनकु हंमके वीन, ठोरन ठरन आरामसे. ॥१८॥

આવી રીતે હું રોમે રોમ અને રગે રગને જાણનારો છું. એમ જાણીને જ્યારે તમો મારા નિજસ્વરૂપની સાથે એકમેક થશો. ત્યારે હું તમોને ભિન્ન રાખી શકીશ નહિ. કારણ કે તેવા સાધુજનોને કાયમનો આરામ આપવા મારા સિવાય બીજું કોઈ ઠામ ઠેકાણું નથી.

तवत्ये तेही मुजमे एकतारंन, रहत सदाय समोहु;

निरमल तंत मलीत मुजमे सूझ, अरखीत रहित अछोहुं. ॥१९॥

એટલા જ માટે સાધુઓએ મારા સ્વરૂપમાં એકતા રાખી સદાય મારી પાસે રહેવું. કારણ કે મારા નિર્મળ તંતરૂપ સ્વરૂપમાં મળીને રહેશો તો તમોને, મારું સર્વથી રહિત નિર્મળ સ્વરૂપ જણાશે જે હું તમારાથી જુદું રાખી શકીશ નહિ.

एही परकार यार समुदायक, लायक हंस हमारा;

करहीत कीट विहंगम ज्यौं त्ये, भृंगी चटक एकतारा. ॥२०॥

ઉપરની વિધિ પ્રમાણે આરતપૂર્વક મારા સમૂહમાં રહેતો હોય તે જ અંશ લાયક છે. જેમ ભ્રમર પોતાના એકતારૂપ ચટકાથી કીડાને ભ્રમર બનાવી દે છે તેમ :

एसेही जंन कोई जगे जग्तमे, परख हंमनकी पाई;

तो तीनकु हंम करत समोवड, भ्रमर कीटकी न्याई. ॥२१॥

જો કોઈ જન જગતમાં શુદ્ધ જાગૃત થઈ અમોને પારખી શકશે તો તેને ભ્રમર કીટના ન્યાયે મારા સમોવડ (જેવો) કરીશ.

करीत समोवड जेही जंनकी अब, तीनकी सुनो कहतही;

ज्यौं त्ये नरप हुंकंमदे आंनकु, देखी सगुन मन पतही. ॥२२॥

હાલ જે મારા સમોવડ કરવા કહ્યું તે વિષે સાંભળો. જેમ રાજા બીજાના સારા ગુણને

જોઈ મનમાં ભરોસો લાવીને તેને અધિકાર ચલાવવાનો હુકમ આપે છે.

जब लगी गुन तेही के तेही देखीत, तब लगी राज तेहुंनके;

देखी अगुन तीनु लेत छीनाईत, करीतव अमल विहुनके. ॥२३॥

જ્યાં સુધી તેનો તે ગુણ દેખાય છે ત્યાં સુધી રાજ તેનું છે. પણ જ્યારે અવગુણ જોવામાં આવે છે ત્યારે તે છીનવી લઈ તેને અમલ વગરનો કરી દે છે.

वेसेही जन गुरु परम पुरु षके, करीत आप सम जेही;

जो अभिमांन धरे अहंम पदके, नरप कीये तम तेही. ॥२४॥

એવી રીતે બીજા જનને પરમ પુરુષરૂપ ગુરુ પોતાના જેવો કરીને રાખે છે. પણ જો અહંપદનું અભિમાન ધારણ કરે તો તેને રાજાની માફક બરતરફ કરે છે.

तीनकी साख कहन पर वेदीक, भेदीके जाय भरमही;

मसलमांनीमे भये पेगांम्बर, जबरायल परमही. ॥२५॥

બીજાના વેદમાં તે વિષેનો દાખલો જે જાણવાથી ભ્રમ મટી જશે. તે એ છે કે મુસલમાન ધર્મમાં એક જબરાયલ નામના મહાન પેગમ્બર થયા હતા.

अल्लाके जेही अरस परसके, हंमपद हुकंम न मांने;

सरदा करन कीये मोहीदंनकु, वचन वीडारीत रांने. ॥२६॥

તે જબરાયલ અલ્લાની સાથે અરસપરસ થઈ રહેલા હતા. તેમને કુરાન શરીફના નિયમ પ્રમાણે શિષ્ય કરીને પોતાની પાસે રાખેલા હતા; પણ જ્યારે અલ્લાએ ફરમાવેલો હુકમ તેમણે અહંપણાના મદે કરીને માન્યો નહિ ત્યારે :-

अल्लाके समदाय रहंनके, तीनुं कीये बेतरपी;

तो ओरनकी कुन गनीतमे, तदीप चलो तुम डरपी. ॥२७॥

તે જબરાયલ નામના પેગમ્બર જે અલ્લાની પાસે માન મર્તબાથી રહેતા હતા. તેમને બરતરફ કર્યા તો પછી બીજાઓની તો શું ગણત્રી છે ? એટલા જ માટે હું તમોને વારંવાર

કહું છું કે વચનભ્રષ્ટ થશો નહિ. અને ગુરુ ધર્મનો ડર રાખીને ચાલો.

**सांम्रत करे चाहायसो धरीतव, आपने शिर पर सोई;**

**वचन वीडारीन करीत काजको, जीनकी कहीत सकोई. ॥२८॥**

શ્રી સમર્થ પરમગુરુ ચાહે તેવું કરી શકે તેમ છે. વળી તે આપણા સર્વ લોકથી પર આવેલા છે. અને તેના સિવાય ભવભરમાં બંધન તોડવાનો બીજો કોઈ માર્ગ નથી, માટે તેમનાં વચન છોડી દેવાની આપણને શી જરૂર છે ? કદાચ વચનભ્રષ્ટ થઈશું તો મુસલમાન ધર્મમાં લખ્યા મુજબ જબરાયલના જેવી આપણી હાલત થશે, આપણે અભિમાન તો ન જ રી શકીએ. આપણે તો તેમના પગલે ચાલવાનું છે, તથા તે કહે તે પ્રમાણે જ વર્તવાનું છે. વળી ગુરૂના મૂળ સ્વરૂપને પામવાની ઈચ્છાવાળા હોય તેમણે બીજી ત્રીજી ભ્રાન્તિઓ રાખવાની જરૂર હોતી જ નથી. તેમજ જે શુદ્ધ નિશાન સંજ્ઞા વડે દર્શાવેલું હોય તેમાંથી બહાર નીકળશો તો પરમપતિને પામી શકાશે નહિ. માટે ગુરૂ મહેરના વચનો ઉપર વિશ્વાસ રાખીને રોમેરોમ અને રગેરગ સાચા બની જાવ. એવા સાચા ન બનો ત્યાં સુધી ગુરુદેવના પરમસ્વરૂપનો પરમલાભ તમોને મળશે નહિ.

**माटेही बाप मुसल हिंदु वनकी, एककी राह रेहंनकी;**

**साच विना साहेब कोवु कीतकी, करीत न बकस बेहंनकी. ॥२९॥**

એટલા જ માટે હે હિંદુઓ અને મુસલમાનો ! તમોને બાપ કહીને કહું છું કે તમારા બન્નેનો આખર માર્ગ એક જ છે; અને જો સાચાપણું નહિ હોય તો તમો બન્ને પૈકી કોઈનો ગુનો બક્ષિસ (માફ) થશે નહિ.

**तेही माटे साचनके सजीतव, साच कपट वीन केरु;**

**आशा त्रश्ना अम्रीख ईरसा, तजीत ताय भवभेरु. ॥३०॥**

એટલા જ માટે રોમરોમ સાચા બનો અને સાધનો પણ સત્યનાં જ સજો. એ સત્યરૂપ સાધનમાં કપટ, આશા, તૃષ્ણા, અમરીખ એટલે ઝેર અને ઈર્ષા એ ભવમાં સેળભેળ કરવાવાળાં સાધનો છે. તેને સત્યરૂપ વ્રત સાચવનારે પાસે આવવાં દેવાં જોઈએ નહિ. કારણ કે તે વડે

ભવની સાથે ભેરૂતા એટલે કપટ દોસ્તીનો હક્ક બંધાય છે અને એથી જ ઝેર-વેર વૃદ્ધિ પામે છે; એ કારણે તે વખતો વખત જન્મ-મરણને પેદા કરનારાં થઈ પડે છે. માટે તે કપટ આદિ દોષોનો ત્યાગ કરવો.

**भेरु सो भै बंध भवनके, आप सरीख गत करही;**
**तबत्ये तीनकु तजीत तरण वत, भवहीत भाव ईतरही. ॥३१॥**

ભેરૂ એટલે સાથી વા ભિલ્લુ. તમો પરમગતિને પરમમાર્ગમાં જવા ઈચ્છા રાખતા હો તો આશા, તૃષ્ણા, કપટ, દ્વેષ, ઈર્ષા વગેરે ભેદુઓનો સાથ રાખી શકશો નહિ કારણ કે તેઓ ભવમાં બંધન કરવાવાળાં હોઈ જેવી તેમની ગતિ-મતિ છે, તેવી મતિના તમોને કરી નાખશે, માટે તેને તૃણ તુલ્ય ગણી ત્યજી દેજો. કારણ કે તેમનું હિત આ બાજુ આવેલ ભવહિતના ભાવવાળું હોઈ તે તમોને ભવના લોકો જેવા કરી નાખશે.

**भव हीत भाव करन ईतरनके, तेही लख खोज करेतु;**
**ओरु जीनकु कोउ पीर शके नहि, ईंद्रिय पंच परेतु. ॥३२॥**

જગતના હિતવાળા જે ભાવ વડે લોકો સાથે ઝેરવેર ઉત્પન્ન થાય છે. અને ઈતરાઈ એટલે અછકલાપણું તથા મિથ્યા મોટાઈ વધી જાય છે. તેમજ તેવા પ્રકારની મોટાઈમાં વખતોવખત રહેવાના કારણે ખોજ પણ તેવા બૂરા તત્ત્વોની જ થાય છે. અને લક્ષમાં પણ તે જ આવે છે. અર્થાત્ તેવા લક્ષ વડે ઝેરવેરની જ ખોજ કરે છે, પરંતુ પંચ ઈંદ્રિયોના પંચ વિષયોને જેઓ વટાવી ગયા છે તેમને ઉપરનાં લક્ષણો પીડા કરી શકતાં નથી.

**तेही वैराग विना एतनेही, कोउ कीनु आंच न मांने;**
**शील संतोष सहण समताकु, सुचीत सहित नहि रांने. ॥३३॥**

હે સાધુજનો ! મારાં કહેલાં વચનોનું વિલોકન કરવા રોમ રોમ વૈરાગ્યને ધારણ નહિ કરો તો ઉપર મુજબ કહેલાં વિપરીત તત્ત્વો તમારી જરા પણ આંચને માનશે નહિ, માટે તેમને અંકુશમાં લાવવા શીલ, સંતોષ સહનતા તથા પવિત્રતા વિગેરેને રખડતાં મૂકશો નહિ.

તો જ તમે વૈરાગ્યને સાચવી શકશો.

तदीप परमगुरु वचन नीभावंन, तीव्र त्याग पथ सेती;
लालच लोभ हर्ष नहि जीनमे, तो क्यौं वचन तजेती. ॥३४॥

એટલા જ માટે શ્રી સમર્થ પરમગુરુ દેવનાં વચન નિભાવવાં હોય તો તીવ્ર ત્યાગરૂપ પરેજી પાળજો. વળી જો તમારામાં લાલચ, લોભ અને હર્ષ રહેલાં ન હોય તો વચનોનો કયા કારણે ત્યાગ કરો છો ?

वचंन विडार करनके कारंन, लालच लोभ हरशही;
सो तो तीव्र रागत्ये तजी तव, जबतीनुं नहीन तरसही. ॥३५॥

શ્રી સમર્થ પરમગુરૂના વચનને ભૂલાવનાર જે લાલચ, લોભ અને નાનાવિધ પ્રકારનો હર્ષ છે. તે હર્ષ આદિનો તીવ્ર ત્યાગ વડે ત્યાગ થઈ શકે છે, એથી જ તીવ્ર ત્યાગી લાલચ આદિ વિપરીત તત્ત્વોની પાછળ તૃષાતુર થઈ તણાઈ જતો નથી.

मेटी तरस तमा नहि तनकी, मनके मोह मुझाई;
ओरु चीतके चीतवंन नहि उबरीत, तंमकी तरक बुझाई. ॥३६॥

જેની ઈંદ્રિયો આદિ વિપરીત તત્ત્વોની તૃષ્ણા મટી ગઈ છે તથા જેને શરીરની પરવા નથી, તેના જ મનનો મોહ બુઝાઈ જાય છે. વળી આ પ્રમાણે થવાથી ચિત્ત ચલિત થઈ ચેતન થયેલાં અહંકાર, બુદ્ધિ અને મન એ ત્રણેની પ્રવૃત્તિથી ઉત્પન્ન થયેલ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિથી જે ઉપાધિ થાય છે, તે પણ ઉગરી શકતી નથી. તેમજ તે ત્રણે ઉપર અંધકારનો પડદો નાખનાર જે ચિત્તથી ચલિત થયેલી વૃત્તિ છે, તે વૃત્તિ દ્વારા ઉત્પન્ન થયેલું અજ્ઞાન પણ આવા વૈરાગ્યવાનના તર્કથી બુઝાઈ જાય છે.

देखो तीव्र त्याग तरकनसे, एतने जावत मुल जडाके;
तब नरवेद रखो रोवु रोवु रग, कालन करप मडाके. ॥३७॥

જુઓ ! તીવ્ર ત્યાગના તર્ક વડે કરીને શરીરમાં રહેલાં વિપરીત તત્ત્વોની પ્રવૃત્તિ જડમૂળ

સાથે નષ્ટ થઈ જાય છે. એટલા જ માટે નરવેદ એટલે નિરંજન પુરૂષે ધારણ કરેલો તીવ્ર વૈરાગ્ય રોમેરોમ અને રગેરગમાં રાખજો. તેના વડે મન કામનાનાં બીજ અંકુરો બળી જશે. પછી કામના રૂપ અંકુર સિવાયના મડારૂપ મરજીવાને કાળ કરપનો ડંશ લાગતો નથી.

सुनकादिक शिव सप्त रु खेश्वर, दरु सहित नवजोगी;
काल न डसे आद्य अब लगलुं, देखी त्याग वीन भोगी. ॥३८॥

સનકાદિકો, શિવજી, સપ્તઋષિઓ તથા ઋષભદેવ અને તેમના નવ પુત્રો તથા ધ્રુવ વિગેરેને ભોગ સિવાયના મહાત્યાગી જોઈને અદ્યાપિ સુધી કાળ તેમને ડંશ કરી શકતો નથી.

तार पीछे सब वैस तेहुनकी, मरी मरी सकल गयेवुं;
पण वैराग थकी एतननके, काल न नेर गयेवु. ॥३९॥

ત્યાર પછી ભવભરમાં તેમનો ચાલતો આવેલો વંશ જે જુદા જુદા ભેખથી ઓળખાય છે તેમણે સ્વાંગ સાધુનો રાખ્યો અને વર્તન સંસારમાં લોપાયમાન રાખ્યું, એ કારણે વૈરાગ્ય સિવાયના સર્વ ભેખધારી હોઈ એક પાછળ એક મરણ પામી કાળને ખોળે બેઠા છે.

दहे सकल नरवेद जीनु तन, अकल अगन्यसे ताई;
जौंत्ये डीमक दार भखत पण, कोयल खाख नहि खाइ. ॥४०॥

વૈરાગ્યરૂપ અગ્નિ જેને કળી શકવો મુશ્કેલ છે. તેવા અગ્નિરૂપ નરવેદ વૈરાગ વડે જેનું શરીર બળે છે. અર્થાત્ વૈરાગ્ય વડે પદાર્થમાં ભક્ષ્યાભક્ષ્ય તત્ત્વો તવાઈ જતાં શુદ્ધ-ચોખ્ખાં થઈ જાય છે. જેમ ડીમક એટલે ઉધેઈ દાર એટલે લાકડાને ખાય છે. પણ બળી ગયેલા કોલસા તથા રાખોડાને ખાઈ શકતી નથી.

खायलमे खायल कालन कया, बुत विना बाबजमे;
तबत्ये काल तक़त तेही तन पर, सब विधि साज सबज मे. ॥४१॥

રાખોડો અને કોલસો જે એકવાર અગ્નિથી ખવાઈ ગયેલો છે તે ખવાયેલામાં બીજીવાર શું ખાવાનું હોય કે જે ઉધેઈ ખાઈ શકે ? તેવી જ રીતે તીવ્ર વૈરાગ્યરૂપ અગ્નિથી ઈંદ્રિયો, અંતઃકરણ, ગુણ અને પ્રકૃતિ બળી ભસ્મીભૂત થઈ ગયાં છે. એવા રકમ વગરના બુત શરીર

એટલે મડદારૂપ મરજીવાને કાળ ખાઈ શકતો નથી. શું ખાય ? વૈરાગે તેને ખાવા માટે કંઈ રહેવા દીધું હોય ત્યારે ખાયને ! વળી કાળ એવા શરીર ઉપર તાક મારે છે કે જે શરીર સર્વ સાજરૂપ વિધિથી ભરેલું હોય તેને કાળ છોડી શકતો નથી. પણ આ દેશ તો મરજીવાનો છે જેમાં કાળ પ્રવેશ કરી શકતો નથી.

**साबज साज ईंद्रीगुन सहीतंम, अंतःसकरन समेतु;**
**वीसे पंच परकरती वरतवीत, जेतनेभर तन हेतु. ॥४२॥**

દશ ઈંદ્રિયો, ત્રણ ગુણ, ત્રણ ગણ, ચતુર અંતઃકરણ અને પાંચ વિષયની પ્રવૃત્તિનું વિત્ત આ બધાં જ સાજરૂપ શરીરના સાબિત હેતુવાળાં તત્ત્વ છે.

**कांम क्रोध मोह दंभ कपट छल, एही मल भेद सभरीया;**
**काल बाझ के भक्ष अमीखए, जीनु तन सभर अकरीया. ॥४३॥**

ઉપર કહેલા તત્ત્વોવાળા શરીરમાં કામ, ક્રોધ, મોહ, દંભ, કપટ અને છળ આ મળ મેદ સંપૂર્ણ ભરેલો છે. તે મેદને ધારણ કરનારાં જે તત્ત્વો, તે તત્ત્વોરૂપ જે શરીરમાં પરમગુરુની ગતિ પ્રાપ્ત ન કરેલી હોવાને લીધે ક્રિયા સિવાયનાં વિકારથી સભર ભરેલાં છે. તેના જ માથા ઉપર બાજ પક્ષીની માફક કાળ ભમતો રહી ભક્ષણ કરે છે.

**सुभर अकरीयंनके तन खावल, काल कलंधर केतु;**
**वीन गुरु परम कोहु नहि उबरीत, चुगत सकल भव खेतु. ॥४४॥**

જેનું શરીર પરમગુરુની ગતિ મેળવવા પાછળ રોકાયું નથી તેવાં શરીરો પાપાચરણથી ઠસરસ ભરાયેલાં હોય છે. તેવાં શરીરોનું કાળ ભક્ષણ કરે છે. ભવરૂપ ખેતરના કલંધર એટલે ફકીર વેશધારીઓ બાવાઓ, જાદુઈ, વિદ્યાના છુમંતરવાળાઓ, પાપાચરણનો ધ્વજ ફરકાવનારાઓ, તથા ધર્મને નામે ધતીંગ ચલાવનારા, વગેરે સર્વને કાળ ચુગી ચુગીને (શોધી શોધીને) ખાઈ જાય છે. પરમગુરુ સિવાય કોઈ ઉગરી શકે તેમ નથી.

**जब तीनत्ये नहि बंचीत कोउ कीत, कहु दृष्टांत ही जौंसे;**
**सुके घास पावक जौं प्रजलीत, परवत पर दव तौंसे. ॥४५॥**

ઉપર મેં જે કહ્યું તેમાંનું ભવભરમાં કોઈ બચી શકશે નહિ. જેમ જંગલમાં અરસપરસ લાકડું ઘસાવાથી અગ્નિ ઉત્પન્ન થઈ પહાડ ઉપર રહેલું સઘળું ઘાસ બળી જાય છે તેમ મનુષ્યના તત્ત્વરૂપ ઈંદ્રિયોની ઈંદ્રી સાથે ઘર્ષણશક્તિ લાગવાને લીધે વિત્તરૂપ તત્ત્વ બળી જાય છે.

पण परवत पर तरण विना कोउ, रेहेवत कुन करपसे;
तरण आद्य तरु जडन जमायत, कहु तीनु जीनु डरपसे. ॥४६॥

કયા ત્રાસને લીધે પર્વત ચોખ્ખો ઘાસ વગરનો રહ્યો છે. કે જેથી તેની ઉપર ઘાસ થઈ શકતું નથી ! જે તૃણની આદ્ય લઈ વૃક્ષ સુધીની જડો જામી શકતી નથી. તે વૃક્ષની જડો નહિ જામવાનું કારણ નીચે પ્રમાણે કહું છું તે સાંભળો.

जीनत्ये सोमल होत हलाहल, तेही वीछुवा जेही नगमे;
वृक्षवेली तरु जांमत नहि जड, रलीत झेहेर रग रगमे. ॥४७॥

ઉપર કહેલો જે નગ એટલે પહાડ તેમાં એક જાતનો ઝેરી વીછું રહે છે. તેનાથી હલાહલ સોમલ રૂપે ઝેર ઉત્પન્ન થાય છે. તે ઝેર પહાડની રગેરગમાં પચી ગયેલું હોવાને લીધે તૃણની આદ્ય લઈ વૃક્ષ સુધીની જડો જામી શકતી નથી.

तेही परकारंन नर नगके तन, वीछुवा उर वैरागु;
ईंद्री अंतःसकरन घास गुन, जमीतन अनंग उमागु. ॥४८॥

તેવી જ રીતે નગ એટલે પહાડરૂપ મનુષ્યનું શરીર જાણવું અને તે પહાડમાં રહેલા વીછુ જેવો તીવ્ર વેરાગ જાણવો, તથા ઈંદ્રિયો, અંતઃકરણ અને ગુણ એ બધાં વૃક્ષાદિ ઘાસરૂપ ગુણ, અંતઃકરણની જડોના પ્રભાવરૂપ અનંગનો ઉમંગ જામી શકતો નથી.

कांम क्रोध मद मोह मच्छर तरु, तीनु पण जड नहि जांमे;
आशा त्रश्ना अम्रीख ईरर्षा, वेलन मुल वीरांमे. ॥४९॥

કામ, ક્રોધ, મદ, મોહ, મત્સર આ બધા પાપાત્મક કચરારૂપ વૃક્ષની જડો અંતઃકરણાદિ તત્ત્વોમાં જામતી નથી તથા આશા, તૃષ્ણા, ઝેર અને ઈર્ષા રૂપી વેલાઓ પણ તેમાં વિરામતા નથી.

**ए तेही साज सकल अनहुतके, मुलन मेद जमाई;**

**वीछुवा वत वैरागनसे सब, उदभव करीत न ताई. ॥५०॥**

ઉપર કહેલાં તત્ત્વોરૂપ સાજ (રકમો) જે કામ, ક્રોધ, મદ, મોહ, મત્સર, આશા, તૃષ્ણા આદિ છે. તે તથા તેનાં મૂળ વડે જે મેદ જમાવ્યો છે. તે અનાહૂત હોઈ અનર્થ કરવાવાળાં છે. પણ સોમલ ઉત્પાદક વીછુ જેવો તીવ્ર વૈરાગ હોય તો. મલિન વિકારવાળું એકપણ તત્ત્વ ઉત્પન્ન થઈ શકશે નહિ.

**तबत्ये सकल सिधांतनके सद, माया मोर चढहनके;**

**तीव्र तेग वैराग क्रपण वीना, कोउसे नहि भहंनके. ॥५१॥**

એટલા જ માટે જગતભરના સર્વ સિદ્ધાન્તમાં સારરૂપ તીવ્ર વૈરાગ છે કે જેનાથી ચૌદલોકમાં પ્રસારો કરી જડ ઘાલી બેઠેલી માયાનો નાશ થઈ શકે છે. અર્થાત્ માયાની સામે મોરચો બાંધી શકે તેવા તીવ્ર વૈરાગરૂપ હથિયાર સિવાય માયાને ભેદી શકાશે નહિ.

**ए भव भवन थकी नीरभे नीज, वीन नरवेद नरेसु;**

**करही शके नहि कोउ उत ईतमे, आद्यही अंत धरेसु. ॥५२॥**

આદિ પુરૂષ નિરંજને ધારણ કરેલો જે તીવ્ર વૈરાગ, તેવા તીવ્ર વૈરાગ સિવાય ચૌદલોક રૂપ ભવ એટલે સંસાર જન્મ મરણના ભયથી નિર્ભય થઈને બેઠેલો છે. એ કારણે પૃથ્વી રચાઈ તે આદિથી લઈ અંત સુધી આ બાજુ આવેલા પૈકી કોઈ પણ માયાને ભેદી પાર જવાનું કામ તીવ્ર વૈરાગ સિવાય કરી શકશે નહિ.

## અંગ ૧૨મું સંપૂર્ણ





# અંગ ૧૩મું

## નકલી કર્તાઓનો નાશ અને ખરા કર્તાના ધામની પીછાન.

अबजीनु तरन चाहो भव नीध जल, नवका त्याग तीवरही;
ज्ञांन भक्ति सहितम मही मसरीत, पाय परम निज घरही. ॥१॥

જેમ સમુદ્ર નાવથી તરી શકાય છે તેવી જ રીતે અતિ તીવ્ર વૈરાગ્યમાં મિસરીવત્ ભાવવાળા જ્ઞાન અને ભક્તિ વડે ચૌદલોકરૂપ ભવસાગરને તરી શકાય છે, એટલે નિજ સકર્તા પતિનું પરમ ધામ પ્રાપ્ત થઈ શકે છે.

सो निज घरमें वसे निरंतर, अधिपत पुरुष पुरेशु;
सकल अंशके सरजंन सांम्रत, अवधकाल वीन वेशु. ॥२॥

આદિ પુરૂષ નિરંજનથી પર આવેલા સર્વ લોકના અધિપતિ સકર્તા પરમ પુરૂષ સર્વ અંશોના સમર્થ સર્જનહાર હોઈ કોઈ પણ પ્રકારના વેશ સિવાયના, જ્યાં અવધિકાલ પહોંચી શકતો નથી તેવા કર્તા ધણી નિરંતર તે નિજધામમાં વસે છે.

अचल सदेह दिव्य दुरघट तन, जेही अचुंत अवे अरसी;
धंन धंन तेही धाम धरन वीन, अधर अमर गत सरसी. ॥३॥

સદેહ એટલે અચળ દિવ્ય દેહવાળા સકર્તા સત્ય કેવલનું ધામ દુર્ઘટ (દુર્ગમ) એટલે મુશ્કેલીથી ઓળખી શકાય એવું, વ્યય રહિત, આસમાનમાં એટલે કોઈના પણ આધાર સિવાયનું, કદી પણ ચલાયમાન થાય નહિ તેવું છે. તે ધામ પૃથ્વી સિવાયનું હોઈ અંતરિક્ષ, અમર ગતિવાળું, સર્વલોકથી પર આવેલું છે; તે જ ધામને અનંતવાર ધન્ય છે.

जीनु उपमाकी कहत बनीत नहि, वीनु द्रष्टांत देवनकी;
ज्यौं त्ये सरभर करीत कोहुनकी, अपरंम सुंन जेहनंकी. ॥४॥

તે પદની એટલે કર્તા કેવલના ધામની ઉપમા કહી શકાય તેમ નથી તથા તે દૃષ્ટાંત આપી ઓળખાણ કરાવી શકાય તેવું નથી, તો પછી હું કયા શબ્દો વડે કર્તા કેવલની તુલના કરું ? અર્થાત્ આ બાજુ આવેલા કોઈ પણ તત્ત્વ પદાર્થ એવા નથી કે જે કર્તાની સરભર (બરોબરી) મૂકી શકાય. જેમ મહાશૂન્ય જ પારાવાર (અપરમપાર) છે તેમ કર્તા પણ તેવા જ છે. છતાં મહાશુન્ય મુદ્દા રૂપે જડ છે, અને કર્તા કેવલ રોમેરોમ ચેતન છે.

**ते समके तो तेही अमरवत, अविगत अपरंमपारा;**

**अति अथाहन थाह अपरमीत, खुदके धांम पसारा. ॥५॥**

તે ધામની છેવટ નથી. અતિ અથાહ, અપરિમિતિ એટલે માપ કાઢી શકાય નહિ તેવો તેના ધામનો પ્રસારો છે. તે ધામ કેવું છે એમ મને કોઈ પૂછે તો હું કહી શકું. તે અમર, અવિગત, અપરંપાર હોઈ કેવલ કર્તાના જેવું છે.

**अवर्ण वरण सुवरण शोभीतव, निजगंम नेन देखनके;**

**चरम चक्षु सुर सहितंम ईतके, तीतकु नहि पेखंनके. ॥६॥**

વર્ણન ન થાય તેવું તે પદ અવર્ણનીય છે. વળી તે અગણિત શોભાવાળા પદનું શું વર્ણન કરું ! તે નિજગમનાં અતિ દિવ્ય ચક્ષુ વડે દેખાય છે. તે ચક્ષુ અંશની સજાણ જાણનાં જાણવાં. આ શરીરમાં આવેલાં નેત્રો સૂર્યની સત્તા પામે છે એટલે તે દ્વારા આપણે તત્ત્વ પદાર્થોને જોઈએ છીએ, તે ચક્ષુનું નામ ચર્મ ચક્ષુ છે. તેમજ આ બાજુ આવેલા દેવતાઓ સંહિત સર્વ લોકનાં જે ચક્ષુ છે તે ચર્મ ચક્ષુ હોઈ તત્ત્વ પદાર્થમાં જ પ્રકાશ કરી શકે છે, પણ આ બાજુ તથા તે બાજુથી પર આવેલા કેવલકર્તાના ધામને જોવા માટેનો પ્રકાશ કરી શકતાં નથી.

**अतही प्रोढ अपरमपर जीनके, अदभुत पेज पसेरा;**

**चकित हवाय ताय तीनु नरखीत, सरजन सोज सहेरा. ॥७॥**

તે અતિ પ્રૌઢ, પારાવાર (અપરંપાર) હોઈ આશ્ચર્યચકિત કરે એવો અદ્ભુત તેમના ધામનો યુક્તિ ભરેલો પ્રસારો છે. તે ધામને નિરખતાં ચકિત થઈ જવાય છે. આવું સકર્તા સરજનહારનું વહાલપણવાળું સહીર રૂપ ધામ છે.

अविरल भोम भोवंन तांहां तेहीसंम, परमीत तेज प्रकाशा;
ईतके सुर माहा अग्न सहितके, तांहां नहि करीत उजासा. ॥८॥

અવિરલ એટલે વિરલ નહિ એવી ભરચક, અખંડ ભૂમિકા છે. અને તે ભૂમિકામાં આવેલું ભોવન (ભુવન) તે પણ તેવું જ છે. તેમાં રહેલો પરમ પ્રકાશ પરિમિત રૂપે છે. આ બાજુ આવેલો જે સૂર્ય તે અને અવ્યક્ત મહા અગ્નિ એ બન્ને તે નિજ ધામમાં પ્રકાશ કરી શકે તેમ નથી.

तेही तो तेज अखंड रहंनके, आतो अलपगनेही;
पंच तत्व के हवित नाश मही, अल्पज्ञ तेज तबेही. ॥९॥

જે કૈવલ કર્તાના ધામનો પરમ પ્રકાશ છે તે, અખંડ રહેવાવાળો છે, અને મહદ્ અગ્નિ આદિસૂર્યનો પ્રકાશ અલ્પજ્ઞ હોઈ પંચ તત્ત્વ યુક્ત હોવાથી નાશ પામવાવાળો છે.

माहा अजुज अस्तांन अनोपम, अचल सदा सद सोई;
अखिल अंश वीतपनकी वरतन, जनुनी जोन्य सम जोई. ॥१०॥

મહાન અજુજ, (અજીજ વહાલું પ્યારું) ઉપમા ન આપી શકાય તેવું તેમનું તખત છે. તથા તે અવિચળ, સદા સદોદિત હોઈ ચૌદ લોકમાં વસતાં સર્વ લોકોની ઉત્પત્તિનું મૂળ આદિ વતન છે. તથા નિજકૈવલ કર્તાનું તે ધામ જનની (માતા)ની યોનિ જેવું હોઈ તેમાંથી ચૌદલોકના અંશો ઉત્પન્ન થાય છે. (કૈવલ કર્તાનું ધામ એટલે બ્રહ્મ ભોમિકા) ફરીથી વિચારવા જેવું છે.

जमी असमांन शकत नहि सरजीत, पंचतत्व गुन सेती;
पुनी पुरु ष नहि जोत निरंजन, ओरकी कुन गनेती. ॥११॥

તે કાળે પૃથ્વીથી આકાશ સુધીનાં તત્ત્વ ન હતાં તથા પ્રકૃતિ આદિ પાંચ તત્ત્વોના વિકાર યુક્ત ગુણો પણ સરજાયેલા ન હતા, તથા આદિ પુરૂષ જ્યોતિ સ્વરૂપ નિરંજન પણ ન હતા, તોપછી તેમના સિવાયના લોકોની ગણત્રી (હયાતી) જ કોણ માત્ર છે !

जब उतईत कोउ नुता निहालन, काल सहित कीनु कोई;
ता दिन हुते शून्यमे सरजन, एकल अरस अमोई. ॥१२॥

જ્યારે નિજધામના પરમ તક્ષને આ બાજુ અને તે બાજુ કાળની આદે કોઈ પણ નિહાળનાર ન હતું તે દિવસે મહાન ધુંધુકાર શૂન્યમાં સકર્તા સર્જનહાર એક અરસરૂપે મોહ સિવાયના અખંડરૂપે રહેલા હતા.

तेही अरस एही कीये जो बरनन, खुदके रहन सदाई;

पुनी पुनी पसरन करीत कालको, जवत्ये हवील उमाई. ॥१३॥

ખુદ સકર્તા સરજનહારને સદા સદોદિત અંતરિક્ષ અરસ રૂપે રહેવાનું તક્ષ છે તેનું વર્ણન કર્યું. વળી જ્યારે જ્યારે મારી નિજ ઉપજણથી જે કાળે હું જે રચના રચું છું તે રચના અવધિકાળવાળી છે.

जब हंम कीये आगु सबहुनके, वरतन एक उपजकी;

पीछे विखरीत भये सकलको, वरती हवित रुपजकी. ॥१४॥

ઉપર ચોપાઈ દશમાં અમો કહી ગયેલા છે. કે સર્વ લોકોની ઉત્પત્તિનું આદિ મૂળ વતન નિજ કૈવલ કર્તાના ધામમાંથી થયેલું છે. અને ત્યાંથી ઉત્પન્ન થયા બાદ સકર્તા પતિથી વિખુટા પડ્યા એથી સર્વ અંશોની વૃત્તિઓ નિજપદથી રૂપાન્તર (પદાર્થ રૂપ) થઈ ગયેલી છે.

जबते एक भोवंनके उतपन, आपन अंश सबेही;

पुनी उपावंन एक पति निज, वतनही एक तबेही. ॥१५॥

એટલા જ માટે ચૌદલોકમાં વસતા આપણા સર્વ અંશોની ઉત્પત્તિનું મૂળ ભુવન નિજ કૈવલ કર્તાનું ધામ છે. વળી સર્વ અંશોના ઉત્પાદક જે નિજ પરમપતિ તે પણ એક જ છે. એ જ કારણે સર્વ લોકનું મૂળ વતન એક જ છે.

एही निज आद्य कही सबद्यंनकी, पुनी अंतकी तेही;

बीच नहि उतईत कोउ करता, करीत नवेर सबेही. ॥१६॥

ઉપર પ્રમાણે ભવભરના સર્વ અંશોની આદિ ઉત્પત્તિ કહી. તેવી જ રીતે અંત એટલે છેવટની છે. તે દરમિયાનમાં આ બાજુ અને તે બાજુ આવેલા સર્વ અંશો પૈકી કોઈ કર્તા નથી. એ વિષેનો ચોક્કસ નિર્ણય કરી તમોને સમજાવ્યો છે.

जीनने रची सकल एही रचना, बाकीन एक बाबजकी;
पीछे करन न रखी कोहुनके, एही विधि सजी साबजकी. ॥१७॥

જે કેવલ ધણીએ ચોરાસી લક્ષ પ્રકારના ઘાટો રચેલા છે તેમાં અણુ માત્ર ખામી કોઈ પણ ઘાટમાં બાકી રાખેલી નથી. વળી પાછળથી કોઈને કંઈ પણ કરવું પડે એવી બાબત બાકી રાખેલી નથી. તેવી રીતના સર્વ તત્ત્વરૂપ સામગ્રીથી ભરેલા સચેતન ઘાટો રચેલા છે.

जबत्ये आद्य थकी जेही स्राजम, तेही के तेही अबेही;
पीछे करीत कछु कोउ कीनने, जेही के जेही जबेही. ॥१८॥

એટલા જ માટે આદિ સકર્તાના ધામમાંથી જે સાજરૂપ રકમોના ઘાટો રચાયા છે તે તેવા ને તેવા અત્યાર સુધી ચાલતા આવેલા છે, પાછળથી કોઈએ કંઈ પણ કરેલું હોય એમ દેખાતું નથી. પ્રથમથી જ જેવા રચાયેલા છે તેવા ને તેવા જ અત્યાર સુધી પણ છે.

खांन पांन जीनु जेही जीवनकु, तेही तेहुनकु सबही;
तरण आद्य वरख वेली अचरचर, धरही थकी सब जबही. ॥१९॥

જગતભરના જે તે જીવોનાં જીવનરૂપ ખાનપાન તે સર્વ જીવોનાં તેવાં ને તેવાં જ અદ્યાપિ સુધી છે. વળી તૃણની આદ્ય લઈ વેલી અને વૃક્ષ સુધીની સ્થાવર જાતિ અને ચર એટલે જંગમ જાતિનાં સર્વ પ્રથમથી અદ્યાપિ સુધી જેવાં છે તેવાં ને તેવાં જ છે.

जेतनेभर तनु स्त्रजीत आद्यसे, प्रकृति पुरु ष अणु लगही;
पंच तत्व रवि शशि गुनघण ल्यौं, ओर सहित सब जगही. ॥२०॥

સકર્તા સત કેવલથી ચૌદલોકરૂપ ભુવનમાં જેટલા ઘાટનાં શરીર પ્રથમથી સર્જાયેલાં છે, તે પ્રકૃતિ, પુરૂષ તથા ત્રણ ગુણ, ત્રણ ગણ, પંચ તત્ત્વો, સૂર્ય, ચંદ્ર તથા અન્ય લોકો વિગેરે અણુરેણુથી લઈ જગત માત્ર તેમનાથી સર્જાયેલું છે.

तीनमे नवीन तंत कोउ कीनने, उदभव करीत जेहंनमे;
न्यारा करीत कोहो नरणीतसे, वरजीत आद्य वेशंनमे. ॥२१॥

ઉપર કહેલા તત્ત્વ સામગ્રીના ઘાટો પૈકી કોઈએ કયું નવીન તત્ત્વ ઉત્પન્ન કર્યું છે. તે તથા કયા ઘાટમાં વધારો કર્યો છે. તે નિજની ઉત્પત્તિથી ભિન્નરૂપ ન્યારું કરીને નિર્ણય કરી આદિ વેશરૂપ બનાવટથી જુદું પાડીને કહો. અર્થાત્ કર્તા સિવાય કોઈથી કંઈ પણ બની શકે તેમ નથી.

एही परकार आद्य अबलग ल्यौं, क्रता करत सब जुनही;
ईश्वर ओरु अवतार आय भव, अवरन कीन कछु नही. ॥२२॥

આ પ્રમાણે કર્તા કેવલનું કૃત જગતમાત્રના મનુષ્યો છે. અને પ્રથમથી અત્યાર સુધી જેવું છે તેવું જ તે ચાલતું આવેલું છે. તેમાં ઈશ્વરો તથા અવતારી પુરૂષોએ આ ભવરૂપ જગતમાં આવીને કર્તાના કૃતથી બીજું (નવીન) કંઈ પણ કરેલું નથી.

आप आपने आचारजने ईत, लीये ईष्ट भव थापी;
अधबीच गये वीलाय सकलको, कोहु न रहे अद्यापी. ॥२३॥

જગતમાં જુદા જુદા ધર્મને સ્થાપનાર આચાર્ય જનોએ પોતપોતાના મનના તરંગ પ્રમાણે, પોતાને ગમતા આ બાજુ આવેલા અવતારાદિ પુરૂષોને ઈશ્વરો મનાવી તેમની ભવમાં ઈષ્ટ તરીકે સ્થાપના કરી છે. પણ તે માનેલા ઈશ્વરો અધવચ એટલે મનના કોડ પૂરા કરતા પહેલાં મરી ગયા. તેમાંના કોઈ ઈશ્વરો અદ્યાપિ હયાત રહ્યા નથી.

जब त्ये आद्य रहंनके सरजन, परमधांमके पतही;
आगु कीये बरनन हंम जीनके, जांहां निज माहाध मुगतही. ॥२४॥

એટલા જ માટે પરમધામના આદિ પરમ સકર્તા સર્જનહાર પતિ એકલા રહે છે. અને આગળ તેમના ધામનું જ વર્ણન કરેલું છે. અને ત્યાં જ નિજ સ્વરૂપનું ભુક્તમાન કરવાની મહદ્ મુક્તિનું અંતિમ સ્થાન છે.

वारंमवार कहु काहां तीनकी, जीनकी अपर शोभनकी;
शारद शेष अनुभवी कविकुललौं, गायं न शके शोहंनकी. ॥२५॥

કેવલકર્તાનું પરમધામ જે પારાવાર શોભાથી ભરેલું છે તે ભુવનને વિષે વારંવાર શું

કહ્યું ! કારણ કે શારદા, શેષજી, અનુભવીઓ અને કવિજનોની આદ્ય લઈ કોઈ પણ તે ધામની શોભાને કહી શકે તેવા સમર્થ થયા જ નથી.

अनंत ईड ब्रंह्मांड असंखीत, जीनु संकल्प त्ये होई;

तो तीनकी निज अेन वसनमे, बाकी रखे कीमु कोई. ॥२६॥

સકર્તા સત્ કૈવલના શુદ્ધ સંકલ્પથી અનંત ઈંડ અને અગણિત બ્રહ્માંડ થયેલાં છે. અને તે દરેક અગણિત અખંડ સમૃદ્ધિથી ભરેલાં છે; તો પછી સ્વયં પોતાને રહેવાના નિજ ધામમાં તેમણે શું બાકી રાખેલું હોઈ શકે ?

तबतीनुं बरन कहाय कोहुनसे, माहाद सुन मप ज्यौंसे;

आद्य अंत कोउकु नहि पावत, रहत अवरणीत जौयौंसे. ॥२७॥

એટલા જ માટે પરમધામનું વર્ણન કોઈથી થઈ શકેલું નથી, જેમ મહદ્ શૂન્યનું આદિ-અંત માપ કોઈથી કાઢી શકાય તેવું નથી. તેવી જ રીતે શુન્યની માફક કર્તા કૈવલ અવર્ણીત એટલે વર્ણન કર્યા સિવાયના રહેલા છે. જેનો પાર કોઈ પામી શકેલું નથી.

उग्र तेज भये धांम पतिनके, झलाबंब झलकेती;

परम पुनीत तेही अंश विलोकीत, ओर जीवंनकी नेती. ॥२८॥

અતિ ઉગ્ર તેજવાળું સકર્તા પતિનું ધામ ઝલાબંબ એટલે તેજની પુષ્કળ જ્વાળાઓથી ઝળકી રહેલું છે. જે પરમ પુણ્યવાન અંશ હશે તે જ તે ધામનું વિલોકન કરી શકશે, તે સિવાયના બીજા જીવગતિના અંશોને માટે નેતિ સમજવી.

सधर सभोम पीउख रसभरी तव, करन अंश अचवांनी;

निजगुरु परम वचनके वहीतल, जंत शकत नहि जांनी. ॥२९॥

તે સધર (સદ્ધર) સભોમ એટલે અતિ ઉત્તમ ભૂમિકા પતિના અમૃતરૂપ રસથી સંપૂર્ણ ભરેલી છે, ત્યાં જનાર અંશ તેનું અચવન (આચમન) કરી શકે છે, પણ સમર્થ પરમ ગુરૂના પરમ વચનથી વિમુખ થયેલા જીવો પતિના પરમ અમૃત તુલ્ય સુખને જાણી શકતા નથી.

Ajay Panseriya

अगनित अवरण विनु वरननके, बाजंतर जांहां बाजे;
तबल टेर टहंकारंन की धुंन, गगन घोर ग्रज गाजे. ॥३०॥

નિજ કેવલકર્તાના ધામમાં જે અગણિત પ્રકારનાં વાજિંત્રો વાગે છે તે અવર્ણ એટલે પદાર્થરૂપ વર્ણની જાતિ સિવાયનાં હોઈ જેનું વર્ણન ન કરી શકે તેવા અવર્ણ્ય રૂપ છે; તથા વિધ વિધ પ્રકારનાં તબલાં ઉપર નિજ સ્વરના સ્પર્શથી ટેરવાતા ધ્વનિથી બ્રહ્માંડભર ગાજી રહેલું છે.

अमीत अरस अवधि विनु अपरम, सकल सुखद रस भरीये;
माहाद मोज मजभुत मनोहर, भुक्तमांन अनु करीये. ॥३१॥

અંશોને નિજધામમાંથી અંતરિક્ષથી પ્રમાણસર અમૃતમય રસ અવધિ સિવાય પારાવાર અખંડ મળ્યા જ કરે છે. તથા નિજ કેવલકર્તાના ધામમાં સર્વ પ્રકારનાં સર્વ સાધનોથી સુખરૂપ રસથી સંપૂર્ણ અતિ જતમતવાળી મહદ્ મોજ ભરેલી છે, જે સાતમી ભૂમિકાના આરૂઢ તપસ્વીઓના નિજ દિલનું હરણ કરનારી હોઈ તે સુખ કાળ કે અવધિ સિવાય ભોગવવાનું છે.

एही विधके निज अरस अमोघीत, भोगीत भवर जेहुनके;
अतही कष्ट वैरागनके फल, पावन अंश तेहुनके. ॥३२॥

ઉપર પ્રમાણે નિજ સ્વરૂપને અંતરિક્ષથી આવતું જે અમૃતમય સુખ તે અમોઘીત એટલે કિંમત ન થઈ શકે તેવું (અમૂલ્ય) અનહદ સુખ છે. જે તીવ્ર અતિ વૈરાગના કષ્ટથી નહિ ડરનારો હશે તે જ અંશ ભ્રમળ કમળના ન્યાયે તે સુખ ભોગવી શકે છે.

तीव्र त्याग तारीपके तदवत, जेही अस्तांन अनुपा;
सदा सदोदित रहत अचल अज, जुगधर कोईक जनुपा. ॥३३॥

નિજ ધામનું સ્થાન અગમ્ય હોઈ જેની ઉપમા આપી શકાય નહિ તેવું છે. વળી સર્વ લોકથી પર હોઈ ગુપ્ત રહેલું છે. તથા સદા સદોદિત અચળ હોઈ જે કોઈ કાળે ચલિત થતું નથી; તે ધામને જગતપરના લોકો પૈકી કોઈક જ જાણી શકે છે તથા તે ધામને તીવ્ર

ત્યાગ તારવી શકે છે. વળી જેમ પતિનું ધામ સ્થિર, ગંભીર, અચળ હોઈ ડગતું નથી તેવી જ રીતે તદવત્ તદાકાર તીવ્ર વૈરાગની સ્થિરતા જે અંશમાં થસે તે જ તે પામી શકશે.

तेही अस्तांन अनोपमकी मध्य, तखत पतीनको राजे;
चंतामणसे सरस शोभीतव, जहां निज पुरुष बीराजे. ॥३४॥

જે ધામનું અત્યાર સુધી વર્ણન કરતા આવેલા છીએ તે અનુપમ ધામની મધ્યભાગે નિજકર્તા પતિનું તખ્ત આવેલું છે; જે ચિંતામણિથી અનંત ગણું રસમય શોભાવાળું હોઈ જ્યાં નિજપરમ પુરૂષ બિરાજેલા છે.

जाइ मीले कोई हंस तांही तव, अति अविलोक उमंगे;
करीत मेलाप लेत आपने उर, चंपीत हरस सो रंगे. ॥३५॥

તે ધામને વિષે કોઈ અંશ જઈને મળે તો નિજકર્તા ધણી અતિ ઉમંગથી અવલોકન પૂર્વક પોતાના ઉરમાં મેળાપ કરીને હર્ષ ભર્યા તેને છાતી સાથે ચાંપે છે; ત્યારે તે અંશ પોતાના પરમ રંગમાં રંગાઈ જાય છે.

अहो धंन तुम आई मीले मुज, कलप कोट विछरनके;
सुक्रोत अंश हंस भवतारंन, कारज कोटी करनके. ॥३६॥

તે પ્રસંગે કેવલકર્તા અંશને અતિ વહાલથી હેતભર્યા શબ્દો વડે પૂછે છે કે હે અંશ ! કરોડો કલ્પ થયા મારાથી જુદો પડી ભવરૂપ સંસારમાં ક્યાં સુકૃતને લીધે તથા એવા કયાં કરોડો કાર્ય કર્યાં કે જેથી તું મને મળી શક્યો ! અહો ! હે અંશ, તને ધન્ય છે !

तेही अंश तुम धांम आज मोई, प्रोढ पुनीतसे पाये;
करी करी हेत हरस उर अंतर, बेर बेर छत लाये. ॥३७॥

કેવલ કર્તા તે અંશને વખતોવખત નિહાળીને કહે છે કે હે અંશ ! આ મારું ધામ પ્રૌઢ પુણ્યથી તને પ્રાપ્ત થયું છે. એમ કહી કહીને પોતાના ઉરમાં હેતભર્યા હર્ષથી કર્તા ધણી તેને વારંવાર છાતી સરસો ચાંપે છે.

निजपति आपने कंठ लगाईत, अंश हेत धरताई;
कोटी जुगन अनुकरम तपन तन, जावत तुरत बुझाई. ॥३८॥

જ્યારે નિજ સકર્તા પતિ અંશ ઉપર હેત ધારણ કરી તેને પોતાના કંઠે લગાવે છે. ત્યારે એક પછી એક કરોડો યુગનું તપેલું તન તરત જ બુઝાઈ જાય છે.

अति सनमांन लेत करु णाकर, हंस हजुर गयेकु;
बाजंतर बहु विविधी भातके, तेही सम सोर भयेकु. ॥३९॥

જે અંશ હજુરમાં જાય છે તેના ઉપર કર્તા ધણી અતિ સન્માનપૂર્વક કરુણા કરીને તેને પોતાના ઉરમાં લે છે. એવા પ્રસંગે નિજધામમાં અગણિત વાજિંત્રો વિધવિધ ભાતનાં વાગે છે. અને તેના શોર (નાદ)થી તખ્ત ગાજી ઉઠે છે.

जेतने भर आपने धांमनमे, उपमा करन उछाहु;
तेतने भर तीनु तेही समयनमे, क्रता कुल करवाहु. ॥४०॥

કેવલ કર્તાના નિજ ધામમાં જેટલા પ્રકારનો શૃંગાર છે. તેટલા પ્રકારના શૃંગારથી ભરેલો ઉચ્છાહ (ઉત્સાહ) તે સમય પર કર્તા ધણી કરાવરાવે છે.

हंस कुलाहल करीत समोहीत, जेही निज धांम रहंनके;
साहादर सहित सकल सजननके, अनुचित कोउ न तांहांनके. ॥४१॥

તે પ્રસંગે પરમ પતિના નિજધામમાં રહેનારા સર્વ અંશો મુગ્ધ થઈને આનંદયુક્ત કુલાહલ (કોલાહલ) કરે છે. કારણ કે સર્વ અંશો એક જ ઉદરમાં ઉત્પન્ન થયેલા હોવાને લીધે, સ્વજાતિ રૂપે માની ત્યાં કોઈ અંશ પરત્વે અનુચિત વર્તન (જુદાઇ) રાખી શકતા નથી.

जा दिन अंश मीले पतियंनकु, उरहीत अंक लगाई;
तेही दिन घरी मुरत सुखदनकी, कही न जात मोईताई. ॥४२॥

જ્યારે નિજ પરમપતિને અંશ જઈ મલે છે ત્યારે પતિ તેના પોતાના ઉરમાં હેત સહ

છાતી સાથે ચાંપે છે. તે દિવસની તે ઘડીના અતુલ્ય સુખદાયક મુહર્તના વખતનું વર્ણન ભગવાન કરુણાસાગર કહે છે કે મારાથી કરી શકાતું નથી.

कोटी कोटी ब्रंह्मांड लोकंनके, जेही उपजावंन हारा;

तीनके मीलन माहाद सुखदनके, क्यौं करी शकुं समारा. ॥४३॥

અનંત કોટિ બ્રહ્માંડના લોકોને ઉત્પન્ન કરનારા જે નિજ કેવલકર્તા છે તેમને મળવાથી અંશને જે અનહદ સુખ મળે છે. તે સુખનો સુમાર (છેવટ, છેડો, માપ) હું કેવી રીતે કાઢી શકું ?

अति अपरंम पर परम नेति सुख, मीलना परम पतिनके;

ताय परंतु नहिन मोज मझ, धर धर कोहु गतिनके. ॥४४॥

સકર્તા પરમ પતિને મળતાં પારાવાર પરમ સુખનું વર્ણન કરવું મુશ્કેલી ભરેલું હોવાને લીધે તે સુખને માટે હું નેતિનો પોકાર કરું છું. અર્થાત્ તે વર્ણવી શકું તેમ નથી. વળી તેનાથી પર તેના જેવી ઉત્કૃષ્ટ મોજમઝા બીજી કોઈ નથી. આવા શ્રેષ્ઠ સર્વોપરી અનહદ સુખરૂપ શાન્તિના ઘરમાં જવાની પ્રથમથી આજદિન સુધી કોઈની ગતિ પહોંચી નથી.

पुनी परंम पति हेत सहितकु, लेतही उर आपनेही;

सुध सनमांन समोह हंस मील, करीत सजात सनेही. ॥४५॥

બીજી વાર કહું છું પરમ સકર્તા પતિ અંશને હેત સહિત પોતાના ઉરમાં લે છે; તથા ધણીના ધામમાં રહેનારા બીજા અંશોનો સમૂહ મળીને તે અંશને શુદ્ધ સન્માનપૂર્વક પોતાની સ્વજાતિનો સજ્જન ગણીને અતિ સ્નેહથી માન આપે છે.

परम उछाह परीत परिपुरंन, सकल धांम सजननके;

ईतके अनीत अनंत मीलन सुख, विसरीत अति वजननके. ॥४६॥

નિજ ધામના સર્વ સ્વજાતિ અંશો મળીને ત્યાં જનાર અંશમાં પરિપૂર્ણ પરમ ઉત્સાહ પ્રેરે છે. તેવા પ્રસંગે ધણીનું અનંત સુખ મળતાં આ બાજુ આવેલા અનિત્ય એટલે નાશવાન સુખને પદાર્થના વજનવાળું હોવાને લીધે વિસરી જાય છે.

सकल सिधांतन परमपद परसीध, छेवट सदन सथापु;
तीनसे नहि कोई परम हेतु पत, रेहंन अचल अध्यापु. ॥४७॥

જગત ભરના સર્વ સિદ્ધાન્તો જે, જે તે આચાર્યોએ સ્થાપ્યાં છે. તે તે સિદ્ધાન્તોથી પર જે પ્રસિદ્ધ પરમપદ છે. તે સર્વની છેવટે આવેલા સદન એટલે ઘરની સ્થાપના કરી બતાવી છે. તે સિવાય પરમ હેતુને ધારણ કરે તેવા તથા અદ્યાપિ સુધી અચળ રહી શકે એવા બીજા કોઈ પણ પતિ નથી.

अचल अध्याप धांमके धरता, करता करन सकलके;
ओर अवधके थपीत अनीत पद, न्याय विनाय नकलके. ॥४८॥

જે કદી પણ ચલિત નથી થતા તેવા અચળ કેવલકર્તા અદ્યાપિ સુધી નિજ ધામને ધારણ કરી રહેલા છે. તે સકર્તા કેવલથી આ સર્વ બ્રહ્માંડો રચાયેલાં છે. વળી તે બ્રહ્માંડો તથા તેમાં વસતા સર્વ અંશો અવધિવાળાં છે. જગતના આગવા ગણાતા આચાર્યોએ અસલને મૂકી, તે અવધિવાળાં અનિત્ય પદરૂપ નકલની ન્યાય સિવાય સ્થાપના કરેલી છે.

जुओ सबंनकी आद्य विलोकीत, कुन रहत कलपनमे;
तेही सकल अलपज्ञ अनीतपद, थपीत जाय जलपनमे. ॥४९॥

હે જગતના જનો! જગતભરના સર્વ સિદ્ધાન્તોનું મૂળ તપાસી વિલોકન કરીને જુઓ કે તેમાંનું કલ્પની છેવટે કોણ અને કયું પદ અચળ રહી શકે છે? અર્થાત્ કલ્પ પૂરો થતાં જે તે આચાર્યોના જે તે સિદ્ધાન્તનાં પદ રહી શકતાં નથી. કારણ કે તે સર્વ સિદ્ધાન્તો અલ્પજ્ઞ હોઈ તે સ્થપાએલાં અનિત્ય પદ અવધિ કાળવાળાં છે. એથી જ તે પ્રલયકાળના સપાટામાં ખપી જાય છે.

जबत्ये अचलधांम अवधि वीन, निज करतार सदनही;
करीत वास जहां अंश अचल हीत, चलितन कलप कदी नही. ॥५०॥

એટલા જ માટે નિજ કેવલકર્તાનું સદન એટલે ભુવનરૂપ ધામ અચળ હોઈ અવધિકાળ સિવાયનું છે. એથી જ મોક્ષગામી અંશો તે ધામમાં અચળ હિત (કલ્યાણ) રાખી ત્યાં નિવાસ કરીને રહે છે. તે ધામ કલ્પના અંતિમ દિવસ પૂરા થતાં પણ ચલાયમાન થતું નથી.

देखो अंश सकल भव ईतके, पति परमके धांमु;
अरे अचेत हेत नहि उपजत, करन तांही विसरांमु. ॥५१॥

હે આ બાજુ આવેલા જગતભરના સર્વ અંશો ! નિજ પરમપતિના ધામને જોઈ નિર્ણય કરો કે આવા ઉત્તમ ધામમાં નિવાસરૂપ વિશ્રામ લેવાનો છે; છતાં હે અચેત જડ બુદ્ધિના જીવો ! તમોને પતિ તરફ હેત કેમ ઉત્પન્ન થતું નથી ?

बेर बेर पोकार कहतहुं, सुनीयो वचंन सारंमकु;
मेरे संग सधांम सधावंन, फेरी मीले नहि तुमकु. ॥५२॥

ભગવાન કરુણાસાગર જગતભરના સર્વ અંશોને પોકાર કરીને કહે છે કે મારા છેવટના વચનનો સાર એવો છે, કે જો તમારે મારી સાથે આપણા નિજ ધામમાં આવવું હોય તો આવો દાવ ફરીથી તમોને મળશે નહિ. વળી તમારાં અંતઃકરણ મંદ છે ને તમે વિકારયુક્ત ઉપાધિથી ઘેરાયેલા છો એથી મારો સંગ કરી શકતા નથી, છતાં તમારી ઈચ્છા સિવાય (બળાત્કારે) પણ મારો તમોને નિજપતિનું સુખ આપવાનો હેતુ હોવાથી પરાણે તૈયાર થવા આતુરતાપૂર્વક આગ્રહ કરું છું.

अब तुम करीत विचार देखीतव, मेरे बचन विलोकी;
जो धरहो उरकी रत अंतर, करीतव किंमत अलोकी. ॥५३॥

હવે મારાં સઘળાં વચનોનું વિલોકન કરી વિચાર કરી જોઈને ઉરની અંદર આરત ધરી જો તે ધારણ કરશો, તો જ તમે તે મારાં વચનોની અલૌકિક એટલે લોકોમાં જેનું વર્ણન ન થઈ શકે તેવા ઊંચા પ્રકારની કિંમત કરી શકશો.

आवागवन हमार कलपमे, एकही बेर बनेही;
बोहोरु न आवन जुगन जुगनमे, सुनीयो सजन सबेही. ॥५४॥

હે સજ્જન સમૂહવાળા સર્વ અંશરૂપ ભાઈઓ ! હું કહું છું તે સાંભળો. એક કલ્પની મુદતવાળા ભવમાં મારું આવાગમન એક જ વાર થાય છે. હું વખતો વખત યુગેયુગે આવતો નથી.

माटे बाप बेर नहि आवत, समयो एह कबेहु;
हमेरे संघ सधांम सधावंन, बने तो बने अबेहु. ।।५५।।

સમર્થ શ્રી પરમગુરુ કહે છે કે હે જગતભરના સર્વ અંશો ! એક જ ઉદરમાં પાકેલા આપણે ભાઈઓ છીએ છતાં હું તમોને બાપ કહીને કહું છું કે ભવસાગર તરવાનો આ સમય અને મારા સંગે સ્વધામમાં સિધાવવાનો આ ઉત્તમ દાવ ફરીથી મળશે નહિ. જો તમારાથી બને તો તે અત્યારે જ મારી હયાતીમાં વિના પ્રયત્ને સહેલાઈથી બની શકશે.

एही बचन मेहेरबांन छेवटके, आग्रे करीत कहंनके;
सहित समोह ग्रहो जेही घटमे, जीनुं निजधांम जहंन के. ।।५६।।

આ વચનો મહેરબાનીથી ભરપૂર ભરેલાં અને છેવટનાં છે તથા સર્વ અંશના સમૂહમાં આગ્રહપૂર્વક કહેલાં છે; તો જે જે અંશને નિજ ધામમાં જવાની ઈચ્છા થાય તે તે અંશે તે પોતાના નિજ ઘટમાં ગ્રહણ કરવાનાં છે.

जो संघ बने नहि आवन अब, भले मरो भव भरमी;
अबकी कही उर नहि धरहीत, तो तुम अधम अधरमी. ।।५७।।

આટલું આટલું કહેવા છતાં મારી સાથે આવવાનું બન્યું નહિ તો પછી ભલેથી ભવસાગરમાં જાઓ, અને અનેક પ્રકારનું દુઃખ સહન કરી કર્તા કૈવલનો સંકલ્પ પહોંચે ત્યાં સુધી ભટક્યા કરો. વળી અત્યારે મેં જે તમોને મારી સાથે આવવાનાં વચનો કહ્યાં તે જો ઉરમાં ધારણ ન થયાં, તો અધમ યોનિના હોઈ ધર્મભ્રષ્ટ વર્તનવાળા છો એમ સમજાશે.

अब हंम थके कहीत सबयंनकु, न्याव सहित नरणेही;
बाबज गई अबाज हमनकी, धरीत न कोउ करणेही. ।।५८।।

હવે તો હું સર્વ લોકોના અંશોને કહી કહી થાક્યો છું. વળી ન્યાયથી નિર્ણય કરીને કહ્યું છે; તથાપિ મારી બાબતરૂપ મુદ્દો કર્ણદ્વારે ધારણ નહિ કરવાને લીધે જ ખાલી ગયો છે.

ओरु कोई कोई जंन धरे हुशे पण, तंन मन मंद विकारु;
शूरवीर होई खडक खेंचके, जगे नहि झझकारु. ।।५९।।

સમર્થ શ્રી પરમગુરુ કહે છે કે કોઈ કોઈ વિરલા મનુષ્યોએ મારાં પરમબોધનાં વચનો ધારણ કર્યાં હશે, પણ તેમનાં તન-મન મંદ ગતિનાં વિકારવાળાં હોઈ તે માયા કાળની સામે થઈ ખડગ ખેંચીને ભવરૂપ જંગમાં ચઢીને ઝુઝી શકે એવા શુરવીર નથી.

**झाजकार होई जगे विना नहि, हमेरी पूठ पुरनकु;**
**हवे नहि मनभर मेरे उर, जात्ये रहत झुरनकु. ॥६०॥**

જ્યાં સુધી ઝાઝકાર થઈ માયાકાળ સામે કટિબદ્ધ થઈ ભવરૂપ જગતને જીતવા જંગે ચડ્યા નથી ત્યાં સુધી હમારી પૂઠ પૂરી શકશે નહિ. તથા તે સિવાય મારું મન તમારા વિષે પૂર્ણ ખાતરીવાળું થશે નહિ; એટલે આખરે પણ પાછા હઠી ઝૂરી ઝૂરીને પણ જગતમાં જ રહેવાનાં છો.

**एतो कही लोकीत लाचारज, हंमतो अभे अटलही;**
**कांम क्रोध मोहादीक मदसे, रहु सदाय अमलही. ॥६१॥**

ઉપર મુજબ જગતને તારવા જે હકીકત કહી છે અને તે વિષે જેટલી દીનતા બતાવવી પડેલી છે, તે લાચારી અધમ ગતિનું જગત થઈ ગયેલું હોવાને લીધે મારે પોતાને જગતના હિતને માટે બતાવવી પડેલી છે. વળી હું પોતે કામ, ક્રોધ, મોહ, મદ આદિના અમલથી રહિત સદા સદોદિત અભય અને અટલ રૂપે મુક્ત રહું છું. મારા નિજ સ્વરૂપમાં જગતના વિષે ખેદ નથી પણ જીવોને સમજાવવા પૂરતાં વચનો બોલેલો છું.

**हार वचन हंम कीये आगमसे, तवपण होय उचरनां;**
**अहो जीव तुम काज रखतहुं, लाज आवंनकी सरनां. ॥६२॥**

ઉપર મુજબ જગતના જીવો સમજાવતાં હું હારી ગયો એવું બોલેલો છું. તથાપિ બીજીવાર તમો સર્વને કહેવાની ઇચ્છા રાખું છું. તે એ કે તમોને મારા નિજપતિના શરણથી વિખુટા પડેલા જોઈ મને લાજ આવે છે જેથી અહો ! હે જીવ ! તમારા કલ્યાણ માટે ફરીથી બોલવાનું રાખું છું.

## અંગ ૧૩મું સંપૂર્ણ



## અંગ ૧૪મું

### સાધુઓએ કુટિલતા તજી પરમ ધામની પ્રાપ્તિ કરવા વિષે

हंमकु प्रिये लगत तुम अंशु, एही भवजल तारंनकु;
तेसेही हंम लागे तुमकु जब, बेरन भव पारनकु. ॥१॥

હે જગતના અંશો ! ભવરૂપ જળમાંથી તારવા માટે મને જેટલા તમો પ્રિય લાગો છો એટલી જ પ્રિયતા તમારી મારા પરત્વે થાય, તો ભવ પારંગત થવાને જરા પણ વાર લાગશે નહિ.

तबते वारंमवार देत शीख, सुतकु बाप कहीनके;
तोहोय जीवंन कुटलाई न जावत, ज्यौं पये पईत अहिनके. ॥२॥

તમો સર્વ અંશો મારા પુત્રો થાવ છો છતાં વખતો વખત બાપ કહીને શિખામણ આપું છું તથાપિ તમારી કુટિલતા દૂર થતી નથી. જેમ સર્પને દૂધ પાઈએ તો પણ ઝેરને તજતો નથી. તેવી જ રીતે હું તમોને ભવરૂપ જગતમાં માયાદિ તત્ત્વોનું ચઢેલું ઝેર દૂર કરવા અમૃત તુલ્ય જ્ઞાનામૃતનું પાન કરાવું છું. તો પણ તમારી નિષ્ઠુરતા તેવી ને તેવી જ છે.

कही जुगन विछरण पतियंनसे, जो धरो भाव मिलनकु;
तो तुम कमर कसो आवंनकी, छेवट कीयो सजनकु. ॥३॥

હે અંશ ગતિના સજ્જનો ! તમો સર્વ નિજપતિથી વિખુટા પડે ઘણા યુગ વિતી ગયા છે. હવે તેમને મળવા જો ભાવ ધારણ કરતા હો તો હજી પણ છેવટની એક તક આપું છું; તે એ કે મારી સાથે આવવા કમર કસીને કટિબદ્ધ રહો તો હું તમોને સકર્તા સત્ય કૈવલ પતિને ત્યાં લઈ જઈશ.

कमर कसनके वसन वास्तविक, सुनीयो कहत सजनही;
आगम पेज पसावन कारंन, करी तव कमर वजनही. ॥४॥

મેં તમોને કમર કસવા વિષે કહ્યું છે, તેની વાસ્તવિક વસન એટલે નિજ પદમાં યથાર્થ વસવાટ કરવા માટે સાજરૂપ રકમો કહું છું તે હે સજ્જનો ! તમો સાંભળો. અગમ્યગમ

ગતિની યુક્તિઓમાં તમો ગતિ વડે પ્રસારો કરી શકો અને સમજી શકો એવાં વજની માફક કમરબદ્ધ થવાના કારણ કહું છું.

दोपटा ज्ञांन गति करता निज, कही जेही कमर वजनके;
पटका तीव्र त्याग तारीपके, काढी कोढ्य सजनके. ॥५॥

કર્તાની જ્ઞાનગતિરૂપ જે દુપટ્ટો તે વડે વજના જેવી કમર કસી કટિબદ્ધ થઈને તથા ત્યાગની તારીફ વર્ણવેલી છે તે તારીફવાળા તીવ્ર ત્યાગ રૂપ પટકુળ એટલે વૈરાગ્યનાં વસ્ત્ર ધારણ કરીને કોઢ (કોડ) એટલે મનોભાવવાળી અંતરની ઉર્મિથી સાજ સજીને ગુરુલક્ષ જ્ઞાન લેવા તૈયાર થવાનું છે.

एही परकार साज सजननके, जेही जंन जुगधर मांही;
तेही वसन लायक निज पदके, वहीत वीटलकु नांही. ॥६॥

ઉપર પ્રમાણે સાજ સજી સજ્જ થયેલો જગતભરમાં જે ભગવતી જન હશે તે જ જન નિજપદમાં નિવાસ કરાવને લાયક છે. તે સિવાયના વહીતળ વિતણ્ડાવાદીઓ તે પદમાં કદી પણ પ્રવેશ કરી શકશે નહિ.

जेही जेतनी गम कहन हुतीते, कही सकल विधि सोई;
भिन्न भिन्न करीके समजाईत, बाकी रखी न कोई. ॥७॥

જે જે ભગવતીજનોને જેટલી જેટલી ગમગતિ કહેવાની હતી તે પ્રમાણે કંઈપણ બાકી નહિ રાખતાં વિધ વિધ પ્રકારે ભિન્ન ભિન્ન કરીને સમજાવી છે.

जेही निजसंत हुते धांमनके, तीने लीये उरमांनी;
कोईक कोईक रहत सनीतमे, तीनकु देत जबरांनी. ॥८॥

સમર્થ શ્રી પરમગુરુ કહે છે કે ચૌદ લોકને ચેતાવતાં ચેતાવતાં છેવટે જંબુદ્વીપમાં આવેલા ભરતખંડમાં પશ્ચિમ વિભાગમાં ગુજરાત નામના દેશમાં સારસા ગામે આવ્યો. તે ધામમાં જેટલા સંત અને ભગવતીજનો હતા તેમણે ઉપર કહેલો તીવ્ર વૈરાગ રૂપ બોધ ઉરમાં ધારણ કર્યો. પણ તે સિવાયના સંતજનો જે મારી સાંનિધ્યમાં ન હતા તેવાઓને આ પ્રમાણે માનવા અને તદનુસાર વર્તન રાખવા હુકમ કરું છું.

**ओर सकल सब संत शिरोमणी, जेही लहत मम गतियां;**

**निजपति परमपास रहंनके, जीनु मतलब उत पतीयां. ॥९॥**

વળી મારા ધામના સર્વ સંત શિરોમણિ હોઈ મારી ગતિને સંપૂર્ણ સમજે છે. વળી કર્તા કૈવલની જે મતલબે જગત તથા અંશો ઉત્પન્ન થયા છે. તે મતલબને મારી સાંનિધ્યમાં રહેનારા સંતજનો ઓળખી ગયેલા એથી જ તે સર્વ સંતજનો નિજ પરમપતિની પાસે અખંડ રહેવા ચૌદલોકરૂપ પદાર્થો ઉપરની મિસરીવત્ ભાવવાળી મતલબને સમેટી લઈ મારા નિજ ચરણથી જરાતરા પણ દૂર ખસેલા નથી.

**जेही मतलब आये हंम भवमे, पतिपरम पठवाये;**

**तेही मतलबके लहन संतजे, सो हंमसे रत लाये. ॥१०॥**

જે મતલબે પરમપતિના મોકલવાથી હું આ ભવને વિષે આવેલો છું તે મતલબને સંતજનો સમજેલા હોવાને લીધે તેઓ મારો માર્ગ પ્રાપ્ત કરવા આરત યુક્ત રતને લાવેલા છે. અર્થાત્ જે ગતિ વડે હું આ લોકમાં વિચરું છું અને છેવટે પતિને ઘેર જાઉં છું. તે ગતિ સોહંગ રૂપ છે અને તેજરૂપ હું પોતે છું; જેથી તેઓ મારા વિષે પરમભાવ ભરીને રહેલા છે.

**संत एक रमता रती वंतु, आई चढे अनुचीतही;**

**रांमदास जीनु नांम सगुनघन, साचे सुमन सुमीतही. ॥११॥**

સમર્થ શ્રી પરમગુરુ કહે છે કે કર્તા પ્રાપ્તિની રતયુક્ત આરતવાળા રમતારામ એક સંત હતા. તેમના સગુણરૂપ ઘન શરીરનું નામ રામદાસ હતું. તેઓ અચાનક અણચિન્ત્વ્યા મારા ધામને વિષે આવી ચઢ્યા. મેં તેમને જોયા તો તે પવિત્ર મનને કબજે રાખે તેવા સાચા દેખાયા.

**निजके संत शिरोमणि तेही संम, पागे प्रीत परमही;**

**मेरे अगंम अलोकित अनुभव, सुणतां भये आरामही. ॥१२॥**

શ્રી પરમગુરૂ કહે છે કે તે મારા નિજ ધામમાં જે સંત શિરોમણિ રહેતા હતા તેવા જ, તેમની સાથે મળી શકે તેવી ગતિના પરમ પ્રીતિવાળા હોઈ મારા અગમ્ય અલૌકિક અનુભવને

સાંભળી દઢચિત્ત થઈ સ્થિર થઈ ગયા.

पीछे करी तब खोज ग्रंथकी, रमलीत रलीत सकलमे;
पाये मरम पुरातन पतके, समझे कलीत विकलमे. ॥१३॥

ત્યાર પછી તે રમતારામ સાધુએ ગ્રંથોની ખોજ કરવા પાને પાન અને લીટીએ લીટી તપાસી, અતિશય ખુશ થઈ અનહદ ખોજ કરવા તે સર્વમાં રમણ કર્યું. એથી તેમણે સર્વની છેવટે આવેલા પુરાણા પરમ પતિની નિજગતિની કળ કુંચીઓ (યુક્તિ-પ્રયુક્તિ) સમજીને પરમપતિનો મર્મ પ્રાપ્ત કર્યો.

वारपार उत ईतकी कलीतव, मलीतव रखे सिधांते;
ओर सकल सब करीत उथापन, जेही न रहंन गत अंत्ये. ॥१४॥

તે ફરતારામ સાધુ જે મારે શરણે આવ્યા હતા, તેઓએ જ્ઞાનવાન ગ્રંથોમાં ખૂબ રમણ કર્યું; એટલે તેમ કરતાં તેમનાથી જે તત્ત્વ સમજાયું તે મુદ્દારૂપ સિદ્ધાંતને ગ્રહણ કર્યા ઉપરાંત ગ્રંથજ્ઞાનના પ્રતાપે ઉતઈત એટલે આ બાજુ અને તે બાજુ આવેલા આચાર્યોના કથેલા સિદ્ધાન્તોનો વારપાર લાવીને, તે સર્વને અધિક સમજાયેલા મહાતત્ત્વને લીધે તે સંત પુરૂષે છોડી દીધા. વળી કલ્પના અંતે જે તે આચાર્યોના અલ્પગતિવાળા સિદ્ધાન્તો રહી ન શકે એવા હોવાને લીધે તેમણે તેનું ઉત્થાપન કરીને તે ફેંકી દીધા છે.

प्रगटे ज्ञांन जगे झजुकारन, ईतके अनीत नसाई;
दिव्य नेन उघडे दुर हीतके, जीनत्ये सब दरशाई. ॥१५॥

તે સંત પુરૂષને ગ્રંથજ્ઞાનના સહેવાસથી શુદ્ધ જાગ્રત દશા ઉત્પન્ન થઈ ત્યારે ઝઝુકારન એટલે, અતિશય જ્વાળાવાળો પ્રકાશ પ્રાપ્ત થતાં આ બાજુ તથા તે બાજુ આવેલા અનિત્ય પદાર્થો નાશવાન છે એમ તેમને સમજાયું. વળી દિવ્ય નેત્રો ઉઘડવાથી નઠારા હિતવાળા છે એવા તે સિદ્ધાન્તો જોઈ તેમણે તે છોડી દીધા છે.

सार असार सकलको देखीत, पेखीत परख करेहु;
सकल पंथकी पार हमनकु, नरखीत शरन परेहुं. ॥१६॥

એક બાજુ જગતભરના સર્વ સિદ્ધાન્તોને અને બીજી બાજુ મારા ગ્રંથ જ્ઞાનમાં જણાવેલા સકર્તા સિદ્ધાન્તને તુલનાત્મક દૃષ્ટિએ જોઈ, મારા ગ્રંથની પરીક્ષા કરતાં સર્વ મત પંથની પાર આ જ્ઞાન છે એવો નિર્ણય કરીને અમારા શરણમાં આવી પડ્યા.

हेत प्रीत सहीतम हंमसे चीत, लग्यो न नेक विछरही;
एही परकार देख अधिकारन, तब हमने उर धरही. ॥१७॥

જ્યારે સર્વ સિદ્ધાન્તોની પાર મારું જ્ઞાન છે એવું તે સંત પુરુષને સમજાયું ત્યારે હેતયુક્ત પ્રેમ પ્રીતિ સહિત સંપૂર્ણ રીતે મારા પોતાના સ્વરૂપમાં તેનું ચિત્ત લાગ્યું, ત્યારથી તે મારો પળમાત્ર વિયોગ સહન કરી શકતો ન હતો. આ પ્રમાણે તેનો અધિકાર જોયો ત્યારથી જ મેં તેને મારા ઉરમાં ધારણ કર્યો છે.

जब हम लीये उरधर अंतर, बरहीत बोध करेहु;
दीनो मंत्र माहाद करननमे, जीन सबकाज सरेहु. ॥१८॥

જ્યારે તે સંતને મારા ઉર અંતરમાં લીધો ત્યારે બરહીત એટલે અતિ ઉત્તમ હિતવાળો, નિત્યપદને ઓળખી શકે તેવો તથા દિવ્ય મહદ્ પરમગતિનો પ્રકાશ કરે તેવો ગુરુમંત્ર તેના કર્ણદ્વારમાં લખાવીને બોધ કર્યો. એથી જ તેનું સર્વશ્રેષ્ઠ કલ્યાણ થયું.

हली मली हेत सकल संतनसे, रहे सदा मम शरनां;
चलितन चंत तंत देखीतभव, होय रहे अशरन शरनां. ॥१९॥

તે સંત હેત સહિત મારા સંત સાથે હળીમળીને રહેવા છતાં સદાને માટે મારા શરણમાં રહેતા હતા. વળી જગતભરમાં મોટાં મોટાં તત્ત્વોનાં રૂપ જોવા છતાં તેનું ચિત્ત કદી પણ ચલાયમાન નહિ થતા અશરન શરના એટલે આ સિવાય પરમપદ પ્રાપ્ત કરવાનો બીજો કોઈ આશરો નથી, એમ માની તે મારે શરણે રહ્યા.

बोहोरु समोह संत रखी सनमुख, कही करुणाय करीनके;
तुम हंम जोग मीलन एही अवसर, पुनी न पाय फरीनके. ॥२०॥

સમર્થ શ્રી પરમગુરુ કહે છે કે સર્વ સંતના સમૂહને સન્મુખ રાખી કરુણા કરીને હું કહું છું કે તમારો મને મળવાનો આ યોગ અને અવસર હવે પછી ફરીથી તમોને પ્રાપ્ત થશે નહિ.

**अब हंम जब तब धांम जावनके, पति परमकी पासु;**

**तबत्ये आगम कहीत सुनाईत, परमीत करीत प्रकासु. ॥२१॥**

હવે હું જ્યારે ત્યારે મારા નિજધામમાં પતિ પરમાત્મા રહે છે ત્યાં તેમની પાસે જવાનો છું. એટલા જ માટે આ ગમગતિ જે તમોને અગાઉથી કહીને સમજાવી છે તે ગતિ માપવાળા શરીરમાં પરમ તત્ત્વનો પ્રકાશ કરવાવાળી છે. માટે તમો તે જ ગતિમાં રહેજો અને આ પરમ તત્ત્વનું અવલોકન કરી નિજ પતિ નિરખવાની આતુરતા રાખજો.

**पति परमकी पास रहंनके, सुखद समोह पावंनके;**

**तांही तमनकु लेई मेलाईत, जो जंन होय आवनके. ॥२२॥**

વળી પરમ પતિની પાસે રહેવાનું સુખરૂપ સમૂહનું અનહદ સુખ પ્રાપ્ત કરવું હોય તો અને તે સુખમાં આવીને રહેવું હોય તો હે ભગવતિજનો ! હું તમોને તે સુખમાં લઈ જઈને મેળાપ કરાવી આપીશ.

## અંગ ૧૪મું સંપૂર્ણ





# અંગ ૧૫મું

## પરમ સકર્તા પતિ તરફથી ચૌદલોકના કુલ મુખતીયારનામા વિષે.

जेही तारीपके धांम पतिनके, बरनन बनीत करेहु;

ज्यौं साहरके नीर अपरमीत, चीडीया चंच भरेहु. ॥१॥

જેમ સમુદ્રના અમાપ પાણીમાંથી ચીડી માત્ર યત્કિંચિત્ જ ચાંચમાં લઈ શકે છે. તે પ્રમાણે જ મારા નિજપતિના ધામની તારીફનું વર્ણન ચીડીયા ચાંચ માફક બની શકે તેટલું કરેલું છે.

जल निधिवत अपरम चीडीयंनकु, त्यौं( तौ ) अवरणीत पति धांमु;

एसेही अपरम सुख धांमनमे, क्यों( कौ ) न करत जन हांमु. ॥२॥

જેમ કીડીની ચાંચમાં આવેલા યત્કિંચિત્ પાણીથી અપાર સમુદ્રના પાણીનું માપ કાઢી શકાતું નથી તેવી જ રીતે પરમ પતિના ધામના પરમ સુખનું વર્ણન થઈ શકે તેમ નથી. આવા અપાર સુખને પ્રાપ્ત કરવા, હે ભગવતિ જનો! શા માટે હામ તો ભીડતા નથી?

सुखकी शिर सीमा विन सदपद, करन वास अटलेतु;

अरे अरे हाय हाय तुमनकु, क्यौं न हवित उर हेतु. ॥३॥

સર્વ શિર શ્રેષ્ઠ અનહદ સુખનું પદ જેની સીમા કાઢી શકાય તેમ નથી, તેવા સત્યપદમાં અટલ નિવાસ કરી આરામ મેળવવા માટે અરેરે! હાય! હાય! આવો ઉત્તમ હેતુ તમે ઉરમાં કેમ ન ધારણ કર્યો!

हंमतो स्वाद लीये तेही सुखके, तबत्ये कहीत तमनकु;

पीछे न रखी चेतावन तमकु, तब नहि दोष हंमनकु. ॥४॥

અમોએ પરમ પતિના ધામના સુખનો સ્વાદ લીધો છે. એથી જ હું તમોને કહું છું તથા પાછળથી તમોને ચેતાવવાનું બાકી રાખ્યું નથી, છતાં નહિ ચેતો તો તે વિષેનો દોષ મારા ઉપર મૂકશો નહિ.

दुसरी बेर कहनकी कहीतंम, अब तुमेरी तुम जांनो;
तुमकु शीख समझणकी देवत, मेतो पुरन अघांनो. ॥५॥

હે ભગવતી જનો ! તમોને બીજી વાર સમજણરૂપ શિખામણ કહી. હવે તો તમારે તે પ્રમાણે ચાલવું અગર ન ચાલવું તે તમારા હાથમાં છે. મારે તો તમોને જે જે કહેણીઓ કહેવાની હતી તે તમામ કહી દીધી છે. વળી હું તો અનહદ અગાધ સુખમાં રહેનાર પરમ પુરુષ છું. એથી જ તમોને તે સુખ લેવા આવવાને કહું છું.

जेही संत ओरु सजन समेतु, पति परमके प्यारा;
तेही रहो एकतार हंमनसे, जीनुं परनन भव पारा. ॥६॥

જે સંત-પુરૂષો અને હરિજનો પરમપતિની સાથે પ્યાર બાંધનારા હોય, તેઓ જો હું એટલે પરમગુરૂમાં એકતા રાખીને રહેશે તો જ તેઓ ભવ પારંગત થશે.

मेरे वचन प्रतीत लायके, निरभे रहो नीचंतु;
माया काल कराल करपके, डरप नहि तुम यंतु. ॥७॥

મારાં પરમ વચનો ઉપર પ્રતીતિ લાવીને નિશ્ચિત થઈ નિર્ભય રહેશો, તો જ માયા કાળના ભયંકર કરપ વિષેનો તમોને જરા પણ ડર રહેશે નહિ.

निज करतार सकलके कारन, जीनुं हंम अंश विशेषु;
तेही हंम आये अवनपर तन धर, करन काज उपदेशु. ॥८॥

ચૌદ લોકનું મૂળ કારણ નિજ કૈવલ કર્તા છે અને હું તેમનો પરમ વિશેષ અંશ છું; જે આ મૃત્યુલોકમાં પંચ ભૂતાદિ સર્વજનોને દેખાય એવો અવ્યક્ત વિભૂતિનો ચોલો (ઘાટ) ધારણ કરી તમારા કલ્યાણને માટે ઉપદેશ કરવા આવ્યો છું.

लेई निज सधर प्रमांनगी पतकी, मुगतीयार पुनी पाई;
तारन तरन सकल भवजनकु, शके न कोउ अटकाई. ॥९॥

મારા નિજ પરમ પતિની સદ્ધર પરવાનગીથી કુલ મુખત્યારનામું લઈને ભવભરમાંથી તરનારા સર્વ જનોને તારવા આવ્યો છું; એથી તમોને ચૌદલોકમાં કોઈ અટકાવી શકશે નહિ.

राजकुवोर पाटन पतके निज, कौउन हुकम उठावे;
मे तो असंख्य लोक पति पितु सुत, केतीक फरक कहावे. ॥१०॥

સર્વલોકો પાટવી રાજકુંવરનો હુકમ પતકે નિજ એટલે રાજાના જેવો જ માને છે; તો હું તો અસંખ્ય લોકોના જે પતિ છે તે પિતાનો પાટવી પુત્ર છું તો આ ઉપર તુલના કરી જોતાં મારો કેટલો અધિકાર છે તે જણાશે.

एते ही फेर फरकके हंमही, म्हाद अंश मझभुता;
तो मेरी कही कुन उठावत, भवभर अमल अछुता. ॥११॥

ઉપર કહ્યા પ્રમાણે રાજા અને તેના પાટવી પુત્ર વચ્ચે અધિકાર પરત્વે જેટલો ફરક છે. તેટલો જ પરમ કૈવલ કર્તા પરત્વે અને મારામાં રહેલો છે. હું તેમનો અંગત મહદ્ મજબૂત અંશ છું; તો પછી ભવભરમાં મારા શુદ્ધ અમલને ઉથાપન કરવાને કોણ સમર્થ છે ? અર્થાત્ મારો અમલ કોઈથી ઉત્થાપન થઈ શકે તેમ નથી.

तबतो मेरे हुकम उठावत, कुन रहे भवभरमे;
अमल विना गंमज्ञांन आचारज, खपे सकल सरभरमे. ॥१२॥

વળી જગતભરના સર્વ આચાર્યો નિજપતિના તરફથી જ્ઞાનના અમલની ગમગતિ સિવાયના હોવાને લીધે, તેમની તુલના કરીએ તો બીજા જગતના જીવોમાં અને આચાર્યોમાં જરાએ ફેર નથી; અર્થાત્ એક સરખા જ છે.

सरभर सोही श्रीमंत रंक सम, राज हुकमके दोई;
ताड करन ओरु दंड देवंनमे, अधिक नुन कीनु कोई. ॥१३॥

જેમ રાજાનો હુકમ શ્રીમંત અને ગરીબ ઉપર સરખો હોઈ તાડન કરવામાં તથા દંડ દેવામાં કોઈ પરત્વે અધિક ન્યૂન નથી તેવી જ રીતે, શ્રીમંતની જગ્યાએ આચાર્યો તથા અવતારાદિ જાણવા અને રંકની જગ્યાએ અજ્ઞાની જગત જાણવું. આ બન્ને ઉપર પરમ પિતા પરમેશ્વરનો અમલ એક જ સરખું કામ કરે છે; તથા ગુનાને પાત્ર થયેલા અવતારી પુરુષો તથા આચાર્યોને મોટા જાણી છોડી મૂકવામાં આવતા નથી, તથા અજ્ઞાની જગત નાનું છે એમ જાણી વધારે

શિક્ષા આપવામાં નહિ આવતાં બન્નેને દંડ, સજા કે શિક્ષા કર્તા કેવલ તરફથી એકસરખી જ રીતે કરવામાં આવે છે.

ब्रंह्मा विसन माहेश ईश ल्यौं, ओरु अवतार समेतु;
निज पतिके निज हुकम विनाके, ए सब सरख सखेतु. ॥१४॥

શિવ, બ્રહ્મા, વિષ્ણુ તથા નિરંજન પુરુષ જે ઈશ્વર તરીકે ઓળખાય છે, તે તથા અવતારાદિ પુરુષો એ તમામ નિજ પરમપતિ કેવલ કર્તાના હુકમ સિવાયના હોઈ એ બધા એક સરખા છે.

ईनमे हुकम लेई हजरतके, कुन आये भवभरमे;
आप आपनी ईश्वरयंनकुं सब, भुगत गये भव सरमे. ॥१५॥

ઉપર ગણી બતાવેલા કહેવરાવતા ઈશ્વરો અને અવતારાદિ પુરુષો પૈકી કોઈ પણ નિજપતિની હજુરમાંથી હુકમ લઈને આ ભવ રૂપ સંસારમાં આવેલાં નથી. પણ તેઓ હુકમ સિવાયની પોતપોતાની વિભૂતિ રૂપ ઐશ્વર્યતા ભવરૂપ સંસારમાં ભોગવી ગયા છે.

कुने न देई करतार परमकी, जीवकु शीख तरननकी;
निज तनके समरन करतावीत, कीनी मुगत मरनकी. ॥१६॥

ઉપર કહેલા અવતારો પૈકી કોઈએ નિજકર્તા સંબંધી જીવને ભવસાગર તરવાની શિખામણ આપી નથી. પણ તેમણે તેમના પોતાના શરીરનું સ્મરણ કરાવેલું છે. અને (તમારા) મરણ પછી મુક્તિ થશે એવું સમજાવી રાખેલું છે.

जो कदपि कोईने कही होयतो, गति परम पत केरी;
तो तीनुं लक्ष लखाईत कहो मम, कांहां उपजे केई वेरी. ॥१७॥

જો કદાચ કોઈએ પરમ સકર્તા પતિની ગતિ કહી હોય તો તે સંબંધીનો આ શરીરમાં આવેલો લક્ષ ક્યાંથી અને કયી વખતે કેવી રીતે ઉત્પન્ન થયો છે. તે વિષેની સંપૂર્ણ સમજણ સમજાવી શકતા હો તો મને તે કહો. અર્થાત્ આમાંનું તેઓ જરા તરા પણ જાણતા નથી; જાણ્યું પણ નથી. કારણ કે :

ब्रंह्म जोत निरगुण गुण थपीतव, एही उपासन सबकी;
सकल स्त्रष्टकु तांहां विलमाईत, अवनि रची जाजबकी. ॥१८॥

જ્યારથી પૃથ્વી રચાઈ ત્યારથી તે આજ દિન સુધી તેઓએ સર્વ લોકને ઉપાસના કરાવવાને માટે કરેલી સ્થાપના પૈકી બ્રહ્મ, જ્યોતિ નારાયણ, નિર્ગુણ ગુણ યુક્ત શિવ, બ્રહ્મા અને વિષ્ણુ એ જ તેઓનાં શ્રેષ્ઠ પદ છે એમ માની બેઠેલા છે.

जबत्ये निजपति हुकम लेईनके, मुगतीयार मुगतनके;
तनधर तदीप आये हंमही भव, काज करन जगतनके. ॥१९॥

ઉપર કહેલા શિવ, બ્રહ્મા અને વિષ્ણુ વિગેરેના સિદ્ધાન્તો નિજ સકર્તા પતિપદ પામવામાં આડખીલીવાળા (રોકનારા) છે. એવું સમજાવવા મારા નિજપતિ સકર્તાનો હુકમ લઈ જગતભરના સર્વ જીવોને મુક્ત કરવા કુલ મુખત્યારનામું લઈને હું આ ભવભરમાં દિવ્ય સ્વરૂપ ધારણ કરીને પરમ પતિની ગતિ દર્શાવી જગતભરના જીવોનું કલ્યાણ કરવા આવ્યો છું.

एही परकारंनके सांम्रत हंम, अतही न्याव नरणीतके;
ओर हुकम सहितम पतियंनके, कंम नहि कोउ बरणीतके. ॥२०॥

આ પ્રકારે મારામાં સમર્થપણું હોઈ અતિ ઘણા ન્યાયથી નિર્ણય કરી બતાવ્યો છે. વળી મારી સાથે મારા નિજપતિનો હુકમ છે, એટલે વર્ણન કરવામાં (કહેવામાં) કોઈ પ્રકારની ખામી રાખી નથી.

एसेही पुरुष हंमनसे तुमकी, क्यौं न होय मुगतेरी;
अहो अहो धंन धंन जीवन तुम, भई सतसंघ हमेरी. ॥२१॥

એવી રીતે સમર્થ પરમગુરૂ રૂપે હું પોતે છું તો પછી અહો ! હે જીવો ! તમારી મુક્તિ કેમ નહિ થાય ? અહો ! હે જીવો ! મારો સંગ કરી તમારા તનમન જો મારામાં પરોવાઈ જાય તો તમોને તથા તમારા જીવનને ધન્યવાદ છે !

एतने दिन अनहूत अरथके, साबोल हुते सतमही;
विनु वैईराग त्याग तन तपसे, खावत काल खतमही. ॥२२॥

આટલા દિવસો જુઠા અને અર્થ સિવાયના ગુજાર્યા છતાં એ જ પરિવર્તન સત્ય છે એમ માની તમે આ શરીરને ત્યાગ-વૈરાગ્યથી તપાવ્યા સિવાય તેને કાળના હાથે ખવાવા દઈ ખતમ થવા દો છો.

**तो आ भव तज कीयेहु कांम क्या, भगवा भेख धरीनके;**

**आवा गवन न मीटी मरनकी, भवजल फेर फरीनके. ॥२३॥**

તો પછી હે સંત સાધુઓ ! ભવરૂપ સંસારને તજીને શું કાર્ય કર્યું ? તથા ભગવો વેશ ધારણ કરીને સંસારમાં ભટકવાનું, આવાગમન એટલે જન્મ અને મરણ તે પણ તમારાથી ન મટી શક્યું; તથા ભવજલમાં ફેરા ફરવાનું તે પણ તમારાથી દૂર થઈ ન શક્યું. તો સંસારમાંથી જુદા પડવાનો હેતુ શો રહ્યો ?

**ते तो लखीतव हुती लेलाटन, सुख संसार सरात्ये;**

**कुन रही अरचीत अनुभवकी, अधिकम फरक फरात्ये. ॥२४॥**

ભવજળરૂપ સંસારમાં જન્મ-મરણના ફેરા ફરવાનું તે તો તમારા લલાટે સર્જાયેલું હતું છતાં તેમાંથી મુક્ત થયા પછી સંસારના નાશવાન અનિત્ય પદાર્થના સુખની સરાહના (પ્રશંસા) કરવા લાગ્યા, તો પછી અરચીત એટલે દિવ્ય માર્ગે ગમન કરવા અનુભવ લેવાનો આગળ પડતો અધિક અધિકાર ક્યાં રહી શકે છે ? અને જો ન રહેતો હોય તો તમો સાધુમાં અને સંસારીમાં ફેર શો રહ્યો ?

**जो अबकी हमकु नहि उपजत, अनुभव अगम विचारे;**

**तो तुम जावत कलिके भेख लग, भेडकी लाहार कतारे. ॥२५॥**

હે સાધુજનો ! અનુભવ યુક્ત અગમ ગતિનો વિચાર કરતાં અબકી એટલે ફાળ પડીને ચોંકીને હું કોણ છું ? ક્યાંથી આવ્યો અને ઉત્પન્ન કોણે કર્યો ? તેવી ખોજ કરવાનું તમોને ઊપજી ન આવે તો મારે શરણે આવ્યા છતાં, કલિકાળના ભટકતા ભેખધારીઓના જેવી તમારી ગતિ હોઈ ભેડકીલાહાર એટલે ઘેટાંની લાહાર (હાર)ની માફક એકની પાછળ બીજું વિચાર કર્યા સિવાય જાય છે તેમ, હે સાધુઓ ! તમે પણ જશો.

भायगवंत तुमसे नहि जुगमे, लोक चतुर दशमांही;

तेहीसर तुल मुल मापकमे, आवत नहि कीनुं कांही. ॥२६॥

હે નરવીર મનુષ્ય! તારા જેવો ઊંચા ભાગ્યવાળો કર્તાના પરમ તત્ત્વને ઓળખી શકે તેવો ચૌદલોકમાં પણ કોઈ નથી. વળી તારા મનુષ્ય શરીરની સાથે સરાસરી કરવામાં તથા મૂલ તોલ કરી માપ કાઢવામાં કોઈપણ તારી સાથે બરોબરી કરી શકે તેમ નથી, એવો તારો દેવાંશી અવતાર છે. (પણ એક ગુરૂ લક્ષ જ્ઞાન સિવાય એળે કરી નાખ્યો એ જોઈ મને ઘણો ખેદ થાય છે.)

अब जेही बोध करनमे तुमकु, बाकी रखी न बापु;

जरु रा जरु र परमपद पाईत, जेही घर आद्य अद्यापु. ॥२७॥

અરે! ઓ બાપ! તને તારું સ્વરૂપ દર્શાવવામાં તથા કેવલની ગતિ ઓળખાવવામાં મેં જરાતરા પણ બાકી રાખ્યું નથી, પણ આમ કરશો તો જ (મારા બોધને ગ્રહણ કરશો તો જ) જરૂરા જરૂર નિજ પરમ સકર્તા પતિનું જે ઘર છે તે હાલ અત્યારે જ પામી શકશો.

पण रहेणी करणीसे पावत, तेहीतो हाथ तुमारे;

मेरे तरपनकी तुमयंनकु, सब विधि कही सकारे. ॥२८॥

પણ મારા શિક્ષાપત્રી નામના ગ્રંથમાં વર્ણવેલી તથા ચાલુ ગ્રંથમાં કહેલી રહેણીકરણી મુજબ રહેશો, તો જ તમો સકર્તા પતિનું ઘર પામી શકશો. તે રહેણીકરણી પાળવાનું તો તમારા હાથમાં છે. વળી મારા તરફથી જે કંઈ કહેવાનું હતું તે વિધવિધ પ્રકારે કહીને તમોને સમજાવ્યું છે.

जत मत कही तुमकु हम जेही जन, तीव्र त्यागकी आगु;

तेहीकी तेही रखो तन तज लग, तो तुमही बड भागु. ॥२९॥

હે મારા સંપ્રદાયમાં વસતા સાધુઓ ! આ ચાલુ ગ્રંથમાં આગળ વાચ કાછથી (બોલવા, ચાલવામાં તથા રહેણીકરણીમાં જતમત રહેવા તથા અતિ તીવ્ર ત્યાગને ધારણ કરવા મેં તમોને કહેલું છે. તે મુજબ તેવી જ રીતે શરીર છૂટવાના અંતિમ દિવસો સુધી રહેશો તો જ તમે કર્તા પદ મેળવવામાં મોટા ભાગ્યવાળા છો એમ હું કહીશ.

ओर तुमकु निजपद पावनकी, निरभे कही जरु री;

तो तुमकु कही पथ पालनमे, मतकोई धरो सबुरी. ॥३०॥

હે સાધુઓ ! તમોને નિજપદ પ્રાપ્ત કરવાની નિર્ભય કરે તેવી જરૂરિયાતો કહી બતાવી છે. તે મુજબ રહેણીકરણી રૂપી પથ્ય પાળવામાં કોઈપણ સાધુએ સબૂરી રાખી બેસી રહેવું નહિ.

जैसे वैद देत ओखदकु, चरी बिन रोग न जाई;

हम वैदक भव दुःख दरदके, पथ विनु पद नहि पाई. ॥३१॥

જેમ વૈદ દરદીને ઔષધ આપે છે પણ પરેજી પાળ્યા સિવાય દરદરૂપ રોગ દૂર થતો નથી. તેવી જ રીતે હું પરમગુરૂ ભવદુઃખ એટલે જન્મમરણના ફેરા ફરવાનું જે દુઃખ તે દૂર કરનાર ભવદુઃખ ભંજન વૈદ છું. પણ તમો પથ્યરૂપ રહેણીકરણી નહિ પાળો તો જન્મ મરણનું દુઃખ ટાળી કર્તાપદ પ્રાપ્ત કરી શકશો નહિ.

अबमे ध्यांन करत निजपदके, तुमेरी हेर न हेरु;

कुल करतार सकलके कारंन, त्हां लगवी चित्तमेरु. ॥३२॥

સમર્થ શ્રી પરમગુરૂ કહે છે કે હવે હું નિજકર્તા પદનું અંતરધ્યાન ધરીશ જેથી તમો શું કરો છો. તે હેરનહેરૂ એટલે હવે પછી હું તમોને નિહાળીને જોઈ શકીશ નહિ અને કહીશ પણ નહિ. કારણ કે અનંત બ્રહ્માંડોના મૂળ કારણના કુલ કર્તા કેવલ જ્યાં છે ત્યાં મારા ચિત્તને જોડી દઉં છું.

निजपतिसे गत करी एक तारन, शंम दंम सुरत धरीनके;
कोटि विघन अगणित आव्रणसे, पति तज जोउ न फरीनके. ॥३३॥

હવે શ્રી પરમ ગુરુદેવ કહે છે કે ! મારા નિજપતિ કર્તા ધણીની ગતિ સાથે સમદમ કરી સ્વરૂપે થવા નિજ સુરતા વડે એકાકાર રૂપ એકતાર થાઉં છું. એવી રીતે એકતારૂપ થયા પછી કરોડ વિઘ્ન આવી પડે વા અસંખ્ય આવરણો ઊભાં થાય તો પણ પરમપતિના એકતારૂપ લક્ષને તજી દઈ પાછો વળી ફરી જોઈશ નહિ.

आव्रण विघन विक्षेप करतही, जांहां लगी तनक तरसना;
तेही सकलकु मेट करीत जप, तजी हरस रस रसना. ॥३४॥

જ્યાં સુધી તનક એટલે નાની-નાની થોડી થોડી નાજુક મિસરીવત્ ભાવવાળી વિધ વિધ પ્રકારની તૃષ્ણાઓ આ શરીરમાં રહેલી છે, ત્યાં સુધી આવરણો, વિઘ્નો અને વિક્ષેપો વખતો વખત ઉત્પન્ન થાય છે. પણ તે તો નિજપતિની સાથે લક્ષ વડે એકતા કરીને વિઘ્નરૂપ આવરણોને સમેટી લઈ છોડી દઉં છું. વળી રસના એટલે જિહ્વાને જોઈતા ખટરસ સ્વાદનો જે હર્ષ તેને પણ તજી દઉં છું.

तो तीनकु कया करीत विघनको, लालच सकल नसाई;
गया जीव मडदाल मनुष्यकु, ज्यौं त्ये काल न खाई. ॥३५॥

આ પ્રમાણે સર્વ પ્રકારની લાલચરૂપ લોલુપતા જેણે નષ્ટ કરી તેને કોઈ વિઘ્નો તથા વિક્ષેપો અટકાવી શકતાં નથી. દાખલા તરીકે જીવ ગયા પછી રહેલા મુડદારૂપ શરીરને જેમ કાળ ખાઈ શકતો નથી તેમ ઉપર કહ્યા પ્રમાણે મસરીવત્ ભાવવાળી વાસના નષ્ટ થઈ છે. તેને કોઈ પણ લાલચ લલચાવી શકતી નથી.

सकल साज सुख सहित समरधी, छते तजीत तदवतही;
उदे अस्तके नर नरपत सुख, लहत न ज्यौं ससोपतही. ॥३६॥

જેમ મનુષ્યને ભોગવવાનું રાજ્ય સુખ નૃપતિ ઉદયથી અસ્ત સુધીનું ભોગવે છે અને જાણે છે. પણ નિદ્રાવશ થતાં સુષુપ્તિ અવસ્થા થાય છે ત્યારે તે સુખમાંનું તે કંઈ પણ સમજી શકતો નથી; અને સુષુપ્તિરૂપ જ બની જાય છે. તેવી જ રીતે સર્વ સાધન યુક્ત સુખની સર્વ સમૃદ્ધિ સંપૂર્ણ છે, તો પણ છતે દેહે જે તત્ત્વની જે જે પ્રવૃત્તિ હોય તે તે તત્ત્વની તમામ પ્રવૃત્તિઓ છોડી દઈને કર્તા કૈવલની સાથે તદવત્ તદાકાર એકમેક થઈને રહે છે.

**एही परकार करीत जाग्रतमे, परहरी पास सकलही;**
**निरालंब थइ नीरत निरंतर, अविगतकी गत कलही. ॥३७॥**

આ પ્રમાણે આ મૃતલોકમાં આવ્યા પછી મારી પાસે તત્ત્વ સામગ્રીની જે સમૃદ્ધિ હતી તે તમામ નિવૃત્તિ કરીને નિરાલમ્બ નિર્લેપ થઈ નિરંતર નીરત એટલે નિમગ્ન, લીન રહી અવિગતની ગતિ કળવા એકમેક થઈ પતિ સ્વરૂપના અખંડ સુખમાં શુદ્ધ જાગ્રત રહું છું.

**देखो ही प्रभुताय हमनकी, जेही न बने कोउ कुनसे;**
**छते खलक विनु खलक रहनकी, जेही पल पगु पतीयनसे. ॥३८॥**

આ પ્રમાણે હમારી પ્રભુતા છે, તે તમે જુઓ, વળી જગતભરનો ખલક ખેલરૂપ સમૃદ્ધિનો ભરપૂર અનહદ ભંડાર ભરેલો હોવા છતાં જેમાંનું કંઈ પણ નથી એવી સ્વતંત્ર સ્થિતિમાં રહી કઈ ઘડીએ અને કઈ પળે હું પતિને પહોંચું એટલી જ આરત રાખી રહેવાનું છે. આમ અમારા સિવાય કોઈથી કંઈ પણ બની શક્યું નથી. તેમજ કોઈ કથી શક્યા પણ નથી.

**या विधिं अलग रहीत विकलपसे, सुरत नीरत अनुरगही;**
**राखी रहत जत मत जुगतनसे, धरीत ध्यान तब लगही. ॥३९॥**

આ પ્રમાણે તર્કવિતર્કવાળા વિકલ્પથી અલગ રહીને સ્વરૂપાકારની નિજ સુરતામાં નીરત એટલે નિમગ્ન વા તલ્લીન થઈ અનુરાગ સહિત યુક્તિપૂર્વક જતમત રહીને, નિજ લક્ષનું ધ્યાન ધરે તો જ પરમપતિને ત્યાં પહોંચી શકે છે અને હું પોતે પણ એ જ સ્થિતિમાં રહું છું.

**एसेही लक्ष रखीत तनतज लग, बोहोरु पतिनपे जावु;**
**केहं कुवेर कल्प परजंतही, फेरीन इतसे आवुं. ॥४०॥**

ઉપર કહ્યા પ્રમાણે શરીરની અંતિમ ઘટિકા સુધી પરમપતિનો પરમ લક્ષ રાખી પતિને ત્યાં જવાય છે. વળી સમર્થ શ્રી પરમગુરૂ કુવેર સ્વામીજી કહે છે કે હું કલ્પ પર્યંત આ ભવરૂપ સંસારમાં ફરી પાછો આવીશ નહિ.

**सुखके सागर मांही झकोला, करुं करु णा निध जांही;**
**केहं कुवेर कलपीत सुख कारन, इत आवन कज कांही. ॥४१॥**

સમર્થ શ્રી કુવેર સ્વામીજી કહે છે કે મારા નિજ કરુણાનિધિ કેવલકર્તા છે. ત્યાં સુખના સાગરની લહેરમાં તરબોળ થઈ ઝકોલા કરું છું એટલે ડૂબકાં ખાઉં છું; તો કલ્પિત એટલે અનિત્ય નાશવાન સુખ ભોગવવા અહીં આવવાનું શું કારણ છે ?

## અંગ ૧૫મું સંપૂર્ણ

## અદ્વૈતા-દ્વૈત નરવેદ ચિંતામણી ગ્રંથ ૩જો સંપૂર્ણ

* * * * *



સૈત ગુરુ શ્રી કુબેરારામ ની જય શ્રી

કાયમપંથ જ્ઞાન સંપ્રદાયના આદ્ય સ્થાપક પરમગુરુ
શ્રીમંત ભગવાન કરૂણાસાગર વિરચિત

# શ્રી અચરતસાગર
# નિધિ ગ્રંથ - ૪


પ્રકાશક

શ્રી ભગવાન કરૂણાસાગર મંદિર ટ્રસ્ટ
ઉમરા, પો. એસ.વી. આર. કોલેજ,
સુરત-૩૯૫૦૦૭.

# શ્રી અચરતસાગર નિધિ ગ્રંથ ૪થો

## શ્રી કૈવલધામ નિવાસી પરમકૃપાળુ સમર્થ શ્રી પરમગુરૂ કરૂણાસાગરની પ્રસાદી તરીકે, અચરતબાથી રચાયેલો



## અચરતસાગર નિધિ નામનો ગ્રંથ
## સુક્ષ્મ વેંદોપનિષદ સકર્તા સિદ્ધાંત

### સ્તુતિ

ॐ प्रथम अन्न जल तज, त्रिये मास तप कीन;
जपे अमर निज जापकु, लीये परमगुरु चींन. ॥१॥

ભગવાન કરૂણાસાગરે સ્તુતિના પ્રારંભમાં પ્રથમ ૐ લખેલો છે. તે ૐનો અર્થ આ પ્રમાણે છે. શુદ્ધ અહંગ શરીરમાં જે પ્રણવ તત્ત્વ રહેલું છે તેનું નામ ઓમ્કાર. આપણા આ શરીરમાં જે પ્રાણ તે પ્રાણનું નામ ઓમ્કાર નથી. કારણ કે તે પ્રાણ પુરૂષ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલો છે અને અન્ન ઔષધિના વિત્તથી પુષ્ટિ પામેલો છે. વળી સ્થુલ, સૂક્ષ્મ, કારણ આદિ દેહમાં જાગૃત સ્વપ્ન અને સુષુપ્તિ આદિ અવસ્થાઓને ભોગવવાળો છે. હું જે પ્રણવ તત્ત્વરૂપ ઓમ્કારને વિષે હું કહુું છું. તે ઓમ્કાર રૂપ પ્રણવ તત્ત્વ શુદ્ધ વિકાર રહિત અવ્યક્ત રૂપે આવેલાં શુદ્ધ પુરૂષ પ્રકૃતિરૂપ અહંગ શરીરમાં આવેલું છે. તે પ્રણવ તત્ત્વની સત્તા પામી જે વિકાર યુક્ત પુરુષ પ્રકૃતિ ઉત્પન્ન થઈ તેનાથી જે પ્રણવ ઉત્પન્ન થયો તે પ્રણવનું નામ પ્રાણ છે, તે પ્રાણને હું ઓમકાર કહેતો નથી. પણ અહંગ શરીર રૂપ પાત્રમાં જે પ્રણવ તત્ત્વ ઠરેલું કે જેમાં અંશનું બાહ્ય પ્રતિબિંબ ભાસરૂપે આવીને પડેલું છે, તે ભાસયુક્ત ઓમકાર પ્રણવ વડે શુદ્ધ અહંગ શરીરમાં રહીને હું આ ગ્રંથની રચના શરૂ કરું છું.

પરમ પવિત્ર અચરતબાએ ઉપર મુજબ તારવી કાઢેલી ભૂમિકારૂપ પાત્રમાં રહી અમર મંત્રનો જાપ જપવા દશે ઈંદ્રિયોના ખોરાકને બંધ કરી ત્રણ માસ પર્યંત તપ આરંભ્યું જેમાં અચરતબાએ અમર મંત્રના જાપનું જે વિત્ત પ્રાપ્ત કરેલું હતું તે પરમગુરૂએ પોતે સંપૂર્ણ ચીન એટલે ઓળખીને જાણી લીધું.

**आई खडे मम सनमुख, अमृत वदे वचंन;**
**माग माग मुख यौं कीयो, जो उर होय चितवंन. ॥२॥**

અચરતબા કહે છે કે જ્યારે મારા આરંભેલા તપનો હેવાલ શ્રી પરમગુરૂ દેવે જાણ્યો અને અનુભવ્યો ત્યારે તેમને મારું નિર્મળ તપ દેખાયું. એટલે તેનો બદલો આપવા મારી સન્મુખ ઉભા રહી અમૃતથી પણ અધિક મિષ્ટ વચનો દ્વારા, તેમણે મને કહ્યું કે તારા ઉરમાં જે ચિતવન હોય તે સુખરૂપે તમે માગી લ્યો.

**उभये कर करुणायसे, जोहोर कीयो जबी मोय;**
**कथो अलौकिक ग्रंथकु, वदंन हमारे सोय. ॥३॥**

. અચરતબા કહે છે જ્યારે મારા નિજ પરમગુરુએ અમૃતસમ વચનોથી માગવા કહ્યુ, ત્યારે મેં મારા બન્ને હાથ પડે મસ્તકદ્વારા જુહાર કરીને કરૂણાસાગરને કહ્યું કે અલૌકિક એટલે આ લોકમાં અત્યાર સુધી ન જણાયેલું, હોય એવું ઉત્તમ પ્રકારનું તત્ત્વજ્ઞાન મારા વદન-મુખદ્વારા કથીને સજાવો. કારણ કે :-

**मूलेहु भरम सकल भव, अखिल आद्य नर लोय;**
**निरगुण सरगुण उपासमे, जिनमे कर्ता न कोय. ॥४॥**

ભવભરના સર્વ લોકો ભ્રાંતિ વશ થઈ ભૂલા પડેલા છે. તેવી જ રીતે અખિલ બ્રહ્માંડમાં વસતા ચૌદલોક દેવ, દાનવ અને માનવ નિર્ગુણ અને સગુણ કે જેમાં કોઈ કર્તા નથી તથાપિ તેની ઉપાસના કરવામાં અટકી પડેલા છે. વળી જગતભરમાં જેને સગુણ સ્વરૂપ કહેવામાં આવે છે તે સ્વતંત્ર ન હોવાથી કાળે કરી નાશ પામે છે, એટલે નાશવાન સગુણ સ્વરૂપને કર્તા કહી શકાય નહિ; તેમજ નિર્ગુણ એટલે અકર્તા બ્રહ્મ અવ્યકતરૂપે અચળ છે તથાપિ ઈચ્છા સિવાયનું તથા કોઈપણ પ્રકારની કર્તવ્યશક્તિ સિવાયનું આકાશવત્ હોવાથી, શુદ્ધ

સંકલ્પ ઉત્પન્ન કરી શકતું નથી એથી અવ્યક્ત રૂપ નિર્ગુણ (બ્રહ્મ) પણ કર્તા કહેવાય નહિ. તો પછી,

तो आ भवभर भोवंनके, कवंन उपावनहार;

न्याय सहित नरणित कहो, सांम्रत सरजंनहार. ॥५॥

અચરતબા કહે છે કે હે પરમ કૃપાળુ ગુરૂદેવ ! આ ભવભરના ભુવનનો ઉત્પન્ન કરનાર સમર્થ સર્જનહાર કોણ છે ? તેનો ન્યાય સહિત નિર્ણય કરીને કહો.

मम उर एही मनोरथ, सुनो परमगुरु आप;

माग माग मुजकु कीयो, जीनके एही जबाप. ॥६॥

હે પરમગુરૂ દેવ ! મને ઈચ્છા પ્રમાણે માગવા કહેલું તેનો જવાબ ઉપર કહ્યા પ્રમાણે હોઈ તે જ મારા અંતરનો મનોરથ છે.

आद्य जुगन अबलग लेहु, जीनकी नहि पेहेचांण;

सो निजपरम क्रतारकी, जुगमे करो सजांण. ॥७॥

પરમ નિજ કેવલકર્તાને જગત રચાયું ત્યારથી તે આજ દિન સુધીના કોઈ ભગવતીજનો ઓળખી શકેલા નથી. માટે મારા વદન મુખદ્વારા તે નિજ પરમકર્તાની જગતભરના સર્વ લોકોને જાણ થાય તેવું આવાહન કરીને કહો.

निजपतिके क्रतकी विभु, ईश्वर ज्योत प्रजंत;

व्यापक ब्रंह्म आभासल्युं, बिनु निजकर्ता मतंत. ॥८॥

નિજ પરમ સકર્તા સત્ય કેવલના કૃતની પરમ વિભુ જે વ્યાપક બ્રહ્મ તે તેમનો ભાસ છે. તે બ્રહ્મનો જે આભાસ તે જ્યોતિ નારાયણ, ઈશ્વરો વિગેરે જગતના અજ્ઞાની-જનોમાં કર્તા તરીકે ઓળખાય છે. તે પણ બ્રહ્મના આભાસથી થયેલા હોઈ નિજકર્તા સિવાયના મતવાળા છે.

भवभर सकल सिद्धांन्तक, सक्रत बनु सबव;

निष्ठकरो निज न्यायसे, लखवो क्रता तदेव. ॥९॥

ભવભરના આચાર્યોના જે સિદ્ધાંતો છે તે સકર્તા સત્ કૈવલની જાણ સિવાયના છે, માટે હે પરમગુરૂ દેવ ! કર્તા સિવાયના લોકોને કર્તા તરફ નિષ્ઠા ઉત્પન્ન્ થાય, અને નિજ ન્યાયથી સકર્તા કૈવલનો પરમ લક્ષ ગ્રહણ કરે તેવું કહી સમજાવશો.

सकल उपासंनके जंन, तीनकु करी सचेत;
बकशो नेन नवीन जीनु, होय निजक्रता सवेत. ॥१०॥

સંસારભરના કર્તા સિવાયની ઉપાસના કરનારા ભગવતી જનોને નિજકર્તા સંબંધીનું જ્ઞાન આપી શુદ્ધ સચેતન કરવા, સુજાણજાણનાં નવીન નેત્રો બક્ષિસ કરો, એટલે તેઓ નિજકર્તાના વેત્તા થાય.

या विधके निधको जीमे, मरम मनोरथ सार;
अकळीत गति आलोकित्ये, मम घट करो उचार. ॥११॥

આ વિધિ પ્રમાણે મહાનિધિ જેવું જ્ઞાન જેમાં ભરેલું છે. તેવા જ્ઞાનથી મારા મનોરથ પૂરા કરવા અલૌકિક એટલે લોકોમાં જેનું વર્ણન ન થયેલું હોય એવી કર્તા કૈવલની જાણવાળી અકળ ગતિનો મારા ઘટને વિષે ઉચ્ચાર કરવા, હે ગુરૂદેવ ! પ્રેરણા કરશો.

अब उर आवाहंन मम, तुमेरो करो सथाप;
प्रणितवुं मंगलाचरन जीनके सकल जबाप. ॥१२॥

હવે હે ગુરુદેવ ! મંત્રયુક્ત આવાહન કરૂં છું. માટે મારા હૃદય પાત્રમાં સ્થાપિત થાઓ એટલે હું પ્રણિતવું એટલે ગ્રંથને રૂચવા મંગલા ચરણનો પ્રારભં કરૂં, જેમાં સર્વ પ્રકારના ખુલાસાનો જવાબ આપવા કૃપાવંત થશો.







## મંગળાચરણ

**सोहंम प्रणितम ग्यंम गुण, रहित अखिल वित्त;**
**आद्य अंत मध्य माहाद्य स्वाद्य, सच्चिदानंद के तीत. ॥१॥**

સો હંમ એટલે ઉપર કહ્યા પ્રમાણે હું ગ્રંથને પ્રણિત એટલે રચું છું, આ ગ્રંથમાં વર્ણવેલી જ્ઞાનગતિની અલૌકિક ગમ, ગુણ આદિ તત્ત્વોથી રહિત હોઈ જેમાં અખિલ બ્રહ્માંડનું વિત્ત છે, તથા તે આદ્ય, અંત અને મધ્ય સિવાયનું મહાન સ્વતંત્ર હોઈ સચ્ચિદાનંદની પાર આવેલું છે.

**जे कैवल किरतार, बार बिनु अति अपरमपर;**
**जीनमे सकल पसार, न्यारके न्यार सभर भर. ॥२॥**

તે વિત્ત તે કેવલકર્તા છે જે પારાવાર હોઈ અતિ અપરંપાર છે. તેમનાથી જ સર્વ જગત સર્જાયેલું છે છતાં તેઓ પોતે સર્વ પ્રસારાથી ન્યારા રહેલા છે. તેઓ પોતાના પરમ પ્રકાશરૂપ વિભૂતિથી જગતમાં સભરભર(ભરપૂર) છે.

**सभराभर परकाश तास, तीनु अलग प्रकाशित;**
**सो निजपद कैवल सनातन, जाईत न उत ईत. ॥३॥**

સભરાભર ભરેલો પ્રકાશ જેનો છે તે પ્રકાશના પ્રકાશક તે પ્રકાશથી ન્યારા છે. તેજ નિજ સનાતન કેવલપદ હોઈ તે ઉતઈત એટલે આ બાજુ અને તે બાજુ કંઈ પણ જતા આવતા નથી.

**तीनके अंश जांहान भान बिनु, भ्रमित देखीत जीत;**
**पठयेहु पुरुष मांहांन, ज्ञान जीनुं करन हंस हेत. ॥४॥**

તે કેવલકર્તાના અંશોને જગતભરમાં મતપંથના ફાંદામાં ગતિ સિવાયના ભ્રાંતિવશ થયેલા જોયા, ત્યારે નિજકર્તાએ પોતાની સમીપ રહેલા સર્વ અંશોનું કલ્યાણ કરી શકે તેવા મહાન જ્ઞાનવાન પરમ વિશેષ પરમગુરૂ દેવને ભુમંડળમાં મોકલ્યા છે.

अकल कला निज आप, कला धरी कारज करनां;
कैवल करु णा संघ, अहो धन्य अशरन शरनां. ॥५॥

હે પરમગુરુદેવ ! આપ પોતે કેવલના સંઘમાં (સાંનિધ્યમાં) અકળ કળા રૂપે રહેતા હતા; પણ જગતમાં આવેલા અંશોના હિતની ખાતર કારજરૂપ કલ્યાણ કરવાને માટે, અહો ! હે ગુરૂદેવ ! ધન્ય છે આપને કે કરૂણારૂપ કળાને ધારણ કરી અશરણ શરણ એટલે નિરાધારોના આધાર રૂપ, હે સમર્થ આપ પોતે પધાર્યા છો.

त यंग नमो कुवेराय, परमगुरु पुरु ष पुरंजन;
लीन मनुज अवतार, कारन जीनु भवभये भंजन. ॥६॥

તે યંગ એટલે ઉપર કહ્યા તેવા શરીરને ધારણ કરનાર પુરંજન રૂપે છો. વળી પુરંજન એટલે અંજનરૂપ માયા સિવાયના પરમગુરૂ નિજ ગતિરૂપે અખંડ રહેતા હતા, તથાપિ મનુષ્યાવતાર રૂપ દિવ્ય વિભૂતિનો ઘાટ ધારણ કરીને ભવમાં આવેલા તમામ અંશોના ભય રૂપ દુઃખનો નાશ કરનાર તમો (અવ્યક્ત) દેહધારી કુબેરને હું નમસ્કાર કરું છું.

धंन्य धंन्य एही धरंन, परन प्रसिध पावंन पद;
सुक्रित मये जुग जंत, तंत दरशीत जीनु जीनु सद. ॥७॥

અહો ! ધન્ય ભાગ્ય છે પૃથ્વીનાં કે તે આ મૃત્યુલોકમાં આવેલા અનંત જીવોને પદરજ પ્રસાદથી પાવન કરનાર પરમ ગુરૂદેવના પદથી પાવન થઈ છે. વળી જે જે જીવ સુરતમય છે તે તે જીવોએ જ નિજ પરમ ગુરૂદેવના અવ્યક્ત દેહનાં સાચા દર્શન કરેલાં છે.

परम पुनित तेही संत सदा, जेही रहत शरणा गत;
उग्र पुन हरिजन मम, जीनु ग्रहित अनीत रत्य. ॥८॥

જે પરમ પુણ્યવાન સંત દશાના સાધુઓ હશે તેઓ જ સમર્થ સદ્દગુરુના શરણની ગતિમાં રહી શકશે; તથા જે હરિજનોનાં પણ અતિ ઉગ્ર પુણ્ય હશે તેઓ જ અનીન વ્રત ધારણ કરી, આરતવાન થઈ ગુરૂના મૂળ ચરણમાં તેમના મન સ્થિર કરશે.

करत करत एही दीप, खंड पुनी देश नगरनर;
अतहि प्रोढ रतिवंत, रचित धांम जांहां सधरधर. ॥९॥

અતિ પ્રૌઢ રતિવંત એટલે અનંત ઐશ્વર્યતાવાળી વિભૂતિઓથી ભરપૂર ભરેલા પૂર્ણપદ રૂપ કલ્યાણકારી મૂર્તિ જેવા હોઈ, તમોએ ચૌદલોક રૂપ ભવમાં વસતા સ્ત્રી પુરૂષોને કર્તા કેવલનો પરમબોધ આપવા, તથા કર્તાની પરમ કૃતિને જણાવવા તથા અનંત જીવોનું કલ્યાણ કરવા દ્વીપેદ્વીપ, ખંડેખંડ, દેશે દેશ અને નગરે નગરમાં પરમ પવિત્ર ધામ રચ્યાં છે. અને તેજ ધામને સધરધર એટલે શક્તિમાન મજબૂતપણે તમે પોતે જ ધારણ કરેલાં છે.

प्रबल पुनित परमेश, वेश धरी विश्व विलासेहु;
सकल जांहांन सुखदेन, बेन मही चेन प्रकाशेहु. ॥१०॥

હે મહાપ્રબળ પુણ્યવાન પવિત્ર પરમગુરૂ ! તમો પરમેશ્વરરૂપ હોઈ આ વિશ્વમાં પરમ સકર્તા સત્કેવલના જ્ઞાનનો નાના વિધ પ્રકાશ પાડવા મનુષ્ય રૂપ વેશ ધરીને આપ પોતે જ વિલસેલા છો; તથાસર્વ સજ્જનરૂપ ભગવતીજનોને સુખ આપવા બેન એટલે વેણ વા વચન દ્વારા આપની પરમગતિવાળી વિભુનાં ચિહ્નોનો પ્રકાશ કરો છો.

पशु पंखी वृक्ष वेल, सहित जीव कीट पतंग धर;
वसहु नग्र जीनु निकट, होहु गति अचर चराचर. ॥११॥

હે સકત મતના સ્થાપક પરમગુરૂ ! જે જે નગરમાં બાંધેલા ધામની સમીપ જે જે પશુ, પક્ષી, પતંગ, કીટ, વૃક્ષ અને વેલીથી લઈ મનુષ્યાદિ જીવ માત્રે નિવાસ કરેલો હશે તે તમામ સ્થાવર જંગમની આપશ્રીએ ગતિ કરેલી છે.

दरश परश निशदिन, धन तेही जन परम महद;
अमृतवचन रसाल, सुनित निज मुखन श्रवंण सद. ॥१२॥

હે પંચમ વેદરૂપ પરમ પુરૂષ ! આપના અમૃતથી અધીક રસયુક્ત નિજ મુખનાં પરમ વચનો શ્રવણ દ્વારા સાંભળી જેમણે આપ મહદ્ પરમગુરૂનાં અહોરાત્રિ દર્શન કરી સ્પર્શ કર્યો છે તેવા ભગવતીજનોને ધન્ય છે કે-

करुणा करन कटाक्ष, करही नरनार जेहुन पर;
लोक चतुरदश मांहांय, तांहांय उतईत नहि सरभर. ॥१३॥

તમો સમર્થ શ્રી પરમગુરૂ પરમકરૂણાથી ઢંકાયેલાં હોય એવાં પરમ કટાક્ષ નેત્રો વડે જે સ્ત્રી પુરૂષોનું નિરીક્ષણ કરો છો, તેવાં સ્ત્રી પુરૂષોની બરાબર કરવા ચૌદલોકમાં વસતાં દેવ, દાનવ અને માનવ પૈકી કોઈ પણ તમારા જેવા થઈ શકે એવા મળશે નહિ. એવાં તે સ્ત્રી પુરુષનાં ઉત્તમ ભાગ્ય છે.

जीनु रज चरन प्रसेत, दहीत अग कोटी कलप सत;
वसहु सधाम सदाय, जाहीपद दुर्लभ अटल अत. ॥१४॥

અચરત સત્યતાપૂર્વક કહે છે કે પુણ્યવાન ભગવતીજનને સમર્થ પરમ ગુરૂની ચરણરજનો સ્પર્શ થતાં, કરોડ કલ્પના પાપથી ઢંકાયેલો હોવા છતાં તેનાં તે પાપને બાળી પવિત્ર કરી તે ભગવતીજનને પોતાના ધ્રુવમ એટલે નિશ્ચય કદી ન ટળી શકે એવા અટલ પદમાં, જે પોતાનું સ્વધામ છે તેમાં સદાને માટે વસાવે એટલે રાખે છે.

जीनु जन चरन प्रताप, रजंनके एही विधि अदभुत;
सो सतगुरु महीमाय, बनत ईत कही कीनु समजुत. ॥१५॥

જે સમર્થ પરમગુરૂના ચરણરજના પ્રતાપની રજ આ પ્રમાણે અલૌકિક અદ્‌ભુત ઐશ્વર્યતાવાળી છે. તે સતગુરૂના પરમ નિજગમ ગતિના મહિમાને સંપૂર્ણ વર્ણવી શકવા અને તેમના તરફની સંપૂર્ણ સમજણ કહી શકવા આ બાજુ આવેલા ચૌદલોક પૈકી કોણ સમર્થ છે ?

अति गति अगम अथाह, थाह बिनु पुरश पुरेशा;
सतगुरु साम्रथ माहराह, जीनु अकल सुरेशा. ॥१६॥

સમસ્ત પુરૂષોના ઈશ્વરરૂપ પરમગુરૂની ગતિ અતિ અગમ્ય હોઈ તે ગતિ અથાહથાહ એટલે છેવટ ન કાઢી શકાય તેવી છે. વળી તે સમર્થ સદ્‌ગુરુનો મહા રાહ એટલે રસ્તો અકળ એટલે કળી ન શકાય તેવો હોઈ તેને સુરેશા એટલે દેવતાઈ માર્ગથી પણ અધિક જાણવો.

कया बरनु मतिमंद, छंद सुक्रित साहेब सम;
नेति नेति जीनु लक्ष, पक्ष नहि पार निगम गम. ॥१७॥

જેમની વિભુ સાહેબ એટલે કેવલકર્તાના જેવી છે. એવા તે પરમગુરૂનું વર્ણન મારી મંદમતિની ગતિ વડે કેવી રીતે કરી શકું ? કારણ કે પરમગુરૂનું સુકૃત એટલે મહાન દૈવીકૃત સાહેબ ધણીનાં જેવું જ છે. વળી તેમના લક્ષની ગતિ પક્ષ સિવાયની હોઈ નિગમની ગમથી પાર આવેલી તે ગમને વર્ણવી શકું નહિ એથી જ નેતિ નેતિ નેતિ કહું છું.

मम गति कुन चलाय, चकित अहि पति चतुरानन;
सांम्रत नहि सरसंत, मन मोदीत गायन गन. ॥१८॥

મનના કોડ પૂરા પડે એવી રીતે પરમગુરૂની ગતિના ગુણ ગાવા સરસ્વતી પણ શક્તિવાન નથી; તથા અહિપતિ એટલે શેષજી હજાર મુખથી અને ચતુરાનન એટલે બ્રહ્માજી ચાર મુખ વડે પણ તેમના ગુણ ગાવામાં ચક્તિ થઈ દિગ્મૂઢ થઈ ગયા છે. તો મારી ગતિ કોણ માત્ર છે કે તેમનું વર્ણન કરી શકું ?

तबत्ये अज अजमाल, आद्य अंत मध्य परापर;
थकित भये सब संत, अंत अनुभवी कविकुलधर. ॥१९॥

એટલા જ માટે સમર્થ પરમગુરૂ અજ એટલે અજન્મારૂપે ગુપ્ત રહેલા છે. તેઓ આદ્ય અંત અને મધ્યની પાર હોવાને લીધે અજમાલ એટલે કોઈએ પણ જોયા જાણ્યા ન હોય તેવા છે; જેથી ભલભલા સંતજનો અનુભવીઓ તેમજ કવિકુલ માત્ર પ્રથમથી આજદિન સુધી તેનો પાર પામવા જતાં થાકી ગયેલા છે.

जेही जीनु बुध अनुसार, सार ग्रही पयेहु परम सुख;
कंचीत लहीत अचरंत, बाई गुरु की गुरु सनमुख. ॥२०॥

જેની જેટલી બુદ્ધિ હતી તેણે તેટલો સાર ગ્રહણ કરીને તે પ્રમાણે પરમસુખ પ્રાપ્ત કર્યું છે. અચરતબા કહે છે કે મેં પણ પરમગુરૂની સન્મુખ રહીને તે કંઈક મેળવ્યું છે.

गुरु परम लख परम, देत निज आप विचारंन;
पुनी निजपद कैवल, लखावन कुल करतारन. ॥२१॥

ભગવતી જનને પરમગુરુ પરમલક્ષ આપી પોતાના નિજસ્વરૂપનો વિચાર કરાવરાવે છે,

વળી ચૌદલોકના કુલ એટલે એકંદર કુલ મળીને થાય તે તમામના સર્જનહાર નિજ પદરૂપ કેવલકર્તાનો પરમલક્ષ પણ પરમગુરૂ લખાવી આપે છે.

साखी

एही निज मंगला चरनन, ग्रंथ करन जीनुं आद्य;
अचरत रत्य गुरु परमकी, परहरी अखिल उपाद्य.

ઉપર મુજબ આ ગ્રંથની આદ્યમાં જે મંગળાચરણ રચ્યું છે તે રચતાં પહેલાં ગુરૂ પ્રતાપે સંસારની અખિલ ઉપાધિઓને પરહરી વા દુર કરી અચરત પરમગુરૂની સન્મુખ થયાં છે.

❀ ❀ ❀

## સક્રત સિદ્ધાંત કંદ ૧લો

परमगुरु करता निज, ए दृढ नेम अदाग;
जुगल चरन पंकज सदा, मम चित्त अलि अनुराग. ॥१॥

પરમ પ્રતાપવાન અચરતા બા કહે છે કે, સમર્થ શ્રી પરમ વિશેષ પરમગુરૂ એજ નિજ કર્તારૂપ હોઈ તે નિજ પરમગુરૂના બન્ને ચરણને વિષે (ગુરૂના સ્વરૂપમાં) અદાગ એટલે અદ્યાપિ સુધી કોઈપણ પ્રકારના લાંછન સિવાય અતિ પવિત્રતાપૂર્વક નિશ્ચયાત્મક દૃઢતા ધારણ કરું છું. અહીં જે ચરણ કહ્યા છે તે વિષે ખુલાસો એવો છે કે, નિજ કૈવલકર્તાના પરમ પ્રકાશરૂપ જે બ્રહ્મ તે બ્રહ્મથી ઉત્પન્ન થયેલા ઓહંગ સોહંગ રૂપ પરમગુરૂનું જે શરીર તે શરીરના સદા સદોદિત પદ પંકજ એટલે, કમળ જેવા સ્વરૂપ રૂપ સોહંગ ચરણમાં મારું નિજ ચિત્ત ભ્રમરની માફક અનુરાગપૂર્વક એકમેક સ્થિર કરું છું.

सो चित्त अलि अनुरागके, ओरु फल संत समाग;
उमडे एकही कालमे, तब हंम भये सोहाग. ॥२॥

અંતર દશામાં સ્થિતિ ભોગવનારા જે સંત મહાપુરુષો હતા તેમનો સત્સંગ કરી આશીર્વાદ રૂપ ફળ મેળવેલું, એથી જ મારા પરમગુરૂની સાથે સોહાગણ થવાનો પરમ લાભ ઉમડે

એટલે ઘણા પુણ્યને યોગે એકી વખતે ઉપજી આવેલો છે. જેથી પરમગુરૂના સ્વરૂપમાં અનુરાગપૂર્વક ભ્રમર કમળની માફક ચિત્ત જોડવાનો લાભ પ્રાપ્ત થયો છે.

सोहागन गुरु परमकी, अरपित तन मन प्राण;
अब कछु गुन गावागति, प्रेरेहु क्रपा निधांन. ॥३॥

મારા પરમ કૃપાળુ પરમગુરૂને તન, મન અને પ્રાણ અર્પણ કરીને સોહાગણ થઈ છું. હવે હે સમર્થ પરમગુરૂ દેવ ! છેવટે કંઈક ગુણાર્વિંદનું ગાન કરવા આપની પરમ અલૌકિક ગતિ વડે મારા નિજ હૃદયમાં પ્રેરણા કરો કે જેથી ભવભરની સઘળી તત્ત્વ સામગ્રી વિષે કહેવાની ઈચ્છા થાય અને જેમ છે તેમ મને દેખાય, તથા આ બાજુ અને તે બાજુ આવેલા સર્વ લોકની વિભૂતિનું વર્ણન કરી શકું એવી આંતરિક પ્રેરણા કરવા કૃપાવંત થશો.

ब्रह्म जोनकी जायना, उत्तम कुल अभिशेष;
सो अभिमान हांनीहरी, निर्मल करो नरेश. ॥४॥

હે પરમગુરૂ દેવ ! બ્રહ્મયોનિરૂપ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી છું તથા અભિશેષ એટલે સર્વ વર્ણોથી શ્રેષ્ઠ છું. આ શ્રેષ્ઠપણાના અભિમાનનો નાશ કરો અને સર્વ પાપનું હરણ કરનાર હે નરોત્તમ (નરોમાં ઉત્તમ) પરમ ગુરૂદેવ ! આપ હરિરૂપ છો જેથી આ પંચભૂતાદિ શરીરને નિર્મળ કરો.

में अबला तनु पखनकी, अनिनपणे निजदास;
उभयपद प्रणिपतनकी, करनकी चरन निवास. ॥५॥

હે સમર્થ પરમગુરૂ દેવ ! હું જાતે અબળા છું અને આપના બન્ને પદરૂપ ચરણની અતિ અનીનપણે નિજદાસી હોઈ સદાને માટે આપના ચરણમાં નિવાસ કરવાને પ્રણિપત એટલે આજીજી કરું છું.

कोटी जनम जुग जुगनकी, में निज अंश तुमार;
सांम्रत तुमसे कया छपी, राखन सदा लाहार. ॥६॥

હે સમર્થ પરમગુરૂદેવ ! આપના ચરણરજ સુખમાં સદાને માટે રાખવા મારા ઉપર વાત્સલ્યરૂપ પ્રેમ રાખજો; કારણ કે કરોડ જન્મના યુગે યુગનો હું તમારો અંશ છું, તો

પછી હે સમર્થ ગુરૂદેવ ! મારાં છાનાં-છુપાં કરેલાં કર્મ પણ તમારાથી ક્યાં છુપાં રહી શકે તેમ છે !

लाहार रखन निरवाहन, करन तमो किरतार;
में नचंत लघु बालसे, तुम जनुनी रखवार. ॥७॥

હું નચિંત (બેફિકર) લઘુ બાળક છું અને તમો જનનીરૂપ રક્ષણ કરનાર હોઈ કર્તારૂપ છો. માટે હે સમર્થ પરમગુરૂ દેવ ! તમે લાહાર એટલે સંબંધપૂર્વક મારો નિર્વાહ કરજો.

जोरी प्रांण अब जाचहु, बकसो गरीब नवाज;
सरल करो शुद्ध बुद्ध मम, उचरहु ग्रंथ अगाज. ॥८॥

હે સમર્થ પરમ ગુરુદેવ ! હું બે કર જોડીને યાચના કરું છું. એ અગાધ જ્ઞાનથી ભરપૂર ગ્રંથ રચવાને મારી શુદ્ધ બુદ્ધિમાં સરલતા ઉત્પન્ન થાય એવી, હે ગરીબ નવાજ ! મને બક્ષિસ કરો.

ज्ञान ध्यान विज्ञान ल्यौं, अनुभव गुण भंडार;
बसहु नाथ मम हर्दे तब, ग्रंथ होय शुभसार. ॥९॥

હે નાથ ધણી ! મારા હૃદયમાં પ્રતિષ્ઠિત થઈ અનુભવયુક્ત ગુણના ભંડારથી ભરેલા તત્ત્વજ્ઞાન તથા ધ્યાન વિજ્ઞાન વગેરેનો ઉચ્ચાર કરી સર્વ પ્રકારની વાણીના સારરુપ છેવટે સિદ્ધાંતનો સારાંશ કહો.

अंग अंग विविधी विध, अर्थ बोध शुविचार;
भिन्न भिन्न भव लहतहु, होय अनुभव विस्तार. ॥१०॥

હે ગુરૂદેવ ! પોતાની નિજગતિ સમજવાનો જે અર્થ તે અને તે વિષેના શુભ સારરૂપ ઉપદેશનું જ્ઞાન આ ગ્રંથના અંગ અંગ પરત્વે વિધ વિધ પ્રકારે કહો; તથા ભવરૂપ જગતમાં વસતા સર્વ લોકો ભિન્ન ભિન્ન પ્રકારના હોઈ તેમના અનુભવ વિશેનો સંપૂર્ણ વિસ્તાર, હે કૃપાનિધિ ! જિહ્વાગ્રે સ્થાપિત થઈ કહો.

अतही विनोद करनन जन, गावहु सोही गुण ग्राम;
केहे अचरत एही ग्रंथके, अचरत सागर नांम. ॥११॥

હું સકર્તા કેવલના જે ગુણ ખાઈ શકું તે કથન ઉપર જગતભરના સર્વ લોકો અતિ વિનોદપૂર્વક તેમનાં ગુણગાન કરી શકે, તથા વિવાદરૂપે તત્ત્વોનો સારાંશ લઈ શકે તેવા પ્રકારનું જ્ઞાન જે ગ્રંથને વિષે કહેવામાં આવે છે તેનું (આ ગ્રંથનું) નામ અચરત કહે છે કે પરમ કૃપાનિધિ ! અચરત સાગર ધરાવજો.

जेही ग्रंथ अचरत निधि, ज्ञान रतन भरसार;
मरजीवा कोई महाजन, लेवही तत्त्व विचार. ॥१२॥

આ ગ્રંથ અચરત હોઈ અચરતનો નિધિરૂપ સાગર છે. જે સાગરમાં રત્ન પેદા થાય છે તે સાગર રત્નાકરથી ઓળખાય છે, તેવી જ રીતે જ્ઞાન રત્નથી ભરપૂર આ અચરત નિધિ ગ્રંથ છે. તેમાં જે કોઈ મહાન ભગવતીજન ગુરૂ લક્ષ જ્ઞાન વડે કરીને મરજીવો થયો હશે, તેજ તત્ત્વ જ્ઞાનનો વિચાર કરી તત્ત્વજ્ઞ થશે.

तत्त्व विचार विलोकीके, सुरत नुरत करी स्थिर;
निज जनकु दर्शायके, वरतावन सुख शिर. ॥१३॥

નિજ ભગવતી જનો જ્યારે સુરતા અને નુરતા સ્થિર કરી આ ગ્રંથમાં રહેલા પરમ તત્ત્વનું વિચારપૂર્વક અવલોકન કરશે, ત્યારે જ સર્વ શિરશ્રેષ્ઠ જે સુખ તે સુખ દશ્યમાન થશે.

सो सुख सजन समोहकु, सुनत ग्रंथ एही सार;
दुरलभ अज अहि पतिनकु, पुनी भव सरी भरथार. ॥१४॥

ભગવતીજનોના સમૂહને આ ગ્રંથનું શ્રવણ મનન કરતાં અને જ્ઞાન ગતિ સમજતાં જે સુખ પ્રાપ્ત થાય છે. તે તેવું સુખ અહિપતિ એટલે શેષજી તથા સરી (શ્રી) ભરથાર એટલે લક્ષ્મીના પતિ વિષ્ણુ તથા શિવ બ્રહ્માદિકને પણ દુર્લભ છે.

ओरु इंद्रादिक सुरसर, नरकी कुन गनित;
अति अथाह पति परमकी, गाथा गुन अगनित. ॥१५॥

જેનું છેવટ ન કાઢી શકાય તેવા મહાન અતિ અથાહ પરમ પતિના ગુણને ગણતરી ન કાઢી શકાય તેટલા પ્રકારે ગાથા એટલે આજીજીપૂર્વક ગાય તો પણ આ ગ્રંથની ગતિને જાણવી મુશ્કેલ છે. કારણ કે જગતભરમાં ઓળખાતા સર્વ દેવતાઓનો રાજા જે ઈંદ્ર તેને પણ આ જ્ઞાન જાણવું દુર્લભ છે તો મનુષ્યની ગણતરી કોણ માત્ર છે ?

**भव उत्पन्न अब लग ल्योहु, कीनेहु ग्रंथ अपार;**
**निगम लक्ष गम गर्भितव, छेवट ब्रंह्म आधार. ॥१६॥**

આ જગત ઉત્પન્ન થયું ત્યારથી તે આજ દિન સુધી અપાર ગ્રંથોની રચના થયેલી છે. તો પણ તેમાં વેદલક્ષની ગર્ભિત ભાવવાળી ગમ હોવા ઉપરાંત છેવટે બ્રહ્મ સિદ્ધાંતના અસ્તિત્વપણા સિવાય અન્ય કંઈ પણ કહેલું નથી; માત્ર બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા છે. એટલું સાબિત કરવા લક્ષાવધિ ગ્રંથો રચાયેલા છે.

કંદ ૧લો સમાપ્ત



## આચાર્યો મત નિર્ણય સક્રત સિદ્ધાંત




**रामानुज ओरु शंकर, वलभ विषधर व्यास;**
**सहित कपिल आचारज, भये भव पुंज प्रकाश. ॥१॥**

રામાનુજ, શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, વિષધર એટલે પતંજલિ શાસ્ત્રના વક્તા આદિ પુરૂષ શેષનારાયણ, વ્યાસમુનિ તથા કપિલાચાર્ય વગેરે આ ભવરૂપ જગતમાં પુણ્યવાન પુરુષો પ્રગટ થયેલા છે. જેમણે અતિ અજ્ઞાન અંધકારનો નાશ કરી પોતે જગતમાં મહાન પ્રકાશ પાડેલો છે.

वेद वंदित ब्रंह्मविद्य भल, महा मतवाल अमीर;
जगजीवन हेत कारण, मनु तन धरे शरीर. ॥२॥

ઉપર વર્ણવેલા બ્રહ્મના મહામતબાલ અમીર પુરૂષો ભલભલા પ્રકારના બ્રહ્મવેત્તાઓ હોવા છતાં. તે વેદના મતાવલંબી પુરુષો જગતના જીવોના હિતની ખાતર મૃત્યુલોકમાં શરીર ધારણ કરીને આવેલા છે.

अब तीनु सकल मतंतकी, सुनो सजंन जंन सोय;
एक एकपे जीनु जेही गत, तेही लखवावहु मोय. ॥३॥

હે સજ્જન જનો ! આ ઉપર કહી ગયેલા મહાપુરુષોના કયા કયા મત છે અને તેમના સિદ્ધાંત શું છે, તે એકેએકની ગતિનો લક્ષ જે પ્રમાણે છે તે પ્રમાણે લખાવું તે સાંભળો.

શંકરના અદ્વૈતમતનું ખંડન - શંકરના અદ્યૈમતનો સિધ્ધાંત -

शंकरके अद्वैत मत, ब्रंह्म अकरता सोय;
मृखावंत जग कहतही, जौं मृग भ्रमितव तोय. ॥४॥

સ્માર્તધર્મના પ્રવર્તક શ્રી શંકરાચાર્ય જેમનો મત એક અદ્વૈત અકર્તા બ્રહ્મ છે તેમણે જગતને મૃગતૃષ્ણા એટલે ઝાંઝવાના પાણી જેવું માનેલું છે. ગ્રીષ્મ ઋતુમાં સૂર્યના કિરણો રેતાળ જમીન પર પડવાથી જે પાણી જેવો ભાસ દેખાય છે તે મૃગજળને જોઈને મૃગ ભ્રાંતિવશ થઈ પાણી પીવાને દોડે છે, પણ તે સત્ય પાણી ન હોવાને લીધે મૃગની દોડ તથા તૃષા મટતી નથી. આ મૃગજળના દૃષ્ટાંતને શંકરાચાર્યે પોતાના મતને પ્રતિપાદન કરવા મુદ્દારૂપે ગણી અતિ વિસ્તૃત વર્ણન કરેલું છે.

ओर रजु सरपवत गत, शुक्ति रजतवत संच;
जल तरंग प्रतिबिंबके, लखीत न्याय परपंच. ॥५॥

વળી બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા'' છે એવું સાબિત કરવા રજ્જુ સર્પવત્ એટલે દોરડીમાં સપની ભ્રાંતિ થવી તથા શુક્તિ રજવત્ એટલે છીપમાં ચાંદીની ભ્રાંતિ થવી તેમજ જળતરંગ પ્રતિબિંબ એટલે જળની લહેરમાં પ્રતિબિંબ વણાતું જોઈ પ્રતિબિંબ જ

વણાય છે. એમ ભ્રાંતિ થવી, વગેરે દ્રષ્ટાંતોથી સમજાવી શંકરમત અજ્ઞાનની નિશાનીઓ સમજાવે છે. એ ન્યાય ભગવાન કરૂણાસાગર કહે છે કે દુરસ્ત નથી. કારણ કે રજ્જુમાં સર્પની ભ્રાંતિ એ એક જાતની અજ્ઞાનીને સમજાવવા પૂરતી દલીલ છે. જે ખરા સર્પના ભયને ઓળખતો ન હોય તેવા મનુષ્યને દોરડીમાં સર્પની ભ્રાંતિ થવી મુશ્કેલ છે. તેવી જ રીતે ચાંદી તથા સોનું સત્યરૂપ પદાર્થો હોવાને લીધે છીપમાં સોના ચાંદીની ભ્રાંતિ થવી એ સ્વાભાવિક છે. તથા જળની લહેરમાં સૂર્યનું પ્રતિબિંબ વણાતું જોઈ આપણે સૂર્ય વણાય છે એમ માનવું એ શંકા અજ્ઞાનીજનોને જ થાય છે. ઉપરના દૃષ્ટાંતોથી જગત મિથ્યા અને બ્રહ્મ સત્ય સાબિત થઈ શકતું નથી. વળી સમુદ્રની લહેર વાયુ આદિ કારણ ઉત્પન્ન થઈ ઓકળીઓ પડે છે. અન તે ઓકળીઓમાં નાનાવિધ અનેક પ્રકારના પરપોટા એક બીજી લહેરમાં અથડાઈ ફુટે છે અને નવા થાય છે; તેવી જ રીતે શમદમરૂપ બ્રહ્મમાંથી માયા આદિના ઉપાદાનના કારણે કરીને જગતરૂપ લહેર ઉત્પન્ન થાય છે. અને તેમાં જન્મ અને મરણ લહેરના કારણે જ થાય છે, એવી રીતનું વેદાંતીઓ માને છે. પણ તે વાત તદ્દન અસત્ય હોઈ બિનપાયાદાર છે. વળી માયા જડ છે. અને જેને માયા કહેવામાં આવે છે તેને મુદ્દારૂપે તપાસતાં કંઈ દેખાતું નથી. તેમજ ચૈતન્યરૂપ અડોલ નિશ્ચયાત્મક રૂપે અખંડ રહેલું ગંભીરવત્ ભાવવાળું એવું જે બ્રહ્મ, તે બ્રહ્મને માયા ડગાવી શકે અને લહેરરૂપે જગતને ઉત્પન્ન કરી શકે એમ કહીએ તો બ્રહ્મથી માયા બળવાન લેખાય, અને જ્યારે માયા તત્ત્વને ચૈતન્યવત્ બ્રહ્મથી અધિક કહીએ તો બ્રહ્મનું અધિકપણું નષ્ટ થાય છે. વળી વ્યક્તરૂપ માયા અસમર્થ છે અને અવ્યક્ત માયા ગતિ સિવાયની છે. આ બંને પૈકી કઈ માયાને બ્રહ્મમાંથી જગતરૂપ લહેર ઉત્પન્ન કરવાવાળી કહી શકીશું ? વળી અવ્યક્ત માયા, નામ, રૂપ, ગુણથી પર છે. તેને અવ્યક્ત રૂપ ગતિને પામવાનું કયું કારણ મળ્યું છે ? તમે કહેશો કે ચૈતન્ય બ્રહ્મનો કોઈ કાળે અચાનક સંગ થઈ ગયો જેથી અવ્યક્તરૂપે રહેલાં તત્ત્વ વ્યક્તરૂપ ગતિને પામ્યાં છે. આમ માનવું એ પણ ભૂલભરેલું ગણાય. કારણ કે ચૈતન્ય બ્રહ્મનો અને માયાનો યોગ કંઈ પણ કારણ સિવાય બનતો નથી. તેમજ અવ્યક્ત માયા અને અવ્યક્ત બ્રહ્મ બન્ને પદ સ્વતંત્ર છે અને નિત્ય છે. એવું તમારા કહેવા ઉપરથી સાબિત થાય છે.

હવે ઉપર કહેલાં બન્ને પદ નિત્ય અને સ્વતંત્ર હોય તો ત્રિવિધ તાપમાં તપેલો જીવ કદીપણ શાંત થઈ ગતિને પામતો નથી. કારણ કે માયાને સ્વતંત્ર લેખતાં વ્યાપક થઈ જાય છે. અને જો વ્યાપક સત્ય માની લઈએ તો જીવને મોક્ષ મેળવવાની જગ્યા માયા સિવાય બચતી નથી. એ પણ એક અપવાદ ઉભો થાય છે. ગમે તેમ કહો અગર ગમે તેટલા ઉંચા ભાવવાળી માનો તો પણ માયા જડ છે; જડ વસ્તુ ચૈતન્યને ગ્રહણ કરે એમ માનવું એ અજ્ઞાન છે. જો આપણે આત્મતત્ત્વને ઓળખેલું હોત તો માયાને અવિગત કહેત નહિ; વળી બ્રહ્મ અવિગત અને માયા અવિગત બન્ને સેળભેળ કેવી રીતે રહી શકે ! અને જો રહી શકે છે એમ માનીએ તો અવિગતથી અવિગત છૂટું પડી શકતું નથી; અને છૂટું ન પડી શકે તો અસંખ્યકાળે પણ જગતનો છેડો આવી શકતો નથી. વેદાંત તત્ત્વો વિષેની ખરી સમજ સમજેલું હોત તો હું ધારું છું કે માયાને અવિગત કહેત નહિ. વળી જગત કર્તાના કર્યા સિવાય બનેલું નથી. જગતરૂપ કૃતમાં કર્તાની પ્રભુતા દેખાય છે. જો કાર્ય કારણને યોગ મળ્યા સિવાય અનિશ્ચિતપણે જગતરૂપતત્ત્વ ઉત્પન્ન થયેલાં છે. એમ માની લઈએ તો જગત વિધવિધ પ્રકારનું દેખાય નહિ, છતાં જગત વિધવિધ પ્રકારનું છે. આ પ્રકાર માયા ગોઠવી શકે એમ માની લેવું એ તત્ત્વના જ્ઞાન સિવાયના માણસોએ કહેલું છે એમ જાણવું. અને તે ઉપલક દૃષ્ટિથી બોલેલા હોવા જોઈએ. માટે જે જ્ઞાનમાં સત્યરૂપ ન્યાય ન દેખાતો હોય તે જ્ઞાન પ્રપંચવાળું છે. વળી :-

आद्य अंत मध उत ईत, एकही ब्रह्म निधांन;
ए सब उलट सुलटमे, निरखनको अज्ञांन. ॥६॥

આદિ અંત અને મધ્યમાં તથા ઉતઈત એટલે આ બાજુ અને તે બાજુ આવેલા ચૌદલોકરૂપ બ્રહ્માંડભરમાં સર્વવ્યાપક ઠસરસ બ્રહ્મ ભરપૂર ભરેલું છે. એવું વેદાન્તે નિદાન એટલે નક્કી કરેલું છે. તથાપિ ઉલટસૂલટ એટલે અવળસવળ જોઈ તે વિષે વધઘટ ભાવ ભરે એ વેદાન્ત જોનારને અજ્ઞાન થયેલું છે એમ જાણવું.

जेही निजज्ञान जाथारथ, ओरु ईत अखिल उपाध्य;
द्रष्टा एकही दोहुन के, तो ब्रंह्म अग्न अनाद्य. ॥७॥

જે પોતાના નિજસ્વરૂપનુ યથાર્થ જ્ઞાન તે અને બીજી બાજુ અખિલ બ્રહ્માંડની સઘળી ઉપાધિ. આ બન્નેનો એક જ દૃષ્ટા છે. આ જગ્યાએ દૃષ્ટા ભેદરૂપ ગતિવાળો સમજાય છે. કારણ કે 'ખલુ ઈદમ્ બ્રહ્મ' રૂપ દૃષ્ટા એક જ છે તો બીજી બાજુ ઉપાધિરૂપ જગત ક્યાંથી આવ્યું ? તથા તેજ દૃષ્ટાને ઉપાધિ લાગેલી છે એમ માનવાથી ઉપાધિ અનાધિ કાળની છે એમ માનવાને કારણ મળે છે. બીજું દૃષ્ટા એક બાજુ યથાર્થ જ્ઞાનને જુએ છે અને બીજી બાજુ પ્રપંચરૂપ જગતને જુએ છે. આવી ભિન્નતાવાળો દૃષ્ટા કેવી રીતે હોઈ શકે ? વળી જો હોય એમ માનીએ તો દૃષ્ટા બે ઠરે, જેથી તમે વેદાન્ત માર્ગમાં જે એક જ દૃષ્ટા કહો છો તે માન્યતા ખોટી ઠરે છે; અગર દૃષ્ટા ઉપાધિથી તટસ્થ છે એમ મનાવો તો દૃષ્ટા(બ્રહ્મ)ના વ્યાપકપણાને હાનિ પહોંચે છે. કારણ કે એક વ્યાપક (બ્રહ્મમાં) તટસ્થ (દૃષ્ટારૂપ બ્રહ્મ) તેનાથી છૂટું હોય જ નહિ.

दुसरो तो कोई हे नहि, शंकर ज्ञान मतंत;
जदपी भरम भयो ब्रंह्मकु, जो होय एक सतंत. ॥८॥

શ્રી શંકરાચાર્યના મતવાળા સિદ્ધાંતમાં 'ખલ્વિદમ્ બ્રહ્મ' રૂપ જગતમાં એક અદ્વૈત દૃષ્ટા સિવાય કોઈ બીજું નથી. વળી તે દૃષ્ટા સર્વવ્યાપક 'ખલ્વિદમ્ બ્રહ્મ'માં છે. આ જગ્યાએ દૃષ્ટા વિષે ભગવાન કરૂણાસાગર ખુલાસો કરે છે કે દૃષ્ટા એટલે જોનારો. જોવાનું હોય તો જ જોનાર જોઈ શકે છે. અહીંયા જોવાનું અને જોનાર એમ બે પદ નીકળે છે. વળી જેને જોઈએ છીએ તેને જગત માનીએ અને તે જોનારને દ્રષ્ટા માનીએ તો જગતથી દ્રષ્ટા જુદો ઠરે છે. અને જો જુદો ઠરતો હોય તો દ્રષ્ટાને વ્યાપક કહી શકાય નહિ. વળી જે જે પદોને વ્યાપક વર્ણવીશું તે તે પદ ગતિ સિવાયનાં શુષ્ક અને જડ હોય છે. તેવો જ દ્રષ્ટા ગતિએ જડ હોય તો તેને શુદ્ધ ચેતન કહી શકાય નહી; તો પછી દ્રષ્ટાને કેવો કહેવો ? તે વિષે વેદાન્તે સંતોષકારક ખુલાસો કર્યો હોય એમ જણાતું નથી. કારણ કે એક બાજુ બ્રહ્મને વ્યાપક લખે છે ને બીજી બાજુ તેને સર્વ તત્ત્વરૂપ પદાર્થોનો સાક્ષીરૂપ દ્રષ્ટા લખે છે. આ બન્ને પૈકી સાચું શું માનવું? વળી જે વ્યાપક હોય તે સાક્ષી ન થઈ શકે અને જે સાક્ષી થઈ શકે તે સર્વવ્યાપક ન હોઈ શકે; કારણ કે સાક્ષી માપવાળો છે અને વ્યાપક મુદ્દો અમાપ છે. તો આ બન્ને પરસ્પર સંબંધસિવાયના છે એમ સાબિત થાય છે. હવે શ્રી શંકરાચાર્યના મત પ્રમાણે તપાસતાં સાબિત થાય છે કે

અનાદિકાળથી તેમના માનેલા બ્રહ્મમાં અજ્ઞાન ભરેલું જ છે. જેથી તે દ્રષ્ટા અને જગતરૂપ દ્રષ્ટ પદાર્થોને એક જ રૂપે જુએ છે. આવો દોષાપત્તિવાળો દ્રષ્ટા કદી પણ સર્વજ્ઞ થઈ શકતો નથી.

तदपि भूल एही ब्रंह्मकी, कोहो कीनसे निरवाहाय;
सतावंत महा अग्नकु शीत करन कुन साहाय. ॥९॥

ઉપર પ્રમાણે તમારા માનેલા સર્વજ્ઞ બ્રહ્મમાં ભૂલ પડી તો તે ભૂલનું નિવારણ બીજો કોઈ ન હોય તો કોણ કરી શકશે ? જેમ મહાઅગ્નિને શીત એટલે ઠંડી ફરી વળે તો તે અગ્નિની ઠંડી દૂર કરવા સહાયતા કોણ આપી શકશે ? વળી મહા અગ્નિથી ઉત્પન્ન થયેલો તેના અંશ રૂપ જે સૂર્ય, તે સૂર્યથી બ્રહ્માંડભરની શીતલતાનો નાશ થાય છે. તે શીતળતાનો નાશ કરનાર એવો જે સૂર્ય, તે સૂર્યને બરફ ઢાંકી દે તો બીજો કોણ સૂર્ય છે કે જે બરફરૂપ શીતળતાનો નાશ કરી શકે ? તેવી જ રીતે દ્રષ્ટા રૂપ સર્વજ્ઞ બ્રહ્મને જગત મિથ્યારૂપ જે અજ્ઞાન થયું તે અજ્ઞાનને બ્રહ્મ સિવાય બીજો કોઈ નથી તો કોણ ટાળી શકશે ? એક અખંડ બ્રહ્મમાં આવી મોટી ભૂલ હોય તો તે બ્રહ્મને સ્વતંત્ર પદ શા માટે આપવું જોઈએ ?

एही अद्वैत सिद्धांतमे, दोषा पति दरशंत;
निज पदकु अज्ञांनकी, कोहो कुन सुरती कथंत. ॥१०॥

આ પ્રમાણે ઉપર કહેલાં શંકરાચાર્યના અદ્વૈત સિદ્ધાંતમાં વિચારપૂર્વક જોતાં નિજ પતિના પરમપદમાં અજ્ઞાન રહેલું છે એવું તેમના કહેવા ઉપરથી નીકળે છે. તો કહો કે એવી કોણ શ્રુતિ છે કે નિજપદમાં અજ્ઞાન દર્શાવે છે ? વળી ભવસાગરના જન્મમરણથી છુટી જઈ મોક્ષ રૂપ નિરાંત ભોગવવાનું જે નિજપદ તે પદ અજ્ઞાનરૂપ કલંકથી ઢંકાયેલું છે. એવું કહેનાર શ્રુતિએ કર્તાની અનંત વિભુને ઓળખી હોત તો આવો અપવાદ આપત નહિ.

जो अज्ञांनी जग कहो, पण द्रष्टा नहि दोय;
तबते दोषा पतिनके, निरवाहन नव होय. ॥११॥

કદાચ જગત અજ્ઞાની છે એમ કહો તો તમારા સિદ્ધાંતે બ્રહ્મથી જગત ભિન્ન નથી એટલે તેને જુદું પાડી શકાય નહિ; અને એક અજ્ઞાનવાળો દ્રષ્ટા અને બીજો જ્ઞાનવાન દ્રષ્ટા એમ બે પ્રકાર પણ નથી, પણ તમારા સિદ્ધાંતે દ્રષ્ટા એક જ છે. જેથી આ ઉપરથી સાબિત થાય છે કે આ દોષાપત્તિ ધર્મ પતિમાં જ રહેલો છે, અને તેનું કદી પણ નિવારણ થઈ શકે તેમ નથી. આવી રીતના દોષાપત્તિવાળા પતિને કદી પણ સર્વજ્ઞ કહી શકાય નહિ; તો પછી આ માનેલા દોષમુક્ત પતિને નિજપતિ તરીકે કેમ કરીને લેખાય ?

विनु निरवाहन दोषन, अक्रत ब्रंह्म सिद्धांत;
आसे निज अंतरतणो, शंकर कीन मतंत. ॥१२॥

આવી રીતના અજ્ઞાનરૂપ હોવાથી ઘેરાયેલા અકત (અકર્તા) બ્રહ્મ સિદ્ધાંતનું શ્રીમંત શંકરાચાર્યે પ્રતિપાદન કરેલું છે. અને તેમના અંતરનો આશય પણ આ ઉપર કહ્યા પ્રમાણે જ હતો.

## રામાનુજ મતનું ખંડન - રામાનુજ મતનો સિધ્ધાંત

अब रामानुजके मत, कहत सिद्धांत सुनाय;
जीव ब्रह्म ओरु मायके, त्रियेपद परंपराय. ॥१३॥

હવે રામાનુજ સંપ્રદાયનો સિદ્ધાંત તમો સર્વને કહી સંભળાવું છું. જીવ, બ્રહ્મ અને માયા આ ત્રણે પદને પરંપરાથી સ્વતંત્ર અને અનાદિનાં માનેલાં છે.

नहीन उदित कोहु कांहनसे, तो कारण कौ कीन;
रहत अनाद सदोदित, त्रियेपद भिनको भिन. ॥१४॥

જીવ, બ્રહ્મ અને માયા એકબીજાથી ઉત્પન્ન થયેલાં નથી પણ સ્વતંત્ર છે. એવું રામાનુજ સ્વામી બોલેલા છે. જો આમ જ હોય તો જીવનું મૂળ કારણ કોણ છે ? અને માયાનું મૂળ કારણ કોણ છે ? એ કહી શકાય નહિ. અર્થાત્ બ્રહ્મથી જીવ થયો નથી અથવા જીવથી માયા થઈ નથી; આમ એક બીજાના પ્રકારમાં એકબીજાનું કોઈ કારણ જડતું નથી. વળી તેમના સિદ્ધાંતે આ ત્રણે ભિન્ન ભિન્ન ગતિવાળાં પદ ધણી સિવાય અનાથરૂપે સદા સદોદિત અખંડ રહે છે, એમ તે માને છે. હવે જે પદ અનાદિ અને સ્વતંત્ર હોય તે પદને બીજાની અપેક્ષા

હોતી નથી; તો પછી જીવ બ્રહ્મની એકતા વિષે અપેક્ષા કોને થઈ ? અને જો થાય તો તેને અજ્ઞાની કેમ ન કહેવો ? વળી તમારા મતે માયા સ્વતંત્ર અને અનાદિની છે તો તેનાથી આ જીવ છૂટો કેવી રીતે પડી શકશે ? તેમજ અનાદિની માયાને ખસેડી શકે એવું સમર્થ કોણ છે ? છતાં કહો કે ખસેડી શકાય તેમ છે, તો તમારા કહ્યા પ્રમાણે અનાદિ કાળની માયાનું અધિકપણું શું રહ્યું ?

तब करता को कोहुनके, ताते अक्रत ब्रंह्म;
दीरघ लगे एही दोषन, नहिन अधिक पद परंम. ॥१५॥

એટલા જ માટે તમારા સિદ્ધાંતમાં કોઈ પણ પ્રકારે કર્તાપદ નીકળતું નથી. વળી જીવ માયાના કર્તા છે એમ કહીએ તો સંભવે છે; પણ તેમને તો તમે અનાદિનાં અને સ્વતંત્ર કહ્યાં છે. એથી જ તમારો સિદ્ધાંત પણ અકર્તા બ્રહ્મવાદનો છે. આ પણ એક મોટો દોષાપવાદ ઉભો થાય છે. આને (બ્રહ્મને) ભલે તમે ગમે તેટલું મોટું માનો તો પણ તે તેનાથી જે અધિક પરમપદ છે તેના જેવું મોટું કહેવાશે નહિ.

जो चैतन साम्रथ कहो, तो माया प्रबलित;
छाय रही चर अचरमे, अगणित अगजनीत. ॥१६॥

કદાચ ચૈતન્યને સમર્થ કહો તો માયા એટલી તો પ્રબળ બળવાળી છે કે ચર અચર આદિ ચૌદલોકને છાય એટલે ઢાંકી દીધેલા છે. વળી તેજ માયાથી ડૂબી મરતા અગણિત લોકોનાં મૂર્ખતા ભરેલાં અજાણ્યાં (અજ્ઞાનયુક્ત) વર્તન જોવામાં આવે છે.

कोटी कल्प लेहु जीवकोहु, निजपद नांही समाय;
ए दोषण दुसरन अति, रामानुजन मताय. ॥१७॥

કરોડો કલ્પ વહી જાય તો પણ જીવ પોતાના નિજપદમાં કદી પણ સમાઈ શકતો નથી. તમારા (રામાનુજ) સિદ્ધાંતમાં આ બીજો અતિ દોષ્ દેખાય છે.

ओर वदित विद न्यायके, भक्ति त्याग द्रढ कीन;
करम धरम कुशलायमे, रामानुज परवीन. ॥१८॥

વળી રામાનુજ સ્વામીએ ઉપર મુજબની કથની : સિવાય (ઉપરાંત) ભક્તિ અને ત્યાગ દૃઢ કર્યાં છે. તે અતિ મૃદુલ વચને આ કર્મ ધર્મનું પ્રતિપાદન કરવામાં અતિ કુશળ હોઈ પ્રવીણ હતા.

बोहोरु कीयेहु मत माहादसे, अद्वैतशिर स्वाद;
शुषक ज्ञान छेदी रखे, भक्ति त्याग प्रतिपाद. ॥१९॥

વળી શ્રી સ્વામી રામાનુજે શ્રી શંકરાચાર્યના મહદ્ અદ્વૈત મતની સામે સંવાદ કર્યો; અને તે જ્ઞાન શુષ્ક અને જડ છે એમ માની અદ્વૈત બ્રહ્મનું મસ્તક ખેદીરખે એટલે કાપી નાખી ભક્તિ અને ત્યાગનું જ પ્રતિપાદન કરેલું છે.

एही जीवनकु सुरलभ, प्रभुपद पावन पंथ;
ब्रंह्मज्ञांनमे भरमीत, मीलन मीलसी कंथ. ॥२०॥

આ જગતભરના સર્વ જીવોને પ્રભુપદ પામવા ભક્તિ અને ત્યાગનો જ પંથ ઉત્તમ છે; ત્યારે બીજી બાજુ વિતંડાવાદ રૂપ બ્રહ્મજ્ઞાનમાં ભ્રમવશ થઈ ગમે તેટલું રમણ કરે તો પણ ધણીપદ ન કોઈને મળ્યું અને ન કદી કોઈને મળવાનું. આવા નિઃસત્ત્વ બ્રહ્મની ઉપાસના કરતાં ભક્તિ-ત્યાગનો માર્ગ હજારો ગણો ઉત્તમ છે.

कंथ मिलनकी कलपना, जीव सकल उरछेद;
अद्वैतमे कोहो केहुनको, पावन करे उमेद. ॥२१॥

શ્રી રામાનુજ સ્વામીએ ધણીપદ મેળવવાની કલ્પનામાં તલ્લીન કરી જગતભરના સર્વ જીવોનાં હૃદય ભેદ્યાં છે જે ડાઘ કદી પણ નિર્મૂળ થાય એમ દેખાતું નથી; ત્યારે બીજી બાજુ અદ્વૈત એટલે કર્તાવાદમાંથી નાહી ધોઈ પરવારી ચોખ્ખા થયેલા શ્રીમંત શંકરાચાર્ય અને તેમના મતાવલંબી સર્વ શિષ્યોના વાદમાં કર્તાપદ જ નથી, તો પછી કોને પામવા ઉમેદવારી રાખે ? (તેમના હૃદયમાં શુન્યવાદ છે. તેની ઉપલક નીશાની તરીકે શંકર પોતે અને તેના મતના બીજા સંન્યાસીઓ જગતભરનો નાશ થયો છે એમ માની બેઠેલા હોઈ તેઓ પોતે મુંડન કરાવી શિખા સૂત્રથી પરવારી કષાય વસ્ત્રનું પરિધાન કરી એક

વિધવા તરીકે ઓળખાવરાવે છે; જે પોતાને પણ ધણી નથી અને તેમના આશ્રિત થનાર શિષ્યો પણ ધણી સિવાયના છે એમ સમજુતી આપવામાં આવે છે. જ્યારથી સંન્યાસીઓ તરીકે શંકરાચાર્યે વિધવા માર્ગનાં બારણા ઉઘાડયાં ત્યારથી દેશમાં ઈશ્વરના અસ્તિત્વપણા વિષે શંકાનું ઘર પેદા થયું છે.)

जो कदपि अज्ञांनसे, विगत विना विलाप;
एसे कहोतो जीवनको, निश्चे हवो सथाप. ॥२२॥

રામાનુજ સ્વામીએ પ્રતિપાદન કરેલો જે ત્યાગ અને ભક્તિનો માર્ગ છે. તેના સંબંધમાં શંકર મતના મતાવલંબીઓ કહે છે કે, જગતભરના સર્વ લોકો વિગતવ એટલે નિજ સ્વરૂપ જેમ છે તેમ સમજ્યા સિવાય અજ્ઞાનતાને લીધે જ વિલાપ કરે છે, ત્યારે રામાનુજ કહે છે કે પ્રાર્થના અજ્ઞાનતાપૂર્વક કરેલી છે એમ કહીએ તો પણ જીવની સ્થાપના થાય છે, અને જો જીવની સ્થાપના થતી હોય તો બ્રહ્મથી જીવ ભિન્ન છે એમ માનવાને કારણ મળે છે. એટલા જ માટે જેને બ્રહ્મની પ્રાપ્તિ કરવી હોય તેણે ભક્તિ અને ત્યાગ દઢ કરવા જોઈએ. (જો કદાપિ અજ્ઞાનને લીધે વિગતવાર સમજ્યા સિવાય જગતભરના સર્વ લોકો વિલાપ કરે છે એ પ્રમાણે સમજાવતા હો, તો નિશ્ચયથી કહું છું કે એ એક જાતની થાપ મારવાની દાવપેચ ભરેલી યુક્તિ રચો છો.)

अल्पज्ञे गती जीवन की, सर्वज्ञे सद ब्रंह्म;
निगम शाख्य सुरती देखहु, नहीन अग्य पद परम. ॥२३॥

શ્રી રામાનુજ સ્વામી કહે છે કે હે બ્રહ્મવાદીઓ ! સર્વજ્ઞ બ્રહ્મ સદ્રૂપ છે અને બીજી બાજુ જીવની ગતિ અલ્પજ્ઞ છે એમ વેદ શ્રુતિની શાખ છે તે જુઓ. અર્થાત્ જેને પરમપદ કહેવામાં આવે છે તેમાં અજ્ઞાન નથી. પણ અંશના અંતરપટમાં જ અજ્ઞાન રહેલું છે. એથી જ જીવરૂપ અંશોએ ભક્તિયુક્ત ત્યાગ દઢ કરવાનો છે.

जदीप दोष अद्वितपदे, जीव ब्रंह्म विनु भिन्न;
भिन्न होय तो जीव शीर, निजपद सदा नचीन. ॥२४॥

વળી રામાનુજ સ્વામીજી કહે છે કે અદ્વૈત પદમાં એક મોટો દોષ એ રહેલો છે કે જીવ અને બ્રહ્મ વિનુ ભિન્ન એટલે ભિન્નતા વગરના એકમેક અદ્વૈત છે. જો જીવ અને બ્રહ્મમાં ભિન્નતા હોય તોજ જીવ શિર એટલે જીવને આગળ જવા માટે જીવથી પર નચીન એટલે કોઈ પણ જાતના ભય વગરનું નિજપદ સદાને માટે રહેલું છે.

तदपि करम ओरु धंरमही, जोग ध्यांन जप त्याग;
संभवतव सब जीवनकु, कारज करन उमाग. ॥२५॥

એટલા જ માટે જગતભરના સર્વલોકોને પ્રભુપદ પ્રાપ્તિરૂપ કાર્ય કરવા માટે તથા ઉમંગરૂપ ક્રોડ પૂરા પાડવા માટે કર્મ, ધર્મ, જપ, તપ, ત્યાગ તથા યોગ અને ધ્યાન સંભવિત છે.

एही वचन हेतकारन, मृदुल मनोरथ सार;
सकलभाव सुधरमनको, जीनमे चलत वहेवार. ॥२६॥

ઉપર પ્રમાણે મનના મનોરથ પૂરા પાડી શકે તેવાં સારરૂપ મૃદુલ એટલે મીઠાં વચનો જગતહિતના કારણે શ્રી રામાનુજ સ્વામીએ ઉચ્ચારેલાં છે. વળી જેઓ સુધર્મના પ્રવર્તક હોય તેમના ઉપર દુનિયાના લોકોનો ભાવ હોય છે. અને સુધર્મથી જ સત્યરૂપ વહેવાર ચાલે છે.

सुधर्म धर्मनसे जीनु, भव पारंगत होई;
सुनकादिक सुख शिवदत्त, सुधरम चाल सकोई. ॥२७॥

શુદ્ધ સારા ધર્મને પાળનારા હોય તેવા જીવો ભવ પારંગત થાય છે. દાખલા તરીકે શનકાદિકો, શુકદેવ, શિવ, દત્તાત્રય ઈત્યાદિ સુધર્મરૂપ વર્તન રાખીને ચાલેલા છે.

जो सुधरम अधरमनको, उभे करही कोहु नाश;
ज्ञांन विटंल सुधरम तजे, पण न टले तनु पाश. ॥२८॥

બ્રહ્મજ્ઞાનીઓ જો કદાચ સુધર્મ તથા અધર્મ બન્નેનું અસ્તિત્વપણું નથી એવું સાબિત કરી બતલાવી તેનો નાશ કરે તો તે વિતંડા જ્ઞાનથી સુધર્મરૂપ ઉત્તમ કર્મ છૂટી જાય છે. એટલું જ નહિ પણ અધર્મરૂપ મનકર્મવચનની પાશ જાળમાંથી આ શરીર કદી પણ છૂટી શકતું નથી. એટલા જ માટે સુધર્મ ધર્મ કદી તજવો નહિ અને જેનાથી તેનો નાશ થાય એવા વિતંડા જ્ઞાનવાળાનો સંગ કદી પણ કરવો નહિ.

जेही तनु क्रत अधरमनकु, मुकर मूल जग जोय;
जीव सकल चर अचरके, जीनु बंधने सबकोय. ॥२९॥

શ્રી રામાનુજ સ્વામી કહે છે કે આ શરીરે કરી કરેલાં અધર્મ રૂપ કૃત્ય મકર એટલે કરોળિયાની અવરનવર ગુંથાયેલી જાળના જેવાં હોઈ તેમાં જગતના લોકોના પાપકર્મના મૂળ જણાય છે; અને તે જાળરૂપ પાશમાં સ્થાવર જંગમાદિ ચૌદલોકના જીવો બંધનવશ થઈ પડેલા છે.

तेही बंधन मुक्तावन, त्याग भक्ति जीनं कीन;
जब होय ज्ञानं जथारथ, ताय परही पति चीन. ॥३०॥

ઉપર કહેલાં પાપકર્મરૂપ પાશ જાળથી મુક્ત થવા સર્વ જીવોને માટે ત્યાગ યુક્ત ભક્તિ કરવાનું કહેલું છે. તે પ્રમાણે કરનાર જીવને યથાર્થ જ્ઞાન થાય છે. અને તેને જ પતિપદ ચીનવાની સમજ પડે છે.

निजपति परम चीनायते, करही कृपाल साहाय;
सो निज कृपा साहायते, जीव परमपद पाय. ॥३१॥

ઉપર મુજબ મહાન ધર્મધુરંધર શ્રી સ્વામી રામાનુજે જગત હિતના કારણે મૃદુલ કોમળ વચનો કહી ભક્તિ ત્યાગનું વ્રત પાળવા તે ઉત્તમ પ્રકારે વર્ણવેલાં છે. હવે તેમના વિષે ભગવાન કરૂણાસાગર કહે છે કે આવી રીતે જગતના જીવો નિજ પરમપતિને ચીનવા ભક્તિ ત્યાગ વડે પ્રયત્ન કરે તો તે જીવો ઉપર પરમકૃપાળુ પરમગુરૂ સહાયતા કરે છે અને તે કૃપાનિધિની સહાયતા વડે જીવ પરમપદ પામી શકે છે.

या विधके अनुकरमसे, कोटी कीयेहु जंनपार;
धन धरनपर होई गये, रामानुज अवतार. ॥३२॥

ઉપર કહેલી વિધિપૂર્વક અનુક્રમ પ્રમાણે માર્મિક ગતિ આપીને કરોડો બંધન યુક્ત જીવોને આલોકથી મુક્ત કરી પરલોક મોકલેલા છે. આવી રીતે જીવોને ભવ પારંગત કરનાર જે રામાનુજ જેવા અવતાર આ પૃથ્વી ઉપર થઈ ગયા છે તેમને ધન્યવાદ છે ! વળી તે પુરૂષ જે જે સ્થળ ઉપર વિચર્યા હોય તે તે સ્થળને પણ ધન્યવાદ છે ! કારણ કે જીવના પોતાના સંપૂર્ણ પરિવર્તનને માટે પુણ્યનાં અલૌકિ બીજ નાખી ગયા છે, જે કદી પણ નષ્ટ થાય તેવાં નથી.

## વલ્લભાચાર્ય મતનું ખંડન - વલ્લભાચાર્ય મતનો સિદ્ધાંત

श्रीमंत वलभाचारज, जीनु अद्वैत सुधाय;
जग विलास खलु ब्रह्महे, नहि परपंच पुनाय. ॥३३॥

હવે શ્રીમંત વલ્લભાચાર્યના મતને તપાસીએ. તો તેમનો મત શુદ્ધાદ્વૈત નામથી ઓળખાય છે. તે શુદ્ધાદ્વૈત 'ખલુઈદ્દમ બ્રહ્મ' જગત વિલાસરૂપ વિલસી રહ્યું છે. અર્થાત્ જગતભરનો વિલાસ શુદ્ધાદ્વૈત રૂપ જ છે. એથી જગતનાં વિલાસવાળાં જે કર્મ તે કર્મનો જે પ્રપંચ તે પ્રપંચથી પાપ લાગતું નથી. અને પાપ લાગવાનું કારણ તો તેમના મતમાં જણાવ્યું જ નથી; કારણ કે 'એકોહમ્ બહુ સ્યામ્' એટલે હું એક હોવા છતાં અનેકરૂપે ખીલેલો છું. અર્થાત્ સર્વે રજતજ આદિ તત્ત્વોમાં હું પોતે જ છું, અને વિલાસ પણ હું પોતે જ કરૂં છું, એવું વલ્લભમત જણાવે છે.

पंच तत्त्व ईंद्रीदश, अंतःकरण समाज;
ए सब साज सहित जीनु, विलसे श्रीमाहाराज. ॥३४॥

વલ્લભાચાર્યના ધર્મની ગાદી ઉપર જે જે મહારાજ થાય તે તે મહારાજો પંચતત્ત્વ, ઈંદ્રિયો, ચતુષ્ટ અંતઃકરણ વગેરે તત્ત્વ સામગ્રીના સાજવાળું શરીર ધારણ કરીને એટલે કે એક અદ્વૈત બ્રહ્મ હતું તેજ બીજું રૂપ ધારણ કરી, વિલાસ, ભોગવવા મહારાજરૂપે મૃત્યુલોકમાં પધારેલ છે.

नाम रुप गुण सहितम, पुरष प्रकृति मुदाय;
ब्रंह्म विना अणुभर नहि, ए अद्वैत सुधाय. ॥३५॥

નામ, રૂપ અને ગુણવાળાં જે પુરુષ અને પ્રકૃતિ તેમાં મુદ્રારૂપે બ્રહ્મ રહેલું છે. તેના સિવાય અણુમાત્ર ખાલી નથી. અર્થાત્ જગતભરનાં પુરુષ આદિ સર્વ તત્ત્વોમાં બ્રહ્મ ભરેલું છે. આ પ્રમાણે વલ્લભાચાર્યે પોતાના શુદ્ધાદ્વૈત મતનું પ્રતિપાદન કરેલું છે. (હવે આ પ્રમાણે વલ્લભના મતાવલંબીઓ માનતા હોય તો તેમણે એટલું જરૂર માનવા જેવું છે અને તે સાથે વિચાર કરવાનો છે કે જ્યારે શુદ્ધ બ્રહ્મનો વિસ્તાર અણુરેણુમાં પણ થયો છે, ત્યારે સર્વ લોકની ગતિ ભિન્ન ભિન્ન કેમ છે ? અને તે સુખદુઃખથી પીડાતા કેમ દેખાય છે ? અને તેમ દેખાવાનું કારણ કયું છે ? કદાચ કહેશો કે પુણ્ય પાપના યોગે તે ઉંચા તથા નીચા વર્ગમાં થયેલા છે. પણ આમ કહેવાને તમારો હક્ક રહેતો નથી; કારણ કે શુદ્ધ બ્રહ્મ અવ્યક્ત નિર્વિકારી છે. તેને પુણ્ય પાપ ભોગવવાનો વિકાર ક્યાંથી હોઈ શકે ?)

जनम मरण जीनु सुखदुःख, ओरु जग जड प्रभाव;
ए दोषण दुरघट गति, ब्रंह्मकु अति अंन्याव. ॥३६॥

હે વલ્લભમતના અનુયાયીઓ ! તમારા સિદ્ધાંત અનુસાર 'શુદ્ધાદ્વૈત બ્રહ્મ' એકરૂપ હોવા છતાં બહુરૂપે વિલસેલું છે. આમ તમે કહો છો તો પણ સુખદુઃખવાળાં જન્મ મરણ તેમને ભોગવવું પડે છે. તેમજ જે બ્રહ્મ વિલસેલું છે તેનો પ્રભાવ તો જડ છે, તેને લેશમાત્ર જ્ઞાન રહ્યું નથી. આમ છે છતાં તમે તેને શુદ્ધાદ્વૈત શાથી કહ્યું ? આ દોષરૂપ ગતિને સમજવી દુઘર્ટ છે. તેમજ જગતભરના પાપની શિક્ષા શુદ્ધદ્વૈત બ્રહ્મને જ ભોગવવી પડે એવા પાપવાળા અતિ અન્યાય કરનાર સિદ્ધાંતને કોણ મતલબે તમોએ પ્રતિપાદન પૂર્વક કર્યો છે ?

बोहोरु जगत अज्ञानकी, तेही न घटत पद ब्रंह्म;
ए दोषापति दुरसही, लगे करम न्हेः करम. ॥३७॥

વળી બીજીવાર કહું છું કે જગતભરનું જે અજ્ઞાન તે બ્રહ્મપદમાં ઘટતું નથી અને ઘટાવી શકાય પણ નહિ. તથાપિ આ દોષાપતિ તમારા ધર્મ સિદ્ધાંતમાં હોઈ તે અનુસાર ન્હેઃ કર્મરૂપ બ્રહ્મને કર્મ ભોગવવાં પડે છે આવા દોષવાળું તે નથી છતાં. તમારી ઈંદ્રિયોની લાલુપતાની ખાતર બ્રહ્મનેદોષવાળું કહેવડાવો છો એ આશ્ચર્ય પામવા જેવું છે.

एही अद्वैत सुधायको, कीन मरम गतिसार;

वल्लभ ओरु विठ्ठलतणो, अनुभव तत्त्व विचार. ॥३८॥

ઉપર મુજબ વલ્લભના તથા વિઠ્ઠલના શુદ્ધાદ્વૈત મતનો જે સાર હતો તે કહ્યો. એને જ તેમના અનુભવ તત્ત્વનો વિચાર કહો અથવા તો એ ઈંદ્રિયોની તૃપ્તિ કરવા પ્રપંચ રચ્યો છે એમ કહો, ગમે તે કહો પણ તેમના મતનો મૂળ મુદ્દો આ પ્રમાણે જ છે.

विषयानंद वरतावन, करन आप ईतिहास;

तेही मतलब कारन कीये, जड जग ब्रंह्म विलास. ॥३९॥

શુદ્ધાદ્વૈત બ્રહ્મ જડરૂપ જગતમાં વિલાસ કરી રહેલું છે એ સંબંધી ઈતિહાસની રચના વલ્લભાચાર્યે પોતે જ કરેલી છે અને વિષયાનાનંદ ભોગમાં વિલાસ ભોગવવાની મતલબની ખાતર જ વિસ્તારપૂર્વક એ ઈતિહાસ તેમણે રચેલો છે.

जो जड जग खलु ब्रंह्महे, तो क्यौं भये अज्ञांन;

ओरु कोई कोई मही संतही, पायहु ज्ञांन निदांन. ॥४०॥

વલ્લભાચાર્યે વિષય ભોગવવા તથા ઈંદ્રિયોની લોલુપતા પૂરી પાડવા જગતમાત્રને જડ કહેલું છે અને 'ખિલ્વદમ્ બ્રહ્મ' એટલે આખાએ બ્રહ્માંડમા બ્રહ્મ પોતે જ વિલાસ કરી રહેલું છે એમ કહ્યું છે. તેમના કહ્યા પ્રમાણે આમ જ હોય તો હું પૂછીશ કે અજ્ઞાન કોને થયું ? બ્રહ્મને થયું કે જગતને થયું ? તમે કહેશો કે જગતને થયું તો તમારા મત પ્રમાણે જગત જડ છે જેથી તેને અજ્ઞાન સંભવતું નથી, અગર કહો કે બ્રહ્મને થયું તો તે વાત પણ માની લેવી મુશ્કેલ છે. વળી જગતમાં સંત દશાના સંત મહાજનો છેવટની જ્ઞાન દશાને પામ્યા છે અને તે સિવાય બીજા અજ્ઞાની રહ્યા છે; તો સત્ય શું માનવું ? કારણ કે :-

ज्ञानी ओरु अज्ञांनही, एही उभय अनुकरम;

घटे नहि अद्वैतमे, क्यौं उचरे विनु मरम. ॥४१॥

જ્ઞાનીનો વર્ગ અને અજ્ઞાનીઓનો વર્ગ આ બન્ને અનુક્રમવાળા પ્રકાર શુદ્ધાદ્વૈત બ્રહ્મમાં ઘટતા નથી. તો પછી વલ્લભાચાર્યે આ મર્મને સમજ્યા સિવાય કોણ કારણે ઉચ્ચાર કરેલો છે ?

मरम लहे बीनु महादनो, आप थकी पतिआंन;
प्रभु थइने विषये वहे, ईद्रीने अविलान. ॥४२॥

પોતાથી પોતાના મહાન પતિ જુદા છે એ વિષેનો મહદ્ મર્મ ગતિપુર્વક સમજ્યા સિવાય વલ્લભ પોતે વિષયાનંદ ભોગવવા તથા ઈંદ્રિયોને વિલાસ કરાવવાની ખાતર પ્રભુ થઈ બેઠા છે.

पोताथी कोईपर नहि, उर अद्वैत मतंत;
ब्रंह्माकीट पतंग ल्यौं, असमी केहे सतंत. ॥४३॥

વલ્લભ કહે છે કે 'મારા પોતાથી જુદો બીજો કોઈ નથી.' આવી મતલબનો શુદ્ધાદ્વૈત મત તેમણે રચ્યો છે. અને તે મતનું સંરક્ષણ કરવાની ખાતર કીટ પતંગથી લઈ બ્રહ્માદિક સુધીના સર્વ 'અહમબ્રહ્માસ્મિ' એક સ્વતંત્ર અદ્વૈત બ્રહ્મ જ છે એમ તેમણે મનાવેલું છે.

पण न लहे गति तरंणकी, पुनी निज तंनकी आद्य;
नाड देखावत वैदकु, कुन लगी मोई व्याध. ॥४४॥

વલ્લભ પોતે પોતાના શરીરના તત્ત્વોની રચના કેવી રીતે છે તે જાણી શકેલા હોય એમ જણાતું નથી, છતાં તે પ્રભુ થઈ બેઠેલા છે એ આશ્ચર્ય પામવા જેવું છે. વળી ભવસાગર કેવી રીતે તરવો તે પણ સમજી શકેલા હોય એમ લાગતું નથી. કારણ કે જ્યારે જ્યારે પોતાના શરીરમાં વ્યાધિ ઉત્પન્ન થાય, ત્યારે તે વ્યાધિને પોતે સમજી શકતા નથી, જેથી વૈદની સલાહ મુજબ નાડી બતલાવી રોગની પરીક્ષા કરાવરાવે છે. જો વલ્લભ પોતે પ્રભુ હોત તો વૈદ જેવાની સલાહ લેવાની જરૂર રહેતી જ નથી.

यौं अंतर अज्ञांनही, मुखसे कहे सतंत;
एसे ज्ञांन विटंडसे, भव भुगते नहि अंत. ॥४५॥

આ પ્રમાણે વલ્લભના અંતરમાં અતિ અજ્ઞાન ભરેલું છે. છતાં 'હું સ્વતંત્ર બ્રહ્મરૂપે વિલાસ કરી રહ્યો છું.' એમ મુખ વડે માત્ર ઉપલક જ કહે છે. આવા વિતંડાવાદવાળા જ્ઞાનથી ભવભરમાં કર્મની સજા ભોગવવા અનેકવાર અવતરશે છતાં અંત આવશે નહિ.

**ज्यौं नरपकी नारको, नरपत थई करे संग;**

**जाण परे निज नरपकु , तुरत करही तन भंग. ॥४६॥**

દાખલા તરીકે એક રાજા હતો. તેને ફરજનમાં માત્ર એક દીકરી હતી. તે સિવાય તેને કોઈ ફરજન હતું નહિ. તે રાજાએ પોતાની કુંવરીનું વેવિશાળ એક મહાન સમૃદ્ધિવાળા રાજા સાથે કર્યું. એટલે તે રાજા તરફથી ખાડું આવ્યું કે તરત જ રાજાની કુંવરીનું લગ્ન થયું, લગ્ન થયા પછી ખાડું ચાલ્યું ગયું અને કુંવરી બાપને ઘેર રહી. કુંવરી બાપને ઘેર રહી ઉછરી મોટી થઈ. ઉંમર લાયક થતાં તેનાં માતાપિતા વિગેરે ગુજરી ગયાં એટલે વંશમાં એક કુંવરી સિવાય કોઈ રહ્યું નહિ. હવે બીજી બાજુ જે રાજાએ ખાંડા દ્વારા લગ્ન કર્યું તે રાજા સદરહુ બાઈને બોલાવી શક્યો નહિ એટલે માતા પિતા સિવાયની કુંવરીએ પોતાના અસલ પતિ ઉપર પત્ર લખ્યો. તે પત્ર રાજ્યના કારોબાર ચલાવનારાઓ પૈકી એક કૃતઘ્ની કારભારીના હાથમાં આવ્યો. તેણે જાણ્યું કે આ લગ્ન ખાંડાથી થયેલું છે એટલે સદર બાઈ રાજાને ઓળખી શકતી નથી. આમ વિચારી રાજ્યનો કારભાર ચલાવનારા પૈકી પેલો બેવફા અમલદાર રાજાની ગેરહાજરીનો દાવ સાધી રાજાનો વેશ ધારણ કરી સદરહુ માતા પિતા સિવાયની રાજકન્યાને ઘેર ગયો, અને હું તારો પતિ છું એમ સમજાવી તેને ત્યાં રહી ભોગ વિલાસ કરવા લાગ્યો, તે દરમ્યાનમા પેલો મોટી સમૃદ્ધિવાળો રાજા પોતાનો દેશ તપાસવા ઘણું લશ્કર લઈને નીકળ્યો હતો. ફરતાં ફરતાં જે સ્ત્રી સાથે તેનું ખાંડાથી લગ્ન થયું હતું, તે ગામના પાદરે આ રાજાનો મુકામ આવી પડ્યો અને ત્યાં જ પડાવ નાખ્યો. તે ગામ પણ રાજાનું જ હતું. જેથી તે ગામના રાજાનાં મકાનો ઘણાં ઉંચાં હોઈ. સૌંદર્યતાથી શોભીતાં જોઈ તે મોટી સમૃદ્ધિવાળા રાજાએ પોતાના દિવાનને પૂછયું કે આ મકાન કોનાં છે ? તેના ઉત્તરમાં દીવાને કહ્યું, જનાબ પરવરદિગાર, ગરીબ નવાજ, આપ પોતે જ રાજાની રાજકન્યા સાથે ખાંડાથી લગ્ન કર્યું છે તેજ રાજાનું આ ગામ છે. અને આ મકાન તેમનાં જ છે. આ સાંભળતાં રાજા ચક્તિ થયો અને તરત

જ ઉપર જણાવેલા મોટા મકાનમાં આવી ગયો. તે પ્રસંગે બનાવટી કૃત્રિમ રાજાનો વેશધારી સ્વાંગ સજીને જે રાજા બન્યો હતો તે ગભરાયો, ભયભીત બન્યો અને કરગરતી હાલતે માફીની યાચના કરવા લાગ્યો. પણ રાજાને આ પાપજાળની ખબર પડતાં તરત જ તેણે તેનું મસ્તક ઉડાવી દીધું.

त्यौं नरपत करता निज, जीनु नार संसार;
तीनमे मुगता थई रमे, अंत खावही मार. ॥४७॥

ઉપરના દૃષ્ટાંતનો સિદ્ધાંત એવો છે કે મોટી સમૃદ્ધિવાળા રાજાની જગ્યાએ અનંત બ્રહ્માંડના પતિ સકર્તા સર્જનહારને જાણવા, અને સ્ત્રી રૂપ સમસ્ત સંસાર સમજવો. હવે ભક્તિ એ સ્ત્રી જાતિ છે અને ભક્તિનો પતિ એ જ કર્તા ધણી છે. જ્યારે સ્ત્રી રૂપ સંસારમાંથી ભગવતીજનોને પ્રભુ રૂપ પતિપદ પ્રાપ્ત કરવાની ઈચ્છા થઈ ત્યારે કર્તા ધણીને નામે જગતને ધુતી ખાનારાઓ મોટા મોટા આચાર્યો તથા ધર્મગુરૂઓ તથા ઈશ્વરને નામે દલાલું કરનારાઓ જગતના જીવોને કર્તાની બિન ઓળખાણને લીધે અમે પોતે પરમેશ્વરો છીએ એવી ખોટી છાપ પાડવા 'એકોહમ્ બહુ શ્યામ્' એટલે હું એક અદ્વૈત હોવા છતાં જડ જગતમાં બહુરૂપે વિલાસ ભોગવવા હું પોતે જ અનંત રૂતે થયો છું એમ સમજાવી તે જગતના ધણી (કર્તા) થઈ બેઠેલા છે. એથી જ તેઓ ભય સિવાય મુખત્યારીના માલિક જેવા થઈને ઈંદ્રિયો દ્વારા અવિલાનપૂર્વક રમણ કરે છે. પણ યાદ રાખજો કે તેવા બીભત્સ કર્મ કરનાર વિતંડાવાદીઓને જિંદગીની છેવટે કરેલા પાપની સજા ભોગવવા કર્તા ધણી તરફથી અનહદ માર ખાવો પડશે. તે વખતે મુખના સ્વતંત્ર પુરૂષો જેમણે ઈંદ્રિયોના સ્વાદનો મીઠો રસ ચાખવાની ખાતર જે અન્યાય કરેલો તેની સામે બચાવ તરીકે તેમને કોઈ પણ મદદગાર મળશે નહિ.

या विधके अनुभव भये, सांम्रत क्रता नचीन;
त्याग भक्ति वहितलवीट, काहुके नहि आधीन. ॥४८॥

ઉપર કહેલી વિધિ પ્રમાણે વલ્લભ વિષયનો પાઠ ભણ્યા અને તેમના ભગવતીજનોને ભણાવ્યો; અને તેમણે તેમાં અનુભવ પણ ખૂબ લીધો, પણ સમર્થ સકર્તા સર્જનહારને ન જાણ્યા અને ન જાણવા દીધા. વળી ઠગવત્ ક્રિયા સાધક તરીકે ઉપલક દૃષ્ટિએ દેખાડવા

પૂરતો ત્યાગ ભક્તિનો વહીતલ વિતંડા જેવો ડોળ રાખી કોઈ તત્ત્વજ્ઞ પુરૂષને આધીન થયા નહિ. ક્યાંથી થાય ! જો તેમ કરવા જાય તો પોતાની શ્રેષ્ઠતામાં ન્યુનતા આવે.

पाप पुनथी नवडरे, अंतर गतमे एह;
विश्व ठगन शुभ करमको, राखत उपलो वेह. ॥४९॥

પાપપુણ્યનો જરા પણ ભય વલ્લભ મતના મહારાજોના અંતરમાં નથી. તેમણે માત્ર ઉપલક વિશ્વના સઘળા લોકોને ઠગવા પૂરતો સારા કર્મોના વેશરૂપ સ્વાંગને સજી રાખેલો છે.

जीनमे करता कहो कीनु, समज सिद्धांत शुधाय;
याते पण छेवट रहे, अकरम मरम मुदाय. ॥५०॥

આ પ્રમાણે વલ્લભના શુદ્ધાદ્વૈત સિદ્ધાંતની સમજ છે; તો વિચાર કરીને જુઓ કે આમાં કર્તાપદ શું સમજવું ? અને કર્તા કોને માનવા જોઈએ ? વળી જે મહારાજો પોતાને પરમેશ્વર મનાવરાવે છે તેમનું વર્તન અત્યાર સુધી આપણે વર્ણવતા આવ્યા છીએ તે પ્રમાણે હોઈ અકર્તા બ્રહ્મનો મર્મરૂપ મુદ્દો તેમના માનવા મનાવવાથી છેવટે રહી ગયેલો છે. તે છેવટે અકર્તા બ્રહ્મ એજ તેમના મુદ્દારૂપ હોઈ એજ તેમનો સિદ્ધાંત છે. આ પ્રમાણે વલ્લભમતનો સારાંશ પૂરો થાય છે.

## ન્યાયશાસ્ત્રનું ખંડન - ન્યાય શાસ્ત્રનો સિધ્ધાંત

सुनो न्यायके निरमित, पंच तत्त्व गुण प्राय;
आद्य अंत अणुवत रहे, समले स्त्रष्ठ तदाय. ॥५१॥

હવે મહામુનિ ગૌતમ તરફથી રચાયેલા ન્યાયશાસ્ત્રમાં જે દ્રવ્યોનું પ્રતિપાદન કરી બતાવ્યું છે તે રચના પણ એક વિલક્ષણ જાતની છે. કારણ કે આપણે જેને તત્ત્વો કહીએ છીએ તેને તેઓ પરમાણુ કહે છે. કર્તાવાદી તત્ત્વોથી જગત રચાયું છે એમ કહે છે, ત્યારે ગૌતમ કહે છે કે કોઈ કાળે અનંત પરમાણુ ભેગાં થઈ જવાને લીધે સ્થુલ સૃષ્ટિરૂપ કાર્યવાળું જગત બંધાય છે. આમ તે મતભેદ જણાવે છે. વળી સદરહુ પરમાણું રૂપ પંચ તત્ત્વ, ગુણ વગેરે

આદિ અંતમાં અણુરેણુના જેવાં સૂક્ષ્મરૂપે રહ્યાં ઉપરાંત સમલ એટલે ભેગાં થઈ જવાથી સ્થુલરૂપ સૃષ્ટિ ગુણે કરીને દેખાય છે. અને તે સૃષ્ટિ પ્રલય વખતે પરમાણુરૂપ થઈ જાય છે. એથી જ ગૌતમનો મત પરમાણુ નષ્ટ થતાં નથી એમ માને છે.

पण निज अणु अनादके, आद्य अंत मद्य सोय;
कृखीकाज वत ईश्वर, विछरन करन समोय. ॥५२॥

ગૌતમ કહે છે કે આદ્ય, અંત અને મધ્યમાં નાશ નથી પામતાં એવા જે નિજ અણુરેણુ રૂપ પરમાણુઓ રહેલાં છે તે વિખુટાં પડેલાં પરમાણુઓને ઈશ્વર એકત્ર કરીને જગતની રચના રચે છે. જેમ ખેડૂત ખેતી કરવાના સાધન રૂપ બીજરૂપ રકમ વડે ખેતી કરી શકે છે તેવી જ રીતે ઈશ્વર પરમાણુ વડે જગત રચે છે.

कृखी बीज नहि करतल, निज कण करन पसार;
त्यौं कृखीवतपद ईश्वर, मुद्दे न निज किरतार. ॥५३॥

મહામુનિ ગૌતમના મતે પરમાણુ અનાદિનાં ઠરે છે; તો પછી સદરહુ પરમાણુ ઈશ્વરે બનાવેલાં નથી એમ સાબિત થાય છે. ખેમ ખેડૂત બીજનો કર્તા નથી પણ નિજ કણરૂપ બીજનો પ્રસારો કરે છે; પણ તે બીજમાં જે રકમો પોખેલી છે તેમાં ઓછું વત્તુ થઈ જાય તો ખેડૂતની મગદૂર નથી કે તેને સમતોલ કરી શકે; તેવી જ રીતે ગૌતમે સ્થાપન કરેલું જે ઈશ્વરપદ તે ખેડૂતના જેવું માત્ર નિજ અણુથી પ્રસારો કરનાર છે એમ સાબિત થાય છે. આ ઉપરથી એમના મત પ્રમાણે સિદ્ધ થાય છે કે મુદ્દારૂપ નિજ કર્તાપદ તેમણે પ્રાપ્ત કરેલું નથી.

एही निज न्याय सिद्धांतके, नरणित कीये निरु प;
ईनमे पण अकरत थपे, नहि निजक्रता जनुप. ॥५४॥

આ પ્રમાણે ગૌતમ મુનિથી રચાયેલું ન્યાયશાસ્ત્ર છે. તેના સિદ્ધાંતનો સારરૂપ નિર્ણય કરી બતાવ્યો છે. તેમાં પણ કર્તા સિવાયના અકર્તાપદની સ્થાપના કરેલી હોવાથી નિજકર્તા પદ જણાવેલું નથી.

सकल तत्त्व अंणु आदके, करीत न्याय निज थाप;
तब करता ईश्वर कीनु, अकरत रहे अबाप. ॥५५॥

ન્યાયશાસ્ત્રમાં અણુરેણુથી લઈ સર્વ નિજ તત્ત્વોની સ્થાપના કરી છે; તો પછી ઈશ્વરે શું કર્યું કે તેમને કર્તા કહી શકાય ? એથી જ તે અકર્તા હોઈ તેઓ બાપ સિવાયના રહેલા છે.

## સાંખ્ય શાસ્ત્રનું ખંડન - સાંખ્ય શાસ્ત્રનો સિધ્ધાંત

सांख्य सिद्धांतकी कहतहुं, निजगंम लक्ष लखाय;
आचारज मुनिकपिलही, जीनु अनुभव करताय. ॥५६॥

સાંખ્ય શાસ્ત્રના કર્તા આચાર્ય કપિલ મુનિ છે. તેમના સિદ્ધાંતનો નિજગમ લક્ષ વિષેનો અનુભવ શું છે તે સાંભળો.

सकल तत्त्व अविलोकीके, भाग त्याग करी भिन्न;
वदित अलग आत्मा सदा, नरमेयु मोक्ष नचीन. ॥५७॥

જગતભરના સર્વ તત્ત્વોનું અવલોકન કરીને ભાગ ત્યાગની ભિન્ન ભિન્ન લક્ષણાનું વર્ણન કરતાં છેવટે તે જણાવે છે કે સત્યરૂપ આત્મા સદાને માટે અલગ છે. જેનો મોક્ષ નિશ્ચિત અવસ્થામાં નક્કી કરેલો છે.

आपना आप विसरनते, विमुख हुते अज्ञांन;
आपा लहेन अमुक्तही, जंब पाया निज ज्ञांन. ॥५८॥

કપિલ મુનિએ નચિંત (નિશ્ચિંત) દશામાં આત્માની મોક્ષરૂપ ગતિ માની છે. તે ગતિરૂપ આપપણાને (પોતાનો) આત્મા પોતે વીસરી ગયો એથી તે વિમુખ એટલે ઉલટો થવાથી તેને અજ્ઞાન થયું. એ કારણે પોતે પોતાના સ્વરૂપને ભૂલી ગયો; જેથી મુક્તિના અધિકાર સિવાય રખડતો થઈ જવાને લીધે તેણે અજ્ઞાન પ્રાપ્ત કરેલું છે.

न लहे आप अमोक्षथे, आपा लहे समोक्ष;
ईन पण करता निज, रही गये परम परोक्ष. ॥५९॥

કપિલ કહે છે કે પોતાના સ્વરૂપને નહિ જાણવાને લીધે જે મોક્ષ મેળવી શકેલા નથી તે અમોક્ષરૂપ બંધનથી ત્યારે જ છૂટી શકશે કે જયારે તેને પોતાના સ્વરૂપનું જ્ઞાન થશે અને મોક્ષ પણ ત્યારે જ થશે. આ બાબત વિષે કપિલે ઘણા લંબાણથી લખાણ લખેલું છે; પણ નિજ પરમ સકર્તા કેવલની જાણ તેમના વિસ્તારપૂર્વક લખેલા સાંખ્યશાસ્ત્રમાં પરોક્ષ બાકી રહી ગયેલી હોય એમ જણાય છે.

आपा लहे समोक्षही, करही तत्त्व त ज्ञान;
ऐसा साम्रथ आपथा, तो क्यों था अज्ञान. ॥६०॥

કપિલના કહેવા પ્રમાણે તત્ત્વોની ભાગ ત્યાગ લક્ષણા કરતાં જે જ્ઞાન થાય છે તે જ્ઞાન વડે પોતાના સ્વરૂપને જાણી શકે છે. અને સમોક્ષહી એટલે તે આત્મા મોક્ષ પામેલો કહેવાય છે. આ આત્મા સિવાય તેનાથી પર બીજી કોઈ વસ્તુ નથી એવો તે પોતે સમર્થ છે તો પછી તેવા સમર્થ આત્માને અજ્ઞાન શાથી અને કેવી રીતે થયું ? અને તેમ થવાના સંજોગો શાથી મળ્યા ? (જે આત્મા સ્વરૂપે થયો છે તેને તેનાથી પર કોઈ મહદ્‌નું પોષણ ન મળે તો તે આત્મા કેવી રીતે રહી શકે ? વળી કોઈ પણ વસ્તુ પાત્ર સિવાય રહી શકતી નથી, તો સદરહુ આત્મા તત્ત્વના સમૂહથી જુદો પડયા પછી શા આધારે રહી શક્યો છે ? તેમજ કર્તા સિવાય આત્મા અખંડરૂપે, એકલો કોણ સત્તા પામીને રહેલો છે. વળી જે આત્માનું વર્ણન કરો છો તેને તમો વ્યાપક માનો છો અને તેવા આત્મા અનંત છે તો વ્યાપક પદ તમારા સિદ્ધાંતે અનંત ઠરે છે; પછી વ્યાપકમાં બીજો વ્યાપક કેવી રીતે રહી શકે ! બીજું આત્માઓ મુદ્દા રૂપે એક જ હોય તો એક આત્મા બીજા આત્મામાં કેમ ભળી ન જાય ? અને જો ભળી જાય તો અનંત આત્મા કહ્યા તે વાત ખોટી ઠરે છે. કદાચ કહો કે આત્મામાં આત્મા ભળતો નથી, તો અનંત આત્માઓને એક બીજાથી જુદા રાખી શકે એવું શું આવરણ તે આત્માઓની વચ્ચે પડેલું છે કે જે આવરણે કરીને અનંત આત્માઓ જુદા રહે છે, વળી આત્માની વ્યાપક વિભૂને તત્ત્વરૂપ આવરણ અટકાવી શકતું નથી; કારણ કે આત્માની ગતિ તત્ત્વથી વધારે શ્રેષ્ઠ છે. આ વિષયમાં સંતોષકારક ખુલાસો કપિલે કરેલો નથી. માત્ર (જે આત્મા) તત્ત્વથી છુટી ગયો તે આત્માની પરમગતિ થાય છે, આવું માનવું જો કપિલનું હોય તો તે ભૂલ ભરેલું દેખાય છે.)

जो आगे अज्ञानथा, तदिपि होहु अबफेर;
बिच ज्ञान तो कया भया, ए लख बड अंधेर. ॥६१॥

વળી તમારા મતે આત્મા અનાદિકાળથી તત્ત્વના બંધનમાં પડેલા છે, તે ઉપરથી એમ સાબિત થાય છે કે આત્માને આગળથી જ અજ્ઞાન થયેલું છે. હવે અત્યારે તત્ત્વોની ભાગ ત્યાગ લક્ષણાનું જ્ઞાન આપી બંધનથી છુટો કરશો તો બીજીવાર પણ અજ્ઞાન થશે. આમ આજુબાજુ અજ્ઞાન અને વચમાં જ્ઞાન થાય તો તેથી શું થયુ ! તથા તે શું કામનું ! કપિલનું આ જ્ઞાન ઘણા ઘોર અંધકારથી ભરેલું છે. (વળી જે આત્માને પ્રથમ અજ્ઞાન છે તેને વચમાં જ્ઞાન આવ્યું તો સંભવે છે કે પાછળ પણ અજ્ઞાન થશે. આવા પ્રકારના મોક્ષનું જ્ઞાન અજ્ઞાની જનોને જ ખુશી થવા જેવું છે. વળી તત્ત્વ સામગ્રીનાં પરમાણુઓ અનાદિકાળનાં છે અને બીજી બાજુ આત્મા પણ અનાદિ કાળનો છે. એ બન્ને અનાદિકાળની વસ્તુઓ પૈકી અજ્ઞાન દૂર કરવું હોય તો તે બની શકે તેમ નથી.)

जीनु परसत ज्ञानही, तीनते मोक्ष न होय;
तबते आपना आपनसे, नहिन काज विधि कोय. ॥६२॥

જે આત્માને અજ્ઞાન સ્પર્શ કરી શકે છે તે અજ્ઞાનનુ સ્વરૂપ તે આત્માના જેવું જ હોવું જોઈએ. સ્પર્શ ધર્મ સ્વજાતિ સ્વજાતિ સાથે હોય છે. વિજાતિ સાથે હોતો નથી. તો અજ્ઞાનનું સ્વરૂપ આત્મા જેવું કહી શકશો કે કેમ ? કહો કે તેમ નથી તો અજ્ઞાને આત્મા સાથે સ્પર્શ કેવી રીતે કર્યો ? વળી તે અજ્ઞાનને ભ્રાંતિરૂપ સમજી આવરણ તરીકે ઓળખાવશો તો તે આવરણ આવરણવાળા તત્ત્વને જ ઢાંકી શકે છે, આત્માને નહિ. તો પછી આત્મા અને અજ્ઞાન સેળભેળ માનવાનું કારણ શું છે ? તેમજ સેળભેળ માનીએ તો તે આત્માનો અનંતકાળે પણ મોક્ષ થાય નહિ. તો પછી પોતે પોતાની મેળે કાજરૂપ સિદ્ધિ મેળવવી હોય તો તે બની શકશે નહિ. વળી પોતાના સ્વરૂપને જાણે તો પણ કાર્ય થશે નહિ.

भाग त्याग करतां निज, उबरीत सांख्य सराय;
एही व्यापक अद्वैतपदे, पुरणब्रंह्म पराय. ॥६३॥

સાંખ્ય એટલે સાંખ્ય દર્શન અર્થાત્ કપિલ મુનિએ રચેલું દર્શન. વળી છ વૈદિક દર્શનોમાંનું એક શાસ્ત્ર, તે શાસ્ત્રમાં તત્ત્વોની ભાગ ત્યાગ લક્ષણા કરતાં જે ઉગરતી છે તે નિજ આત્મરૂપ પૂરણ બ્રહ્મ અદ્વૈત વ્યાપકરૂપે રહેલું પદ છે, તેજ સર્વ તત્વોથી પરહોઈ તે ઉગરતી વસ્તુ સમજાવવા કપિલે સાંખ્ય શાસ્ત્ર નક્કી કર્યું છે. તે બ્રહ્મને જ પોતે પોતાનું સ્વરૂપ છે એવું ઘટોઘટ દર્શાવનારું છ દર્શનો પૈકી આ એક દર્શન છે.

तब आपाथा ब्रह्मही, पूरण पदे सतंत;
तीनु आद्ये अज्ञानकी, कहीहुती सांख्य मतंत. ॥६४॥

તે આપનપુરૂપ આત્મ બ્રહ્મ પૂર્ણપદ સ્વતંત્ર છે અને તેજ બ્રહ્મને આગળથી જ અજ્ઞાન થયેલું છે, એવું સાંખ્ય દર્શનના મતે પ્રતિપાદન કરેલું છે.

जो आपथा ब्रह्महो, तीनु भया अज्ञांन;
दुसर विना एही दोषण, निजपद लगे निधांन. ॥६५॥

તમો આપનપુરૂપ આત્મ બ્રહ્મને એક અદ્વૈત કહો છો અને તે સિવાય ચૈતન્યરૂપે બીજો કોઈ નથી તે જ બ્રહ્મને અજ્ઞાન થયું છે એમ કહો છો. તો તે નિશ્ચયાત્મક નિજ પદરૂપ બ્રહ્મને જે અજ્ઞાન લાગેલું છે તે અજ્ઞાન બીજા સિવાય કોણ સમર્થ છે કે જે મટાડી શકશે ? વળી તમારા મતે કોઇ બીજો તો છે જ નહિ, તો એ અજ્ઞાનયુક્ત બ્રહ્મ જાણવાથી કેવી રીતે છૂટી શકશે ? અર્થાત્ આ નાના વિધ પ્રકારની કપિલે કહેલી વાતોથી જીવને ગુંચવાઈ મરવા જેવું છે.

## શેષ નારાયણથી રચાયેલા પતંજલી શાસ્ત્ર (યોગદર્શન)નું ખંડન

## શેષ નારાયણથીરચાયેલા પતંજલી શાસ્ત્ર (યોગદર્શનનો) સિધ્ધાંત

अब निज शेष सिद्धांतकी, कहत सुनो चितलाय; ॥६६॥
साधन प्रणव समासके, जोगनदर मत ताय.

હવે પતંજલી શાસ્ત્ર (યોગદર્શન)ના વક્તા શેષ નારાયણના સિદ્ધાંતની શું હકીકત છે તે કહું છું જે ચિત્ત દઈને સાંભળો. પ્રાણ અપાન બન્ને પ્રણવનો સમાસ એટલે સમરૂપ સમવેશ કરવાનો યોગેન્દ્ર એટલે યોગીઓમાં શ્રેષ્ઠ યોગી એવા જ શેષજી તેમનો મત હોઈ તે પ્રણવના સાધન વડે સાધવાનો છે.

जोगनदर जत मत रही, तन सोधन गुण ज्ञांन;
आप चीनतां रही गये, निजपति परम ठेकान. ॥६७॥

યોગીજનો ઈંદ્રિયોને જત મત રાખવા ઉપરાંત પ્રાણને નિયમમાં લાવી શરીરમાં રહેલા તત્ત્વોમાં ગુણનું શોધન કરે છે; તેમજ નિત્યપ્રતિ શોધન કરવા યમ નિયમ આદિ યોગની અષ્ટ લક્ષણાઓ વડે પ્રાણની સિદ્ધિ મેળવે છે. (એથી જ નાટ્યાચાર્યો જેવા અનેક પ્રકારના રંગનો પાઠ ભજવી શકે છે.) આમ કરવા પાછળ યોગીઓનું ધ્યેય પ્રણવ આદિ જડ તત્ત્વોની પાછળ વહી ગયેલું છે. એ કારણને લીધે પોતે પોતાના સ્વરૂપને જાણવા ઉપરાંત નિજ પરમગતિના પરમ ઠેકાણાને જાણવામાં પ્રથમથી જ ભૂલા પડેલા છે.

तेही आपा निज अलपित, हविन तत्व रंगीन;
पुनी तत विसरन क्या भया, जब निज करता नचीन. ॥६८॥

જે આપનપુ રૂપ આત્મા જાણવાની ઉમેદવારીએ યોગનાં સાધન સાધ્યાં છે; તે આપનપુ રૂપ નિજ આત્મા અલ્પજ્ઞ હોઈ તત્ત્વોના રંગથી રંગાયેલો છે. જેમાંથી છુટા પડવાનું મુશ્કેલ છે. વળી જ્યાં સુધી નિજકર્તા જાણવામાં ન આવે ત્યાં સુધી તત્ત્વોથી વિખુટા પડીને રહેવા માગતા હો તો પણ તે કાર્ય સિદ્ધ થવાનું નથી. કારણ કે આત્મા પોતે જ તત્ત્વોના ઘરવાળો છે. (તે ઘર પ્રણવ ઘૂંટી રાખનારાઓ ઓળખી શકશે નહિ. વળી તમો તત્ત્વોથી જુદા પડયા છો એમ ભલેથી માની લો; પણ આત્મા કદી તત્ત્વોથી જુદો પડી શકતો નથી. માત્ર પ્રણવ સાધન વડે ઘણો ટાઈમ જીવી શકો તથા રિદ્ધિ સિદ્ધિ ભોગવી શકો; એ સિવાય પરમપદને પરમ સુખ રેખ માત્ર મેળવી શકશો નહિ.)

ज्यौं तांबा क्रत कुंभकुं , लगी तब कीसमीस काय;
मंजीत होवे उजवल, फेरी कायनकी काय. ॥६९॥

જેમ તાંબાનું કૃત ઘડો છે તેને વિકારયુક્ત કાટ લાગે છે. તેને માંજવાથી કાટ ઉતરી જાય છે એટલે ચોખ્ખું તાંબું દેખાય છે. પણ થોડા વખત બાદ પાછો કાટ વળે છે. આમ તે ઘડાને વખતોવખત માંજો તો પણ તેને વખતો વખત કાટ ચઢ્યા સિવાય રહી શકશે નહિ. તેવી જ રીતે હે યોગીજનો ! તમારા પ્રણવ સાધન વડે આ શરીર રૂપી ઘડાને લાગેલા તત્ત્વના વિકારયુક્ત કાટને દૂર કરી શકશો; પણ ઘડાના કાટની માફક વખતોવખત તત્ત્વોનો વિકાર

લાગ્યા સિવાય રહેશે જ નહિ, કારણ કે તમારા મતે પણ વિકારયુક્ત તત્ત્વના આવરણમાં જ આત્મા રહેલો છે. એથી જ તે શુદ્ધ થઈ શકે નહિ. (વળી તમોએ પણ ઈશ્વર અવર્ણનીય માનેલો છે, એટલે આત્મા મહદ્‌ના જીવન સિવાય જીવી શકે તેમ નથી. વળી આત્મા માપક છે અને માપવાળા તત્ત્વમાં રહેલો છે, અને પરમાત્મારૂપ જે બ્રહ્મ તે અમાપ છે, અને તે તત્ત્વના આધાર સિવાય રહેલું છે. તે બન્નેથી જુદા ત્રીજા ક્રિયા સાધકનું સ્થાપન ન કરો તો આ બન્નેથી પોતે પોતાની મેળે નિવેડો લાવી શકશે નહિ. વળી તટસ્થ પદની સ્થાપના ન હોવાને લીધે તમારી વાતો ઉપર ધ્યાન આપવું મુશ્કેલ છે.)

तेही कुल दरव सकलशिर, अधिपत पारसदांम;
जीनु परसत घट निरमल, कबहु न होवत सांम. ॥७०॥

જેમ તાંબાની આદ્ય લઈ દરેક ધાતુરૂપ દ્રવ્યોની સર્વ શિરશ્રેષ્ઠ અધિપતિ સમાન જે પારસરૂપ દ્રવ્ય છે. તે પારસ જે ઘડાને સ્પર્શ કરી નિર્મળ કરે છે તે ઘડો કદી પણ શ્યામ થશે નહિ. તેવી જ રીતે,

त्यौं घटवत निज आपनपु, करता पारस परसाय;
बोहोरु लगे नहि कीलमीस, अंश पारांगत थाय. ॥७१॥

ઘડારૂપ નિજ આપનપુના અંતર સ્વરૂપને કર્તા કેવલ રૂપ પારસનો સ્પર્શ થાય તો તે આપનપુ રૂપ અંશને કિલ્મષરૂપ આવરણ નહિ લાગતાં તે પારંગત થઈ છેવટની દશા પામી જાય છે. (કર્તા કેવલરૂપ પારસનું ઓળખાણ અંશ સ્વરૂપે થવાથી જ થાય છે અને તે અંશને સ્વરૂપે થવાનું જ્ઞાન શ્રી સમર્થ પરમગુરૂ સિવાય કોઈથી આપી શકાય નહિ.)

जब आपा निरमल कीये, साधन करी सकोय;
निजपति परस विना पुनी, ज्यौंका त्यौं कील होय. ॥७२॥

હે યોગીજનો ! તમો સર્વ કોઈ પ્રણવનું સાધન કરીને આપનપુ રૂપ આત્માને નિર્મળ કરો છો પણ નિજપતિ કર્તાનો સ્પર્શ કર્યા વિના એકલો રહેલો આત્મા પાછો જેવો ને તેવો કલ્મિષરૂપ આવરણવાળો થઈ જશે. તો પછી પ્રણવ સાથે કરેલી સતત મહેનત શું કામ આવી ?

एहीमत पांताजलिनके, कीलमिश गये सकाज;
तबते निज करतायकी, करनन रही समाज. ॥७३॥

ઉપર પ્રમાણે કહેલો મત પંતજલિનો છે તે પ્રણવ યુક્ત સાધન મળે છે ત્યાં સુધી કિલ્મષરૂપ કાટ દૂર થાય છે અને સારાં કામરૂપ સિદ્ધિ મળે છે. પણ સદરહુ પ્રણવયુક્ત સાધન સાધવામાં ન આવે તો શરીરયુક્ત તત્ત્વનાં સાધનો હતાં તેવાં ને તેવાં કાટવાળાં થઈ જાય છે. એથી જ એ શાસ્ત્ર સંપૂર્ણ લેખાય નહિ, કારણ કે તે યોગીઓ હજી પણ નિજકર્તા કેવલની સાથે સમજરૂપ ઓળખાણ કરી શકેલા નથી. યોગીઓ પ્રણવદ્વારા આટલે સુધી ઉંચા ગયા તો પણ એ મહાન પદ સમજવાનું બાકી રહી ગયેલું છે.

## વ્યાસમતનું ખંડન મંડન - વ્યાસ મતનો સિધ્ધાંત

अबजेही व्यास मतंतकी, सुनो सिद्धांत सकोय;
करीत उभय प्रतिपादन, कर्ता अकर्ता सोय. ॥७४॥

હવે વ્યાસ મતનો સિદ્ધાંત શું છે તે સર્વ કોઈ સાંભળો. તેમણે કર્તા અને અકર્તા બન્ને પદનું પ્રતિપાદન કરેલું છે.

करता कीन ईश्वरपद, शक्ति सहित समंद;
ब्रंह्म अकर्ता द्रढ कीये, कारण कंद पुरंद. ॥७५॥

જગતના મહાન મુનિ વ્યાસે જગતના કર્તા તરીકે ઈશ્વરપદ નક્કી કર્યું અને જડરૂપ માયાનો ઈશ્વર સાથે સંબંધ માની માયાયુક્ત પરમેશ્વરની સ્થાપના કરી, અને બીજી બાજુ અકર્તા રૂપ બ્રહ્મને દૃઢ કરી ઈશ્વર અને માયા બન્નેના મૂળ કારણરૂપે, બ્રહ્મરૂપ કંદ હોઈ તે સર્વનું મૂળ છે એમ નક્કી કરેલું છે.

निगम चतुर अविलोकीके, द्वेपायन लख लीन;
तीनकी साख्य सकलमही, जेही ग्रंथ जीनु कीन. ॥७६॥

મહામુનિ વ્યાસજીએ ચાર વેદનું બુદ્ધિપૂર્વક અવલોકન કરી બે પ્રકારનો લક્ષ વેદમાંથી લીધો; એક કર્તાપદ અને બીજું બ્રહ્મરૂપ અકર્તાપદ. એ બન્ને પદનું વર્ણન કરતાં તે વખતોવખત

વેદની સાક્ષી આપવાને ચુકેલા નથી. તેમણે જે જે ગ્રંથો લખ્યા તે તે ગ્રંથમાં વેદની સાખી આપીને જ તે રચેલા છે. (દ્વિપાયન=વેદવ્યાસ).

**ओरु सब आचारजंनमे, गति गंम ज्ञांन गुनेश;**
**प्रसिद्ध प्रोढ जुग जाहर, तीनमे व्यास मुनेश. ॥७७॥**

વળી જગતભરના સર્વ આચાર્યોમાં જે જે આચાર્યો મહાન જ્ઞાનયુક્ત ગમગતિવાળા તથા મહાન ગુણોવાળા હોઈ જેટલા જગતમાં જાહેર રીતે પ્રસિદ્ધિ પામેલા છે તે સર્વ કરતાં મહાન ગાઢ, અતિ તીવ્ર ગતિવાળા, સર્વ શિરશ્રેષ્ઠ તથા મુનિઓમાં શ્રેષ્ઠ વ્યાસમુનિ છે.

**तबते व्यास शिरोमणि, वदि मृदुल नीति न्याय;**
**घीमंत धरंम धोरंधर, ओरते अधिक प्रभाय. ॥७८॥**

એટલા જ માટે વ્યાસમુનિ સર્વે આચાર્યોના શિરોમણિ હોઈ તે ન્યાયનીતિથી ભરેલાં મૃદલ એટલે કોમળ-મધુર વચનો બોલેલા છે. વળી તે મહાબુદ્ધિમાન હોઈ ધર્મધુરંધર છે; તેમજ તે બીજાઓ કરતાં અધિક પ્રભુતાયુક્ત પ્રભાવવાળા છે.

**पण निश्चे मुनि व्यासके, अंतर गतके अंत;**
**छेक सनातंनके सद, अकरत ब्रह्म अतंत. ॥७९॥**

મહામુનિ વ્યાસ આવા સમર્થ છે તો પણ તેમના અંતરની ગતિનો છેવટ નિશ્ચય સર્વ લોકોથી છેવટે આવેલું તત્ત્વ સિવાયનું શુદ્ધ અકર્તા બ્રહ્મજ છે. અને તેજ સનાતન હોઈ સત્યરૂપ છે એવો તેમના અંતરનો ખરો આશય છે.

**जीनु लख लहीत वेदांतसे, अती अनुभव गति महाद्य;**
**द्रष्ट चराचर पसरीत, तब तीनु गति अघाद. ॥८०॥**

તેમનો લક્ષ વેદાન્ત હોઈ અતિ મહદ્ અનુભવ ગતિવાળો છે; તેમજ તેમની દૃષ્ટિ ચરાચર પ્રસરેલી હોવાને લીધે તે અગાધ ગતિવાળા મહાપુરૂષ છે. (વ્યાસના અતિ અનુભવની મહદ્ ગતિનો લક્ષ વેદાંત દર્શન દ્વારા જોવાથી તરવરી આવે છે. વળી તેમની દૃષ્ટિ ચરાચર એટલે

સ્થાવર જંગમ આદિ સર્વ સ્થળે પ્રસરેલી છે, આવા વિભુવાળા જોઈને હું કહું છું કે તેઓ મહાન અગાધ ગતિના હતા.)

तेही निज करत वेदांतमे, वदित द्वैत भ्रम भाव;
जेही आगे मम कही हुती, करता अकरता न्याव. ॥८१॥

મહામુનિ વ્યાસ દ્વૈત અને અદ્વૈત એ બન્નેનું વર્ણન કરતાં ભિન્ન ભાવ રાખ્યા સિવાય બોલેલા છે. અને એ વિષે મેં પ્રથમ પણ કહ્યું છે, કે તેમણે સમભાવને સાચવી કર્તાનો અને અકર્તાનો નિર્ણય કર્યો છે. અર્થાત અદ્વૈત બ્રહ્મના બીજા ભાવને જ કર્તાવાદ તરીકે ઓળખાવેલો છે.

अकरत पद अविलोकंन, परमहंस पये पांन;
करता अखिलकुल लोकके, उपासक अविलांन. ॥८२॥

મહામુનિ વ્યાસે સ્થાપન કરેલા અકર્તા બ્રહ્મના પરમસુખનું પરમહંસની છેવટ દશા ભોગવનાર જે પરમહંસો છે તેમણે દૂધ સમાસ અમૃત ગણીને પાન(પીવું તે) કરેલું છે; વળી તે પરમહંસ દશાના પરમહંસો સિવાય બીજી બાજુ આવેલું જગત માત્ર વ્યાસે નિશ્ચિત કરેલું જે બ્રહ્મ, તેજ બ્રહ્મ જગતનો ઉત્પાદક છે એમ સમજી તેની કર્તા તરીકે ઉપાસના કરે છે.

जेही जंभ जुक्त जथारथ, तेहीतंम कहीत प्रभाव;
सरल ग्रंथ सुणतां जीनुं, कोहनु धरत अभाव. ॥८३॥

વ્યાસે યથાર્થ જગતની યુક્તિઓ યથાર્થ (જેમ છે તેમ વાસ્તવિક) વર્ણવીને તેનો પ્રભાવ કહ્યો છે. તેમના આવી રીતના સરલ ગ્રંથો સાંભળતાં કોઈ અભાવ લાવતું નથી.

सरवज्ञे सद चिद मये, पावन परम सुजांण;
अहो धंन्य मुनि व्यासही, उचरे सुरती प्रमांण. ॥८४॥

મહામુનિ વ્યાસે પરમ સુજાણ જાણને પાવન એટલે પ્રાપ્ત કરેલી છે. એવા સર્વજ્ઞ સદચિદ્ રૂપ તેમણે અંતર સ્વરૂપની દશા એકમેક કરીને શ્રુતિ પ્રમાણ વડે ઉચ્ચાર કરેલો છે. આવા પવિત્ર મુર્તિ હે મુનિરાજ વ્યાસજી ! તમોને ધન્ય છે !

ज्यौं खट दहत वछंदर, भिन्न भिन्न प्रबलित;
त्यौं कुल आचारजंनके, अनुभव अलग अमित. ॥८५॥

જેમ વછંદર એટલે વસદર અર્થાત્ રહેવાનાં છ ઘર છે, તે દરેકમાં દર્શ અદર્શરૂપે દાહક શક્તિ, જુદા જુદા પ્રભાવવાળી ઓછા વત્તા બળવાળી વિભુથી ભરાયેલી છે; તેવી જ રીતે જગતભરના તમામ આચાર્યોનો અનુભવ જુદા જુદા પ્રકારનો હોઈ તે અમિત એટલે ધ્યેય રૂપ મુદ્દાના માપ સિવાયનો ન્યુનતાવાળો છે.

पण छेवट निज सबंनकौ, निश्चे अकरत मर्म;
रसा अग्न जौ दाहकौ, अंते एकही धरम. ॥८६॥

ઉપર મુજબ શાસ્ત્રના દરેક આચાર્યનો છેવટનો નિશ્ચાત્મક મર્મ એકંદરે અકર્તા બ્રહ્મ હોઈ તે બધાએ તેની જ સ્થાપના કરેલી છે. જેમ રસાગ્ન એટલે સર્વ લોકમાં વિભુ વડે વ્યાપક રહેલા છએ અગ્નિની દાહક શક્તિનું છેવટ પરિણામ એક જ છે તેવી જ રીતે આચાર્યો ચોક્કસ પ્રમાણ સિવાય ઘણું બોલેલા છે પણ દરેકનો છેવટ મત બ્રહ્મ છે. તે બ્રહ્મરૂપ અગ્નિ વડે સર્વ પ્રકારનાં કર્મ બળે છે. એથી શુદ્ધ થયા છે એમ માની લઈ પોતે ગતિને પામી ગયા છે એમ તે સમજે છે. હવે છ શાસ્ત્રની આ હકીકત સિદ્ધ કરી બતાવવા છ અગ્નિનાં દૃષ્ટાંત આપી નીચે પ્રમાણે ખુલાસો કરી બતાવ્યો છે.

प्रथम अज्ञ जुग कारीये, दीपक आद्य सजोत्य;
शीत विद्युत वडवानल, पंचमो अरक उद्यौत. ॥८७॥

હવે છ અગ્નિ પૈકી પ્રથમ અગ્નિ જગતનો કાર્ય રૂપ વહેવાર ચલાવવા દીપકની આદ્ય જોત રૂપે પ્રગટ રહેલો છે. બીજો જઠરાગ્નિ નામે ઓળખાતો અગ્નિ જઠરમાં રહી શીતરૂપે જણાય છે. ત્રીજો અગ્નિ સઘન ઘનમાં સ્થાન રૂપે રહેલો હોઈ વિભુ વડે વૈરાટમાં પ્રગટ વ્યાપક રૂપે રહી પાણીને પેદા કરે છે. ચોથો અગ્નિ વડવાનલ નામથી ઓળખાતો હોઈ જળમાં પ્રગટ વ્યાપક રૂપે રહી હંમેશાં અમાપ પાણીનું શોષણ કરે છે. તથા પાંચમો અગ્નિ સૂર્યરૂપે રહી જગત ઉપરથી શીતળતાનું શોષણ કરે છે. (ઉપર જે પાંચ પ્રકારના અગ્નિ કહ્યા તે જગતના

વહેવાર પૂરતા કારણરૂપ જાણવા, અને તેજ અગ્નિ વડે સર્વ જગત પોતપોતાના વહેવાર કરી શકે છે. એવી જ રીતે વેદાન્ત સિવાયનાં બીજાં પાંચ શાસ્ત્રોથી જગતભરના સર્વ લોકો ધર્મ, અર્થ અને કામની સિદ્ધિ મેળવી શકે છે. પણ તે ઉપરાંત તેમાંથી નિજગતિનું છેવટ સ્થાન પ્રાપ્ત થઈ શકતું નથી.)

छट्ठो दहंन दिव सबनकु, परले कालज मुंज;
त्यौं आचारज सबनकी अधिकम नुंन समुझ. ॥८८॥

હવે છટ્ઠો જે દિવ્ય અગ્નિ તે સૃષ્ટિની છેવટે ઉત્પન્ન થઈ દેવ, દાનવ અને માનવ આદિ ચૌદે લોકનું ભોજન કરી પ્રલય કાળરૂપ છેવટ લાવે છે. (આ ઉપરથી સમજવાનું એવું છે કે એકંદરે અગ્નિના જે છ પ્રકાર વર્ણવ્યા તે પોતપોતાના વિભુના માપ પ્રમાણે દહન ક્રિયા કરે છે) તેવી જ રીતે સર્વ શાસ્ત્રના આચાર્યોની સમજ વત્તી ઓછી હોઈ તે તે પ્રમાણે તે બોલેલા છે.

दहत सकल ब्रंह्म अगनसे, नाम रुप गुण जेत;
पण नामातीत नांमीकु, कोउक विरला वेत. ॥८९॥

નામ રૂપ અને ગુણ જ્યાં જ્યાં સુધી પહોંચે છે ત્યાં ત્યાં સુધીના દર્શ અદર્શ સર્વ તત્ત્વરૂપ સામગ્રીના પદાર્થોને બ્રહ્મ અગ્નિ બાળી ભસ્મીભૂત કરી શકે છે, પણ નામાતીત નિજનામી જેને જાણનાર કોઈક જ વિરલ પુરૂષ હોય છે તેને સદરહુ બ્રહ્મ અગ્નિ બાળી શકતો નથી.

जे न दहत ब्रंह्म अगनसे, आद्य अंत मद्य सोय;
ज्यौ ते उलट आभासते, सूर जलत नहि कौय. ॥९०॥

જે નામાતીત નામી છે તેને આદ્ય અંત ને મધ્યમાં પણ બ્રહ્મ અગ્નિ દહન કરી શકતો નથી. જેમ સૂર્યનાં કિરણો જે ઉલટીને પરિવર્તન પામેલાં હોય તે આભાસરૂપે રહેલા તે અજવાળાથી કોઈને બાળી શકાતું નથી, તે આભાસરૂપ પ્રકાશથી સૂર્ય જુદો છે.

त्यौं निजपति रवि भासकु, वदित व्याप जेही ब्रंह्म;
तेही पण आद्य अनाद्यकै, करत रहित न्हेः करम. ॥९१॥

તેવી જ રીતે સૂર્યરૂપ નિજપતિ જાણવા અને તેમનો ભાસરૂપ જે પ્રકાશ તે જ વ્યાપક બ્રહ્મ જાણવું. તે બ્રહ્મ આદિ અનાદિથી કર્તવ્યરહિત ન્હેઃ કર્મરૂપ રહેલું છે.

फल दायक नहि कोहुनके, नहिन करत कीनु साहाय;

ज्यौं विंदल पति पुरुषते, पतनी प्रजा न पाय. ॥९२॥

જેમ જે કોઈ સ્ત્રીને વિંદલ (વ્યંડળ, હીજડા) જેવો પતિ હોય તેને તેનાથી પ્રજાની પ્રાપ્તિ થતી નથી. તેવી જ રીતે કર્તવ્ય રહિત ન્હેઃ કર્મ રૂપ જે બ્રહ્મ, તે બ્રહ્મ સહાયતા તથા ફળ આપી શકતું નથી.

रवि कर तेज प्रकाशते, उदे अस्त ल्यौ सोय;

जरही न एकही दीपक, विनहु अग्न निज कोय. ॥९३॥

પાત્રમાં ઘી વાળી બત્તી કરી સૂર્યના પ્રકાશમાં ઉદયથી અસ્ત થતા સુધી મૂકી હોય તો પણ તેનાથી અગ્નિ પ્રગટ થઈ તે બત્તી સળગીને દીવો થતો નથી. કારણ કે નિજ અગ્નિરૂપ પુત્ર ઉત્પન્ન કરવાનો ગુણ તે સત્વહીણ પ્રકાશમાં નથી, તેવી જ રીતેનો પરબ્રહ્મ પ્રકાશ કર્તવ્યરહિત રહેલો છે, જેથી તેનાથી કંઈ બની શકતું નથી.

ओरु नहि अंत समावंन, आपनुं आप पती मांहांय;

ज्यौं रवि सुत रवि भासमै, मिलेन मिलसी जांहांय. ॥९४॥

વળી આપનપુ રૂપ જે અંશ તે અંત વખતે ઉપર જણાવેલા નપુંસક બ્રહ્મમાં કદીપણ સમાતો નથી.જેમ સૂર્યના પુત્ર રૂપ જે કિરણો તે કિરણો સૂર્યનો જ્યાં ભાસરૂપ પ્રકાશ છે તેમાં મળી શકતાં નથી. તેવી જ રીતે કર્તા કેવલની અંતર વૃત્તિનો જે અંશ તે અંશ કેવલ કર્તાની બાહ્યવૃત્તિ રૂપ પ્રકાશમાં કદી પણ મળતો નથી.

त्यौं निजअंश अनाद्यके, परम पुरुष को सौय;

तेही क्यौं मिले आभाससे, प्रत्यक्ष ज्ञान ग्यम गोय. ॥९५॥

નિજ અંશ અનાદિકાળનો પરમ પુરૂષરૂપ કેવલ કર્તાનો અંશ છે, અને તે ચૈતન્યરૂપ હોઈ પ્રત્યક્ષ જ્ઞાન ગમગતિ જોઈને જવાવાળો છે. એ કારણે તે કર્તાથી ઉત્પન્ન થયેલા

જડરૂપ બ્રહ્મના ભાસમાં કેવી રીતે મળી શકે ? અર્થાત્ ચૈતન્યરૂપ અંશ જડરૂપ બ્રહ્મના ભાસમાં કેવી રીતે મળી શકે ? અર્થાત્ ચૈતન્યરૂપ અંશ જડરૂપ બ્રહ્મમાં કદી પણ મળી શકતો નથી.

प्रकृति पुरस इश्वर गुन, तीनु उपरीत ब्रंह्म व्याप;
कीनेहु सकल सिद्धांतमै, करता अकरता थाप. ॥૯૬॥

પુરૂષ, પ્રકૃતિ તથા ઈશ્વર અને ત્રણ ગુણ આ પદોની કર્તા તરીકે જગતના લોકોએ સ્થાપના કરી છે; અને તે ઉપરાંત અકર્તા વ્યાપક બ્રહ્મને કર્તા તરીકે સ્થાપવામાં આવેલું છે.

तेही ईश्वर प्रकृति गुन, नहि कोउ करता अनाद्य;
एही निज कारनके क्रत, ज्यौं ईत अखिल उपाद्य. ॥૯૭॥

ઉપર વર્ણવેલા ત્રણ ગુણ અને પુરૂષ પ્રકૃતિ આદિ આ બાજુ આવેલા અખિલ જગતની ઉપાધિરૂપ કર્તાનું કૃત હોઈ અનાદિના કર્તા તરીકે એમાંનું કોઈ નથી. વળી આ બધું નિજ કારણથી કૃતરૂપે થયેલું હોય તે કર્તા નથી એમ જાણવું.

अकल उपाधि ते ईश्वर, कलित तत्त्व तनु जीव;
सो जुगमन गुन वरजीत, अकरत ब्रंह्म सदैव. ॥૯૮॥

નિજ કર્તાનું કળી ન શકાય એવી ઉપાધિરૂપ જે કૃત તે ઈશ્વર છે, અને કળી શકાય તેવા તત્ત્વરૂપ શરીરને ધારણ કરનાર તે જીવ છે; અને સદાને માટે જગતના કાર્યરૂપ મન, ગુણોથી જે જુદું રહેલું તે અકર્તા બ્રહ્મ છે. (આ પ્રમાણે મહામુનિ વ્યાસનો મત તપાસી જોતાં તે પણ છેવટ ગતિને પામ્યા નથી.)

## ચાર્વાકવાદ અને શૂન્યવાદનું ખંડન - ચર્વાકવાદ અને શુન્યવાદનો સિધ્ધાંત

चारवाक शूनवादीके, सुनीयो ताय सिद्धांत;
खट आचारज महीजीनु, लखे न मिथ्या मततं. ॥૯૯॥

હવે શૂન્યવાદીઓનો અને ચાર્વાક (નાસ્તિક) વાદીઓનો જે સિદ્ધાંત છે તે વિષે કહું છું

તે સાંભળો. કારણ કે છ આચાર્યોના સિદ્ધાંતમાં મેં એમના મિથ્યા મતવાદ વિષે કંઈ કહેલું નથી.

शून्यवादी कहे शून्य ते, उतपत परमपराय;
बोहोरु लीन होय शून्यमे, करता कौहुन ताय. ॥१००॥

શૂન્યાદીઓ કહે છે કે જગતની ઉત્પત્તિ પરંપરાએ શૂન્યમાંથી થયેલી છે. અને છેવટે શૂન્યમાં જ સમાઇ જાય છે. એનો (જગતનો) કર્તા કોઈ નથી.

शून्य समोवड कहतहुं, औरके लक्ष लखाय;
अंधकार ओर नांमही, कालखेप न परभाय. ॥१०१॥

અંધકારવાદી અને નામવાદીઓના જણાવ્યા પ્રમાણે જગત શૂન્યની બરાબર છે એમ કહી અંધકારનો અને નામનો પરાભવ કાળ કરી શકતો નથી એમ શૂન્યવાદી કહે છે.

नामतो लगे केहेनारसे, ता बिनु रकम न रंच;
पण निज त्रिये पद को जेही, आद्य अंत मध्य संच ॥१०२॥

નામની સંજ્ઞા વસ્તુરૂપ રકમ ન હોય ત્યાં લાગી શકતી નથી તો પછી નામ શૂન્યની બરાબર હોઈ નિત્ય છે એવું શા માટે કહો છો ? વળી આદ્ય અંત અને મધ્ય જગતને લાગેલાં છે તો એ સંજ્ઞાનો સંકેત કરનાર ચૈતન્ય ન હોય તો કોણ એ સંકેત કરી શકે તેમ છે ? અર્થાત્ ચૈતન્યરૂપ કહેનારો હોય તોજ નામ પાડી શકે છે. એથી જ નામ સિવાય કોઈ વસ્તુ નથી. વળી અંધકાર, શૂન્ય અને નામ આ ત્રણ સિદ્ધાંતને આદ્ય, અંત અને મધ્ય લાગેલાં છે.

एही त्रियपद नरणीत निज, कहु जीनुं तंत जनुप;
व्यापक सतंतर सरभर, अविचल पणे अनुप. ॥१०३॥

આ ત્રણ પદનો નિર્ણય કરી તેના તત્ત્વને તપાસી જણાવું છું તે સતત વ્યાપક જગતભરમાં ઠસરસ સભર રહેલું હોઈ અવિચળ રહેલું છે જે ઉપમા ન આપી શકાય તેવું છે. તો પણ

निमस निमस पल पल घडी, वहीत जात जेही वेर;
वीते बोहारुन पाईये, एही काल गत्य शेर. ॥१०४॥

સંસાર પરિવર્તનનો વહી જતો પળે પળનો વખત જે ફરી પ્રાપ્ત થતો નથી, એવો બળવાન આ કાળ છે. તો પછી તમારા કહ્યા પ્રમાણે નામ નિત્ય છે એવું ક્યાં નીકળે છે ? આ ઉપરથી એવું સાબિત થાય છે કે શૂન્ય, અંધકાર અને નામ આ ત્રણેય સિદ્ધાં કાળના તાબાનાં છે.

अब सुनीयो तंमकी कहुं, शून्य सम सदा सतंतं;
जीनु पसरण अपरंमपर, ज्यां ल्यौं अमरके अंत. ॥१०५॥

હવે શૂન્યની માફક સદાનિરંતર રહેલા અંધકાર વિષે કહું છું જેનો પ્રસારો અપરંપાર હોઈ તે જ્યાં સુધી શુન્ય છે ત્યાં સુધી અંત સિવાયનો રહેલો છે.

त्रितियो अमर अचळ अज, तीनु पण सकल पसेर;
ज्ञानी गग्यं ग्याता जुओ, निज नेनसे हेर. ॥१०६॥

ત્રીજું આકાશ અચળ અમળ હોઈ ગુપ્ત રીતે રહેલું છે. અને તેનો સર્વ પ્રસારો ઉપર કહ્યા મુજબ સર્વજ્ઞ હોઈ અંત સિવાય રહેલો છે. આ વિષેની ગમ, હે જ્ઞાનીઓ અને જ્ઞાતાઓ ! નિજ નેત્રોથી હેરીને જુઓ.

रविकर तेज प्रकाशते, कबहु कोहो तंम जाय;
पंच तत्त्व सुरपुर गये, तंम तमनुं तंम प्राय. ॥१०७॥

અંધકારવાદી કહે છે કે કદાચ તમે એવી શંકા કરશો કે સૂર્યના પ્રકાશથી અંધકાર જાય છે. તો જ્યારે પંચતત્ત્વો અવિગત આકાશમાં સમાઈ જાય ત્યારે સૂર્ય રહેજ નહિ એટલે પાછો પ્રકાશની જગાએ અંધકારનો અંધકાર જ રહે. સૂર્યના કિરણો તે પણ અંધકારમાં જ છે. એથી જ અંધકાર અનાદિનું છે. અગર તો પંચ તત્ત્વોમાં (થી) સૂર્ય પુરાઈ જાય એટલે કે પંચતત્ત્વોના આવરણથી સૂર્ય ઢંકાઈ જાય તો અંધકારનો અંધકાર જ રહે છે.

नास्ति नहि एही त्रियंनके, कल्पो कल्प सदाय;
आद्य अंत मध्य अजलग, पण निजपद न कहाय. ॥१०८॥

આ ત્રણે પદની કલ્પો કલ્પ સુધી સદાને માટે નાસ્તિ(નાશ) નથી. તે આદ્ય, અંત અને મધ્યમાં અન્જમા રૂપ છે છતાં પણ તે નિજપદ કહેવાય નહિ.

को करता एही त्रियंनके, अमर अचर नरवेवः;
साक्षी विना शुषक गत्य, जडवंत जड तदेव. ॥१०९॥

આ ત્રણે સિદ્ધાંત અમર અચળ છે પણ તેનો કર્તા કોણ છે ? કારણ કે સાક્ષી વિના શુષ્ક ગતિનાં જડવત્ સ્થિર રહેવાવાળાં હોઈ તે કર્તા કેવી રીતે થઈ શકશે ?

मिथ्या जेही प्रतिवादीकु, वाद करनकु सोय;
अरस अजर अविथाहही, पण चैहीतंन नहि कौय. ॥११०॥

અરસ, અજર અને થાહ સિવાયનું બ્રહ્મ તથા શૂન્ય છે, પણ ચૈતન્ય નથી. તથાપિ આ મિથ્યાવાદનો પ્રતિવાદ કરવામાં પ્રતિવાદીઓ હોંશિયાર છે.

शून्यवादी जेही शून्यकै, कहत सिव्धांत अथाय;
लगे तीन तीनु सरभर, एककी कुन चलाय. ॥१११॥

શુન્યવાદીઓ શુન્યને મહાન મોટું માની સિદ્ધાંતરૂપ સમજેલા છે. તથાપિ આદ્ય, અંત અને મધ્ય એ ત્રણેની વિભુને લાગેલાં છે.

एही त्रियेपद सद अकरत, चैहीतंन विन विदताय;
ओरु जेही अद्वैत ब्रंह्मही, करत पखे समताय. ॥११२॥

એકંદરે આ ત્રણે પદ અકર્તા હોઈ ચૈતન્યરૂપ વિત્ત વગરનાં છે. વળી અદ્વૈત બ્રહ્મ પણ કર્તવ્ય પક્ષમાં શૂન્ય જેવું છે. એથી જ આ ચારેય સિદ્ધાંત કર્તાના કોડ પૂરા પાડી શકે તેવું એ ચારેયમાં એકેય નથી. કારણ કે સદાને માટે જડ છે અર્થાત્ કર્તવ્ય રહિત શુષ્કરૂપે અખંડ રહેલાં છે.

## કંદ ૨જો સમાપ્ત



# કર્તા કેવલ અભિપ્રાય સકત સિદ્ધાંત દેખાવન




अकरत ओरु अद्वैतपदै, कछु न उपजत काज;
पुनी द्वैतापतिसे बने, क्रतके करत सकाज. ॥१॥

અદ્વૈત પદ વા અકર્તા બ્રહ્મથી કાજરૂપ જગત કદી પણ ઉત્પન્ન થઈ શકતું નથી. પણ દ્વૈત રૂપ પતિ નિજ કર્તાના કરેલા કૃતમાં, સકાજ એટલે જેમાં કંઈ આશા રહેલી છે તેવાં આ બાજુનાં કામ કરી શકે છે.

एही उभये निरगुण गुण, अद्वैत ईत द्वैताय;
प्रकृति पुरुष गुण ईश्वर, ईतके सकल पसाय. ॥२॥

ઉપરનાં બન્ને પણ એક જે નિર્ગુણ રૂપ અદ્વૈત તે, તે બાજુ આવેલું છે. અને બીજું ગુણયુક્ત દ્વૈત પદ જે પ્રકૃતિ, પુરૂષ, ગુણ અને ઈશ્વર તે આ બાજુ આવેલું હોઈ આ બન્ને જગતના કાજરૂપ પ્રસારા પૈકીનાં છે.

ईत ईतसे कछु ना बने, तीतके कीया विनाय;
ज्यौं क्रत भंड कुलालीके, भंडे भंड न थाय. ॥३॥

જેમ કુંભારથી થયેલાં પાત્રોથી અન્ય ભંડરૂપ પાત્ર બની શકતાં નથી. તેવી જ રીતે નિજ કેવલ કર્તાના કર્યા સિવાય ઈત ઈતસે એટલે ચૌદલોકના ઘાટરૂપ પાત્રોથી બીજાં નવીન પાત્રો બની શકતાં નથી. કારણ કે અદ્વૈત સર્વજ્ઞપદ છે. ક્રિયારૂપ સંકલ્પ સિવાયનું હોવાને લીધે તેમાં ઉત્પત્તિ માર્ગનો સંપૂર્ણ અભાવ છે, ત્યારે બીજી બાજુ ચૌદલોક રૂપ જગત ક્રિયાયુકત છે ખરું, પણ પોષણ પામેલી ક્રિયા ઉપરાંત નવીન ક્રિયા કરવામાં અલ્પજ્ઞ છે.

ओर कटोरा गंजकै, द्रष्ट पडत एकताय;
खोलत ईत निकसत बहु, तीत कीना जेतनाय. ॥४॥

વળી વાડકા રૂપ કટોરાનો ઢગલો એકતાપૂર્વક એક એકની અંદર ગોઠવેલો નજરે પડે છે, અને તેને ખોલતાં ઘણાં પાત્રો નીકળે છે, પણ તે તેના કર્તા કુંભારે કે કંસારે કરીને ગોઠવ્યાં હોય તેટલાં જ નીકળી શકે છે. તેમાંથી તે પાત્રો તરફથી વધારો પામીને બીજાં વધારે નીકળી શકતાં નથી.

ते माटे कछु ना बने, ईत ईतसे अणुवंत;
सकल जांहांन तीतके कीये, शक्ति जोत्य प्रजंत. ॥५॥

એટલા જ માટે આ બાજુ આવેલા પુરૂષ પ્રકૃતિ વગેરે ઈશ્વરોથી આ બાજુ આવેલા જગતમાં નવીન કરવાના પક્ષમાં અણુમાત્ર પણ થઈ શકે નહિ. કારણ કે અખિલ બ્રહ્માંડની સામગ્રી રૂપ કૃત શક્તિથી લઈને જ્યોતિ નારાયણ પર્યંતનું સર્વ લોકથી પર રહેલા સકર્તા સત્‌કેવલથી થયેલું છે, એટલે તેમના સિવાય કોઈથી કંઈ બની શકે તેમ નથી.

उत ईतके ओरु तीतनके, करता कारन कंद;
जीनकी करी सकल कुल, रचना सीक समंद. ॥६॥

આ બાજુ અને તે બાજુ આવેલા સર્વના મૂળ કારણના કંદરૂપ બીજના કર્તા તીત (જગતથી પર) રહેલા સકર્તા ધણી છે. તે સકર્તા ધણીએ જ ઉતઈત સર્વ રચના કસમંદ એટલે ઘણા ઉંચા પ્રકારના વિત્તવાળી એક બીજાની સાથે જકડાઈને બંધાયેલી હોય એવા પ્રકારની રચેલી છે.

पीछे दीये पसारंन, सब देवंन अधिकार;
जेही जीनसे जेतना बने, तेतना लीये साकार. ॥७॥

ત્યાર બાદ કેવલકર્તાએ સૃષ્ટિકર્મનો પ્રસારો કરવા જુદા જુદા દેવતાઈ દૈવી તત્ત્વો વાળાને અધિકાર આપ્યો. એથી જેનાથી જેટલું બની શકે તેણે તેટલું જ કામ સ્વીકારી લીધું છે. તે ઉપરાંત વધારામાં હવે પછી તેઓ કંઈ કરી શકે નહિ.

करत काज तब सुर सबे, जेही शीर लिये संबंध;
भये सकल यु बंधन, कर्ता रहे अबंध. ॥८॥

જે જે દેવતાઓએ કાજરૂપ કાર્ય કરવા સંબંધી જે જે અધિકારો સ્વીકારી લીધા છે તે તે પ્રમાણે તે તે કાર્ય કરે જાય છે. એથી જ સર્વ દેવદેવતાઓ બંધન પામેલા છે; અને નિજ

કેવલ કર્તા અબંધ એટલે કોઈ પણ જાતના બંધન સિવાય રહેલા છે.

बंधन पण अधिकारीके, रीझ करीत सबलीन;
जोर जबर सीर काहुंनके, करता केहेर न कीन. ॥९॥

વળી જે તે દેવતાએ જે તે અધિકાર રાજી ખુશીથી જ લીધેલો છે. તેમાં કર્તા કેવલે જબરજસ્તી કહેર (કેર) વર્તાવીને જોર જુલમ કરી કોઈના શિરે બંધન પામવાનો અધિકાર આપ્યો નથી. પણ દેવતાઓ પોતે પોતાની મેળે સ્વીકારેલા અધિકારને લીધે જ બંધન પામેલા છે.

या विध्यके न्याविक निज, कर्ता कैवल छेक;
सो पति चीन परे बीनु, पायन परम ववेक. ॥१०॥

ઉપર લખ્યા પ્રમાણે ન્યાયના બાંધનાર ન્યાયી નિજ કેવલ કર્તા છે. અને તેજ સર્વ લોકની છેવટ આવેલા છે. તે પતિને ચીન એટલે જાણ્યા સિવાય તેમનો અલૌકિક પરમ વિવેક પ્રાપ્ત થાય નહિ.

जीनकी पेज परंमपर, चालत सकल सुछंद;
करत केल कही कालके, भरीत सहित आनंद. ॥११॥

તે નિજ કેવલ કર્તાની પેચયુક્ત યુક્તિઓની પરંપરા પ્રમાણે એટલે એક પછી એક શ્રેણિ પ્રમાણે ગોઠવેલી યુક્તિઓ પ્રમાણે જ સર્વલોકો સુછંદ એટલે સારી રીતે ચાલતા હોઈ આનંદ ધારણ કરી કંઈક કાળથી તે આનંદપૂર્વક ક્રીડા કરે જાય છે.

आनंद तीन प्रकार के, ताय सुनावहु मरम;
भजनानंद विषयानंन, ब्रंह्मानंद न्हेः कर्म. ॥१२॥

વિષયાનંદ, ભજનાનંદ અને ન્હેઃ કર્મરૂપ બ્રહ્માનંદ, આ ત્રણ પ્રકારના આનંદનો મર્મ કહું છું તે સાંભળો.

विषयानंद वहीतल जग, भजनानंद हरिदास;
ब्रह्मानंद कहे ब्रंह्म असी, पोत स्वयंम् प्रकाश. ॥१३॥

વિષયભોગનો જે આનંદ છે તે આનંદ જતગભરમાં વહીતલ (વહી ગયેલો) હોઈ આ વિષયાનંદ ભોગવનારા વિતંડાવાદીઓ વાસના પાછળ તણાઈ ગયા છે. બીજો જે ભજનાનંદ તે ભોગવનારા પ્રભુના દાસ હોઈ તે ભક્તિરસમાં આનંદ માની સદાને માટે હરિરસમાં તલ્લીન થઈ રહ્યા છે. ત્રીજો બ્રહ્માનંદ તે ભોગવનારા 'અહં બ્રહ્માસ્મિ' પોતે સ્વયં સાક્ષાત બ્રહ્મ છે એમ માની તેમાં એક રૂપે તલ્લીન-રસબસ રહે છે. વળી :-

तेही निज स्वयंम प्रकाशके, राखन उर अभिमांन;
ज्यौं नरपतकी दोसती, नरपत नहि निद्यांन. ॥१४॥

તે સ્વયં બ્રહ્મરૂપ પ્રકાશનું પોતાના ઉરમાં અભિમાન રાખી હું પોતે બ્રહ્મ છું એમ કહે છે. પણ જેમ કોઈ માણસ રાજાની દોસ્તી (મિત્રતા)વાળો હોય તો તેથી તે માણસને રાજા કહેવાતો નથી. તેવી જ રીતે :-

त्यौं ब्रह्मा अस्मियंनके, कहनहार नहि ब्रंह्म;
सकल करम करता थका, वृथा कहे न्हेः कर्म. ॥१५॥

'બ્રહ્માસ્મિ' કહેનારા અગર તો બ્રહ્મને ઓળખનારા વા બ્રહ્મની સાથે દોસ્તી બાંધનારાઓ પોતે બ્રહ્મરૂપ છે એમ કહેવાય નહિ. વળી તે દુનિયાભરમાં કરમ કરવા છતાં હું ન્હેઃ કર્મરૂપ બ્રહ્મ છું એમ વૃથા કહે છે.

कुकरम करतां नही डरे, अस्मिधरी उमेद;
अंतर गत्य उनमत पणे, गणतन विधि नखेद. ॥१६॥

ઉમેદપૂર્વક 'અહં બ્રહ્માસ્મિ' ધારણ કર્યા છતાં તે કુકર્મ કરતાં ડરતાં નથી. વળી વેદમાં કહેલાં વિધિયુક્ત સારાં કર્મ અને નિષેધરૂપ નઠારાં કર્મ એ બન્ને કર્મ પૈકી યોગ્ય કર્મનો વિવેક ભૂલી જઈને નિષિદ્ધ કર્મ કરવા છતાં અંતરની ગતિમાં બ્રહ્મની ઉન્મત્તતા એટલે અભિમાન રાખીને ફરે છે.

समरण केहेनु नव करे, आप थई अद्वैत;
वहे वचंन वेदांतने, निजगम न्यावन लहीत. ॥१७॥

પોતાના નિજ ગમરૂપ ન્યાયને જાણ્યા સિવાય વેદાન્તના વચન ઉપર આધાર રાખી પોતે અદ્વૈતરૂપ બ્રહ્મ છું. એમ કહી તેઓ કોઈનું સ્મરણ કરતા નથી.

जो निज न्याय लहे गंम, जंम छे तंम तंनु मांहांय;

तो अलपज्ञे आप छे, आद्य अंत गति नांहांय. ॥१८॥

નિજગત ન્યાયના લક્ષવડે પંચભૂતાદિ શરીરમાં રહેલું પોતાનું સ્વરૂપ જેમ છે તેમ જાણે તો તે આદ્ય અંતની ગતિ સિવાયનું અલ્પજ્ઞ છે એમ જરૂરથી દેખાશે. પણ ઉપલક દૃષ્ટિથી જોનારને આ પ્રમાણે દેખાવું મુશ્કેલ છે.

ओर लहत नहि मध्यकी, जेही विचरत तनु हाल;

व्रध हांणके सुख दुःख, होणी आजके काल. ॥१९॥

વળી બ્રહ્માસ્મિવાળાને આદ્ય એટલે પ્રથમની ગતિ અને અંત એટલે છેવટની ગતિ, એ બન્ને ગતિ જાણવી એ તો મહા મુશ્કેલ છે; પણ હાલ વર્તમાનકાળમાં જે વિચરતું શરીર છે તે શરીરના સુખદુઃખની વૃદ્ધિ કે હાનિ આજે થશે વા કાલે થશે તે પણ જાણતા નથી અને અદબદ વર્ત્યા જાય છે.

पुनी लहत नहि औरनकी, तंन तंनकी भिन्न भिन्न;

अखिला ब्रंह्म खलक तणी, गति परत नहि चीन. ॥२०॥

'હું બ્રહ્મરૂપ છું' એવું કહેનાર કહે છે કે અખિલ સંસાર બ્રહ્મરૂપ જ છે. છતાં તે સમસ્ત બ્રહ્માંડની ગતિને જાણીને કહી શકતા નથી. તેમજ સંસારભરના સઘળા જીવોની ઘટ ઘટ પરત્વે રહેલી ભિન્ન ભિન્ન ગતિને પણ તેઓ ઓળખી શકતા નથી. (માત્ર અંતર પટમાં ઉતર્યા સિવાય વેદાન્તનાં ઉપલક વચનોને આધારરૂપ માની તે બોલતાં જ શીખેલા હોય એવું જ સમજાય છે.)

ज्यौ कहेशो हंमकु भये, आवरणसे अज्ञांन;

नहितर तो हुं सतंतर, अंतर रहित निद्यांन. ॥२१॥

હે બ્રહ્મજ્ઞાનીઓ ! કદાચ કહેશો કે હમોને આવરણરૂપ પડદા વડે અજ્ઞાન થયું છે. નહીંતર તો હું અંતર રહિત એટલે આવરણના પડદા સિવાય એકમેક સતંતર એટલે એકતારૂપે રહેત.

एसी जो कहोतो सुनो, कहुं द्रष्टांत अनुप;
जेही विधिसे तुमके परे जीनकी सकल जनुप. ॥२२॥

આ પ્રમાણે કહેતા હો તો એ વિષે ઉત્તમ પ્રકારનું દૃષ્ટાંત જેના વડે તમોને સર્વ સમજરૂપ જાણ પડે તે કહું છું તે સાંભળો.

ज्यौं कोई पुरुष पटंतरे, एक अंग तीनु ताय;
बाहारके एकतायकी, पटके नहि वीसराय. ॥२३॥

જેમ મેસ્મેરિઝમવાળો પડદાની અંદર કોઈ માણસને સુવાડી તેના ઉપર પોતાને અનુકૂળ આવતો ભાવ ભરે છે. એથી સદરહુ માણસનાં તત્ત્વો ઉપર પોતાનો અધિકાર જમાવી સ્થિરરૂપ ગતિ સિવાયનો હોય એવા દેખાવવાળો તે માણસને કરી દે છે. ત્યાર બાદ પોતે શરીરે જુદો છતાં ગતિએ એકમેક રહી બાહેર બીજા લોકો સાથે વાતચીત કરતો લોકોની સાથે એકતાવાળો દેખાય છે. છતાં પટરૂપ પડદા પાછળ રહેલા માણસને વીસરી શકતો નથી.

बाहर तंन ओरु पटनके, एकता ज्ञांन सतंत;
जो जो चीतवे बाहारके, सो पटी लहे मतंत. ॥२४॥

હવે ઉપર કહ્યા પ્રમાણે બહારનું શરીર અને પટનકે એટલે પટમાં રહેલું શરીર આ બન્ને શરીર જ્ઞાનથી સંતત એટલે જોડાયેલાં એકતાવાળાં છે; એ કારણને લીધે બહાર રહેલો માણસ જે જે ચિંતવન કરે તે તે ચિંતવનનો મત પડદા પાછળ રહેલો તરત સમજીને તેવો જ ઉત્તર આપે છે. (આ દેખાવને જગત ચમત્કાર તરીકે જુએ છે. જો કે એકંદરે બહાર ઉભેલા માણસનો ભાવ બીજા રૂપે પડદા પાછળ રહેલા આદમીમાં ભરેલો છે. એથી જ પોતાનો સ્વયં ભાવ પડદાવાળો કહાડે છે.)

तेही विधि तुम पटके तंनु, बाहर बंह्मके अंग;
तीनके चिंतवनकी तुम, क्यौं नहि समज सुचंग. ॥२५॥

હે બ્રહ્મવેત્તાઓ ! તમે કહો છો કે 'એકોહમ્ બહુસ્યામ્' રૂપ બ્રહ્મ વિલસ્યું છે. એથી જ જગત બ્રહ્મરૂપ છે એટલે બ્રહ્મથી જગત જુદું નથી. એમ કહેનારાઓને જ હું ઉપર પ્રમાણે

દૃષ્ટાંત આપી નીચે પ્રમાણે સિદ્ધાંત સાબિત કરી આપું છું, તે એવી રીતે કે તમારા કહ્યા મુજબ આવરણથી અજ્ઞાન થયું એમ તમારું માનવું છે; તો ઉપરના દૃષ્ટાંત મુજબ પટમાં રહેલા શરીરરૂપ તમો બ્રહ્મજ્ઞાનીઓ છો. અને જે પટરૂપ છે તેને તમે આવરણ માનેલું છે. પણ બહાર રહેલું બ્રહ્માંડભરમાં સંપૂર્ણ ભરેલું જ એક અદ્વૈત બ્રહ્મ તેના અંગ વડે જે જે ચિંતવન થાય કે તેની તમોને સુચંગ એટલે સુંદર ચોખ્ખી વા અતિ શુદ્ધ સમજ કેમ પડતી નથી ? (બકવાદ તરીકે બકી નાખનારા ભવભરમાં જોઈએ તેટલા મળી આવશે, પણ ઉપર પ્રમાણે એક બ્રહ્મની સાથે એકતાવાળો એક પણ માણસ ધોળે દિવસે બત્તી લઈને શોધીશું તો પણ જડશે નહિ, કારણ કે જેનામાં અંતર નથી એજ બ્રહ્મરૂપ થયો ગણાય; પણ અંતરપટ સિવાયનો કુદરત તરફથી રચાયેલો માણસ જ નથી તો પછી તે ક્યાંથી મળી આવે તેમ છે ?)

अब तीनके चिंतवन कहुं, जीनुं गति अपरंमार;
विविधी भात भिन्न भिन्न रचे, जीनु आ सकल पसार. ॥२६॥

હવે જેણે આ ચૌદ લોકરૂપ જગતનો પ્રસારો કરેલો છે તેના ચિંતવનની ગતિ પારાવાર હોઈ તેની રચના વિધવિધ પ્રકારની ભિન્ન રચાયેલી દેખાય છે. એથી આ બહુરૂપી જગતનો છેડો લાવવો મુશ્કેલ છે. (ઉંડા ઉતરીને બારીકાઈથી શરીરની થતી ભિન્ન ભિન્ન ક્રિયાઓની શોધખોળ પાછળ જિંદગી પૂરી થતાં સુધી મહેનત લેનારાઓ પણ સંપૂર્ણ સમજી શકેલા નથી. તો પછી લક્ષાવધિ ઉપરાંત અગણિત ઘાટોની રચના જાણવા બ્રહ્માદિક જેવા સમર્થ નથી તો મનુષ્ય તે કોણ માત્ર છે ?)

और लहत है सबंनकी, ,अंतर गत्यकी एह;
खांन पांन जीनकु जेही, तेही सकलकु देह. ॥२७॥

વળી જેણે આ જગત માત્ર ચીતવ્યું છે તે દરેકના અંતરની ગતિને જાણે છે. વળી તે પ્રાણી માત્રને પોતપોતાના કર્મ પ્રમાણે ખાનપાન આપ્યા જાય છે.

एसे जो तुम दे शको, होहु सब घटके जांण;
तो ब्रंह्मा अस्मि कहो, नहीतर रहो अजांण. ॥२८॥

આ પ્રમાણે, હે બ્રહ્મજ્ઞાનીઓ ! સર્વને ખાનપાન આપી શકો અને ઘટ ઘટ પરત્વે રહેલી ગૃતિ જેમ છે તેમ જાણી શકો તો જ તમે 'અહં બ્રહ્મસ્મિ' કહી શકવા સમર્થ છો. અને જો આમ ન બની શકે તો 'હું અલ્પજ્ઞ હોઈ અજાણ્યો છું' એમ કહેવું એ જ વધારે દુરસ્ત (સારૂં) છે.

पण तुमसे तो ना बने, अविगत की गत कोय;
सांम्रत तो करे चाहायसो, पण तुंमसे क्या होय. ॥२९॥

હે બ્રહ્મજ્ઞાનીઓ ! 'અહંબ્રહ્માસ્મિ'નું અભિમાન છોડી દેવું એજ સલાહકારક છે કારણ કે અવગિતની ગતિને ન કોઈએ જાણી અને ન કોઈ જાણી શકે તેમ છે. વળી તે ગતિમાં જે પ્રેરક કર્તા છે તે તો સમર્થ છે અને ચાહે તે કરી શકે તેવા છે. પણ તમો અલ્પજ્ઞ ગતિના હોવાથી કંઈ પણ કરી શકશો નહિ અને થશે પણ નહિ.

एही विधके अज्ञांनसे, कहत मुखेहु ब्रंह्म;
अल्पज्ञे सरवज्ञ कहे, ए मोटो अधरम. ॥३०॥

આ પ્રમાણે અજ્ઞાનને ધારણ કરનારા મુખવડે 'હું બ્રહ્મ છું' એમ કહે છે. એવા 'અહંબ્રહ્માસ્મિ'વાળા અલ્પજ્ઞ હોવા છતાં સર્વજ્ઞનો દાવો કરે છે એથી બીજો વધારે મોટો અધર્મ ક્યો હોઈ શકે ?

जीनु चीतवनसे जुग भये, ओरु रगे रगकी जांण;
तीनकी सरभर ताय तु, क्यौं करे अधंम अजांण. ॥३१॥

જે કર્તાના ચિંતવનથી ચૌદ લોકરૂપ જગત થયું છે તેમને જગતના ઘટે ઘટ, રોમે રોમ અને રગેરગેની જાણ છે. તેવા સુજાણ જાણવાળા સર્જનહારની બરોબર થવા, ઓ અલ્પજ્ઞ અધમ ! 'અહં બ્રહ્મસ્મિ' કહેનાર ! તને શરમ કેમ નથી આવતી ?

सरभर करे जो तायकी, सुण तीनकी गति सोय;
सोले अचरत जीनकीया, कही समझावहु मोय. ॥३२॥

હે બ્રહ્માસ્મિવાળાઓ ! તમારે સર્જનહાર બરોબર થવું હોય તો જે સર્જનહાર છે તેમની ગતિનું અતિ પ્રૌઢપણું દર્શાવનાર આ પછી આવતા ચોથા કંદમાં આશ્ચર્યચક્તિ કરે તેવા સોળ

પ્રશ્ન પૂછું છું. જે ઉપરથી તેમની ગતિનું વિકસિતપણું દેખાશે એટલે તે ઉપર વિચાર ચલાવી સોળ આશ્ચર્યનો મર્મ શું છે અને કેવી રીતનો છે તે કહી સમજાવો.

तीनमे जो तुमसे बने, एकही अचरत तंत;
जो ना बने तो लही शके, तदपि तोय मांहांत. ॥३३॥

હું આશ્ચર્યચકિત કરે તેવા સોળ પ્રશ્ન પૂછીશ; તેમાંના એક પ્રશ્ન પ્રમાણે પણ જો તમારાથી બની શકશે અથવા તો છેવટે તે જાણી શકશો તો પણ તમો મોટી ગતિવાળા છો એમ કહીશ.

लहीन शके तुमही जबी, तो ना लहो करतार;
जब करननकी क्यौं बने, तुमतो कहणयार. ॥३४॥

હે 'બ્રહ્માસ્મિ'વાળાઓ! જ્યારે પૂછેલા પ્રશ્નની હકીકત જાણી ન શકો ત્યારે તો આ દુનિયાના ખરા કર્તાને ઓળખી શકશો પણ નહિ. તો પછી સર્વ જગતના કરનાર કર્તાના જેવા કેમ કરીને બની શકશો ? તમો માત્ર મુખથી કહેણીઓ કહેવા પૂરતા યાર રૂપ ધણી થવા માગો છો.

केहेनेकी पण कल नहि, जेही विधि रचे रचांण;
तो तुमसेती क्या कहुं, जीनके उते पीयांन. ॥३५॥

નિજ કેવલકર્તાએ જે પ્રમાણે આ જગત રચ્યું છે તે પ્રમાણે કહેવાને પણ તમારામાં કળરૂપ ગતિ નથી; અને તમો કોના છો ? અને શાથી અહીં આવવા પીયાણ (પ્રયાણ) એટલે ગમન કર્યું છે ? તે વિષેની તમોને ખબર નથી તો પછી હું તમારી સાથે વાત કેવી રીતે કરી શકું ? અને તમોને કહું પણ શું ?

## કંદ ૩ જો સમાપ્ત



# ખટદશ આશ્ચર્ય દેખાવન સકૃત સિદ્ધાંત

## કંદ ૪થો

## (નાસ્તિકવાદીઓને વા બ્રહ્મવાદીઓને પ્રશ્નો)

सोले अचरत संचकी, सुणतां खुले कपाट;
तुमको समझ परे असी, वाबज बके अटाट. ॥१॥

ગ્રંથના આ અંગમાં શરૂ થતા સોળ પ્રશ્ન છે જે કર્તા કેવલની અનંત વિભૂતિને ઓળખાવનારા છે. તે બુદ્ધિને સ્થિર કરી સંપૂર્ણ સાંભળનારને, ગુણયુક્ત પંચતત્ત્વથી ઉભું થયેલું જે આ વૈરાટરૂપ કબાટ છે, તેમાં વિધવિધ પ્રકારે ગોઠવેલા જે સંચ છે તેનાથી આ વૈરાટરૂપ કબાટની અંદર રહેલા સંચને ખોલવાની ગતિ પ્રાપ્ત થાય છે. એજ કારણે હે બ્રહ્માસ્મિવાળાઓ ! હું તમોને સરસ સમજ પડે તેવી રીતે કહું છું જે સાંભળતાંની સાથે જ અટાટ એટલે દરેક 'બ્રહ્માસ્મિ'વાળા મહાપુરુષોના મસ્તકમાં જે બિન ઉપયોગી કચરો પેસી ગયેલો છે તે તદ્દન નિર્મૂળ થઈ જશે અને સત્ય વસ્તુ સમજાશે.

तत्वर रहो सुणवा तेही, रहो वचन चित्तलाय;
करता कीन जेही अचरत, सकल सुनावहु ताय. ॥२॥

કેવલ કર્તાએ આશ્ચર્ય પમાડે તેવા ઉત્પન્ન કરેલા જગતના અચરત વિષે ચિત્ત વૃત્તિને સ્થિર કરીને સાંભળવા તૈયાર થઈ રહો; એટલે હું સર્વ પ્રકારનો મર્મ સમજાવું.

### અચરત ૧લો (પ્રશ્ન ૧લો)

अविगतसे गत नभ कीये, जीनके शब्द आकार;
शब्द हुसे सपरस भयै, जीनत्ये अगन्य पसार. ॥३॥

પ્રથમ નિજ કેવલ કર્તાએ અવિગત રૂપ આકાશ (અવકાશ)માં શુદ્ધ અહંકાર ભર્યો, એથી નભ આકાશ એટલે શબ્દ આકાશ થયું. એનું જ નામ ગતનભ અર્થાત્ ગતિવાળું આકાશ. તે અવ્યક્ત આકાશમાંથી કર્તાએ ઉત્પન્ન કર્યું છે. તે શબ્દરૂપ આકારમાં બંધાઈ જ્યારે વૈરાટરૂપ

ખગાકાર શૂન્યમાં અથડાયું ત્યારે તેના યોગે કરી સ્પર્શવાન વાયુ ઉત્પન્ન થયો. તે વાયનું અતિ જોરપૂર્વક ગતિવાળા આકાશની સાથે ઘર્ષણ થવાથી અગ્નિ ઉત્પન્ન થયો છે.

अगनी तत्त्वसे अप भये, अपते अवनी नीरुप;

एही सब प्रजा अरुपकी, क्यौं करी कीये स्वरुप. ॥४॥

તત્ત્વરૂપ ઉત્પન્ન થયેલા અગ્નિથી પાણી અને પાણીથી પૃથ્વી રચાઈ છે. હવે હે 'બ્રહ્માસ્મિ'વાળાઓ આ તત્ત્વરૂપ સામગ્રીનાં તત્ત્વો અરૂપ હતાં તે સ્વરૂપવાળાં કેવી રીતે અને કેમ કરીને થયાં ? તમારા મત પ્રમાણે કર્તા અક્રિય છે તો પછી આ ક્રિયા કોણે અને કેવી રીતે કરી ? વળી તત્ત્વ ચેતનરૂપ નથી કે તે સ્વયં પોતે વૃદ્ધિ પામવાને પ્રભાવ પાડી શકે; તો પછી જડ રૂપ જગત જે અનેક પ્રકારે વિલસેલુ છે તે વિલાસનો સંચાલક ન હોય તો જગતભરમાં અવર નવર યોગ્યતા કદી પણ બની શકે નહિ.

अरस परस एक एकनसे, पसरन करन परम;

बोहोरु लीन करे तेही विधि, मोटो अदभुत मर्म. ॥५॥

ઉપર કહેલાં પાંચ તત્ત્વોની જુદી જુદી વિભુને યોગ્યતા પ્રમાણે વધઘટ કરીને તે ભેગાં કરી જે દેહ રૂપ ઘાટ રચવામાં આવેલા છે તે દરેક દરેકની અંદર તેમાંથી પ્રસારા રૂપ વૃદ્ધિ પામવાની પરમ વિભુ (વિભૂતિ) રહેલી છે; જેની અનહદ પ્રકારે ખોજ કરવા છતાં તે પ્રાપ્ત થવી મુશ્કેલ છે. વળી આ પંચ તત્ત્વ રૂપ શરીરના ક્ષેત્રમાં દરેકે દરેક તત્ત્વો એકબીજાના વિરોધી છે, જે એક સાથે રહી શકે તેવાં નથી. જો વાયુનું જોર વધી જાય તો અગ્નિનો નાશ થાય તથા અગ્નિનું જોર વધે તો જળનો નાશ થાય; તેમજ જળનું જોર વધી જાય તો પૃથ્વીનો નાશ થાય. આમ પરસ્પર એક બીજાની સાથે મળીને રહી શકે તેવાં તે નથી. તથાપિ આ જગતના નિયંતાએ તેવાં જ તત્ત્વોનું શરીર રૂપ ક્ષેત્ર રચેલું છે. અને તેજ શરીર રૂપ ક્ષેત્રમાં અંશે આવીને સ્થાન લીધેલું છે. તેમાં પોખેલી તત્ત્વ રૂપ સામગ્રીને અનંત કાળથી સદરહુ અંશ કાઢતો જાય છે. તથાપિ તેમાં વધઘટ નહિ થતાં જગત પારાવાર વૃદ્ધિ પામતું જાય છે. આવી રીતે ઉત્પન્ન કરેલા જગતનો છેવટે નાશ પણ તેવી જ રીતે થાય છે. અર્થાત્ જેવી રીતે ઉત્પત્તિનો ક્રમ કહ્યો તેવી જ રીતે પૃથ્વી જળમાં, જળ અગ્નિમાં, અગ્નિ પવનમાં અને

પવન ગતિરૂપ નભ-આકાશમાં, અને તે આકશ અવિગત આકાશમાં એમ ઉત્તરોત્તર એકબીજા તત્ત્વની સાથે લય પામે છે. જગતના મહાન ખેલનો આ મર્મ અતિ અદ્દ્ભુત દેખાય છે. આમ અતિ અદ્દ્ભુત મર્મવાળી વિભૂતિને જોવા છતાં, હે બ્રહ્મજ્ઞાનીઓ ! કર્તા છે એવું કેમ બોલતા નથી ?

अरुपे सरुप समावत, छेवट कलप प्रजंत;
पुनही रचत तेही तेहुंनसे, जीनकी शक्ति अनंत. ॥६॥

જ્યારે આ જગત માત્રનો છેવટ દિવસ આવે છે ત્યારે તમામ સ્વરૂપ રૂપ તત્ત્વ સામગ્રીના પદાર્થો અરૂપમાં સમાઈ જાય છે, અને ફરીથી બીજી વાર રચવાની કર્તા ધણી ઈચ્છા કરે ત્યારે ઉપર કહ્યા પ્રમાણે જગત રૂપ ભવનો ખેલ ઉત્પન્ન કરે છે. કારણ કે તેઓ અનંત શક્તિવાળા હોઈ અનંત પ્રકારના ખેલ રચી શકે છે.

पंच तत्त्व जीनकु नहि, नहि गुण ईंद्रीमाय;
दिव्य देह एतने बिनु, एही अचरत गति ताय. ॥७॥

જેને હું કર્તારૂપ સંકેત-વિશેષણ લગાડું છું તે વિશેષણ જેને ઘટે છે તે પંચ તત્ત્વ તથા ગુણ, ઈંદ્રિયો અને માયા સિવાયના છે. આમ પંચતત્ત્વ, ગુણ, ઈંદ્રિયો અને માયા સિવાયના હોવા છતાં તે દિવ્ય દેહધારી હોઈ અલૌકિક ગતિવાળા છે જ આશ્ચર્યચકિત કરે છે.

एसे निरमल तन मही, कांहांथा एही सब कोय;
बिनु रकमसे सब किया, प्रथमो अचरत सोय. ॥८॥

આવી રીતના નિર્મળ શરીરમાં અખિલ બ્રહ્માંડની સર્વ તત્ત્વરૂપ સામગ્રી કેવી રીતે રહી શકેલી હશે ! તથા આ બધું ક્યાંથી આણ્યું હશે ! આ કોયડાનો ઉકેલ મર્મ ભરેલો હોઈ સમજવો મુશ્કેલ છે. વળી આ રકમો તેમની પાસે ન હોવા છતાં તેમનાથી આ સર્વ જગત રચાયેલું છે જે આ પ્રથમ અચરતને ધ્યાનપૂર્વક જોનાર જોઈ શકે તેમ છે.

## અચરત ૨જો (પ્રશ્ન ૨જો)

एही सब अखिल उपाध्यकु छीनमे करे समेट;
रखत छपाई अरुपमे, रुप सकल कु मेट. ॥९॥

ઉપર કહેલી અખિલ બ્રહ્માંડની સર્વ ઉપાધિ પળમાત્રમાં સકર્તા સમેટી લે છે અને અરૂપમાં છૂપાવી રાખે છે એટલે દૃશ્યમાન પદાર્થો અદૃશ્ય થાય છે.

आपे तो तत्त्वातीत, अविगत देह अतंत;
कवन देशते लायेहु, ए सब दुरघट तंत. ॥१०॥

હે સકર્તા ! આપ તત્ત્વરહિત, અનંત અવિગત દેહરૂપે છો; તો પછી અખિલ બ્રહ્માંડની ઉપાધિરૂપ તત્ત્વ રકમોની આ સર્વ સામગ્રી એવો કયો દેશ છે કે જેમાંથી લાવીને ખડી કરેલી છે ! એ વાત સમજવી દુર્ઘટ એટલે મુશ્કેલ છે !

प्रगट कर तांहां नहि हुते, नहि पुनी आपनी पास;
कोहो कांहांसे उपजावत, ए कौई अकल विलास. ॥११॥

જ્યારે ચૌદલોકરૂપ ક્ષેત્ર રચાયું ન હતું ત્યારે આ જગતની તત્ત્વ સામગ્રી હતી નહિ તથા આપના પરમ ધામને વિષે પણ એ હતી નહિ. તો પછી કહો કયાંથી અને કેવી રીતે ઉપજાવી છે ! આ વિધવિધ પ્રકારનો વિલાસ કળી ન શકાય તેવો છે.

अकल विलास करन जीनुं, कीनु न पावतही भेद;
एही अचरत द्वितीयो पुनी, क्यौं न नेति कहे वेद. ॥१२॥

આ જગતરૂપ અકળ વિલાસ જેના તરફથી રચાયેલો છે તે રચનારનો ભેદ અત્યાર સુધી કોઈ પામેલું નથી. આ બીજું અચરત (આશ્ચર્ય) છે જેને માટે વેદ નેતિ કેમ ન કહે ?

## અચરત-૩ જો (પ્રશ્ન ૩જો)

वेद वदित ईतकी सबे, चीतकी करी चराक;
उपजेकु अरथावत, नीपजे तांहां नहि ताक. ॥१३॥

આ બાજુ આવેલા ચૌદલોક રૂપ જગતનો નિર્ણય કરવા વેદે ચિત્તવૃત્તિ રૂપ ચરાક એટલે મશાલ વડે જોઈને ઉત્પન્ન થયેલા સર્વ દૃશ્ય અદૃશ્ય પદાર્થોનું યથાર્થ વર્ણન કરેલું છે. પણ તે ક્યાંથી અને કેવી રીતે ઉત્પન્ન થયા તે વિષે વેદ. તાક (નેમ, ચોટ) લગાવી શક્યા નથી.

बिनु चित्तसे चितवंन जीनुं, ध्रष्टा ध्रष्टसे होय;
एही मरम मसरीत अति, त्रतीयो अचरत ओय. ॥१४॥

જે ચિત્તથી જગત ઉત્પન્ન થયું છે તે ચિત્ત ચિંતવન સિવાયનું હોઈ માત્ર દૃષ્ટાની દૃષ્ટિથી ચૌદલોક રૂપ જગત ઉત્પન્ન થયેલું છે. આ ત્રીજા અચરતનો મર્મ મિસરીવત્ ભાવવાળો હોઈ સમજવો મુશ્કેલ છે.

## અચરત-૪થો (પ્રશ્ન - ૪થો)

एही त्रिये अचरतकी कथा, जथा लहे जन कोय;
कर्ता कीये सोही करतकु, अति अपरंम कहे सोय. ॥१५॥

ઉપર કહેલા ત્રણ અચરતની કથા જો કોઈ ભગવતી જન જાણે તો કર્તાનું કરેલું મહાન કૃત અપરંપાર છે એમ કહ્યા સિવાય રહી શકશે નહિ.

द्रष्टा तेही पण निरमल, मल विनुं अमल अखंड;
तीनमे कांहां छुपां हुसे, कोटिक पंड ब्रंह्मांड. ॥१६॥

હે સકર્તા કેવલ ! આપ ચૌદલોકના નિર્મળ એટલે અવિકારી, અખંડ અમલ ચલાવનાર દ્રષ્ટા રૂપે છો. તથાપિ આપના પવિત્રધામમાં વિકારવાળાં આવાં અનેક બ્રહ્માંડો ક્યાં છૂપાવી રાખ્યાં હશે !

तबत तीनमे नहि हुती, एही सब अखिल उपाध;
अकलित रची अचांनक, एही अचरत चौं माहाध. ॥१७॥

એટલા માટે કહેવું પડે છે કે અખિલ બ્રહ્માંડની સઘળી ઉપાધિ સકર્તાના ધામમાં ન હતી પણ જગતની રચના કળી ન શકાય તેવી અચાનક ઉત્પન્ન કરેલી છે. કર્તાની મહદ્ ગતિને જણાવવાવાળો આ ચોથો અચરત છે.

## અચરત-૫ (પ્રશ્ન-૫મો)

बिनुं देखे बिनुं सरवंनही, प्रथम नांहि कछु तंत;
आपनी अगम विलोकीत, कीनेहु घाट अनंत. ॥१८॥

ચૌદલોક રૂપ સૃષ્ટિની રચના થતા પહેલાં કંઈપણ તત્ત્વો ન હતાં. કોઈનું જોયા સિવાય અને સાંભળ્યાં સિવાય જ પોતાની અગમ ગમ ગતિ વડે વિલોકન કરીને અનંત ઘાટ ઉત્પન્ન કરેલા છે.

विविधी भात त्रेहे त्रेहेतंणा, कोहो कोहु कलसे कीन;
प्रथक् प्रथक् भिन्न भिन्न भव, अलग अलग तनु चीन. ॥१९॥

વિવિધ ભાતનું, તરેહ તરેહનું, પૃથક પૃથક ભિન્ન ભિન્ન સ્વભાવ અને ઘાટવાળું, એકબીજાની સાથે સંબંધ સિવાયનાં અલગ અલગ ચિન્હો યુક્ત શરીરોવાળું જગત કોણે અને ક્યારે બનાવ્યું તે કહો.

जल थल अगन पवंन शूंन्य, तांहां तनुं कीये तेहीवंत;
जांहां जम जीनुं आनंद मये, पंचमो एही अचरंत. ॥२०॥

જળમાં જળ પ્રમાણે, સ્થળમાં સ્થળ પ્રમાણે, અગ્નિમાં અગ્નિ પ્રમાણે, વાયુમાં વાયુ પ્રમાણે, જે તે તત્ત્વોનાં શરીરો તે તે તત્ત્વો અનુસાર ઉત્પન્ન કરેલાં હોઈ તે તે તત્ત્વોમાં તે આનંદમય રહે છે, આ પાંચમો અચરત છે.

## અચરત ૬ઠ્ઠો (પ્રશ્ન ૬ઠ્ઠો)

थावरकु, थीरता कीये, अस्थिर जंगम जंत;
एक मसाला दोहुंनके, धंय विगतव गुणवंत. ॥२१॥

સ્થાવરનાં વૃક્ષાદિ સ્થિર અને જંગમના મનુષ્યાદિ જીવમાત્ર અસ્થિર રચેલા છે. પણ એ બન્નેનો મસાલો તો એક જ છે. આ પ્રમાણે ગુણયુક્ત વિગતવાર રચના, રચનાર સકર્તા, તમોને ધન્ય છે.

विगतवमे विगतव अति, गति सूक्ष्म गंम सोय;
डाल फूल फल पत्रही, फरक रंग सब कौय. ॥२२॥

વિગતમાં પણ અતિ વિગતવાર સૂક્ષ્મ ગતિરૂપ ગમ આવેલી છે. જે ડાળ, ફૂલ, ફળ, અને પત્ર એ સર્વ કોઈના રંગ જુદી જુદી તરેહના છે.

पादु पाण मुख सरवनही, नेन नासा गुद ताय;
ओरु उपस्त तुचा रग, अस्त मैस रोमछाय. ॥२३॥

પગ, હાથ, મુખ, કાન, આંખ, નાક, ગુદા, ઉપસ્થ, રગો, હાડકાં અને માંસ આ સર્વ રૂવાંટીયુક્ત ચામડીથી ઢંકાયેલાં હોઈ જુદી જદી તરેહનાં છે.

चंचु डसण रसना रस, न्हर नख पुछन पंख;
एक बिंदुके चर तनु, कुदरत कीन असंख. ॥२४॥

ચર જંગમના શરીરોમાં આવેલ ચાંચ, દાંત, રસ લેવા જીભ, તથા સિંહ આદિને નહોર, મનુષ્યાદિને નખ, પશુ આદિને પૂંછ તથા પક્ષી આદિને પાંખ વિગેરે એક જ બિંદુથી બનેલાં હોઈ સ્વભાવ ગુણથી ન્યારાં ન્યારાં અગણિત પ્રકારનાં રચાયેલાં છે.

मीष्ट मधुर खट चरपरा, तीक्षण फीका स्वाद;
एही अनुकरम कारणजीनुं, कुन करही प्रतिपाद. ॥२५॥

મીઠો, મધુર, ખાટો, ચરપરો, તીખો, અને ફીક્કો આ છ પ્રકારના રસનો જે અનુક્રમ રચાયો છે તેનું પ્રતિપાદન કરનાર મૂળ કારણ કોણ છે ?

आप आपनेही सजातीमे, न्यारे नीरत स्वभाव;
तीनमे पण एकता नहि, चर जंगम के भाव. ॥२६॥

જંગમની પોતપોતાની સ્વજાતિમાં પણ નિરંતર ન્યારો ન્યારો સ્વભાવ હોઈ તેમાં કોઈ કોઈની સાથે એકતા નથી

आ विधको अविगत गति, करन जेही किरतार;
एही अचरत वत अवनव, खटमो खेल अपार. ॥२७॥

આ પ્રમાણે અવિગત ગતિનો નવાઈ ઉપજાવે તેવો અવનવો અપાર ખેલ કિરતારે રચેલો છે તે છઠ્ઠો અચરત છે.

## અચરત-૭મો (પ્રશ્ન-૭મો)

एही खट अचरतको निज, देखो करी विचार;
ईनमे तुमसे क्या बने, न्यारे कोई करनार. ॥२८॥

ઉપર કહેલા છ અચરતનો પોતે જાતે વિચાર કરી જુઓ કે એમાંનું તમારાથી બની શકે તેમ છે ? એનો કરનાર કોઈ ન્યારો છે એમ કહ્યા સિવાય ચાલશે નહિ.

ओरु पुनी जेहीचर अचरके, कीयेहु बीज अंकुर;
प्रथम पोखेहु एकदम, समलीत संच अपुर. ॥२९॥

વળી સ્થાવર અને જંગમનાં જે બીજ અંકુર રચાયેલાં છે તેમાં પ્રથમથી જ એક બીજાં તત્ત્વોને સાથે મેળવી એકદમ અપૂર્વ સંચ રચાયેલા છે.

जबी प्रसवत एक एकनसे, अगणीत प्रजा अनंत;
पारन पाही परंतको, चकीत भये चितवंत. ॥३०॥

જેથી કરીને જે તે જાતિમાં જે તે પ્રકારવાળી એવી અનંત પ્રકારની અગણિત પ્રજા જન્મ પામે છે. જેનો પાછા વળીને ચિત્તવૃત્તિથી નિરખતાં પાર પામી શકાતો નથી અને ચકિત થઈ જવાય છે.

थावरसे थावर बने, जंगम से होय जंग;
चले सकल परनालिकां, अविरल धार अभंग. ॥३१॥

સ્થાવરમાંથી સ્થાવર અને જંગમમાંથી જંગમ જાતિ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે અભંગ રીતે અવિરલ ધારારૂપ પ્રણાલિકા ચાલી આવે છે.

बहोरु करनकु नव परे, करताकु कछु कांय;
पोखेहु कलप परजंतही, एक एकके घटमांहांय. ॥३२॥

કેવલકર્તાએ જગતમાંના સર્વ ઘાટોમાં તત્ત્વ સામગ્રી એવી રીતે પોખેલી છે કે કલ્પ પર્યંત તે શરીરોમાંથી બીજા અનેક શરીરો નીકળ્યાં જાય પણ કદી ખૂટે નહિ અને બીજીવાર કર્તાને કંઈપણ કરવું પડે નહિ. આ પ્રમાણે કલ્પ પર્યંત પહોંચે એવી રચના સકર્તાએ રચેલી છે.

जल थलचर अगनीचर, मारुतचर आकाश;
जेही जांहां जंम तंम उपजत, तन तनसे तंनुतास. ॥३३॥

સ્થળચર (સ્થળના પ્રાણી), જળચર (જળનાં પ્રાણી), અગ્નિચર, મારૂતચર અને આકાશચર- આ સર્વ પ્રાણીઓ જે તે તત્ત્વમાં તે તે તત્ત્વ પ્રમાણે એક શરીરમાંથી બીજું એમ ઉત્પન્ન થાય છે. સ્થળનાં પ્રાણી સ્થળનાં શરીરોથી અને જળનાં પ્રાણી જળનાં શરીરોથી, આ પ્રમાણે પાંચે તત્ત્વનાં પ્રાણીઓ તે તે તત્ત્વમાં ઉત્પન્ન થાય છે.

हिरण गर्भवत गत सबे, चुवत चतुर दश लोक;
झरीत झरीत यौं जुग भये, एही क्रत कीयेहु अलोक. ॥३४॥

દરેકે દરેક તત્ત્વની ગતિ હિરણ્યગર્ભરૂપ હોઈ એકબીજામાંથી ઝરી ઝરીને (પ્રસવ પામીને) ચૌદલોક રચાયા છે. આ પ્રમાણે અલૌકિક રીતે કર્તાએ કૃતની રચના રચેલી છે.

गुण ईंद्री अंतःकरण, तत्त्व सहित कुल तंन;
एक एकसे नीकसत बहु, सरखां सकल समंन. ॥३५॥

ગુણ, ઈંદ્રિયો, અંતઃકરણ તથા તત્ત્વો યુક્ત સર્વ શરીરો-એક શરીરથી તેના જેવું જ બીજું એમ અનંત શરીરો ઉત્પન્ન થાય છે.

तंनक तंनक बीजग मही, भरे खलक नहि अंत;
अजब कला अविरलय गत्य, अहो धन्य भगवंत. ॥३६॥

તનક તનક એટલે નાજુક નાની નાની રકમો ખલકભરનો ખેલ ચલાવવા બીજની અંદર અંત ન લાવી શકાય તેટલી ભરેલી છે. આ કળા તપાસતાં તે અજબ હોઈ તેની ગતિ અવિરલ છે. આવી અવિરલ ગતિની અજબ કળા રચનાર સકર્તાને ધન્ય છે !

बीजग जलकी बिंदुमे, हाथ पावथा अंग;
कीत अंतर नहि एकतये, ए कोय इलंम उतंग. ॥३७॥

વૃક્ષાદિ સર્વ સ્થાવરના બીજમાં અને મનુષ્યાદિ સર્વ જંગમના બિંદુમાં હાથ, પગ વગેરે સર્વ અંગો કંઈપણ અંતર સિવાય એકમેક રચાયેલાં છે. આવો અટપટો કળાવાળો જાદુઈ જગતરૂપ ઈલમ સકર્તા સતકૈવલે કરી બતાવ્યો છે.

नीर चतुर खट कूपके, भरीत एक घट सोय;
कोहो कोई न्यारा करीशके, जेही जीनका होय तोय. ॥३८॥

દશ કૂવાનું જુદા જુદા સ્વાદવાળું પાણી લાવી એક ઘડામાં ભરી તે જે તે પાણીને જુદું પાડી શકે એવો કોઈ સમર્થ છે ? આમ નિજકર્તાની કુદરત તપાસતાં બુદ્ધિ હેરત પામી જાય છે !

त्यौं ईंद्री दश कूपही, जीनुं बिदुं एक नीर;
जेही जीनका न्यारा किया, चौवीश चीन शरीर. ॥३९॥

ઉપરનાં દૃષ્ટાંતનો સિદ્ધાંત એવો છે કે દશ કૂવારૂપ દશ ઈંદ્રિયો જાણવી અને એ દશે પાણીના સત્વરૂપ એક બિંદુ તૈયાર થાય છે. તે બિંદુ સ્ત્રીના ગર્ભસ્થાનમાં જવાથી શરીર તૈયાર થાય છે. તે વખતે જે તે ઈંદ્રિયનું અર્ક રૂપ પાણી જે તે બિંદુમાં ભેગું આવેલું હતું તે તેમાંથી તૈયાર થયેલા શરીરની દશે ઈંદ્રિયોમાં દશ પ્રકારે વહેંચાઈ જઈ જે તે ઈંદ્રિયોના સ્થળ પર પોતપોતાનો સ્વભાવ જણાવે છે. જેમકે નાસિકાનો અર્ક ગંધ રૂપે નાસિકામાં રહી સારી નરસી ગંધની પરીક્ષા કરે છે. આવી રીતે ઈંદ્રિયોનાં ચોવીશ અંગ(તત્વો) જુદા જુદા પ્રકારે શરીરમાં ગોઠવાયેલાં છે.

तेही करनन कैसा हुसे, जीनकी ज्यौं बलिहार;
आन्य कोहु नहि करीशके, बिन कैवल किरतार. ॥४०॥

આ પ્રમાણે શરીર તત્ત્વોથી રચાયેલી રચના રચનાર સકર્તા સતકૈવલ કેવા હશે ! તેમને અનંતવાર બલિહારી છે ! તેમના સિવાય બીજા કોઈથી આમ બની શકે તેમ નથી.

चर बीजगकी एही कही, थावर एही परकार;
ओरु सकल रजतज लहु, एकही सरजंनहार. ॥૪૧॥

આ મનુષ્યાદિ જંગમના બિંદુની જે હકીકત કહી તેવી જ રીતે સ્થાવરના બીજની રચના છે. તે સિવાય રજ તજથી લઈ બાકીના સર્વને સર્જનારો સર્જનહાર એકજ છે.

आगे आगे ज्यौं ज्यौं पागरे, त्यौं पीछे परलाय;
मध्य मध्यमे महालत, जुगन जुगन वही जाय. ॥૪૨॥

આગળ જેમ જેમ વધતાં જાય છે, તેમ તેમ પાછળ તેનો નાશ થતો જાય છે. માત્ર મધ્યમાં તેમને આનંદથી મહાલવાનો વખત મળે છે. આમ જગતનું પરિવર્તન યુગોના યુગથી વહી જાય છે.

यौं केतेक समायेहु, एक एक मांही अनंत;
नीकस नीकस करे तदीपसे, तोहु न पावत अंत. ॥૪૩॥

આવી રીતે તત્ત્વના દરેકે દરેક બીબામાં તત્ત્વ સામગ્રીનો મસાલો અનંત ઘણો ભરેલો છે. એ કારણે સૃષ્ટિ રચાઈ ત્યારથી આ જ પર્યંત તે નીકળતો આવેલો છે અને હવે પછી પણ નીકળતો જશે. તોપણ આ સામગ્રી કેટલી અને ક્યાં સુધીની ભરેલી છે, તેનો પાર આવી શકે તેમ નથી.

कही न जात अब कया कहु, अकल कलागत ओय;
क्यौं करी कीये करतारने, एही अचरत मम सोय. ॥૪૪॥

ઉપર પ્રમાણે તત્ત્વ સામગ્રીની રચવાની ગતિની કળા કળી ન શકાય તેવી હોવાથી તે કહી શકાય તેમ નથી તો પછી હવે તે વિષે બીજું શું કહું ! કર્તાકૈવલે એ કેવી રીતે કરી હશે એ આશ્ચર્ય પમાડે તેવું અચરત છે.

अरु ढ अवल भल सप्तमो, अचरत कीन कराल;
परम पेच प्रतक्षही, देखो द्रष्ट निहाल. ॥४५॥

અરૂઢ એટલે પ્રચલિત ન હોય તેવા અવલ (ઉત્તમ), કરાલ (તીવ્ર, ઉગ્ર) જેમાં જ્ઞાનગતિ રહેલી છે. તેવા આ સાતમાં અચરતમાં પરમ પેચ રૂપ પરમ યુક્તિઓ પ્રત્યક્ષ રહેલી છે. તે સારી રીતે સમજાય તેમ કહી છે તે દષ્ટિ રાખીને નિહાળો.

एही अचरत चौं त्रीये तणो, नरणीत कये नरेश;
तब आपनपु नव धरो, शिर पति परस पुरेष. ॥४६॥

હે ઉત્તમ પુરુષો ! આ સાતમાં અચરતનો નિર્ણય કરો તો હું (આપનપુ) પોતે સર્વજ્ઞ છું એમ ધારણ કરી શકશો નહિ અને સર્વથી તટસ્થ આવેલા સકર્તા કેવલને સ્પર્શ કરવાનો પૂરોપૂરો લાભ મેળવવા ઈચ્છા થશે.

## અચરત-૮મો (પ્રશ્ન-૮મો)

अबके अचरत अष्टमो, सुनोहो सकल सभेव;
चक्रभेद स्वर संधीत, तीनके कहु अहंमेव. ॥४७॥

હવે આઠમાં અચરતની મતલબ કહું છું તે તમો સર્વ સાંભળો. કેવલકર્તાથી રચાયેલાં સર્વ શરીરોના દરેકે દરેકમાં છ ચક્ર આવેલાં છે. તે દરેક સ્વર (પ્રણવ)થી સંધાયેલાં હોઈ તેના જુદા જુદા ભેદનો અહંમેવ એટલે માન્યતા કેમ અને કેવી છે. તેનો પ્રકાશ કરૂ છું તે તમો સાંભળો.

जेही निज प्रणव सकल घट, श्वासोश्वास सबंध;
सरु पे सरु प अरुपकौ, क्यौं करी कीये समंध. ॥४८॥

હે સકર્તા સતકેવલ ! તમારાથી રચાયેલા સર્વ ઘાટમાં નિજ પ્રણવ શ્વાસોશ્વાસની ક્રિયા કરે છે છતાં તે પ્રણવ બંધનરૂપ નથી. તો પછી સ્વરૂપે સ્વરૂપવાળાં શરીરોમાં અરૂપરૂપે રહેલાં પ્રણવને કેવી રીતે સંબંધ જોડી આપેલો હશે ! એ પ્રશ્ન વિચારવા જેવો છે.

जेतने भर जीवन लगे, तेतने भरके श्वास;
रोम रोम रग रग मही, बंधे करत विलास. ॥४९॥

જે મનુષ્યને જેટલું જીવન ભોગવવાનું છે તેટલો જ તેનામાં શ્વાસ ભરાયેલો હોઈ તે રોમ રોમ અને રગેરગ બંધન પામી વિલાસ કરે છે.

जदीप होय बिनु बंधन, तंनमे श्वास सरोज;
बहीजात सब एक समे, उलटे कुन परोज. ॥५०॥

જો કદાચ શરીરમાં આવેલાં છ ચક્રોમાં પ્રણવ બંધન પામ્યો ન હોય તો એકજ વખતે બધો શ્વાસ વહી જાય. વળી પછી તે પ્રણવને ઉલટીને પાછો વળવાનું શું પ્રયોજન છે ?

जो उलटे कछु वृत्ति हुसे, तेही न ताय कछु जांण;
बीनहु जांण अनुबंधन, क्यौं रहे प्रणव प्रांण. ॥५१॥

આપણે માની લઈએ કે કદાચ પ્રણવને પૂરક થવાથી ક્રિયા રૂપ ઈચ્છા હશે પણ તેને તે વિશેની જ્ઞાનરૂપ જાણ જરાયે નથી. તથાપિ એ જાણ સિવાય અણું અણુંમાં બંધન પામી ક્યા કારણે પ્રણવ પૂરાઈ રહેલો છે ?

तेही बंधन दरशावहु, सुनहो सकल सुसंत;
चक्र चक्रसे जेही विधि, तंत झूरे अतंत. ॥५२॥

હે સંતદશાના સંતજનો ! પ્રણવ જે કારણથી બંધનવશ થયો તે કારણ હું તમો સર્વને કહું છું તે સાંભળો. પ્રણવ અતંત એટલે તત્ત્વો રહિત હોવા છતાં તત્ત્વોવાળા ચક્રોની સાથે બંધન પામી જે વિધિ પ્રમાણે ઝુરે એટલે રેચક પૂરક થઈને ક્ષીણ થતો જાય છે તે વિશેની હકીકત કહું છું.

सप्त कंदके प्रणवही, जाग्रत वृक्ष जहुर;
छसें सहस्त्रे एकवीसही, एतने जीनके मूर. ॥५३॥

પ્રણવના સાત કંદ રૂપ ગાંઠો છે જે ચક્રોના નામથી ઓળખાય છે. તેમાંથી નીકળતો

પ્રણવ કલ્પવૃક્ષ રૂપ અખંડ જાગૃતિ ભોગવતો જહુર એટલે સર્વ પ્રકારના વિત્તથી ભરેલો હોઈ જેનાં એકવીશ હજાર અને છસો મૂળ છે.

औरु तंन सप्त सरोजमे, फुरे तंत एतनाय;
ज्यौं पुष्प मकरंदके, जल कमला गत्य न्याय. ॥५४॥

વળી આ શરીરમાં આવેલાં સરોજરૂપ સાત ચક્રોમાંથી ઉપર કહેલાં તત્ત્વરૂપ મૂળ સ્ફુરણા પામે છે, તે સ્ફૂરણા એ જ પ્રણવ; જેનું બીજું નામ અજંપા જાપ છે. તે જાપ સાત કમળ રૂપ ચક્રોમાંથી કોઈથી પણ ક્રિયા કર્યા સિવાય આપોઆપ નીકળે છે. તે ચક્રોરૂપ કમળ જાણવું અને મકરંદ એટલે ભ્રમર રૂપ પ્રણવ જાણવો. તે જળકમળના ન્યાયે રહેલો છે. જેમ ભ્રમર કમળની સુગંધી લેતાં મુગ્ધ થઈ કમળવશ થાય છે તેવી જ રીતે સપ્ત સરોજરૂપ કમળમાં પ્રણવ સુગંધીવત ભાવથી આકર્ષાઈને રહેલો છે.

जेही तंत तनु चक्रके, कीये प्रणवतरु झाड;
तीनुं मूर तेही तंतसे, ग्रंथी दीये घाहाड. ॥५५॥

મેં (પરમગુરૂએ) કહ્યું છે કે પ્રણવરૂપી વૃક્ષ જે તત્ત્વરૂપ શરીરમાં આવેલાં ચક્રોમાં સ્ફુરણાં પામ્યું છે. તેનાં મૂળ તે ચક્રો દ્વારા પ્રકૃતિરૂપ તત્ત્વ સાથે ગ્રંથિ રૂપ કઠણ ગાંઠથી જોડાયેલાં છે, જેથી પ્રણવ છટકી ન શકે એવી રીતે બંધાયેલો છે.

पुनही शक्त आकरषण, समलीत सप्त सरोज;
उलट पुलट करनन दंम, रही जीनुं तेही परोज. ॥५६॥

ફરીથી કહું છું કે સરોજરૂપ સાતે કમળમાં શક્તિનું આકર્ષણ સમલીત એટલે સેળભેળ મળીને રહેલું છે. એથી પ્રણવ અર્ધો ઉર્ધ્વ (ઉલટ પૂલટ) શ્વાસોશ્વાસની ક્રિયા કરે જાય છે. એટલે કે સાતે કમળના આકર્ષણને લીધે પ્રણવ છટકી શકતો નથી. એ જ પ્રયોજનને લીધે પ્રણવને બંધનમાં રહેવું પડેલું છે.

एतने कबज करी रखे, तंनमे श्वास समीर;
तदपि जाय क्यौं एक समे, वहत धारणा धीर. ॥५७॥

ઉપર કહેલાં સાતે ચક્રોએ આ શરીરમાં શ્વાસ રૂપ સમીર એટલે પવનને કબજે કરી રાખેલો છે. એથી જ તે એકદમ વહી ન જતાં ધારણાપૂર્વક ધીરે ધીરે ઉલટ પૂલટ ક્રિયા કર્યે જાય છે.

चक्र तंत एक एकनसे, खट खट उठे प्रणायव;
गुप्त सदा घट भीतर, जेही धरण ध्रडकाय. ॥५८॥

દરેકે દરેક ચક્રરૂપ તત્ત્વોમાંથી છ છ અજંપા રૂપ પ્રણવ ઉઠે છે. અને તે તે એટલા તો ગુપ્ત હોય છે કે જેના અજંપાને ચિત્તવૃત્તિમાં લેવો મુશ્કેલ થઈ પડે છે. વળી શરીરની અંદર ચક્રરૂપ ધમણમાંથી સૂક્ષ્મ રીતે ધબકારા થાય છે. જે સ્થિર ચિત્તવાળા કદાચ ધ્યાનમાં લઈ શકે તો તે બનવા જેવું છે.

ओर नाड्य करकी पुनी, वैद जुवत पुलकार;
तेसे ही सप्त सरोजमे, उठत एही प्ररकार. ॥५९॥

જેમ વૈદ દરદીના રોગની તપાસ કરવા હાથના કાંડાની પાસે નાડીમાં રહેલા પોલાણને લીધે લોહીની ગતિ અનુસાર ઉઠતા ધબકારા ઉપરથી કોણ અને ક્યો રોગ છે એ સમજી લઈ પરીક્ષા કરે છે. તેવી જ રીતે સાતે કમળના પોલાણને લીધે તેમાંથી ઉઠતા પ્રણવના ધબકારા કમળમાં દેખાય છે અને તે સ્થિર ચિત્ત વૃત્તિવાળા જાણી શકે છે.

कोयक समे कालज मही, सूक्ष्म दंम दरसंत;
सकल ठोर गत्य एही विधि, अनुचित जाप जपंत. ॥६०॥

પ્રણવના મહાન અભ્યાસકોને કોઈક કાળે સૂક્ષ્મ રીતે પ્રણવ દૃશ્યમાન થાય છે, તેવા પ્રસંગે ઉપર કહેલી વિધિ પ્રમાણે સાતે ચક્રોમાંથી અણ ચિંતવ્યા જાપ જપાતા જોઈ શકે છે.

ओर जगे नहि दरशही, अस्त सहित जांहां भोम;
प्रसिद्ध होय क्यौं प्रणव, संकीरंणवत व्योम. ॥६१॥

શરીરના સાતે ચક્રો સિવાય પ્રણવ દશ્યમાન થતો નથી. કારણ કે બીજી જગ્યાએ હાડકાંની આજુબાજુ માંસથી વીંટાયેલી હોઈ કઠણતા પામેલી છે. એટલે પ્રણવનું પ્રસિદ્ધપણું જણાય નહિ. કારણ કે, માંસની કઠણતાને લીધે અંદર રહેલું આકાશનું પોલાણ સંકીર્ણ એટલે સંકુચિત થઈ ગયેલું છે.

अदरश दंम कीनु गंम नहि, जीनके कहु समार;
सवालक्ष खटसें जीनुं, उठत चतुर हजार. ॥६२॥

આ શરીરમાં અદશ્ય રૂપે રહેલા પ્રણવની કોઈને ગમ નથી. તેનો શુમાર કહું છું, તે એ છે કે ચોવીશ કલાકમાં જોઈ ન શકાય એવા એક લાખ ઓગણત્રીસ હજાર અને છસો પ્રણવ ઉઠે છે.

तेही खटदंम संचित एक, माहाद प्रणव होय सार;
उरधगति नीकसत जेही, नासा वदंन द्वार. ॥६३॥

ભૃકુટિસ્થાને આવેલા પ્રકૃતિના ચક્ર સિવાય બાકીના છ ચક્રોમાંથી દરેકને એક એક મળી સંચિત થયેલો મહદ્ પ્રણવ એક નાભિથી ઉર્ધ્વ ગતિવાળો નાસિકા અને વદન દ્વારા નીકળે છે.

पौखके एक प्रणवही, सुणीयो ताय गणीत;
सप्त सप्त त्रीये सेहेस्तर, ओरु खटसे उपरीत. ॥६४॥

આ પ્રમાણે દરેક ચક્રનો એક એમ છ ચક્રોના અજંપા મળી એ મહદ્ પ્રણવ થયો છે. તેની એકવીશ હજાર અને છસોની ગણત્રી થાય છે. તે વિષેની વિગત નીચે પ્રમાણે કહું છું.

खट जपके एक प्रणवही, खटसे एकी हजार;
चक्र चक्र जेतना जपे, सुनीयो कहु अनुसार. ॥६५॥

જે છ જાપ મળી એક પ્રણવ હોય એવા એકવીશ હજાર અને છસો પૈકી કયા કયા ચક્રમાંથી પ્રણવ ઉઠે છે તે, તે તે ચક્ર અનુસાર કહું છું તે સાંભળો.

ब्रंह्मरंध्र भ्रगुटि मही, कंठ कमल लहुं सार;
तीन चक्र मही तीनही, उठत जाप हजार. ॥६६॥

બ્રહ્મરંધ્ર, ભ્રકુટિ અને કંઠ કમળ આ ત્રણ ચક્ર પૈકી દરેક ચક્રમાં એક એક હજાર જાપ ઉઠે છે.

रुदे नाभ उपस्त ल्यौं, खटखट सहस्त्र जपीत;
मूल चक्र खटसे पुनी, गवरी पुत्र समीत. ॥६७॥

હૃદય, નાભિ અને ઉપસ્થ આ ત્રણ ચક્રના દરેકે દરેકમાંથી છ છ હજાર જાપ ઉઠે છે, અને ગુદાસ્થાને આવેલા મૂળ ચક્રમાંથી છસો ઉઠતા હોઇ તે ચક્રમાં ગૌરીપુત્ર ગણપતિ રહેલા છે.

जपत जाप जेही चक्र के, करही दांन जीनुं देव;
सावित्री पत्य श्रीपत्य, उमयापत्य महादेव. ॥६८॥

જે જે ચક્રમાંથી જે જે જાપ ઉઠે છે તે, તે ચક્રના દેવને અર્પણ કરવા જોઈએ. તે દેવ સાવિત્રીપતિ બ્રહ્માજી, શ્રીપતિ (વિષ્ણુ) તથા ઉમિયાપતિ મહાદેવને અર્પણ કરવા જોઈએ.

विद्या अविद्या के पति, कंठ कमल दल जीव;
भ्रगुटि शक्त ब्रंह्मरंध्रमे, जोति परम सदैव. ॥६९॥

વિદ્યા અવિદ્યાના પતિ કંઠ કમળ દળને વિષે જીવ શિવ તરીકે રહેલા છે. ભૃકુટિસ્થાને શક્તિ રહેલી છે અને બ્રહ્મરંધ્રમાં પરમજ્યોતિનારાયણ સદૈવ રહેલા છે.

कमल सप्तके देवही, कीये सकल संकेत;
विविधी विगत्य कर क्या कहुं, जाणत संत सखेत. ॥७०॥

સાત કમળમાં રહેલા સાત દેવને સંકેતથી કહ્યા છે. કારણ કે સંતદશાના મહા પુરૂષો પ્રણવ વિષેની ઘટના જાણે છે. એથી જ મેં વિવિધ પ્રકારે વિગત કરીને કહેલું નથી

एही प्रकार प्रणव एक, करत सकल तनु मूल;
जडचैतन एक तायका, जीने कीयो अनुकूल. ॥७१॥

કર્તા કેવલના કૃત માત્રનાં સર્વ શરીરોનું મૂળ માત્ર એક જ પ્રણવ હોઈ જડ ચૈતનની એકતા કરી તે પ્રણવ અનુકુળતાથી શરીરોને ચલાયમાન કરી રહ્યો છે.

तंतु तंतु ग्रंथी दई, प्रणव पंड कीये एक;
जीनके कर बारीक अशे, तीनके शरीर कशेक. ॥७२॥

શરીરના દરેક અવયવ રૂપ તત્ત્વને પ્રણવ સાથે ગાંઠીને એક શરીર તૈયાર કર્યું છે. આ રચના કેટલી ઝીણી હશે ! અને તેનું શરીર કેટલું બારીક હશે ! એ કહેવું મુશ્કેલ છે.

अविगतसे अविगत अति, ममगति गये हेराय;
एही अचरत अति अष्टमो, क्यौं करी शकुं सराय. ॥७३॥

ઉપર કહેલી હકીકત અવિગતથી પણ વધારે અવિગત છે, જેને સમજાવતાં મારી ગતિ પણ હેરાઈ જાય છે. આ આઠમો અચરત અતિ કઠણ હોઈ અતિ નવાઈ ઉપજાવે તેવો હોવાથી કેમ કરીને તેની પ્રશંસા કરી શકું !

## અચરત ૯મો (પ્રશ્ન ૯મો)

अबके कहुं नवमो निध्य, अचरत अरस अमीत;
जीनके दल दरशावहु, निर सतके विनु वित्त. ॥७४॥

હવે વિત્તવગરના આકાશમાં અંતરિક્ષ માપ સિવાયનું વાદળનું દળ એટલું તો ઉત્પન્ન થાય છે કે જેથી સમસ્ત આકાશ વાદળથી ઢંકાઈ ગયું હોય એમ લાગે છે. તે વિષેની હકીકત આ નિધિ સમાન નવમા અચરતમાં કહું છું.

निराकार निज नभनसे, आभ्र घटा घंन होय;
नीर विद्युत ग्रजना जीनुं, सहित भईत क्रतसौय. ॥७५॥

નિરાકાર એવું જે આકાશ તેમાં વાદળો રૂપ અભ્રઘટા ઘનઘોર ઉત્પન્ન થતી હોઈ તેના કાર્યરૂપ પાણી વિદ્યુત અને ગર્જના થતાં દેખાય છે.

पादु पाण मुख नासीका, सरवन नेन वीनुं वंस;
परवतही उपजा पीछे, जावही देश विदेश. ॥७६॥

પગ, હાથ, મુખ, કાન, નેત્ર અને નાસિકા સિવાયનાં વેશરૂપ ઘાટોવાળાં પર્વત જેવાં વાદળો ઉત્પન્ન થઈ એક પછી એક હારબંધ દેશ વિદેશમાં જતાં જણાય છે. આમ આ બધાં વાદળો થવાનું કારણ શું હશે !

इच्छापरेतो बरसही, नहितर रहे अचुंन्य;
बिनसी जात जांहां के तांहां, फेरी शूंन्य के शूंन्य. ॥७७॥

ઈચ્છા હોય તો તે પૃથ્વી ઉપર અઢળક પાણી ફેંકી દે છે અને ઈચ્છા ન હોય તો એક બિંદુ સરખું પણ પડવા દેતાં નથી. વળી અભ્રઘટાથી છવાયેલાં વાદળાં પળ માત્રમાં વીખરાઈ જાય છે કે જેની નિશાની માત્ર પણ જોવા રહેતી નથી, અને ફરીથી પાછું શૂન્ય તદ્દન નિર્મળ થઈ જાય છે.

कीत जांमन ते जमाई, बीखरे कुन अमांन;
कुन सकल करुणामयै, सरजंन उभे सजांण. ॥७८॥

ક્યા સંજોગોથી વાદળાંનો જમાવ થયો અને ક્યા અપમાનથી વીરખાઈ ગયાં ? આ બન્ને ક્રિયા કરનાર (જમાવનાર અને વીખેરનાર) કરૂણાવાળો સજાણ પુરૂષ કોણ હશે ?

जो कहेशो ऋतुसे बने, ऋतुके कौन करनार;
कुनवस्त कांहांसे कीये, आपे तो अविकार. ॥७९॥

કદાચ તમે કહેશો કે ઋતુઓના ગુણે કરી આ બધું તોફાન ઉત્પન્ન થાય છે, તો હું પૂછીશ કે ઋતુઓ કોણે બનાવી છે ? અને કયી વસ્તુ ક્યાંથી લાવીને કરી છે ? અને મુદ્દારૂપ વસ્તુ શું છે ? કારણ કે પોતે વિકારરહિત શુદ્ધ અવિકારી છે, તો પછી આ બધું ક્યાંથી અને કેવી રીતે આવ્યું ?

लौकिकमे ईंद्रादिक, वरसावत घन सुर;
सुर सहित ईंद्रनके, करनहार कोई दूर. ॥८०॥

લૌકિક એટલે જગતની કહેતી છે કે ઈંદ્રાદિ દેવતાઓ વરસાદના રાજા હોઈ દરેક પ્રસંગે વરસાદ વરસાવે છે. પણ આ વાત તદ્દન જુઠી હોઈ બિનપાયાદાર છે; કારણ કે દેવતાઓ તથા ઈંદ્રને પણ બનાવનાર કોઈ જુદો જ છે.

ज्यौं करखी कणनाजकी, देई मसागत्य हाथ;
पण नहि करतल बीजके, वृथा कहंण कण नाथ. ॥८१॥

જેમ ખેડૂત કણરૂપ અનાજને હાથ વડે પૃથ્વી સાથે મસાગત કરી પકવે છે. જેથી તે અનાજની વૃદ્ધિ કરનાર હોવાથી કણબી કહેવાય છે. પણ તે હાથ વડે મહેનત કરનાર ખેડૂત બીજનો કર્તા નથી. છતાં તેને વૃથા કણનાથ (કણબી) કહેવામાં આવે છે.

त्यौं बीजगवत बादल, तडीत नाद अपसेत;
करखी काजवत ईंद्रकु, दीये हाथ घंन खेत. ॥८२॥

તેવી જ રીતે બીજરૂપ વાદળ સમજવું. તે વાદળરૂપ ક્ષેત્રમાંથી વિદ્યુત તથા ગર્જના ઉત્પન્ન કરી વરસાદ વરસાવવા કરખીરૂપ ઈંદ્ર હાથ વડે મસાગત કરે છે. આમ ઘનરૂપી ખેતી કરનાર ઈંદ્ર છે જેથી વરસાદ વરસાવનાર ઈંદ્ર તેનો કર્તા કહેવાય નહિ

करंन करांमत आभ्रकी, तबते रही आबाज;
एही नवमौ अचरत मम, जीने सजा एही साज. ॥८३॥

ઉપરની આકાશમાં થતી વાદળની સઘળી કરામત જાણ સિવાય રહેલી છે. જેણે આ બધું સાજ સજેલું છે તે સર્જનારની શક્તિ અદબદ રહી ગઈ અને લોકોએ ઈંદ્રને હાથે વરસાદ થાય છે એમ કહી દીધું. એ વાતનો પ્રકાશ કરનાર આ નવમો અચરત છે.

नव अचरत नरणाईये, एक एक ते अकलित;
सुरत छ्वे जो छेकमे, तो चक्रित होय चलित. ॥८४॥

આ જે નવ અચરત કહ્યા તે એક એકથી અધિક હોઈ કળી ન શકાય તેવા છે. વળી તે તે અચરતની છેવટે જો સુરતા પહોંચે તો ચક્તિ હોઈ આગળ ખોજ કરવાને પ્રેરાય એમ છે.

## અચરત-૧૦મો (પ્રશ્ન-૧૦મો)

अबके कहु खट चतुरमो, अचरत अविरल वांण;
जडतंन ओरु निज जीवंनकौ, जीनमे उभे अजांण. ॥८५॥

પંચ ભૂતાદિ જડ શરીર અને તેની અંદર રહેલો નિજ આત્મા એ બન્ને પરસ્પર એકબીજાથી જાણ સિવાયનાં રહેલાં છે. એ બાબતનો અવિરલ વાણીથી આ દશમા અચરતમાં ખુલાસો કરૂં છું.

सोही अजार्ण जणावहु, सुनो सकल ब्रंह्मवेत;
अद्वैत केहेणकी कही रही, क्रता सेती होय हेत. ॥८६॥

હે સર્વ બ્રહ્મજ્ઞાનીઓ ! ઉપર કહેલા જડ શરીર અને અંદર રહેલા જીવની પરસ્પર અજાણતા રહેલી છે તે હું તમોને જણાવું છું. એથી તમો અકર્તા અદ્વૈત કહેણીઓ (વાતો) કહી રહ્યા છો તે અયોગ્ય છે એમ સમજશો, અને કર્તા સંબંધી હેત ઉત્પન્ન થશે.

पण साची जो उर धरो, आपु रखी दूराय;
दंभी बोलन जो तेजौ, करता छेक सराय. ॥८७॥

હે બ્રહ્મજ્ઞાનીઓ ! મારાં કહેલાં વચનો ઉપર વિશ્વાસ રાખી આપા રૂપ અભિમાનને દૂર કરી સત્યને ધારણ કરો અને દંભ ભરેલા તર્કવાદને છોડી દો તો જ સર્વ લોકની છેવટે આવેલા સકર્તાને ઓળખી શકશો. અને ત્યારે જ સમજશો કે કર્તા સિવાય અણુમાત્ર પણ બનેલું નથી.

सो करता करुणामये, तीनके हो तुम अंश;
अद्वैत जो उरमे धरो, निजपति सु निरवैश. ॥८८॥

જેને કરૂણામય કર્તા કહું છું તેના જ હે બ્રહ્મજ્ઞાનીઓ ! તમો વંશ જ છો. પણ આમ નહિ માનતાં માત્ર 'હું અદ્વૈત છું.' એમ માનશો તો નિજપતિના વંશ સિવાયના છો એમ કહેવું પડશે.

वैश नहितो कोहोतो सुणो, तुमहो कुनकी वैश;
वीनहु वैस तो वैसकी, केशे धरो आकैंश. ॥८९॥

વળી પતિવંશ સિવાયના અમો સ્વતંત્ર એક બ્રહ્મરૂપ છીએ એમ કહેતા હો તો તમે જ કહો કે તમો કોણ વંશના છો ? તથા વંશસિવાય બ્રહ્મવેત્તાનો સ્વાંગ કોના માટે સજ્યો ? અને તેમ કરવાનું શું કારણ ઉત્પન્ન થયું ? તથા આકાંશ એટલે તમારા દિલમાં કઈ આકાંક્ષા પૂરી પાડવા જગતથી ઈતરાજી ધારણ કરી છે ?

करता करे सो ना बने, ओरु नहि तीनकी जांण;
करंन करंन कछु ना परे, तबते बको बकांण. ॥९०॥

હે બ્રહ્મવેત્તાઓ ! તમોને કર્તા કેવલની જાણ હોત તો કર્તાએ જગત બનાવ્યું નથી એમ કહેત નહિ વળી મારા ધારવા પ્રમાણે જગત માત્ર નિધણિયું છે એમ કહેવામાં તમોને એક ફાયદો છે. તે એ કે કોઈ જાતની રહેણી કરણી ન પાળવાને હરકત નડે નહિ. એથી જ સ્વતંત્ર નહિ પણ સ્વચ્છંદપણે માત્ર ખોટો બકવાદ બક્યા કરો છો.

जब देखो निज न्यायकु, कही सुनवायेहु सोय;
अबके अचरत अनुभवे, एक लगे के दोय. ॥९१॥

મેં તમોને હકીકત સંભળાવી તે તમારા નિજ ન્યાયથી ખોજ કરીને જુઓ કે આ ગાલુ અચરતમાં એક અદ્વૈત બ્રહ્મ સાબિત થાય છે ? કે જગત અને કર્તા કૈવલ એ બન્ને સાબિત થાય છે ?

## અરચત-૧૧મો (પ્રશ્ન-૧૧મો)

जीव अंश करतारके, घट घट परत्वे भिन्न;
पण करता चीने नहि, उतईत रहे आधीन. ॥९२॥

જેને જીવ કહેવામાં આવે છે તેજ કર્તા કેવલનો અંશ હોઈ ઘટ ઘટ પરત્વે ભિન્ન ભિન્ન રહેલો છે. પણ તે અંશ કર્તાને નહિ જાણવાને લીધે જ્યાં ત્યાં ગોખી મારેલા કાલ્પનિક સિદ્ધાંતને આધિન થઈ વળગી પડેલો છે.

कौ घरसे आये हंम, पुनी जेही घरही जांन;
अब कोहो तंनमे मम, योगत्य सकल अयांन. ॥९३॥

ઉપર કહેલા કારણને લીધે જગત ભરનાં સર્વ જીવો(અંશો) અજાણ્યા હોઈ 'હું' ક્યાંથી આવ્યો અને ક્યાં જઈશ અને આ શરીરમાં હું કોણ છું અને ક્યાં છું' એ ગતિ જાણવામાં અજાણ્યા રહેલા છે

करता क्यौं जांणी शके, पण न लहे निज आप;
आप लहे बिनुं ओरनके, वृथा करे विलाप. ॥९४॥

બ્રહ્મજ્ઞાનીઓની આદ્ય લઈ જગતભરના સર્વ અંશો પોતે પોતાના નિજ સ્વરૂપને જાણી શકેલાં નથી તો પછી કર્તા કેવલને કેવી રીતે જાણી શકે ? વળી પોતે પોતાનું સ્વરૂપ જાણ્યા સિવાય ભળતા જ માની બેઠેલા ઈશ્વરો પાસે વિલાપ એટલે દીનતાપૂર્વક જે માગણીઓ કરે છે તે વૃથા છે.

आपनपु जांणे नहि, तो पर केही अयांन;
जो जो जपे सो रुपकु , रुपेश्वर नहि जांण. ॥९५॥

જ્યાં સુધી આપનપુરૂપ અંશોને જાણવામાં ન આવે ત્યાં સુધી તે અંશના કર્તા કેવલને જાણવામાં આવશે નહિ; તથા તે જાણ મેળવ્યા સિવાય જે તે રૂપનો જાપ જપશો ખરા, પણ તે રૂપનો રૂપેશ્વર કોણ છે તે જાણી શકશો નહિ.

जो जो जपे सो कुनहे, ईष्टदेव जेही जीन;
नांम रुप तीनकी लेहे, नांमी परे न चीन. ॥९६॥

જે જે જાપ જપે છે તે તે જાપનો જપનારો કોણ છે, તેને તેઓ ઓળખ્યા સિવાય જેના જે ઈષ્ટદેવ માની લીધેલા છે, તેમના તે ઈષ્ટદેવને તેઓ નામ માત્રથી જ ઓળખે છે. પણ તે નામને ધારણ કરનાર નામીને ચીન્યા એટલે જાણ્યા નહિ.

नामरुप तीनकी पण, गति न जाणत कोय;
रोम रोम घट अंदर, होणी होयसो होय. ॥९७॥

જગતના જનોએ નામ રૂપવાળા જે પરમેશ્વરો માનેલા છે તે પરમેશ્વરો પોતે પોતાને જાણી શક્યા હોય એમ લાગતું નથી; તો પછી જગત માત્રમાં ખામીઓ હોય તો તે બનવા જેવું છે જ. કારણ કે રોમે રોમ અને ઘટ ઘટની અંદર જે હાનિ થવાની છે તે હાનિ જગતના એક જીવથી લઈ માનેલા પરમેશ્વરો સુધી સર્વને થતી જ જાય છે.

ओरु आरवलकी नवलहे, तन त्यागनके अंत;
जब तब जाय अचांनक, ब्रंह्मा कीट प्रजंत. ॥९८॥

વળી પોતાના આયુષ્ય વિષે આ શરીરને ત્યાગવાનો અંત દિવસ જાણી શકેલા નથી. પણ કીટ પતંગથી લઈ બ્રહ્માદિક સુધી સર્વ જીવન પરિવર્તનનો પ્રકાશ કર્યા સિવાય જ્યારે ત્યારે અદબદ અચાનક ચાલ્યા ગયા છે.

वैद धनवंतर मर गये, जौं था रग रग जांण;
आप जीवंनकी नव लही,, तंनके एही अयांण. ॥९९॥

દૃષ્ટાંત તરીકે રગે રગને જાણનાર દેવોના વૈદ્ય ધનવંતરિ પણ પોતાના જીવનને જાણી શક્યા નહિ. તે પણ પોતાના શરીરનો અંત ક્યારે અને કેવી રીતે આવશે તેનાથી અજાણ રહેલા હતા; જેથી ઠામ ઠેકાણા સિવાય માર્ગમાં જ અચાનક મૃત્યુ પામ્યા હતા.

जोत सरोदे जो लहे, साची जूठ समोय;
माहाद पुरुष कहेली कहे, जीव न जांणत कोय. ॥१००॥

બીજું ભવિષ્યવાદી પુસ્તક જે સ્વરોદય અને જ્યોતિષના નામથી ઓળખાય છે તે મહદ્ પુરૂષોની કહેલી સાચી વા જુઠી વાતો છે. પણ જીવ બુદ્ધિના અજ્ઞાનીજનો તેમાંનું કંઈ પણ જાણી શકે તેમ નથી.

सुरनर मुनिजंन पंडिता, नरपत आद्य जांहांन;
गया पीछे नव बाहावडे, ए कोय घोर भयांन. ॥१०१॥

દેવતાઓ, મુનિજનો, પંડિતો અને નૃપતિઓની આદ્ય લઈને જગતભરના સર્વ લોકો આ દેહરૂપ શરીરને છોડયા પછી બાહાવડે એટલે પાછા ફરીને કોઈ આવ્યા નથી. તેમજ ત્યાર પછી તેમનું શું થયું તે વિશેની સત્ય હકીકત અત્યાર સુધી કોઈ કહી શકેલું નથી. આ વિષય ભયાનક હોઈ ઘોર અંધકારમય છે.

जे जीनकी करणी जंम, तेही तीनका फल पाय;
तीतकी ईत कोउ नव लहे, मोहोघम महाल सदाय. ॥१०२॥

જે જેની જેવી કરણી હશે તેને તેવાં જ ફળ મળશે એ વાત ખરી છે; પણ અનુમાનથી કહેવાય છે. કારણ કે મૃત્યુ લોકમાં કરેલા સુકૃતનું ફળ ભોગવવા સ્વર્ગે ગયો હોય પણ સ્વર્ગ અને મૃત્યુ લોક વચ્ચે વાત કરવાનું કોઈ સાધન નથી. તથા ત્યાં શું બને છે તેમાંનું કંઈપણ અહીં કોઈ જાણી શકતું નથી. આ એક મહાન મુદ્દો સદાને માટે મોહોઘમ રહેલો છે. છતાં બીજી બાજુ જગત સ્વર્ગ ફળની આશા પાછળ અનેક પ્રકારનાં કર્મ કરે છે. વિચારપૂર્વક જોતાં આ વાત શોચનીય છે.

ब्रंह्म सुदन कैलासही, वैकुंठ औरु गौ लौक;
अवध्य परे तेही विनसही, सो नहि अमर अलोक. ॥१०३॥

વળી સ્વર્ગનાં સુખ ભોગવવાનાં મુખ્ય સ્થળો બ્રહ્મપુરી, કૈલાસ, વૈકુંઠ અને ગૌલોક એ પણ અવધિ આવતાં નાશ પામવાવાળાં છે. એમાંનું કોઈ અમર રહી શકતું નથી.

यांहां ल्यौं सही मृतलोकही, आ भवकी कुन मात;
आंहां वाहां सब एक सरीखा, तो अदकै कुन बात. ॥१०४॥

ઉપર કહેલા સર્વલોક સુધી મૃત્યુલોક છે. તો જગતના લોકો જન્મે અને મરે એમાં શું નવાઈ જેવું લેખાય ? આ ઉપરથી એમ જ સમજાય છે કે મૃત્યુ લોક અને સ્વર્ગ લોક જન્મ-મરણવાળા હોઈ એક સરખા છે, તો પછી સ્વર્ગની મોટી મોટી વાતો કરવા છતાં તેમાં વિશેષપણું શું છે ?

जबत्ये आंहांके तांहां मरे, मुवा पीछे क्यांहां जाय;
तेही जावनकी अदबद, कहो कीनसे सुनी पाय. ॥१०५॥

જગતના લોકો મૃત્યુલોકમાં મરણ પામે વા સ્વર્ગલોકમાં મરણ પામે, ગમે ત્યાં મરે પણ મરણ બાદ ક્યાં જાય છે એ માર્ગ નિશ્ચયપૂર્વક કોઈએ શોધેલો નથી; તો પછી આ અદબદ રહેલો માર્ગ કોનાથી પ્રાપ્ત કરશો ?

जो कहेशो त्रीयलोक ल्यौं, जांहां लग मृत कहाय;
सोही आगे हंम कही गये, भ्रमीक भेद बताय. ॥१०६॥

જો કદાચ તમે કહેશો તો ત્રણલોક સુધીની જ વાત કરી શકશો. પણ મેં પ્રથમથી જ કહેલું છે કે ત્યાં સુધી તો મૃત્યુલોક છે જ, જેથી એ વિષે જગતને ભ્રમ થયેલો છે પણ તેમાંનું કંઈ પણ સત્ય નથી.

जो 'ब्रह्मअस्मि' कहे, वेद अंतके ज्ञान;
तेही न लहे अंतकालकी, को हम कीतसे जान. ॥१०७॥

વેદના અંતરૂપ વેદાન્ત જ્ઞાનને જાણી 'બ્રહ્માસ્મિ' કહેનારા બ્રહ્મવેત્તાઓને પણ એ ખબર નથી કે હું કોણ છું અને આ શરીરના અંતકાળે ક્યાં જવાનો છું. આવા મહાન જ્ઞાનીઓને પણ આ બાબતની ખબર નથી.'

जाणो तो व्यापक वीत, जीवन मुक्तको मान;
पण जीनके वीत व्यापक, तीनके एही अजान. ॥१०८॥

જીવન મુક્તના માનનો બોજો લઈ ફરનારા માત્ર વ્યાપક વિત્તને જ જાણે છે. પણ જેનાથી એ વિત્ત વ્યાપક છે તે કર્તા ધણીથી તેઓ અજાણ્યા રહેલા છે.

रहेणी करणीसे कहे, उभये करके ईश;
पण अंतर अज्ञांनही, जीवको वसवा वीस. ॥१०९॥

અંતરનું અજ્ઞાન ટળ્યું નથી છતાં જગતભરના જીવોને વિશ્વાસ બેસાડવા માટે તેઓએ રહેણીકરણી પાળીને કંઈક ઐશ્વર્યતા મેળવેલી છે એમ માનવાને હરકત નથી પણ ઈશ્વર્યતાવાળાઓને ઈશ્વર કહેવાય નહિ.

करणी करेसो दासहै, जावंन हरि हजूर;
[illegible] करणीसे क्यौं कहो, ईश्वर भवके भूर. ॥११०॥

[illegible]ી હરિની હજુરમાં જવા માટે જેટલા પ્રકારની કરણી કરવામાં આવે છે તે કરણી કરનાર હરિના દાસ તરીકે ઓળખાય છે. તો પછી કરણી કરનાર તે અજ્ઞાનીઓને તેઓ ભવરૂપ જગતના ઈશ્વરો છે એમ શા માટે કહો છો ?

उत्तंम मध्यम करणी, ईशकु नहि जरु र;
नो अंत विशेषही, रहेवंन क्रता हजुर. ॥१११॥

તમો જેને ઈશ્વર કહો છો તે વિશેષ અંશ હોઈ કર્તાના હુકમી દાસ છે. તેમને ઉત્તમ મધ્યમ કરણીની જરૂર રહેતી નથી.

साम्रतकु करणी कैसी, जेही जुग तारणहार;
[illegible]न करणी जाहां ताहां भये, हरिके दश अवतार. ॥११२॥

જે જગતના તારણહાર સમર્થ મહાપુરુષો છે તેમને કરણી કરવી પડતી નથી. કારણ કે દશ અવતારો ગમે તેવી સ્થિતિમાં અને ગમે તે યોનિમાં કરણી કર્યા સિવાય પણ જન્મેલા છે. તથાપિ તેઓ પોતાની નિજ જાણને ચુકેલા હોય એમ જણાયું નથી.

सांम्रत द्वे परकारके, सुनो तायके मरम;
एक करम करके हवे, एक सदा न्हे करम. ॥११३॥

મહા સમર્થ પુરૂષો બે પ્રકારનાં છે. એક કરણી કરીને થાય છે. ત્યારે બીજા ન્હેઃ કર્મરૂપ (કર્મ કર્યા સિવાય થયેલા) હોય છે, તે વિષેનો મર્મ કહું છું તે સાંભળો.

करमे हवे सो दास है, जीव सांमांनय समोय;
न्हे करमी निज अंशहे, विशेष विरला कोय. ॥११४॥

સામાન્ય જીવોના સમૂહમાંથી જેઓ કર્મ કરીને મોટા પુરૂષો થયા છે તેઓ હરિના દાસ તરીકે ઓળખાય છે, અને ન્હેઃ કર્મરૂપ કર્મ કર્યા સિવાયના જે મહાપુરૂષો છે તે વિશેષ કોટીના કોઈક જ વિરલા અંશ હોય છે.

तीनकु करणी हुकमकी, पठवावंनकी सोय;
करे सोई बकसीसकी, बोहोर करत नहि कोय. ॥११५॥

ન્હેઃ કર્મરૂપે જે વિશેષ અંશો છે તે, તેમને મોકલનાર નિજપતિ જે હુકમ કરે તે હુકમ પ્રમાણે જગતમાં આવીને તેનો અમલ કરે એજ તેમની કરણી છે. વળી તેમને ઐશ્વર્ય રૂપ સમૃદ્ધિ જેટલી બક્ષિસ કરી હોય તેટલું જ કામ તે કરી શકે, સિવાય કરી શકે નહિ.

जो बकसा अदकी करे, निजपति परम रिसाय;
अल्प मोज घुनेघारमे, खुदकु क्यौं वीसराय. ॥११६॥

આ જગતમાં આવનાર અવતારાદિક વિશેષ અંશોને જેટલી બક્ષિસ કરેલી હોય તેનાથી તેઓ વધારે પડતું કરવા જાય તો નિજ પરમપતિ તેમના પરત્વે નારાજ થાય છે. જ્યારે ખુદ નિજપતિના આપેલા હુકમને વીસરી જઈ અલ્પ મોજને ખાતર પણ કંઈક વધારે પડતું કરવામાં આવે ત્યારે હુકમનો ભંગ થવાને લીધે તેઓ ગુનેગાર થાય છે.

तबते अवतारादिक, निजपति दास सहाच;
करता सहेना अकरत, देवे तरत तमाच. ॥११७॥

આમ અવતારાદિક પુરૂષો નિજપતિના સાચા દાસ છે તથાપિ કર્તા અકૃતને સહન કરી શકતા ન હોવાને લીધે તેમનો ગુનો નિવાજ નહિ કરતાં તરત જ તમાચો લગાવી દે છે.

रांमनकु रावण दुःखे, कृष्ण पारधी बांण;
कांइक करी अदकाईके, देखो ए निरवांण. ॥११८॥

દાખલા તરીકે શ્રી રામચંદ્રજીએ રાવણ તરફનું દુઃખ દૂર થશે એમ જાણી વાલીને વિના અપરાધે માર્યો એજ કારણે કૃષ્ણાવતારમાં તે પારધીનાં બાણે મરાયા હતા. કર્તા તરફથી મળેલી બક્ષિસ ઉપરાંત જે કંઈ વધારાનો ગુનો કરેલો તેટલા જ માટે તેમના બીજા અવતારમાં પારધીના હાથે મરાયા એ કલંક શ્રીકૃષ્ણને ચોટેલું છે. આ ઉપરથી અદલ ઈન્સાફ કરનાર સકર્તાનો સત્ય ન્યાય તરી આવે છે તે જુઓ.

दासंनकु करणी भली, पावंन निज करतार;
जेतने भर ब्रंह्मज्ञानीया, वाचक विनु भरथार. ॥११९॥

હરિના દાસ ભગવતીજનને નિજપતિપદ પ્રાપ્ત કરવા જે કરણી કરવામાં આવે છે તે ઘણી ઉત્તમ છે અને તેનાથી પ્રભુપદ મળે છે. પણ જેટલા વાચાળ બ્રહ્મજ્ઞાનીઓ છે તે જિંદગીભર ધણી વિવાયના રહેશે.

याहां लौं सौ अगनांनही, निजपति औरु आपनांहांय;
विशेषकु वरजीत धरी, ओर सकल सब कौय. ॥१२०॥

અવતારાદિ વિશેષ અંશો સિવાયના બ્રહ્મજ્ઞાનીથી લઈને જગતભરના સર્વ લોકો નિજપતિ અને આપનપુ એટલે પોતાનું સ્વરૂપ નહિ જાણવાને લીધે અજ્ઞાની રહેલા છે.

जे अज्ञांनी आपनपु, निजकु लखे न लोय;
तो क्यौं लहे उत ईतनकी, भवके भरम समोय. ॥१२१॥

જે ભગવતીજન પોતાના સ્વરૂપથી અજ્ઞાની રહ્યો છે તે નિજકર્તાનો લક્ષ કદી પણ લખી શકશે નહિ, તો પાછી આ બાજુ અને તે બાજુની હકીકતને તે કેમ કરી જાણી શકે ! અને ન જાણી શકે તો તે ભગવતીજનો અને ભવભરના અજ્ઞાનીજનો બન્ને સરખા જ છે.

जेही जेही भरम कीया एही, जीनु जगजीव अजांण;
एही अचरत खट पंचमो, कोहुकु नहि पहेचांण. ॥१२२॥

નિજ કેવલ કર્તાથી જગતભરમાં જે જે જીવો અજાણ્યા રહ્યા છે. તે તે જીવો ઉપર કહેલા ઈશ્વરોમાં ભ્રમવશ થયેલા હોવાથી તેમને જ માને છે. એથી જ તેઓને ઉપર કહેલી સત્ય હકીકતની ખબર નથી. આ અગિયારમો અચરત છે.

## અચરત-૧૨મો (પ્રશ્ન-૧૨મો)

अबके द्वादशमो कहु, अचरत अद्भुत अंग;
आद्य अंत मध्यकी मही, खडतल खडो अडंग. ॥१२३॥

આદ્ય અંત અને મધ્યમાં ખડો એટલે (ખડતલ), જરા પણ ડગે નહિ એવો અડગ તથા અદ્‌ભૂત અંગવાળો આ બારમો અચરત શરૂ થાય છે.

जमी असमांन अधर सदा, पंच तत्त्वके पेढ;
शेष सहित दादुर कच्छ, आद्ये अधर रहेढ. ॥१२४॥

કર્તા કેવલનો સંકલ્પ પહોંચે ત્યાં સુધી સદાને માટે પૃથ્વી અને આકાશ અદ્ધર રહેલાં હોઈ તેના મૂળરૂપે પાંચ તત્ત્વો જામેલાં છે. વળી શેષજી, દાદુર (મેંડક દેવ) અને કાચબ વગેરે પણ સદર વૈરાટરૂપ પુરુષને આકર્ષી રાખવા અદ્ધર રહેલાં છે.

बिन टेकै कीत धारणे, ए सब नाटक घोर;
जुगन जुगन कही कालके, ठरी रहे एक ठोर. ॥१२५॥

આ ઉપર કહેલું વૈરાટરૂપ નાટક કોઈના ટેકા કે ધારણા સિવાય ઘનઘોર દશામાં યુગોના યુગો અને કાળ વહી ગયા છતાં એક જ જગ્યાએ સ્થિર રહેલું છે.

शक्ति आकरर्षणसे, कोईके कही रहे जंमाय;
कुन तत्त्वकी ते हुंसे, द्यो मोई भेद बताय. ॥१२६॥

કોઈ કહેશે કે આ બ્રહ્માંડ આકર્ષણ શક્તિને લીધે જામી રહેલું છે તો હું પૂછું છું કે ક્યા તત્ત્વની એ શક્તિ હશે અને શાથી ઓળખી શકાય તે ભેદ બતાવી આપો.

करनहार तीनको कहो, रकम कांहांसे लाय;
अस्तल आसे अटपटो, कोहु मरम नहि पाय. ॥१२७॥

વળી કહો કે બ્રહ્માંડ અને તેને આકર્ષી રાખનાર શક્તિ એ બંનેનો કરનાર કોણ છે? અને એ રકમો ક્યાંથી લાવી અને રચના કરેલી છે? આ સ્થળનો આશય અટપટો હોઈ તેનો મર્મ કોઈ પામ્યું નથી.

ज्ञांनी ध्यांनी धर सबे, वेदांती( वेदंती ) वीद वेत;
यांहां नहि लाग लगे कीनु, सबकी द्रष्ट थकेत. ॥१२८॥

વેદાન્તરૂપ વિત્તના વેત્તાઓ તેમજ જ્ઞાની ધ્યાનીની આદ્ય લઈને જેટલા વિદ્વાનો હોય તે સર્વ પૈકી કોઈનો પણ આ મર્મનો ખુલાસો કરવામાં લાગ લાગી શકે તેમ નથી. કારણ કે આવા ગહન વિચારોનું સ્પષ્ટીકરણ કરતાં સર્વની દૃષ્ટિ થાકી ગઈ છે.

कंहनहार हंम ब्रंह्महे, तेही तांहां पांमे हार;
उमये खट अचरत एही, लहे न बिन करतार. ॥१२९॥

જેઓ 'હું બ્રહ્મ છું' એમ કહેનાર છે તેઓ પણ ઉપર કહેલાનો ખુલાસો કરતાં કરતાં હારી જાય છે. આમ કર્તા સિવાય જેને કોઈ જાણી શકતું નથી એવો આ બારમો અચરત છે.

## અચરત-૧૩મો (પ્રશ્ન-૧૩)

कहत सुनो दश त्रीये तणो, करम भरम अनुसार;
जेही अचरतमे आवत, अंधाधुंध अपार. ॥१३०॥

જગતભરના જીવોની એવી માન્યતા છે કે કર્મ અનુસાર જે કંઈ થવાનું હોય તે જ પ્રમાણે તે થાય છે. આવા ભ્રમ ભરેલા પારાવાર અંધકોનો પ્રકાશ કરવા આ તેરમો અચરત શરૂ થાય છે.

जीव करतहे करमकु, जेही पापके पुंन्य;
जलम दुसरे ताहीको, जोग मेलावत कुन. ॥१३१॥

જગતના જે જીવો કર્મ વડે પાપ-પુણ્ય કરે છે તેમને બીજા જન્મે પાપ-પુણ્યનો યોગ કોણ મેળવી આપે છે ?

करनहार नहि जांनत, करीया करम अचेत;
उभयेकु अनुभव नहि, कोहो तीनको कुण देत. ॥१३२॥

કર્મ કરનાર જાણતો નથી કે પોતે કેટલાં અને કેવાં કર્મ કર્યા છે; તેમજ ક્રિયા વડે જે કર્મ કરવામાં આવે છે તે કર્મ જડ છે. આમ ક્રિયાના કરનાર અને કર્મ એ બન્નેને એકબીજાનો અનુભવ નથી; તો પછી તમે કહેશો કે કર્મનો બદલો આપનાર કોણ છે અને કેવી રીતે આપે છે ?

दुनियांमै यौं कहतही, गति पुरांन पराय;
विधि लखतहे लेखही, जोग मेलावत माय. ॥१३३॥

દુનિયામાં આ વિષે કહેતી ચાલે છે કે પરાપૂર્વથી બ્રહ્મા (વિધિ) લેખ લખે અને તે લેખનો યોગ વિધાત્રી નામની માતા (માયા) મેળવી આપે છે.

मायाभि तो जड कहे, ज्ञांनी सकल सकौय;
जीव अचेत करम जड, जड जडसे क्या हौय. ॥१३४॥

દુનિયાના સર્વ જ્ઞાનીઓ કહે છે કે માયા જડ છે ત્યારે બીજી બાજુ કર્મ કરનાર જીવ અચેત છે અને તેનાં કરેલાં કર્મ પણ જડ છે. આ બન્ને જડેજડ વસ્તુ એકબીજાનો યોગ કેવી રીતે મેળવી શકે ? એ વિચારવા જેવું છે.

जौं ना भुगते करमकु, ताही करे कोहो कुण;
उत्तम मध्यम चाहकी, व्रती होय अलुण. ॥१३५॥

જો કરેલા કર્મનું ફળ ભોગવવું ન હોય તો કોઈ કર્મ કરે નહિ, વળી ઉત્તમ મધ્યમ

ફળની ઇચ્છાઓ વિષે અભાવ થઈ જાય. પણ તેમ બનતું નથી; પણ જેનાં જે કર્મ હોય તે તેને ભોગવવાં જ પડે છે.

पुनही सुनो वधे तायकी, केतीक लखे अनेक;
उदे अस्त ल्यौं जीवकी, अंत न आवत छेक. ॥१३६॥

વિધાતાને વિષે ફરીથી કહું છું કે સૂર્યોદયથી સૂર્યાસ્ત થતાં સુધીમાં જેનો અંત ન આવી શકે તેટલા જીવો જગતભરમાં જન્મ પામે છે. આમ અનેક જીવોનું સારું નરસું ભવિષ્ય કેવી રીતે લખી શકે છે.

लखन हारके शिर कीने, लखीया लेख लखंन;
तीनुं आद्य सब जीवके, लखणहार कोई आंन्य. ॥१३७॥

વળી બીજું પૂછું છું કે બ્રહ્માંડભરના જીવમાત્રના લેખ લખનાર જે વિધાતા છે તે વિધાતાના લેખ લખનાર કોણ હશે કે જેથી તેને જગતભરના સર્વ લોકોના લેખ લખવા જવું પડે છે ? આમ વિચારતાં વિધાતા સહિત સર્વ જીવોના લેખ લખનાર કોઈ બીજા જ છે.

आन्य कही तीनकी तांहां, आंहांकी कही सुनाय;
जीव करमके संजम, कारंन कोहुं न पाय. ॥१३८॥

બ્રહ્માંડભરના જીવમાત્રનું ભાવિ લખનાર જે હું બીજો કહું છું તેને અહીં કોણ કહી સંભળાવે તેમ છે ? એટલા જ માટે જીવને તેના કર્મનો યોગ કરાવનાર જે કારણ છે તે કોઈ જાણી શકેલું નથી.

ओल गोल गत्य ग्रभीत, जावत जक्त पसाय;
आद्य अंतकी मध्यमे, उतपत थाय विलाय. ॥१३९॥

કર્મની ગર્ભિત ગતિ સ્પષ્ટ સમજાય નહિ તેવી હોવાને લીધે જગત ફસાઈ ગયું છે. એથી આદ્ય, અંત અને મધ્યમાં વખતોવખત કર્મવશ થઈ જન્મ-મરણ ભોગવે છે. આમ કર્મની ગતિની સમજ ન પડવાને લીધે જીવમાત્રના લેખ લખનાર વિધાતા છે એમ કલ્પી કાઢેલું છે.

हाल होय तीनकी लखे, फेरी उपजे तीनु तांहांय;
बीच अंधेरी सबनकु, कोउ कीनु सूझत नांहांय. ॥१४०॥

કદાચ જગતમાં હાલ જે જે જીવ છે તેમનાં સુખ-દુઃખ વિધાતા લખે અને તે તે જીવો મરણ પામ્યા પછી જ્યાં જ્યાં જન્મે ત્યાં ત્યાં જઈને લખે; પણ મરણ થયાં પછી અને જન્મતા પહેલાંના વચલા વખતમાં જીવોનું શું થાયછે એ વિશેનો ખુલાસો કરવાનુ ંવિધાતા કેમ ભૂલી ગયા હશે ?

जलमे तांहां आवी लगे, करम कर्या होय पीछे;
अंधेकु जड जायके, मीले कुनकी इच्छ. ॥१४१॥

જીવ બુદ્ધિના અજ્ઞાનીજને પાછલા જન્મે કરેલાં કર્મ તેનો બીજો જન્મ થતાં આવી લાગે છે. વળી આ બાબતમાં કર્મ કરનાર અંધ છે અને કર્મ જડ છે; તો પછી આ બન્નેનો પરસ્પર સંબંધ કોની ઈચ્છાથી પ્રાપ્ત થાય છે ? એ સમજવું મુશ્કેલ છે.

अंधे अंध अनाद्यके, जीव करम उभयेव;
एही अचरत खट सप्तमो, अनुगत्य व्रत सबेव. ॥१४२॥

જીવ અને કર્મનો સંબંધ અનાદિ કાળથી આંધળે આંધળો ચાલતો આવેલો છે. એથી જ સર્વ લોકો કર્મની ગતિના જ્ઞાન સિવાય આંધળે આંધળું વર્તન વર્તતા આવેલા છે. એ વાતનો ખુલાસો કરનાર આ તેરમો અચરત છે.

## અચરત ૧૪મો (પ્રશ્ન ૧૪મો)

त्रीये दश अचरतकी कही, विगती सकल सुनाय;
अबके कहुं दश चतुरतो, चीतवो ज्यौं चीतवाय. ॥१४३॥

તેરમા અચરતની સર્વ વિગત તમોને સંભળાવી. હવે જેમ ચિંતવન કરી શકાય તેવો આ ચૌદમો અચરત કહું છું.

आ भव केतेक दिन हुते, रचे हुशे किरतार;
बोहोरु रचही तेही कांहां लगें, जीनके वारनपार. ॥१४४॥

આ ભવરૂપ જગત કેટલા દિવસથી કર્તાએ રચ્યું હશે ? અને જે જગતરૂપ રચનાનો વારપાર નથી તે ક્યાં સુધી રહેવાની હશે ?

**केतेक कलप वीते हुंशे, केते कही ब्रंह्माय;**

**अब केतेकही कलप वीतही, करी तव निज करताय. ॥१४५॥**

કર્તાના કરેલ જગતના કેટલા કલ્પ વહી ગયા ? બ્રહ્મા કેટલા ગયા ? અને હવે પછી કેટલા જશે ?

**आद्य अंत एही दोहुंनकी, विधि लहत नहि वेद;**

**ओरनकी गनती कशी, जीनके अलप उछेद. ॥१४६॥**

ઉપર કહેલા બન્નેનાં આધ્ય અને અંતને વિધિ (બ્રહ્મા) તેમજ વેદ પણ જાણતા નથી; તો તે સિવાયના બીજા અલ્પ ઉપદેશ કરનારાની ગણતરી જ શું હોઈ શકે ?

**अव्याकृत जीनु अविनवे, पुरुष न पावही पार;**

**नेति नेति सबकी जांहां, बिनुं जंतर रचनार. ॥१४७॥**

અવ્યાકૃત એટલે સ્પષ્ટ કહી ન શકાય તેવાં અવનવાં એટલે નવી નવી જાતનાં વિચિત્ર અદ્‌ભુતકર્મનો પાર કોઈ પણ પુરુષ પામી શક્યો નથી. આ સમજવામાં જગતરૂપ જંતર (યંત્ર)ના રચનાર સિવાય સર્વ લોકોને નેતિ પોકાર્યા સિવાય ચાલશે નહિ.

**कोहुं न था जीनकी कने, मंडा जद मंडांण;**

**एही अचरत खट अष्टमो, तबते सकल अजांण. ॥१४८॥**

જગતરૂપ મંડાણ માંડતી વખતે તેમની પાસે કોઈ હતું નહિ. એથી જ આ ચૌદમો અચરત જણાવે છે કે સર્વલોક તેનાથી અજાણ્યા રહેલા છે.

**अचरत एही अपारको, शून्य समोवड सोय;**

**लगे नहि द्रष्टांतही, या विनते कीनु कौय. ॥१४९॥**

આ અચરત એટલો તો વિશાળ ગતિનો છે કે તેને સમજાવવા દૃષ્ટાંત પણ મળતાં નથી, એથી જ શૂન્ય સમોવડ એટલે શૂન્યના જેવી વિસ્તૃત શક્તિવાળો છે.

## અચરત-૧૫મો (પ્રશ્ન-૧૫મો)

जेही अचरत दश पंचमो, निजमे रहत अचंत;
तीनकु जौ जांणी शके, कोईक जवरला संत. ॥१५०॥

મનુષ્યોના નિજ શરીરોમાં નિશ્ચિત્તરૂપે જે કંઈ રહેલું છે તેને કોઈક વિરલા સંતજનો જ જાણી શકે છે.

तेही संत करतारके, संघी सदा हमेश;
बूझ लखी हौय पतिनसे, तेही जांणे तीनुं देश. ॥१५१॥

આ સંસારમાં ફરતા, રખડતા કે રઝળતા હોય તે અને 'હું સંત છું' એવો દાવો કરતા હોય તેવા સંતોને મેં આ ગ્રંથમાં સંત કહ્યા નથી પણ જેઓ હરહંમેશ સદાને માટે કર્તા કેવલના સંઘમાં રહેતા હોય અને જેની સુજાણ જાણ પતિમાં લાગી હોય તેવાને જ મેં સંત કહેલા છે. કારણ કે તેમને જ પતિની જાણ હોય છે. અને તે જ ખુદ ધણીની બક્ષેલી બુદ્ધિ વડે ખુદ ધણી સંબંધી તે દેશનો પ્રકાશ કરે છે.

आ तंन मांही चतुर रहे, मन बुधी चित्त अहंकार;
क्रिया हुते जांणत सबे, जीनका कुन देदार. ॥१५२॥

મનુષ્યમાત્રનાં સઘળાં શરીરોમાં મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત આ ચતુર અંતઃકરણો રહેલાં છે. તેમનાથી ક્રિયા થયા બાદ સમજાય છે, તે પહેલાં મુદ્દારૂપે કંઈ દેખાતું નથી તો પછી તે તે અંતઃકરણનું સ્વરૂપ કેવું હશે?

मनकी करीया संकल्प, बुध्य घढत जेही घाट;
परले करत अहंकारही, असूझ अंधवत नाट. ॥१५३॥

મનની ક્રિયા સંકલ્પ, બુદ્ધિની ક્રિયા ઘાટ ઘડવો તે અને અહંકારની ક્રિયા પ્રલયની માફક નાશ કરવો તે છે. આ અહંકારની ક્રિયારૂપ નાટ્ય રચના ઘોર અંધારી રાત્રિના જેવી સૂઝ કે સમજ ન પડે એવી છે.

स्वांती करे सकल चीत, वित्तकौ रहै विभास;
अंधकार अहंकारकौ, समरस होय समास. ॥१५४॥

ચિત્ત અંતઃકરણ બીજાં ત્રણે અંતઃકરણોની શાંતિ કરે છે એટલે કે પોતાના વિશેષ ભાસ વડે કરીને અહંકારના અંધકારને પોતામાં સમરસ કરીને તેનો સમાવેશ કરે છે. આ ત્રણે અંતઃકરણથી ચિત્ત અધિક બળવાળું હોઈ આખા શરીરનાં તત્ત્વોને ચલાયમાન કરી રહ્યું છે. અને અંતઃકરણોમાં પણ તેનો જ ભાસ આવેલો હોઈ જે તે અંતઃકરણ તેવી સત્તા પામીને જ ક્રિયા કરે છે.

संकल्पते जाग्रत स्फुरे, सुपने घाट घडंत;
परले करे ससोपति, दरशत नहि कछु तंत. ॥१५५॥

સંકલ્પથી જાગૃત અવસ્થા સ્ફુરે છે અને સ્વપ્નાવસ્થાથી ઘાટ ઘડાય છે તથા આ બન્ને અવસ્થાઓનો સુષુપ્તિ એવો તો નાશ કરે છે કે રજમાત્ર પણ દશ્યમાન થતું નથી.

तुरीया अवस्ता स्वांतसे, चित्त निरव्रत रहेत;
अंतसकरण क्रिया जीनुं, कही अवस्ता सेत. ॥१५६॥

તુરીયા અવસ્થાની અતિ શાંતિને લીધે ચિત્ત નિવૃત્ત રહે છે. આ પ્રમાણે અંતઃકરણની તથા અવસ્થાની ક્રિયા કહી છે.

जाग्रतमे हुकमी मंन, ईंद्री आद्य नरेश;
एकल अमल अचरचर, जीनको परस परेश. ॥१५७॥

જાગૃત અવસ્થામાં દશે ઈંદ્રિયોની આદ્ય લઈને સર્વ ઉપર મન રાજા રૂપે હોઈ અમલ ચલાવે છે. તેવી જ રીતે સ્થાવર જંગમનાં સઘળાં શરીરોમાં મનનો પ્રસારો હોઈ મન જ અમલ ચલાવે છે; સિવાય બીજાનો અમલ કે અધિકાર જાગૃત અવસ્થામાં ચાલતો નથી.

बुध्य चित्त ओरु अहंकारही, व्रतत थई दीवांन;
परकरतीकी को गने, एसे नये सहांन. ॥१५८॥

જાગૃત અવસ્થામાં જ્યારે મનનું રાજ્ય ચાલે છે ત્યારે બુદ્ધિ, ચિત્ત અને અહંકાર દીવાન

જેવા થઈને વર્તે છે, ત્યાં પ્રકૃતિની ગણતરી રેખમાત્ર રહેતી નથી. આવી રીતે કૌતુક ઉત્પન્ન કરે એવું એનું રાજ્ય છે.

एही परकार चतुरदश, लोकमही निरवांण;
जाग्रत जाग्रतमे जीनुं, फरत मनुकी आंण. ॥१५९॥

આ પ્રમાણે ચૌદલોકમાં વસતા દેવ, દાનવ અને માનવ દરેકે દરેકની જાગૃત અવસ્થામાં ચોક્કસ રીતે મનની જ આણ ફરે છે.

राजा राज करत मन, रहीत दीवांन समेत;
देव दनुज अवतार ल्यौं; विचरत मंन केहेत. ॥१६०॥

રાજા રાજ્ય કરે છે તે પણ મન વડે તેમજ રૈયત તથા દીવાન તે પણ મન વડે જ વર્તે છે તથા દેવ-દાનવની આદ્ય લઈ રામ, કૃષ્ણ આદિ અવતારો થયા તે પણ મનના કહ્યા પ્રમાણે જ વિચરે છે.

जीव सहित जेतने तनु, अणुनी आद्य ब्रेहेमंड ( ब्रह्मांड );
हलण चलण सब मन वडे, जेतने भर भवमंड. ॥१६१॥

અણુ રેણુથી લઈને જીવ સહિત બ્રહ્માંડભરનાં હલનચલન કરવાવાળાં જેટલાં શરીરો છે તે તમામ ભવરૂપ મંડાણ મંડાયું ત્યારથી તે આજદિન પર્યંત મન વડે વર્તે છે.

मन आगवा हे अंशके, मनहे कुनका अंश;
करीया काज करम लगे, सरवज्ञे सरवेश. ॥१६२॥

મન એ અંશનો આગવો એટલે અગ્રહી (આગેવાન) ભોમિયો છે. આમ જે મન વડે ચૌદલોક ક્રિયા કાજ અને કર્મ કરે છે તે મન કોનો અંશ છે ? વળી ક્રિયા, કાજ અને કર્મ સુધી સર્વ મન વડે થતું હોઈ ત્યાં સુધી મન સર્વજ્ઞ છે.

चैतंनसे चैतंन थई, तंन नावनके कीर;
बूरी भलीकी लेतहे, आपने शिर तकसीर. ॥१६३॥

મન અંશની સત્તા પામી શરીરરૂપ નાવને ચલાવનાર હોઈ ભલાઈ તેમજ બુરાઈની તકસીર પોતાને શિર લેનાર છે.

सबके घट घटमे रमे, आद्य थकी लहु अंत;
कोहु न परखत तायकु, कैसा उनका तंत. ॥१६४॥

આદ્યથી અંત સુધી સર્વ લોકના ઘટૈઘટમાં મન રમણ કરે છે. તે મન કયા તત્ત્વનું છે તેને અદ્યાપિ સુધી કોઈ પારખી શકેલું નથી.

कुन तत्त्वके मन कीये, कांहांसे उपजे सार;
तहकीत करो सकलजंन, मनका कुन आकार. ॥१६५॥

હે સર્વજનો ! મનની ઉત્પત્તિ ક્યાંથી થયેલી છે અને તે કયા તત્ત્વનું બનેલું છે તે તથા તે મનનો કેવો આકાર છે તે તહકીબ એટલે ચોક્કસ કરીને જાહેર કરો.

श्री-पतसे नहि मंन भये, ब्रह्मासे न उमेश;
सो भी विचरत मंनवडे, मनका सकल सभेस. ॥१६६॥

લક્ષ્મીના પતિ વિષ્ણુથી, બ્રહ્માથી તેમજ ઉમેશ એટલે શિવથી પણ મન ઉત્પન્ન કરાયેલું નથી. કારણ કે તેઓ પણ મન વડે જ વિચરે છે. આ બધો વેશ મનનો જ છે.

तीनके मंन कीन काहुसे, उतपत शक्त समेत;
जीनकी आद्य सकल ईत, मनके कीये सखेत. ॥१६७॥

શિવ, બ્રહ્મા અને વિષ્ણુ તથા જગતભરના સર્વ લોકોનાં શરીરોને ક્ષેત્ર બનાવી તે ક્ષેત્રનો માલિક બની જે મન મહાલે છે તે મન તથા તેની શક્તિની ઉત્પત્તિ ક્યાંથી થયેલી છે ?

तीनके मरम न पावत, रहत सदा जेही लाहार;
तो तुमही केसे लहो, निजपति सरजंनहार. ॥१६८॥

શિવ, બ્રહ્મા અને વિષ્ણુ જેવા મનનો મર્મ પામી શકતા નથી પણ મનની લહેર સાથે તણાઈ જાય છે; તો પછી તે મન જેનાથી સર્જાયું છે તે નિજપતિ સર્જનહારને તમારા જેવા ઉપલક દૃષ્ટિથી જોનારા કેવી રીતે ઓળખી શકશો ?

मंन अंतसतो करणहे, चैहीतंन भुज हथियार;
जेसे डंड कुलालीके, सांनसी हाथ लुहार. ॥१६९॥

જેમ કુંભાર ડંડ પકડી જુદા જુદા પ્રકારના ઘાટ ઉતારી શકે છે. તથા લુહાર સાણસી વડે લોઢું પકડી ઘાટ ઘડે છે. તેમ મન અંતઃકરણ ચૈતન્યના હાથનું હથિયાર હોઈ કર્મ કરવાનું સાધન છે.

तेही जांनतहे तेहुनंकी, लुहा काष्टकी होय;
त्यौं मनकी करता लहे, जीन कीया होय सोय. ॥१७०॥

કુંભાર ડંડની હકીકત અને લુહાર સાણસીની હકીકત જાણે છે. તેવી જ રીતે મન જેણે કરેલું છે તે કૈવલકર્તા જ મનની હકીકત જાણે છે.

मंन मंनकु नहि जांनत, मेरा कवन शरीर;
एही अचरत नव षष्ठमो, कौउकु नहि ततबीर. ॥१७१॥

મન પોતે પોતાને સમજી શકતું નથી કે મારું (મનનું) શરીર કેવું છે. આ પંદરમા અચરતની તદબીર એટલે યુક્તિને સમજવી મુશ્કેલ છે.

## અચરત ૧૬મો (પ્રશ્ન ૧૬મો)

खटदश अचरतकु अब, सुणवा रहो सचेत;
माहा गंभीर गत उचरहु, क्रता अंश तुमहेत. ॥१७२॥

હે કર્તાના અંશો ! તમારા ઉપરના હેતની ખાતર આ સોળમા અચરતને વિષે મહાન ગંભીર ગતિવાળી વાણીનો ઉચ્ચાંર કરું છું તે શુદ્ધ જાગૃત થઈને સાંભળો.

गुण ईंद्रि अंतस बिनुं, पोते परम पराय;
आपने अंश कारन जीनुं, पीछे दीये बनाय. ॥१७३॥

સર્વ શિરશ્રેષ્ઠ પરમ સકરતા સત્કૈવલ પોતે પરંપરાથી ગુણ ઈંદ્રિયો, અંતઃકરણ સિવાયના છે. તથાપિ પાછળથી પોતાના અંશોના વસવાટ માટે તત્ત્વ સામગ્રીવાળું શરીર રચી આપ્યું છે.

अंश पुरुष प्रकृति पुनी, ब्रंह्मा विश्नु माहेश;
ओर सकल सब जीवही, मुनिजन सुर सुरेश. ॥१७४॥

પુરૂષ, પ્રકૃતિ, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ વગેરે વિશેષ કોટીના અંશો છે અને તેમના સિવાયના બીજા મુનિજનો અને દેવી-દેવતાઓ વગેરે સર્વ જીવકોટીના અંશો છે.

दीये सबन एतनेयकु, तंनके साज सजंन;
अधिक नुंन्य विविधी विधे, जीनका जैसा तंन. ॥१७५॥

ઉપર કહેલા સામાન્ય અંશો અને વિશેષ અંશો એ બન્ને સકર્તા સત્‌કેવલે શરીરરૂપ તત્ત્વ સામગ્રીનું સાજ સજીને તેની અંદર વસાવ્યા છે. વળી તે શરીરો વિધવિધ પ્રકારનાં હોઈ અધિક ન્યુન એટલે નાની-મોટી વિભૂતિવાળાં રચેલાં હોવાથી જે અંશનું જેટલી વિભૂતિવાળું શરીર છે, તેટલી જ ઐશ્વર્યતા તે ભોગવી શકે છે. એટલા જ માટે ચૌદલોકના અંશો વિભૂતિએ કરીને નાના-મોટા દેખાય છે.

जेतने अंश विशेषही, तीने दीया तेही माप;
ओर सकल सब अंशकु, जेही चराचर व्याप. ॥१७६॥

જેટલા વિશેષ કોટીના અંશો છે તેમનાં શરીરો વિશેષ વિભૂતિના માપવાળાં રચાયાં છે અને તેમના સિવાયના બીજા વ્યાપકરૂપ રહેલા ચરાચર સામાન્ય અંશોના શરીર સામાન્ય માપવાળાં સકર્તા સત્‌કેવલથી રચાયાં છે.

एही परकारंन जीवंनकु, दीये सकल तंनु साज;
गुण ईंद्रि अंतःसकरण, तत्त्व सहित महाराज. ॥१७७॥

આ પ્રમાણે સર્વ લોકોના અંશોને પરમ કૃપાળુ મહારાજે પંચ ભૂતાદિ ગુણ, ઈંદ્રિયો અને અંતઃકરણયુક્ત સર્વ સાજવાળું શરીર આપીને તેમાં વસાવ્યા છે.

परके दीये प्रभाविक, ओरके महेल समांन;
निज रचनारन संचकु, वसनारंन नहि जांन. ॥१७८॥

કેવલકર્તા તરફથી તત્ત્વ સામગ્રીથી રચાઈ તૈયાર થયેલું શરીર અંશને પરભાર્યું મળ્યું તેમાં અંશે વસવાટ કર્યો, જેથી જેમ બીજાથી તૈયાર થયેલા બીજાના મહેલમાં આવીને કોઈ રહે તો તે, તે મહેલ બનાવનારે તેમાં ગોઠવેલા સંચાઓને જાણી શકતો નથી, તેવી જ રીતે કર્તા કેવલથી રચાયેલા આ શરીરમાં જે સંચાઓ ગોઠવાયેલા છે તે સંચાઓની તેમાં આવીને રહેનાર અંશને કોઈ ખબર નથી.

तब तंन मंनकी को लहे, निजके कीया विनाय;

सकल अंशकु पर तनु, जीनके वसे बसाय. ॥१७९॥

આ શરીર આપણું પોતાનું બનાવેલું ન હોવાને લીધે આપણે આ તનમનને ઓળખતા નથી, કારણ કે જગતભરના સર્વ અંશોને નિજકૈવલ કર્તાથી રચાયેલાં આ પારકાં શરીરોમાં તેમના વસાવવાથી જ આવી વસવાટ કર્યો છે.

ईंद्री बिन ईंद्री कीये, बिनु गुणसे गुणसार;

बिन अंतस जीने मंन कीये, कुनसे करी विचार. ॥१८०॥

સકર્તા સત્‌કૈવલે પોતાને ઈંદ્રિયો ન હોવા છતાં ઈંદ્રિયો બનાવી તથા પોતે ગુણરહિત છતાં અંશોને માટે ગુણ બનાવ્યા; પોતાને અંતઃકરણ નથી છતાં મન બનાવેલું છે. આ બધો વિચાર કોની સાથે મળીને કર્યો હશે ?

बिनु विचार जीनु संकल्पे, कीये सकल सब तंत;

अंशकु आव्रण धरी, आपे रहे अतंत. ॥१८१॥

સકર્તાએ વિચાર કર્યા સિવાય સંકલ્પ વડે તત્ત્વોની સઘળી સામગ્રી રચેલી છે અને તે તત્ત્વોનું આવરણ અંશો ઉપર નાખેલું છે; છતાં પોતે અતત એટલે તત્ત્વરહિત રહેલા છે.

संकल्पतो मनते हवे, सो तो मन नहि ताय;

तो संकल्प केसे बने, आवत नहि चित्त न्याय. ॥१८२॥

સંકલ્પ તો મન વડે થાય છે. તે મન સકર્તાને નથી; તો પછી સંકલ્પ કેવી રીતે કર્યો હશે ? આ વાત ચિત્તના ન્યાયમાં આવી શકતી નથી.

तीनके लक्ष लखावहु, ज्ञाता सुनो गनेह;
मंन अंतस बिनु संकल्पे, जीनके देह वदेह. ॥१८३॥

હે જ્ઞાતાઓ ! મન અંતઃકરણ સિવાયનો જે સંકલ્પ છે તે સંકલ્પનું સ્વરૂપ વિદેહરૂપ છે. તે વિષેનો જાણવા જેવો જે લક્ષ છે તે લખાવું છે તે સાંભળો.

मनते संकल्प विकल्प, उभे सहित अनुराग;
संकल्प ते उदभव करे, विकल्पते होय त्याग. ॥१८४॥

સંકલ્પ વિકલ્પ બન્નેના અનુરાગવાળું મન હોઈ તે સંકલ્પથી ઉદ્ભવ (ઉત્પત્તિ) કરે છે, વિકલ્પથી ત્યાગ કરે છે.

तबते मंन संकलपे, करत न होय प्रकाश;
सांम्रत विन संकल्पनसे, पीछे करे विनाश. ॥१८५॥

મનના સંકલ્પથી કૃતનો પ્રકાશ થઈ શકતો નથી. જે સંકલ્પમાં સમર્થપણું નથી તેવા સંકલ્પની પાછળ વિકલ્પ લાગેલો જ છે જેથી વિનાશ થાય છે.

निजपतिके संकल्प जेही, विकल्प रहित अकेल;
इच्छतां तुरतही बने, कल्पो कल्प सखेल. ॥१८६॥

નિજ સકર્તા પતિનો જે સંકલ્પ છે તે સંકલ્પ, વિકલ્પ સિવાયનો હોઈ એક અદ્વૈત છે. જેથી તે સંકલ્પની સાથે જે જે ઈચ્છાઓ ધારણ કરે તે તમામ તરત બની જાય અને તે કલ્પ પર્યંત પણ ખૂટે નહિ એવી સામગ્રીનું ક્ષેત્ર તૈયાર થાય છે.

न.स्ती करे तो संकल्पे, कौई काले कलपंत;
विकल्प सौ केसे धरे, जीनका कीया होवंत. ॥१८७॥

કોઈ કાળે કલ્પના અંતે જ્યારે જગતમાત્રનો નાશ કરવો હોય ત્યારે તે સંકલ્પ વડે નાશ કરે છે. આમ જે સંકલ્પ વડે ધારવા પ્રમાણે કરી શકે છે તે વિકલ્પ કોના ઉપર ધારણ કરે !

सुरपणुं संकल्प मही, विकल्प काहेर सौय;
अण सांम्रतको आदर, क्रता करे नहि कौय. ॥१८८॥

શૌર્યતા સંકલ્પમાં રહેલી છે અને કાયરતા વિકલ્પમાં રહેલી છે. સકર્તા સત્‌કેવલ સમર્થ હોઈ શક્તિ સિવાયનો આદર કરી શકતા જ નથી.

निंद्रा काल सकल तनु, शंम दंम होय समाध;
जदपि लगे ससोपति, रहत न कछु उपाध्य. ॥१८९॥

મનુષ્ય માત્રનાં સર્વ શરીરો નિંદ્રાકાળને વખતે જ્યારે શમ, દમ રૂપ સમાધિવત્ હોય ત્યારે સુષુપ્તિ અવસ્થા લાગી જાય છે; તેવા પ્રસંગે કોઈ જાતની ઉપાધિ રહેતી નથી.

मंन बुद्धि लीन ससोपति, आपना आप रहाय;
सो आपनासे कोउ कछु, तरण न हाले ताय. ॥१९०॥

જ્યારે મન અને બુદ્ધિ બન્ને સુષુપ્તિ અવસ્થામાં લીન થઈ જાય છે ત્યારે આપનું આપ પોતે (અંશ) જ રહે છે. અને તે આપના આપથી કોઈ પણ પ્રકારે કંઈપણ તરણું સરખું પણ હલાવી શકાતું નથી.

तो गुण ईंद्रीमन बिना, करता क्यौं हु कीयेह;
नवखट अचरत को जेही, पतिपद अचरत एह. ॥१९१॥

ઉપર કહ્યા પ્રમાણે જ્યારે અંશથી ગુણ, ઈંદ્રી અને મન સિવાય કંઈ પણ થઈ શકતું નથી તો પછી ગુણ ઈંદ્રિયો અને મન સિવાય કર્તા કેવલે આ જગતની રચના કેવી રીતે કરી હશે ? આમ સકર્તા પતિની ગતિ વિષે આશ્ચર્ય ઉપજાવે તેવો આ સોળમો અચરત છે.

एही सोले अचरत निज, माहागत्य गेहेर गंभीर;
सरस्वती सुर निगमादिक, कोहुंन पावही पार. ॥१९२॥

આ આપણને આશ્ચર્ય ઉત્પન્ન કરે એવા અતિ ભયંકર, ગંભીર અને મહદ્ ગતિ જણાવનાર સોળ અચરત પૂરા થાય છે. આ સોળે અચરતની ગતિનો પાર સરસ્વતી, દેવતાઓ અને વેદ વગેરે પણ પામી શકે તેમ નથી.

ઈતિશ્રી અચરતસાગર કંદ ૪ થો સમાપ્ત



# ઐશ્વર્યે અસ્મિ બ્રહ્મ અભાવ દેખાવન સક્રત સિદ્ધાન્ત




ज्ञांनी मुनि सुर कवि, साम्रत ईंश अवतार;

तेहु न जांणत तदवत, येसे अपरंमपार. ॥१॥

જ્ઞાનીઓ, મુનીજનો, દેવતાઓ, કવિઓ અને અવતારાદિ સમર્થ ઈષ્ટ દેવો પણ ઉપર કહેલા અચરતની ગતિને જાણતા નથી; એવી સોળ અચરજની ગતિને જાણનાર એવા તે અપરંપાર ગતિના છે.

सो निज पार पये बिनु, केहें हंम ब्रंह्माकार;

तीनकी गणती कांहां लगे, उन मत किये उच्चार. ॥२॥

ઉપર કહેલા જ્ઞાની, મુનિ વગેરે નિજ પરમપદનો પાર પામ્યા સિવાય જ 'હું બ્રહ્મ છું' એમ કહે છે. આ પ્રમાણે ઉન્મત્ત (અહંકારી, ગર્વિષ્ઠ, ઉદ્ધત) વચનો બોલનારની ગણતરી ગતિ તથા મતિ ત્યાં સુધી ક્યાં પહોંચી શકે તેમ છે.

उनमत कहेतो भले कहो, पण नहि क्रता सहोड;

अल्पज्ञे सुणनारमे, कुण लगावत खोड. ॥३॥

હે બ્રહ્મજ્ઞાનીઓ ! ઉન્મત્ત એટલે ગર્વિષ્ઠ વચનો બોલવાં હોય તો ભલે બોલો, પણ કર્તાની સાથ હોડ બાંધી શકશો નહિ. કારણ કે તમારાં વચનો અલ્પજ્ઞ જીવ સાંભળવાવાળા હોવાથી આ તમારું બોલવું ખોટું છે એવું કેમ કરીને કહી શકાશે ?

जे जे अचरतकी अति, गति लहे सोई संत;

नहितर अल्पज्ञे सबे, बाजो भले मांहांत. ॥४॥

મેં જે જે અચરતો કહ્યા તે તે અચરતની મહાન ગતિને જાણી શકે તે જ સંત છે. અને તે ગતિ ન જાણી શકે તે તમામ કહેવડાવતા સંતજનો અલ્પજ્ઞ જીવ દશાના છે. હે અલ્પજ્ઞ જીવદશાના મહંતો ! તમારે અંદર અંદર 'હું મોટો છું, મારું જ્ઞાન ઉત્તમ છે' આમ ગર્વિષ્ટ

વચનો બોલી લડવું હોય તો ભલે લડો ! પણ એથી કંઈ તમારી અલ્પજ્ઞતા જવાની નથી.

गति लहे तो क्यौं लहे, जीनके अपरंमपार;
अथाह थईने यौं कहै, अहो धंन्य करतार. ॥५॥

તમો સકર્તાની પારાવાર ગતિને કેમ કરીને અને કેવી રીતે જાણી શકો ! વળી જાણવાની ઉમેદ રાખો તો પણ મુશ્કેલ છે. આ પદ મહાન અથાહ છે, અને મારી (તમારી) ગતિની બહારનો વિષય છે. એમ જાણી નમ્રતાપૂર્વક કહો કે અહો ! સકર્તા ધણી, તમોને ધન્ય છે.

एही विधि हारहरि थकी, थईने करे आराध;
रखो सदा शरणांगत, केहे सो कहीये साध. ॥६॥

આ પ્રમાણે દીનતાપૂર્વક અનીનયપણે થઈ (કાલાવાલા કરી) હાર પામીને સકર્તાનું સદાને માટે શરણ ગ્રહણ કરી જે ભગવતીજન આરાધના કરતો હોય તેને જ સાધક તરીકે વા સાધુ તરીકે જાણવો.

पण अचरत तोये नहि, सबते रहे सनात;
जो अचरत ईतके लहे, तो कुन चहे तीत तात. ॥७॥

ઉપર કહ્યા પ્રમાણે ભગવતી જન રહેતો હોય તો પણ તે અચરત કહેવાય નહિ. કારણ કે સનાતન ધર્માવલંબીજનો પણ આ પ્રમાણે પોતાના પદમાં સ્થિર રહે છે. આમ આ બાજુની વિભૂતિને અચરત જાણી જો તેમાં સ્થિર થઈ જાય તો પછી તીત આવેલા સકર્તાને કોણ કેવી રીતે ચાહશે ? અર્થાત્ આ બાજુ રહેલા મનુષ્યોમાં ગમે તેવી દૈવી સંપત્તિ કે વિભૂતિ હોય અને તેના વડે તેનાં કૃત્ય અચરત પમાડે તેવાં હોય તથાપિ તે અચરત નથી, કારણ કે સર્વથી તીત રહેલા સકર્તાને જાણે વા તેને મેળવવાનું જ્ઞાન પ્રાપ્ત કરે તો જ તેને અચરત લેખી શકાય.

तात चहंनकी तलबकु, अचरत दीये देखाय;
तीनकु जेही अविलोकही, असमी ईश न थाय. ॥८॥

સકર્તા ધણીને પ્રાપ્ત કરવાની પ્રબળ ચાહના રૂપ તાલાવેલી આ ગ્રંથના અચરતે બતાવી છે. તેનું દષ્ટિપૂર્વક અવલોકન કરો તો 'અહં બ્રહ્માસ્મિ' કહી સર્વ લોકોનો હું ઈશ્વર છું એમ કદી પણ બોલી શકશો નહિ.

ईश थयेकी आसक, पीछे रखे न रंच;
अखिल थईने अस्तवे, शिर सरजंनकी अंच. ॥९॥

આ પ્રમાણે અચરતનું અવલોકન કર્યા પછીથી ઈશ્વર થવાની આસક્તિ રંચ માત્ર રહી શકતી નથી. કારણ કે માથા ઉપર સર્જનહારની આંચ (દીપ્તિ, શેહ, પ્રકાશ) છે એમ માનીને તે અખિલ બ્રહ્માંડના પતિનો થઈ તેનું સ્તવન કરે છે.

सरल स्वभाविक संतही, समझी एम सहाय;
अहंमपणुं ईश्वरतणुं, अचरत देख पलाय. ॥१०॥

સરળ સ્વભાવના સંતજનો આ પ્રમાણે સમજી કર્તાની સહાયતા મેળવે છે. કારણ કે ઈશ્વર થવાનું જે અહંપણું હતું તે અચરતને જોઈ પલાયન કરી ગયું છે એટલે નાસી ગયું છે.

जीने अचरतके अनुभव, करी न देख्या कोय;
परम पुरुष जांने बीना, असमी कहे सो ओय. ॥११॥

'બ્રહ્માસ્મિ કહેનારાઓ' 'હું બ્રહ્મ છું' એવું ત્યાં સુધી જ કહેશે કે જ્યાં સુધી તેમણે આ ગ્રંથના અચરતનો અનુભવ કર્યો નથી અને પરમ પુરૂષ (પરમગુરૂ)ને જાણ્યા નથી.

तीनकी अस्मी कहतहे, जीनके सरभर तोल;
भांड भेषके नरपत, वेष लगे बक बोल. ॥१२॥

ભાંડ ભવૈયા નૃપતિનો સ્વાંગ સજીને જ્યાં સુધી વેશને ધારણ કરી રાખે છે ત્યાં સુધી 'દરિયામાં દસ હજાર વીઘાં જમીન આપું છું તે ખેડી ખાજો' આમ મર્યાદા સિવાય બકવાદ કરે જાય છે. તેવી જ રીતે 'અહંબ્રહ્માસ્મિ' કહેનારાઓ હું ઈશ્વર હોઈ સર્વજ્ઞ છું તથા સર્વનો દૃષ્ટા છું એમ બોલે છે. પણ વિચારની દૃષ્ટિએ આ બન્ને સરખા દેખાય છે.

निराकारकु नरणवी, अक्रत कहे अमस्त;
करता चीन्य परे बीनु, बके सकल मंनमस्त. ॥१३॥

નિરાકારનો નિર્ણય કરીને અકર્તા 'બ્રહ્મરૂપ હું છું' એમ અમસ્તા જ કહે છે. કારણ કે સકર્તા સત્‌કેવલને જાણ્યા સિવાય જ મનના મસ્ત પુરૂષો આ પ્રમાણે મિથ્યા બકવાદ કરે છે.

खटदश अचरत महीजीनु, एकके नहिन वेत;
सो ब्रंह्मा अस्मि कहे, वरथा वदे अचेत. ॥१४॥

સોળ અચરત પૈકી એક પણ અચરતના વેત્તા હોતા નથી તેઓ જ સચેતનપણાને લીધે 'હું બ્રહ્મ છું' એમ વૃથા બોલે છે.

ताते तुम कोई मत कहो, ब्रंह्मा अस्मि आप;
पुसली सुतवत सब लगो, परस परे बिनु बाप. ॥१५॥

જેમ વેશ્યાના પુત્રો બાપને જોઈ તથા જાણી શકતા નથી તેમ 'અહંબ્રહ્માસ્મિ' કહેનારાઓ પોતાના ખરા માલિકને ઓળખી શકતા નથી. એટલા જ માટે હવે પછી 'હું બ્રહ્મ છું' એમ કોઈએ કહેવું નહિ.

सकरत सांम्रत एकहे, सब कारंनके कंद;
ता बिन सब अचरत ईत, तीत कहंन मतिमंद. ॥१६॥

સર્વ લોકના કારણરૂપ કંદ સમર્થ સકર્તા ધણી એક જ છે, તે સિવાયનું સર્વ આ બાજુનું અચરત હોઈ મંદ મતિવાળા જ તેને તીત એટલે ભવસાગરની પારનુ જાણી તાત-કૈવલ-કર્તા ધણી કહે છે.

मंदमति वांहां सबनकी, लखन बिन करतार;
ताते ते तीनकी लहे, उतईत पार समार. ॥१७॥

જ્યાં સુધી કર્તા કેવલને જાણી શકે નહિ ત્યાં સુધી સર્વ મંદમતિવાળા જ છે. જેથી તે જેનો પાર અને સુમાર કાઢી શકાય છે તે ઉત ઈતને જ જાણી શકે છે.

सोले अचरतकी जेही, लहे सो ईश अवतार;
लहे दहे ओरु करी शके, सो निज खुद किरतार. ॥१८॥

આ ગ્રંથમાં જે સોળ અચરત કહેલા છે તેને સંપૂર્ણ જાણી શકે એવા જે હોય તેમને જ ઈશ્વરના અવતાર તરીકે માનવા; અને જે ઉત્પત્તિ, પ્રલય અને નાશ(લય) કરવાનું જાણે છે તે જ આ જગતના ખુદ નિજકર્તા છે એમ જાણવું.

पण जो करे तो संकल्पे, विनुं संकल्प नव होय;
संकल्प बीनु निरगुण पदे, कछु न उपजत कोय. ॥१९॥

વળી તે સકર્તા ધણી જગતની રચના સંકલ્પથી રચે છે. સંકલ્પ સિવાય બની શકે નહિ, કારણ કે સંકલ્પ સિવાયના નિર્ગુણપદે રહેતા હોવાથી તેમનાથી કંઈ પણ ઉત્પન્ન થતું નથી. (સૃષ્ટિની છેવટે જગતનો લય કરી સકર્તા સંકલ્પ સિવાય એક અદ્વૈત રૂપે રહે છે તેવા પ્રસંગે તેઓ અવ્યક્તરૂપે હોઈ જગત ઉપાધિરૂપ સંકલ્પ બીજ સિવાયના છે.)

**तीनके सुनो सकलजंन, कहुं द्रष्टांत समोय;**
**बिनुं संकल्प संकल्पीनके, दरस परही पद दोय. ॥२०॥**

ઉપર કૈવલ વિષે જે સંકલ્પ સિવાયનું નિર્ગુણપદ કહ્યું છે તે વિષે અને સંકલ્પવાળા સંકલ્પી રૂપે જ્યાં સુધી રહે છે તે વિશે સ્પષ્ટ સમજ પડે એટલા માટે એક દૃષ્ટાન્ત આપું છું; તે સર્વજનો સાંભળો.

**तांदुल साल उभये जीनुं, एकही वस्त निहाल;**
**बिन छलकायंन तांदुल, छलक सहित निज साल. ॥२१॥**

તાંદુલ (ચોખા) અને સાલ (છોડાવાળા ચોખા) અને બન્નેને જોતાં તે એક જ વસ્તુ દેખાય છે. છોડા સિવાયનો તાંદુલ છોડાવાળો હોય છે ત્યારે તેને સાલ (ડાંગર) કહેવામાં આવે છે.

**साली ते उदभव संभवे, प्रसरंन प्रजा अनंत;**
**तांदुल से कछु ना बने, द्वैतीयो तंते तंत. ॥२२॥**

હવે સાલી (ડાંગર)થી ઉત્પત્તિ થતી હોય તેનાથી અનંત પ્રજાનો પ્રસારો સંભવે છે. અર્થાત્ ડાંગરના એક દાણાથી બીજા અનંત દાણા ઉત્પન્ન થઈ શકે છે, પણ તાંદુલ એટલે ચોખાથી દ્વૈતીયો એટલે બીજા ચોખા ઉત્પન્ન કરી શકાતા નથી.

**तेसेही निरगुण ब्रंह्मसे, भवको भवति न होय;**
**छलकावत संकल्पनसे, क्रता करत सब कौय. ॥२३॥**

આ પ્રમાણે સંકલ્પ સિવાયના કર્તા તાંદુલવત્ હોઈ જેમ કંઈ કરી શકતા નથી તેવી જ રીતે વેદાંતીઓનું માનેલું નિર્ગુણ બ્રહ્મ સંકલ્પ સિવાયનું હોવાથી કંઈ પણ કરી શકતું નથી, પણ કર્તા છોડારૂપ સંકલ્પયુક્ત હોય છે ત્યારે તે સર્વકૃત કરી શકે છે.

तांदुल सम नहि ब्रंह्मही, निज कणवत से न्यार;
एक देशी द्रष्टांतसे, कीये क्रता रत्य सार. ॥२४॥

જેણે વેદાંતીઓ બ્રહ્મ કહે છે તે તાંદુલ એટલે ચોખા જેવું પણ નથી. તે તો નિજ કણરૂપ કેવલ કર્તાથી જુદું છે. કારણ કે તે વિત્ત સિવાયનું હોઈ નિરાકારરૂપે છે. એ નિશ્ચય કરવા તથા કર્તાની ગતિનો સાર જણાવવા એક દેશી દૃષ્ટાંત આપી બ્રહ્મ તથા કર્તા વિષે ખુલાસો કર્યો છે.

साल द्रोह तांदुल बने, निजपति द्रोह न होय;
ब्रंह्म प्रकाश उपर छलो, क्रता बीच नहि कौय. ॥२५॥

સાલ એટલે ડાંગરને છડવાથી તાંદુલરૂપ ચોખા થાય છે. પણ નિજપતિમાંથી ક્રિયા કરીને કંઈ કાઢવાનું હોતું નથી. વળી પ્રકાશરૂપ જે બ્રહ્મ છે તે કર્તાની ઉપરછલો હોઈ કર્તાની વચ્ચે કંઈ નથી.

क्रतातो एक अखंडित, खंडित कबहु न होय;
आंद्य अंत मध्य त्रियपदे, जीनुं संकल्पते सोय. ॥२६॥

કર્તા એક અખંડ હોઈ કદી પણ ખંડિત થતા નથી. વળી આદ્ય, અંત અને મધ્ય એ ત્રણે પદ તેમના સંકલ્પથી રચાયાં છે.

प्रथम पुरुष प्रकृति गुन, अंतःकरण समेत;
विविधी तंत चर अचर ल्यौं, सौ संकल्पे भवेत. ॥२७॥

પ્રથમ ઉત્પન્ન થયેલાં પુરૂષ, પ્રકૃતિ, ગુણ અંતઃકરણ વગેરે તથા વિધવિધ પ્રકારનાં સ્થાવર જંગમ આદિ સર્વ સકર્તાના સંકલ્પથી રચાયેલાં છે.

बिनुं संकल्प केसे बने, ए सब भवके भेश;
क्रता विना एही क्रतनके, कोहुं न दुसरे देश. ॥२८॥

આ ચૌદલોક રૂપ ભવનો વેશ કર્તાના સંકલ્પ સિવાય કેવી રીતે બની શકે ? આ કૃતનો કર્તા સિવાય બીજો દેશ નથી એટલે કે આ ભવરૂપ કૃતમાં એવો કોઈ પણ દેશ નથી કે જે કર્તા સિવાય બનેલો હોય.

जो कहेशो बिनुं संकल्पे, उपजत आपो आप;
तीनके कहु द्रष्टांतही, समझो सकल अबाप. ॥२९॥

કદાચ કહેશો કે જગતભરની રચના સંકલ્પ સિવાય આપોઆપ ઉત્પન્ન થયેલી છે. જો આમ હોય તો આ બાબતનું એક દૃષ્ટાંત આપું છું. એ ઉપરથી સમજી જશો કે તમો (બ્રહ્મજ્ઞાનીઓ) બાપ સિવાય રહેલા છે.

ज्यौं बीजग ते थावर, उपजत जेही अंकुर;
पत्र फूल फल कंटक, होवत सहेज सफुर. ॥३०॥

જેમ બીજથી સ્થાવર જાતિનાં જે જે અંકુરો ઉત્પન્ન થયાં છે તે તે અંકુરો પ્રમાણે પત્ર, ફુલ, ફળ, કંટક વગેરે આમ સહેજાસહજ સ્ફુરે છે અને એનો કોઈ કર્તા નથી એમ તમો માનતા હશો. પણ :-

जेही जीनके बीजग मही, हुते सो नीकसे आय;
बंबुर बोर न लागही, अंबे आक न थाय. ॥३१॥

કર્તા તરફથી જે બીજની અંદર જે પ્રમાણે રકમો પોષાયેલી હતી તે જ પ્રમાણે તે નીકળી આવે છે. છતાં જો કર્તા સિવાય બીજ અંકુરો આપોઆપ બનેલાં હોય તો બાવળને બોર અને આંબે આકડાના ફળ લાગવાં જોઈએ પણ તેમ બનતું નથી.

तबतो तुमेरे ब्रंह्ममे, व्यापक भरे विकार;
ज्यौं बीजगते उदभवे, त्यौं होवत संसार. ॥३२॥

જેવી રીતે બીજથી સ્થાવર ઉત્પન્ન થાય છે તેવી જ રીતે સંસાર પણ ઉત્પન્ન થાય છે. એમ જો તમારું માનવું હોય તો વ્યાપક ઠસરસ બ્રહ્મમાં વિકાર ભરેલો છે એમ કહ્યા સિવાય ચાલશે નહીં. કેમ કે કારણ સિવાય અચાનક ઉત્પન્ન થાય એવો વિકાર બ્રહ્મમાં ભરેલો હોવો જ જોઈએ, નહિ તો તેમ બને નહિ.

सेहेज उपजकी एही कही, जो अंतर होय व्याध्य;
तेही उमंडी आवत ईत, बीजवत न्याय उपाध्य. ॥३३॥

જેમ બીજની અંદરથી જે કંઈ સ્ફુરી આવે છે તે બીજનો ઉપાધિવાળો વિકાર છે. તેવી જ રીતે સર્વવ્યાપક બ્રહ્મમાં રહેલી માયારૂપ વ્યાધિને લીધે સંસાર અચાનક સહેજા સહેજ ઉપજી આવે છે. આમ સહેજાસહેજ આપોઆપ ઉત્પત્તિ થાય છે એમ કહેનારાઓની માન્યતા છે.

जो कहेशो खलु ब्रह्महे, समलित सहित उपाद्य;
अलंकारवत् जक्त हे, समता सकल अनाद्य. ॥३४॥

જો કદાચ કહેશો કે 'ખલુ ઈદં બ્રહ્મ' જગતરૂપ ઉપાધિવાળું અલંકારે કરીને દેખાય છે; તે એવી રીતે કે એક જ સોનામાંથી જે જુદા જુદા ઘાટવાળા દાગીના થાય છે તેનાં નામરૂપ જુદાં જુદાં હોય છે. પણ મૂળ વસ્તુએ તો તે સોનું જ છે અને ઘાટ ઓગળી જતાં આખરે સોનું જ રહે છે. તેવી જ રીતે સંસારરૂપ જગતના અલંકારો શમી જતાં છેવટે અનાદિ બ્રહ્મ એકલું જ રહે છે.

एही विधिसे कहोतो सुनो; अनित सदा जेही खेत;
उत्पत प्रले पुनी जड, ओरु अज्ञांन समेत. ॥३५॥

આ પ્રમાણે જો તમારું માનવું તથા કહેવું હોય તો હું કહું છું તે સાંભળો. આ ભવરૂપ ક્ષેત્ર અનિત્ય હોઈ જડ અને અજ્ઞાન છે. તથા વખતોવખત તેની ઉત્પત્તિ તથા પ્રલય થાય છે. આ ઉપાધિ બ્રહ્મમાં ઘટતી નથી.

सो तो घटे न ब्रंह्मकु, अग जड उपजन मेट;
ज्यौं कौ त्यौं केही तेही कही, न्याव लग्यौ नहि नेट. ॥३६॥

અવ્યક્ત અકર્તા બ્રહ્મમાં અજ્ઞાન દશાવાળા જગતની ઉત્પત્તિ થાય છે અને નાશ થાય એ બાબત ઘટતી નથી. કારણ કે જેમાં ઉત્પત્તિ અને પ્રલયની ઉપાધિ હોય તે મુક્ત લેખાય નહિ. છતાં જો આ પ્રમાણે માની લઈએ તો બ્રહ્મ બંધનયુક્ત વિકારવાળું ગણાય. તો પછી જગતમાં અને બ્રહ્મમાં ફેર દેખાતો નથી. આમ તમારા કહ્યા પ્રમાણે તપાસતાં કંઈ પણ ન્યાય લાગતો નથી.

अबके जेही परि उत्तर, पूछहु एक अबाप;
अलंकार कीनने कीये, तीनको देहु जबाप. ॥३७॥

કર્તા બાપને નહિ માનનાર હે બ્રહ્મજ્ઞાનીઓ ! તમારા કરેલા પ્રશ્નના પ્રતિ ઉત્તરમાં પૂછું

છું કે જગત માત્રના નામ, રૂપ અને ગુણવાળા અલંકારો કોના તરફથી કેવી રીતે થયેલા છે તેનો જવાબ આપો. કદાચ કહેશો કે નામ, રૂપ, ગુણવાળા ઘાટ પ્રકૃતિથી થાય છે તો પુરૂષની સહાયતા સિવાય એકલી પ્રકૃતિ કંઈ પણ કરી શકતી નથી. અગર તો કહેશો કે પુરૂષ પ્રકૃતિ મળીને ઘાટ ઘડે છે, તો પુરૂષને પ્રકૃતિની અપેક્ષા અને પ્રકૃતિને પુરૂષની અપેક્ષા આમ પરસ્પર એકબીજાના સંબંધવાળાં શરીરો છે. નહિ તો અપેક્ષા કરત નહિ. જો આમ જ હોય તો પુરૂષ પ્રકૃતિના શરીરોરૂપ અલંકારની રચના કોના તરફથી થઈ ? તમે કહેશો કે એ સિવાય ઈશ્વર છે અને તે આ બધા ઘાટ રચે છે. આમ કહેવું તે બ્રહ્મને લજ્જિત કરવા જેવું છે. કારણ કે આ વિકારવાળો ભાવ બ્રહ્મમાં નથી.

सेहेज उपजकी केहेणसे, ब्रंह्मे लगे विकार;
तो निरगुनसे क्या बने, गुनके खेल अपार. ॥३८॥

એથી જ જગતની ઉત્પત્તિ સહેજાસહેજ થઈ શકે છે એમ સાબિત કરવા કહેણીઓ કહેશો તો બ્રહ્મમાં ભરપૂર વિકાર ભરેલો છે એમ સાબિત થશે. વળી બ્રહ્મ નિર્ગુણ છે જેથી તેનાથી વિકાર ઉત્પન્ન થાય એ વાત માનવી મુશ્કેલ છે. ત્રણે કાળમાં જે કંઈ પણ ન કરી શકે એનું નામ નિર્ગુણ. એના કરતાં તો સગુણ ઘણું સારું હોઈ તેનાથી સુરમ્ય પારાવાર જગતરૂપ ખેલ રચાયો છે. આમાંથી શું સાચું માનવું અને શું ખોટું માનવું એ સમજવું કઠણ છે.

जो कहेशो ईश्वर कीये, ईशके को करनार;
अबके न्यावन लागही, बिन सत कीये करतार. ॥३९॥

હે બ્રહ્મજ્ઞાનીઓ ! આ બાબતમાં જો એમ કહેશો કે આ બધું એ જગત ઈશ્વર રચે છે તો હું પૂછીશ કે ઈશ્વરનો કરનાર કોણ છે ? કારણ કે બ્રહ્મથી ઈશ્વર જુદો છે, એટલે તે ઈશ્વર નિરાકાર નથી એમ સાબિત થાય છે. કદાચ કહો કે તે ઈશ્વર નિરાકાર છે તો આમ કહેવાથી બન્ને નિરાકારનો પરસ્પર અપવાદ ઊભો થાય છે. એટલે એ પ્રમાણે કહી શકો નહિ. ત્યારે ઈશ્વરરૂપ કોઈ પાત્ર જુદું છે એમ કહો તો તે પાત્રની રચના કોણે કરી કે જેને તમો ઈશ્વર તરીકે કહો છો ? વળી જગત અને બ્રહ્મની વચ્ચે એક બીજો કાલ્પનિક ઈશ્વર ઊભો કરી કર્તા તરીકે સાબિત કરવો એ સત્યને ધકેલી મૂકવા જેવું છે. આ તમારા ધર્મનું તત્ત્વ તપાસતાં ન્યાય સિવાયનું બિનપાયાદાર દેખાય છે.

छोंड हौ सेहेज उपजमत, जीनसे बने न रंच;
बिन करता क्यौं करी हवे, वीवीधी भातके संच. ॥४०॥

એટલા જ માટે જગતભરની ઉત્પત્તિ સહેજાસહેજ થઈ છે એવા પ્રકારનો ખોટો મત જગતમાં જાહેર કરવાનું છોડી દો. કારણ કે તેનાથી રંચમાત્ર બની શકે તેમ નથી. કેમકે વિધ વિધ પ્રકારે ભાત ભાતનાં શરીરોમાં ગોઠવાયેલા સંચ કર્તા સિવાય કોણ કરી શકે તેમ છે ?

सेहेज उपज त्हांतो भलु, संकल्प ते होय सार;
परभारु परभव करे, महीतो नहि विकार. ॥४१॥

આ સારરૂપ જગત સંકલ્પથી વિના પરિશ્રમે સહેજાસહેજ થયું છે એમ કહો તો શું ખોટું છે ? વળી કર્તા સંકલ્પ વડે આમ બારોબાર (પરભાર્યું) જગત રચે છે, પણ જગતરૂપ રચનાનો વિકાર તેમના પોતાના મૂળ સ્વરૂપમાં જરાયે નથી.

तीनके कहुं द्रष्टांतही, जीनमे सकल उकेल;
ज्यौं कोई पुरुष बनावत, बाजीगर नट खेल. ॥४२॥

સકર્તા સત્ કેવલ સંકલ્પ વડે પરભાર્યું જગત રચે છે તે વિષે એક દ્દષ્ટાંત કહું છું જેમાં સર્વ ખુલાસો થશે. જેમ કોઈ પુરુષ બાજીગરનો ખેલ રચે છે.

मंतर तंतर संकल्पे, सरप वीछु ओरु मोर;
तीनकी आद्य विविधी विध, उपजावत बहु और ॥४३॥

તે બાજીગરના ખેલમાં મંત્રતંત્ર વડે સર્પ, વિછુ અને મોરની આદ્ય લઈ વિધ વિધ પ્રકારનો વિચિત્રતાવાળો ખેલ બાજીગર પોતે દૂર રહી સંકલ્પથી રચે છે.

पण आपनाथी अलगही, सब विधि कर सफुर;
सरप वीछु ओरु मोरके, जीनके नहि अंकुर. ॥४४॥

તે બાજીગર પોતે અલગ રહી સર્વ પ્રકારે બાજી રચે છે. તે ખેલમાં ઉત્પન્ન કરેલા મોર, વીછુ અને સર્પ વગેરેમાં બાજીગરનું પોતાનું અંકુર નથી.

जो कहेशो तीनु जांणही, अंतर रही मोझार;
तीनसे बाजी बाहर, रचत विचार विचार. ॥४५॥

કદાચ કહેશો કે બાજીગરનાં અંતરમાં બાજી રચવાની જાણ હતી એથી જ એણે વિચારી વિચારીને બહાર રચના કરેલી છે.

एही विधि कहो तीनकी कहुं, मेरी सुणो सुवाण;
खोड लगावत जांणकी, जो होय ब्रह्म अजांण. ॥४६॥

હે બ્રહ્મજ્ઞાનીઓ ! ઉપર પ્રમાણે તમે કહેતા હો તો તે વિષે હું સર્વોત્તમ વાણી બોલું છું તે સાંભળો. જેમ જેમ બાજીગર બાજીમાં ચિંતવનથી પોતાના અંતરનો ભાવ પ્રદીપ્ત કરતો ગયો તેમ તેમ બાજી રચાતી ગઈ. તેવી જ રીતે જગતભરનો ખેલ ચિંતવ્યા સિવાય બની શકતો નથી. એ ન્યાયે બ્રહ્મ અજાણ હોઈ જાણપણાની ખામીવાળું છે. તો પછી આ જગતની રચના કોના ચિંતવનથી થયેલી છે ? વળી જે જેને જાણતો નથી અને જેની તેને કલ્પના પણ નથી તેના વિષે તે કંઈ પણ કરી શકતો નથી. તો પછી આ અજાણ બ્રહ્મથી જગતની રચના કેવી રીતે થઈ ?

अजांणसे कछु ना बने, शून्य समोवड सार;
निजपति क्रता सजांण हे, सब विधि सरजंनहार. ॥४७॥

જાણ સિવાયના શૂન્ય જેવા બ્રહ્મથી રેખમાત્ર પણ બની શકશે નહિ. પણ નિજ સકર્તા પતિ સુજાણ જાણવાળા હોઈ સર્વ પ્રકારની રચના વિધિપૂર્વક રચી શકે છે. એથી જ તે આ જગતના સર્જનહાર છે.

स्त्रजेहु शुद्ध संकल्पनसे, ज्यौं कोई घाट बनार;
संकल्पवत हथियार से, घडे सो बाहारो बार. ॥४८॥

જેમ કોઈ સોની પોતાના સંકલ્પ પ્રમાણે સુવર્ણના દાગીના બહારના હથિયાર વડે ઘડી બારોબાર તૈયાર કરે છે તેમ સકર્તા સત્‌કૈવલ પોતાના શુદ્ધ સંકલ્પરૂપ હથિયાર વડે ચૌદલોક રૂપ જગતનાં પાત્રોના ઘાટ ઘડે છે.

त्यौं करता निजकरतही, संकल्पके हथियार;
ज्ञाननके कर ग्रही तव, उपजावत संसार. ॥४९॥

આ પ્રમાણે સકર્તા સત્કૈવલ નિજ કૃતરૂપ જગતની ઉત્પત્તિ કરવા સંકલ્પરૂપ હથિયારને

જ્ઞાનરૂપ હાથ વડે ગ્રહણ કરીને સર્વ સંસારની ઉત્પત્તિ કરે છે.

तीनके संकल्प मीटनकु, तुमेरी कुन तगात;
ज्यौं रंके नरपतिनकी, लेतन बने जगात. ॥५०॥

જેમ નૃપતિની જગાત લેવાનું રંકને માટે મુશ્કેલ છે તેમ આવા સમર્થ સત્કૈવલના શુદ્ધ સંકલ્પને મટાડવા, હે બ્રહ્મજ્ઞાનીઓ ! તમારી તાકાત કોણ માત્ર છે ?

जब तुमेरे ब्रंह्मज्ञांनकी, पोंहोचन क्रता हजूर;
ज्यौं मारु त बबुरायकी, रबकु लगे न धुर. ॥५१॥

જેમ વા વંટોળિયો ગમે તેટલો તોફાને ચઢી જોઈએ તેટલી ધૂળ ઉડાડે તથાપિ તે સૂર્યને પહોંચતી નથી. તેવી જ રીતે સકર્તા સત્કૈવલની હજુરમાં, હે બ્રહ્મજ્ઞાનીઓ ! તમારું બ્રહ્મજ્ઞાન કદી પણ પહોંચતું નથી.

त्यौं ब्रंह्मज्ञाने तेहुनके, संकल्प नहि दूराय;
नेंन मुदे तंम तेहंनकु, रविको तेज न जाय. ॥५२॥

જેમ કોઈ આંખને બંધ કરે એટલે તેનાથી રવિ(સૂર્ય) જોઈ શકાતો નથી એથી કંઈ સૂર્યનું તેજ મટી ગયું છે એમ કહેવાય નહિ. તેવી જ રીતે 'અહંબ્રહ્માસ્મિવાળા કહે કે અમોને બ્રહ્મજ્ઞાન થયું છે એટલે અમો બ્રહ્મરૂપ છીએ; એમ માની બેઠા હોય તથાપિ પંચભૂતાદિ શરીરના ધર્મ પ્રમાણે ઉઠતા સંકલ્પ વિકલ્પ જરા પણ દૂર થઈ શકતા નથી. કદાચ કહે કે અમોને સંકલ્પ ઉઠતો નથી તો તે વાત માનવા જેવી નથી. વળી નેત્ર બંધ થયાં અને અજવાળું ન જોયું તો જગત ન દેખાયું એથી કાંઈ અજવાળાનો તથા જગતનો નાશ થયો છે એમ કહેવાય નહિ.

तेही विधि तुम नहि देखत, निजपतिके क्रत कोय;
ससोपति जाग्रत लहीं, मुदे नेंन निज ओय ॥५३॥

સકર્તા પતિનું કૃત કોઈ બ્રહ્મજ્ઞાનીએ યથાર્થ દૃષ્ટિ નાખીને જોયું હોય એમ જણાતું નથી. કારણ કે જાગૃત અવસ્થામાં સુષુપ્તિવત્ દૃષ્ટિ નાખીને જોયું એટલે કે જાગ્રતરૂપ નેત્રો બંધ કરી સુષુપ્તિ અવસ્થારૂપ ભ્રાન્તિવશ થઈને બ્રહ્મજ્ઞાનીઓ કહેવા લાગ્યા કે ત્રણે કાળમાં જગત સત્ય નથી.

पण जीनु लगे न देखही, ओरकु सब दरशंत;
जदपि जगे तो तेहुनकु, दरशे तंते तंत. ॥५४॥

વળી આંખો બંધ કરેલી હોય તેવા પ્રસંગે બીજું સર્વ જોઈ શક્યા નહિ. વળી પાછા આંખો ઉઘાડે અને જાગ્રત દશામાં રહી જાગીને જુએ તો જગતરૂપ સર્વ પદાર્થો જેમ છે તેમ તેવા ને તેવા દેખાયા સિવાય રહેશે નહિ.

ससोपति तंनु समझकी, तुमकु सूझन कौय;
अरध मात्रीका सुपनकी, ससोपति निजसोय. ॥५५॥

હે બ્રહ્મજ્ઞાનીઓ ! તમો 'બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા' એમ સુષુપ્તિ અવસ્થામાં રહીને બોલેલા છો એટલે જ જગત વિષે સત્ય વાતની સમજ તમોને પડેલી નથી. જ્યારે સ્વપ્નાવસ્થાની અર્ધમાત્રા સુષુપ્તિ અવસ્થામાં લીન પામે છે ત્યારે તે અવસ્થાને શુદ્ધ સુષુપ્તિ અવસ્થા લેખાય છે. તેવી અવસ્થામાં તમારી બાહ્યવૃત્તિ લીન પામી સુષુપ્તિ અવસ્થામાં તે વૃત્તિનો આભાસ પડ્યો છે. એથી જ શરીરની આદ્ય લઈને કોઈપણ પદાર્થને તમો જોઈ શક્યા નથી. એથી જ તે દશામાં જઈને જગત મિથ્યા છે એમ બોલેલા છે. પણ તે વૃત્તિરૂપ આભાસ પાછો જાગ્રત અવસ્થામાં પડે તો દુનિયામાં તમામ પદાર્થ જેમ છે તેમ દેખાશે. વળી અવસ્થાના ભેદે કરી ભિન્ન ભિન્ન ગતિવાળું જે કઈ તત્ત્વ દેખાય છે તે ઉપર નિશ્ચયાત્મક વાત કરી શકાય નહિ; પણ નિજ જાણરૂપ ગતિથી યથાર્થ જોઈને તુલના કરવામાં ન આવે ત્યાં સુધી અવસ્થાના ભેદે ઘડી કાઢેલો વિષય દુરસ્ત (જેમ છે તેમ) દેખાય નહિ.

तीनकी पर तुरीया तंन, जांहा कछु दरशंन तंत;
उनमुनी जागृत आदिने, ओरु निंद्राके अंत. ॥५६॥

સુષુપ્તિ અવસ્થાવાળા શરીરની પર તુરીયા અવસ્થારૂપ શરીર આવેલું છે; જેમાં નીચેની ત્રણે અવસ્થા પૈકી એકે અવસ્થાના પદાર્થો આદિ તત્ત્વો દેખાતાં નથી. એવી તે તુરીયાવસ્થા છે. તેના ઉપર ઉન્મની અવસ્થા આવેલી છે. અને તે અવસ્થા પાંચમા પરમ કારણ દેહમાં રહેલી છે. જાગ્રતની આદિમાં અને નિદ્રાની છેવટે તે અવસ્થાનું ઘર આવેલું છે. તે અવસ્થાનું બ્રહ્મજ્ઞાનીઓને રેખમાત્ર જ્ઞાન નથી.

एही अवस्ता त्रिये तणु, अनुचित अंग तुमेर;
उनमुनी तुरी ससोपति, मुदी आंख्य के हेर. ॥५७॥

સુષુપ્તિ, તુરીયા અને ઉન્મુની આ ત્રણે અવસ્થારૂપ શરીરોની પરમવિભુને યોગ્ય રીતે ઓળખ્યા સિવાય તથા તેનું જ્ઞાન મેળવ્યા સિવાય જે કંઈ કહ્યું છે તે આંખ મીંચીને બોલેલા છે.

तीनमे तुरी सो स्वांतकी, साक्षी करण समेट;
तांहां नहि समझ परे तुम, मुदी आंखते नेट. ॥५८॥

ચારે અંતઃકરણના સાક્ષીરૂપ તુરીયાવસ્થા જ્યારે શાંત થઈ જાય ત્યારે તે દશામાં કોઈ પણ પ્રકારની ભાગત્યાગની લક્ષણાઓ રહી શકતી નથી. તથા તે ઘરમાં કહેવરાવતા બ્રહ્મજ્ઞાનીઓને કિંચિત માત્ર સમજ પડતી નથી. એથી જ તે તે અવસ્થાની સમીપ જતાં જાણરૂપ આંખ બંધ કરી દીધી છે. અર્થાત્ તે અવસ્થાના માહાત્મ્યને જાણ્યા સિવાય બોલેલા છે.

मुदी आंख अंधेरकी, सब विधि ज्ञांन तुमाहार;
अंधके अनुभवन कौ, केसे होय निरधार. ॥५९॥

આંધળો જગતનો નિશ્ચયાત્મક અનુભવ કરી શકતો નથી. તેમ બ્રહ્મજ્ઞાનીઓનું જ્ઞાન જાણ રૂપ આંખ સિવાયનું હોઈ સર્વ પ્રકારની વિધિથી આંધળું છે.

अंधे अंध अनाद्यके, ससोपतिके ज्ञांन;
नारी पुरुष विना तत, जीनको कया अविलांन. ॥६०॥

પાંચે અવસ્થા પૈકી સુષુપ્તિ અવસ્થા નિર્માલ્ય, નિઃસત્વરૂપ તથા વ્યંઢળ રૂપ હોઈ નપુંસક છે અને તે જ અવસ્થાને બ્રહ્મજ્ઞાનીઓએ ઉત્તમ માનેલી હોઈ તેમાં જ ઘર કરીને 'બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા' એમ બોલેલા છે. આવા અનાદિકાળથી ચાલતા આવેલા વેદાંતના આંધળે આંધળા માર્ગમાં લક્ષાવધિ બ્રહ્મજ્ઞાનીઓ રોકાઈ રહેલા છે. વળી તે અવસ્થા નપુંસક હોવાથી તેમણે બ્રહ્મત્વ તે પણ નપુંસક નક્કી કર્યું છે. એ ઉપરથી બ્રહ્મ અકર્તા, નિષ્ક્રિય અને સંકલ્પ સિવાયનું અખંડ અમર છે. એટલે બ્રહ્મ ન તો સ્ત્રી રૂપે ગણાય અને ન તો પુરુષ રૂપે ગણાય. એવી હાલતવાળા બ્રહ્મને બ્રહ્મજ્ઞાનીઓએ અતિ શ્રેષ્ઠ પદવી આપી તેનું વંદન કરેલું છે.

जब तुंम नरनारी मही, नहि तो विंदल समोय;

तुम पति पण तुम सारीखे, शून्य सुसकवत ओय. ॥६१॥

જ્યારે તમો સત્વ સિવાયની સુષુપ્તિના સંગે કરી પુરૂષ અને સ્ત્રી પૈકી એકેય નથી તો પછી તો વ્યંઢળ જેવા તમે હોઈ તમારા સિદ્ધાંત રૂપ પતિ બ્રહ્મ તે પણ તમારા જેવા હોઈ શુષ્ક શૂન્ય રૂપ છે એમ કહેવાને હરકત દેખાતી નથી.

उभयेकु आनंद नहि, पति पतनी को कोय;

अविलोकंन मनको जीनु, अहि रसनावत सोय. ॥६२॥

હે બ્રહ્મજ્ઞાનીઓ ! તમે પત્ની હોઈ બ્રહ્મ તમારો પતિ છે. પરંતુ બન્ને નપુંસક હોઈ તમો બન્નેને પરસ્પર આનંદ ક્યાંથી હોય ! વળી તમારા મનથી બ્રહ્મ પરત્વે જે અવલોકન કરો છો તે જગતની કહેતી પ્રમાણે સાપ સાપને ઘેર જાય અને જીભ ચાટીને પાછો આવે તેનાં જેવું છે. અહિ = સાપ.

तब तुमेरे ब्रंह्मज्ञांनको, शून्यवत लगे सकार;

बाधक बोधनको जेही, सुणतल कुण गमार. ॥६३॥

હે બ્રહ્મજ્ઞાનીઓ ! તમારા શિકારરૂપ તમારું બ્રહ્મજ્ઞાન શૂન્ય જેવું છે. એવો કોણ ગમાર હોય કે જે આવા પ્રકારનો બોધ કરનાર બોધકના અલ્પ જ્ઞાનને સાંભળે ?

आपे आप अचेतमे, दुसर विना कुण वेत;

चतुर लक्ष वेदांन्तकु, कथे सो कुनके हेत. ॥६४॥

જગતની આદ્ય લઈ તેમના સિવાય બીજા કોઈ વેત્તા નથી એમ માની બ્રહ્મજ્ઞાનીઓ પોતપોતાની મેળે સુષુપ્તિવત્ અચેત દશા ભોગવે છે. તો પછી વેદાંતના ચાર લાખ શ્લોકો કોના હિતની ખાતર લખ્યા હશે ?

ज्यौं रणमे एकलजंन, भूल गये कु सेर;

ओर विना उलटाय के, लगवे कुन सुसेर. ॥६५॥

જેમ સહરા જેવા રણમાં રસ્તા ભૂલા પડેલાં વટેમાર્ગુને એવા પ્રસંગે બીજા સિવાય ઉલટાવીને ખરા માર્ગ ઉપર કોણ ચઢાવે? તેવી જ રીતે તમારા અદ્વૈત બ્રહ્મ લક્ષમાં બીજો કોઈ નથી તો પછી વટેમાર્ગુના જેવું થતાં તમોને સત્ય માર્ગ ઉપર કોણ ચઢાવશે?

ઈતિશ્રી અચરતસાગર ગ્રંથ કંદ ૫મો સમાપ્ત



## નિજકર્તા અદ્વૈતકો દ્વૈત દરશાવન સકત સિદ્ધાન્ત




जेतने भर कुल न्यावही, द्वैते लगे सौथाप:
न्याव विना निरसत्त्वके, शुं छो आपो आप. ॥१॥

દુનિયાભરમાં જેટલાં ન્યાય છે, તેટલા ન્યાયથી દ્વૈતની સ્થાપના થાય છે. પણ ન્યાય સિવાય સ્થપાયેલા નિઃસત્વ સત્વ રહિત વિત્ત વગરનાં બ્રહ્મમાં તમો પોતે કયા સ્વરૂપે છો તે વિચારપૂર્વક જુઓ.

जो कहेशो साक्षीयनकी, तीनकी नहिन वैस;
वैश विना साक्षी कीनु, जांहां हे सकल विध्वैंस. ॥२॥

કદાચ તમે કહેશો કે હું સાક્ષીરૂપે છું. જો આમ જ હોય તો તે સાક્ષીનો વંશ હોવો જોઈએ. કારણ કે વંશ સિવાય સાક્ષી કેવી રીતે સંભવે? એ વિચારવા જેવું છે. વળી નિઃસત્વ નિરાકાર બ્રહ્મમાં આ બન્નેનો નાશ થાય છે. ત્યાં હું સાક્ષીરૂપે છું એવું કોણ અને કોને કહે છે?

पुनही देत द्रष्टांतही, साक्षीनको जेही दीप;
सकल तंत परकाशक, रहत सदा निरलेप. ॥३॥

સાક્ષી વિષે દીવાનું દૃષ્ટાંત આપી આ વિષયનો પ્રકાશ કરું છું તે સાંભળો. દીવો સર્વ તત્ત્વોને પ્રકાશ આપવા ઉપરાંત સદા નિર્લેપ રહે છે. તેવી જ રીતે સાક્ષી શરીર આદિ તત્ત્વોને

પ્રકાશ આપવા છતાં નિર્લેપ રહેલો છે.

पण निज आपा परथको, जांण विना जडवंत;
ज्यौं ते चमक सत्तायते, लोहंनकु चलीयंत. ॥४॥

આપનપુરુપ સાક્ષીને પણ ગતિની (કર્તાની તરફની) જાણ ન હોય તો તે જડ જેવો છે. જેમ ચમક (લોહચુંબક)ની સત્તા પામી લોઢું ચલાયમાન થાય છે; પણ આ બન્નેનો યોગ મેળવી આપનાર ન હોય તો ચમક તથા લોઢું ભેગાં કેવી રીતે થાય અને લોઢાને કેવી રીતે ચલાયમાન કરી શકે ?

लोह लहत नहि चमककु, चमक लहत नहि लोह;
येसे जड अज्ञांनकौ, कुण कांम नर दोह. ॥५॥

કારણ કે લોઢું ચમકને જાણતું નથી તથા ચમક લોઢાને જાણતો નથી. આમ આ બન્ને પરસ્પર અજ્ઞાત અને જડ હોવાથી તેમને ગતિ આપનાર બીજો કોઈ હોવો જોઈએ. તેવી જ રીતે કર્તાની જાણ સિવાયનો સાક્ષી અને ઈંદ્રિયો બન્ને જડ છે તો પછી તેમના નિયંતા સિવાય એ બન્ને કામરૂપ સિદ્ધિ કેવી રીતે મેળવી શકે ?

आपापर विनु जांणसे, विचरत विविधी विचार;
नियंताय ईंद्रियनके, जीनमे को रखनार. ॥६॥

'અહં બ્રહ્માસ્મિ'વાળા પોતાથી પર કંઈ નથી એમ જાણી વિવિધ પ્રકારના વિચારયુક્ત આચરણ રાખે છે. પણ વિચરણ કરનારી જે ઈંદ્રિયો છે તેમનો નિયંતા ન હોય તો તે ઈંદ્રિયોને નિયમમાં કોણ રાખી શકે ? કારણ કે ઈંદ્રિયો 'અહં બ્રહ્માસ્મિ'વાળાની બનાવેલી નથી; એટલે તેમના તેનું જ્ઞાન ન હોય અને તે નિયમમાં ન રાખી શકે તે સ્વાભાવિક છે. વળી તે સાક્ષીની પણ બનાવેલી નથી એટલે આ શરીરના નિયંતા તેઓ થઈ શકે નહિ. તો પછી મનુષ્યના શરીરથી લઈને ચૌદલોકરૂપ જગતનિયંતા સિવાય કોણ જતમત રાખી શકે ?

नियंतायजो नव हवे, आ भवको जबी कोय;
तो खट रत्य वर्ष मासही, उलट पुलट क्यौं होय. ॥७॥

છ ઋતુ, વર્ષ અને માસ અવરનવર એક બેસે અને બીજું ઉતરે એમ થતું હોઈ આ પ્રમાણેની ઘટમાળ રચનાર જગતના નિયંતા ન હોય તો તેના સિવાય કેમ બની શકે ?

ओरु रवि शशी उरघंन गत्य, करत काल निशदिन;
नियंताय विनु क्यौं रहे, निज हद देव आधीन. ॥८॥

સૂર્ય, ચંદ્ર, તારામંડળ અને દેવતાઓ હરહંમેશ પોતાની હદમાં રહી સોંપેલા હુકમ પ્રમાણે પ્રતિદિન વૈરાટમાં જગત હિતની ખાતર વિરામ લીધા સિવાય કાળ વ્યતીત કરે છે. આ પ્રમાણેની રચનાનો કર્તા ન હોય એમ કેમ બની શકે ?

दीपकवत दष्टांन्तके, तुमेरे मृख्या सिद्धांन्त;
करता कारवता विनु, कुण कज सुसक सतंत. ॥९॥

દીપકના દૃષ્ટાંત મુજબ તમારું માનેલું શુષ્ક અને સ્વતંત્ર બ્રહ્મ જગતની રચનાનો રચનાર કર્તા નથી. તો પછી આવા મૃગજળવત મૂર્ખ સિદ્ધાંતને શું સમજીને સ્થાપ્યો હશે !

तब मेरे पति सकरत, छेवट सदंन सथाप;
जीनके पर सीर को नहि, सबके आद्य अद्याप. ॥१०॥

એટલા જ માટે સર્વલોકોની છેવટે આવેલા ભુવનમાં જેના શિર પર કોઈ નથી આવા મારા સકર્તા પતિદેવનું ધામ છે, તે સર્વના આદિ હોઈ અખંડરૂપે રહેલા છે.

तीनके अंश सकल मही, सगुण गुण घणवेत;
तेही साक्षी चर अचरमे, तंन तंन प्रत्ये रहेत. ॥११॥

તે સકર્તા સત્‌કેવલના અંશ સગુણરૂપ ગુણ ગણવાળા ઘાટોની અંદર તેના વેત્તા થઈને રહેલા છે. સ્થાવર જંગમ આદિ ચર-અચરમાં શરીર શરીર પરત્વે તે જ અંશ સાક્ષીરૂપે રહેલા છે.

सार असार विलोकंन, सहित नियंता ज्ञांन;
येसे साक्षी सो सद, सकरत पद परमानंद. ॥१२॥

સાર-અસારનું વિલોકન કરવા ઉપરાંત નિયંતાનું જેને સંપૂર્ણ જ્ઞાન છે એવા તે સાચા સાક્ષી છે, જેના શિર નિશ્ચયાત્મક સકર્તા પદ આવેલું છે.

ज्यौं राजन हुंशियारकी, रहीयत सकल हुशियार;
कारज के कारण मही, करीके जुवो विचार. ॥१३॥

જેમ રાજા હોંશિયાર હોય તો તેની સર્વ રૈયત પણ હોશિયાર જ હોય છે. કેમકે વિચાર કરીને જુઓ તો જણાશે કે ગુણ કારણમાં હોય તે જ કારજ (કાર્ય)માં આવે છે.

तुमतो साक्षी खुद कीये, जीनमे लगे न न्याव;
हंमतो अंशनकु कीये, तीनमे सकल सफाव. ॥१४॥

હે વેદાન્તના પ્રતિનિધિઓ ! તમોએ સાક્ષીને ખુદ બ્રહ્મ ઠરાવ્યો છે એથી જ તેમાં કોઈ જાતનો ન્યાય લાગતો નથી; પણ અમોએ તો સાક્ષીને કર્તાનો અંશ ઠરાવ્યો છે, એથી જ કર્તાપદને દોષ ન લાગે એમ સફાઈપૂર્વક ન્યાય પુરઃસર કહી શકીએ છીએ.

हमेरे खुदतो खलकते, अलग थको अविलोक;
सकल साक्षीयंनको जेही, साक्षी अकल अलोक. ॥१५॥

વળી અમારો ખુદ (સકર્તા ધણી) ચૌદલોકના સર્વ સાક્ષીઓનો મહદ્ સાક્ષી હોઈ કળી ન શકાય તેવો અલૌકિક છે, અને તે સર્વ ખલકથી અલગ રહી સર્વનું અવલોકન કરે છે.

जीनकु बाध लगत नहि, गुण तंन अगको कोय;
तुमेरे तो अद्वैतमै, लगे सिद्धांन्ते सोय. ॥१६॥

આમ હોવાથી ગુણયુક્ત શરીરો તથા અજ્ઞાનનો બાધ સકર્તાને લાગી શકતો નથી. પણ તમારા અદ્વૈત બ્રહ્મમાં અજ્ઞાનરૂપ ત્રિગુણાત્મક જગતનો સાક્ષી જુદો ઠેરવેલો ન હોવાને લીધે એ બાધ લાગે છે.

बोहोरु न लगे तो क्या भये, दीपकवतकु ताय;
नियंताय नहि कोहुनके, तो आपने तीनु काय. ॥१७॥

કદાચ તમે કહો કે બ્રહ્મને અજ્ઞાનનો બાધ લાગતો નથી તો પણ નવાઈ પામવા જેવું નથી. કારણ કે તમારો સિદ્ધાંત દીવાના જેવો છે. અને તે વિષે અમો ઉપર કહી ગયેલા છે. વળી અદ્વૈત બ્રહ્મ કોઈનો પણ કર્તા નથી તો આપણે તેની સાથે શું સંબંધ છે ?

येसे निरसत व्यापही, करता करत विनाय;
तो शून्यवादीनकु कीये, त्रिये पदके समताय. ॥१८॥

આમ નિઃસત્ત્વ, વ્યાપક, કર્તાના કૃત સિવાયનું જે અદ્વૈત બ્રહ્મ છે એ તમારા સિદ્ધાંતમાં અને શૂન્યવાદીઓએ શૂન્ય નક્કી કરી ત્રણ પદ કાઢેલાં છે તે સિદ્ધાંતમાં કંઈ ફેર દેખાતો નથી. અર્થાત્ તમે પણ તેમના જેવા જ છો.

सोत्रिये शून्य अंधे रही, प्रभा सहित निरवैश;
जबतो साक्षी संभवे, सकरत सरजंन अंश. ॥१९॥

ચાર્વાક આદિ શૂન્યવાદીઓનું માનવું છે કે જગત અચાનક કોઈના કર્યા સિવાય એની મેળે થયું છે, અને આખરે એની મેળે જ શૂન્યમાં સમાઈ જશે. તે વખતે સંસારનો સઘળો પ્રભાવ નિર્વંશરૂપ દેખાશે. જો આ પ્રમાણે હોય તો જગતના પ્રાણીમાત્રમાં દ્રષ્ટારૂપ સાક્ષી સાબિત થાય છે. કાળે કરી નાશ થાય છે એ વાત ખરી છે પણ ક્રિયાવાચક ચૈતન્ય ન હોય તો પુનઃ પુનઃ જન્મ-મરણ સંભવતું નથી. પણ તેમ થાય છે એમ કહ્યા સિવાય તમારે છૂટકો જ નથી. જો આમ નક્કી થતું હોય તો આ સર્વ સાક્ષીઓનો સકર્તા સર્જનહાર મુહદ્ સાક્ષીરૂપે સંભવે છે જ.

जेही जेम जुवे जथारथ, तीम तीनु देत पसाय;
दीपकवत नव करी शके, सकरत अंश विनाय. ॥२०॥

જેણે જેણે જેવું જેવું જોયું તેણે તેણે તેને યથાર્થ માનીને તેની પતાવટ કરી નાખી કે તે સાચું છે. પણ દીવો બીજો દીવો કરી શકતો નથી. એ ન્યાયે સકર્તાના અંશ સિવાય આમ પતાવટ કરી શકાય નહિ.

साक्षी साख पुरत सबे, जेही जीनकी जेम होय;
पक्ष न उचरे कोहुंकी, सकरत साक्षी सोय. ॥२१॥

સંસારમાં જ્યારે કોઈ બાબતનો નિર્ણય કરવાનો હોય ત્યારે સાક્ષીની જરૂર રહે છે અને તે જેની જેવી હકીકત હોય તેની તેવી સાખ પુરે છે. આ પ્રમાણે સર્વ અંશોનો સકર્તા સાક્ષી છે એટલે તે પક્ષ રાખીને બોલે જ નહિ.

दीपकवत् साक्षीयंनके, पते न परम पसार;
मेत्ये पर ओरूआपनपु, शके न दीप सकार. ॥२२॥

બ્રહ્માનીઓનો સાક્ષી દીવાના જેવો હોવાથી મહાન જગતના પ્રસારાનું સમાધાન કરી શકે નહિ. વળી હું પોતે કોણ છું અને મેત્યે એટલે મારાથી પર કોણ છે એ બન્ને વાત તેઓ સમજી શકતા નથી. જેમ દીવો પોતાને તથા પ્રકાશને સમજી શકતો નથી તેમ બ્રહ્મજ્ઞાંનીઓ વિષે જાણવું.

एही विधिके साक्षीयंनकु, रहे सकल उरधार;
माहाद माहादकी एही ग्यंम, लहे न खुद किरतार. ॥२३॥

બ્રહ્મજ્ઞાનવાળા આમ હું સાક્ષી છું એમ ઉરમાં ધારીને બેઠા છે. આ પ્રમાણેની માન્યતાવાળા મોટા મોટા મહાન પુરુષો થઈ ગયા. તો પણ તે ખુદ કર્તાને ઓળખી શકેલા નથી.

खुदकी खुदी न मालंम, जालंम जोर जहीर;
छल ज्ञांन छकीतल कहे, हंम ईश्वर जगहीर. ॥२४॥

ઉપર કહેલા બ્રહ્મજ્ઞાનીઓને કર્તાના કરેલા કૃતની પણ રંચ માત્ર ખબર નથી, છતાં જગતમાં જાહેર રીતે જોર જુલમથી છળ બળવાળા જ્ઞાનથી છકી ગયેલા 'હું ઈશ્વર હોઈ જગતના હીરરૂપે છું' એમ જાહેર કરે છે.

छल ज्ञांनन जीनमे जेही, थपे न पद किरतार;
व्यापकमे अनवे गति, स्थिति करत एकतार. ॥२५॥

તેમાં છળ કપટવાળું જ્ઞાન ભરેલું છે; એથી જ તે કર્તાપદની સ્થાપના કરતા નથી અને વ્યાપકમાં અન્વય એટલે સંબંધ જોડીને એકતાપૂર્વક ગતિ વડે સ્થિર થાય છે.

पण व्यापक करता नहि, अरसही अटल ठेकांन;
परम प्रकाश सतंतर, जीनके अंश जांहान. ॥२६॥

પણ જેમનું અટલ સ્થાન અરસ એટલે અંતરીક્ષમાં આવેલું છે તે કર્તા ધણી વ્યાપક નથી; પણ તેમનો પરમ પ્રકાશ બ્રહ્માંડભરમાં સર્વવ્યાપક છે. અને જગત માત્રમાં તેમના જ અંશો છે.

प्रकाश सो पति परम के, ताही मरम नहि जांन;

अकरतमे एकता भई, अहंमपद धरे अजांण. ॥२७॥

જે પ્રકાશ બ્રહ્માંડમાં વ્યાપક રહેલો છે તે પરમ નિજપતીનો છે. તેનો મર્મ બ્રહ્મજ્ઞાનીઓ જાણતા નથી. એથી જ અકર્તા બ્રહ્મમાં એકતા કરી જાણ્યા સિવાય જ અહંપદનું અભિમાન ધારણ કરે છે.

अकरतसो नव करी शकै, एही निज नवल विलास;

तेही करनन चीन्ये बीनु, शूंन्यमे करीत समास. ॥२८॥

અકર્તા બ્રહ્મ જગતભરનો અવનવો વિલાસ કરી શકતું નથી. પણ આ બધું જેણે કર્યું છે તેને તેમણે જાણ્યા નહિ; એ જ કારણે શૂન્ય જેવા પદમાં સર્વ સમાવેશ કરી દીધો છે.

शूंन्य समौवड ब्रंह्महै, जेही अकरत अनुसार;

करत कछु नहि कारज, बोहोरु न सुने पोकार. ॥२९॥

અકર્તા પદને અનુસરીને બ્રહ્મ શૂન્ય જેવું છે. કારણ કે તે ન તો કોઈ જાતનું કૃત કરે છે અને ન તો કોઈની સ્તુતિ વા પ્રાર્થના સાંભળે છે. કારણ કે બ્રહ્મ સદાને માટે મૌન દશા ભોગવે છે. એટલે અસ્તિત્વની વા નાસ્તિત્વની ખબર તેને શાની હોય ?

तबते स्वांग सजो कीनु, भगवा भेख भभूत;

तात नपुचन मातही, तीनके केयौं भये पुत. ॥३०॥

વેદાંતનાં માતાપિતા નપુંસક છે છતાં તેમના છોકરા થવા ભગવો વેશ ધારણ કરી આખા શરીરે રાખોડો ચોળી આ સ્વાંગ શું કરવા સજ્યો હશે ?

जो द्रंष्टांते करी कहो, आवहु उते सुनाव;

समझपरे सर्वज्ञही, छेक सिद्धांतके न्याव. ॥३१॥

હે જગતના જનો ! તમો મારી પાસે આવો તો છેવટ આવેલા સિદ્ધાંતનો ન્યાય સમજાવવા દષ્ટાંતે કરીને કહું જે ઉપરથી સર્વજ્ઞ સમજ પડશે.

मृत कंचन मसरी अप, यावत ब्रंह्म सतंत;
घाट विश्व विविधी विध्य, जोतां एकही तंत. ॥३२॥

મૃત્તિકા એટલે માટી, કંચન એટલે સોનું, મિસરી એટલે ખાંડ અને અપ એટલે પાણી આ સર્વના ન્યાયે બ્રહ્મ સ્વતંત્ર વ્યાપક રહેલું છે. જેમ માટીનાં અનેક પાત્ર બને છે પણ તે મુદ્દા રૂપે માટી જ છે. તેમજ સુવર્ણના અનેક દાગીના બને છે પણ તે મુદ્દારૂપે સોનું જ છે. તેમજ ખાંડની પકવાન તરીકે અનેક જાતો બને છે પણ તે મુદ્દારૂપ ખાંડ છે; તેમજ પાણી અનેક પાત્રોમાં ભરી શકાય છે અને તેને અંગે તેના જુદા જુદા ગુણ-દોષ આંકવામાં આવે છે. પણ મુદ્દારૂપે પાણી જ છે. આ બધા દાખલા મુજબ નામરૂપ ગુણના ઘાટે કરીને વિધવિધ પ્રકારના વેશવાળું વિશ્વ દેખાય છે. પણ પરિણામે વસ્તુતઃ તે સર્વ બ્રહ્મ જ છે.

आपोआप न उपजत, ए चौंसे कीत घाट;
कारज कारण सहितंम, ए सब जडके ठाठ. ॥३३॥

આપણે ઉપર મુજબ બ્રહ્મ વિષે લાંબી વાતો કરીને ખુશ થયા. પણ મૃત્તિકા આદિ ચારે દાખલા પૈકી કોઈ કોઈની મેળે ઘાટ ઉપજાવી શકે તેમ નથી. જો ઘાટ કરવા હોય તો કારણ અને કાર્ય બન્ને જોઈએ. કારણ અને કાર્ય સિવાય ઘાટ રચાતા નથી. પણ આ બધો જુનો ઠાઠ છે. એટલે ઘાટની રચના કોણ કરે ?

भंड कुलालीनसे बने, सोना घाट सोनार;
जळकी लहेरी पवंनसे, कंदु मीसर बनार. ॥३४॥

કુંભારથી પાત્રો બને છે, સોનીથી સોનાના દાગીના બને છે, પવનથી જળની લહેર ઉત્પન્ન થાય છે તથા કંદોઈથી ખાંડનાં પકવાન બને છે.

तेसे शंमदंम ब्रंह्मसे, सब जुग भये प्रसार;
ज्यौं चतुरन करता कीये, त्यौं भवको करनार. ॥३५॥

તેવી જ રીતે શમદમરૂપ બ્રહ્મમાંથી જગતનો પ્રસારો થયેલો છે. જેમ ઉપરની મૃત્તિકા આદિ ચાર ચીજોના ઘાટો કુંભાર આદિ કર્તા સિવાય બનેલા નથી, તેવી જ રીતે બ્રહ્મમાંથી ભવરૂપ સંસારનો ખેલ કર્તા સિવાય બનેલો નથી.

तेही करतारंनकी कही, सरजंन सकल पसार;
जोत निरंजन शक्ति ल्यौं, जेही उपजावंन हार. ॥३६॥

ઉપરના દૃષ્ટાંત પ્રમાણે જ્યોતિનારાયણ, નિરંજન તથા શક્તિ વગેરેને ઉત્પન્ન કરી સંસારનો પ્રસારો કરનાર જે કર્તા છે તે જ કર્તાની આ સૃષ્ટિ છે એમ કહો.

तेही उपजावंनकी तुम, मरम न जानत माहाद;
सगुण निरगुण पक्षके, कारनहार प्रतिपाद. ॥३७॥

તે જ સકર્તાએ તમોને તથા જગતને રચ્યું છે. પણ તેમની મહદ્‌ગતિનો મર્મ તમે જાણતા નથી. એ કારણે સગુણ અને નિર્ગુણ પક્ષનું પ્રતિપાદન કરો છો.

सरगुण सकल पदारथ, ईश्वर भेद अनंत;
पुरुष आद्य प्रकृति पुनी, ब्रंह्मा कीट प्रजंत. ॥३८॥

પદાર્થ માત્ર સગુણ છે. પુરૂષ, પ્રકૃતિ, બ્રહ્મા અને કીટપતંગની આદ્ય લઈ દશ અવતારો તથા અનંત ભેદવાળા જગતના સઘળા પદાર્થો સગુણરૂપ લેખાય છે.

एतनेमे कछु ना बने, ए सब भंड समोय;
खुदके करत पसांरन, करनहार सब कोय. ॥३९॥

કીડી મહુરથી લઈ પુરૂષ પ્રકૃતિ સુધીનાં સર્વ ભંડરૂપ પાત્રો છે. તેમનાથી કિંચિત્ માત્ર નવીન રચના થઈ શકતી નથી. પણ એ બધાં કર્તાના કૃતનો પ્રસારો કરનારાં છે.

तब ज्ञांनी कीत ज्ञांनसे, ईश्वर आप सरंत;
पासंगे गिरि पत गये, महुरा कुन गनंत. ॥४०॥

તો પછી જ્ઞાનીઓ કયું જ્ઞાન પામીને 'હું સ્વતંત્ર ઈશ્વર છું' એમ કહેતા હશે ? પાષાણરૂપ પર્વતોના રાજા જેવું બ્રહ્મજ્ઞાન પણ હારી ગયું તો મહુર જંતુ જેવા બની બેઠેલા સગુણરૂપ ઈશ્વરોની ગણતરી તો કોણ માત્ર છે ?

ईश्वरीये जेतने भर, घर घर दीये लखाय;
जब तुमतो महुरंन संम, गंमके संम नहि ताय. ॥४१॥

જગતભરમાં મહાન ઐશ્વર્યતા ધારણ કરીને ઈશ્વર તરીકે લખાયા છો. પણ તમો મહુર જંતુ જેવા હોઈ તેના જેટલી ગમગતિ તમારામાં નથી.

अब मेरे अनुभवनमे, गवंन करही गति सार;
सुरत नूरत करी देखहो, तब होय तत्त्व विचार. ॥४२॥

હવે મારા અનુભવરૂપ ગતિમાં સુરત નૂરત સ્થિર કરી ગમન કરશો તો સારરૂપ તત્ત્વોનો વિચાર કરવાની ગતિ પ્રાપ્ત થશે.

तत्त्व विचारंन तेहुनके, धरीत हार मन मांहांय;
कर्ता कीये जीनमे कछु, वनी शके नहि कांय. ॥४३॥

'હું હાર પામ્યો છું' એમ પોતાના મનમાં જાણીને તત્ત્વવિચાર કરે તો કર્તાએ જે કંઈ કર્યું છે તેમાંનું મારાથી કંઈ બની શકશે નહિ એમ સમજાયા સિવાય રહેશે નહિ.

सेहेस्त्रबेर जखमारीके, ब्रंह्म कहंनकी सोय;
कीने कीये वेदांन्तके, हमकु दोष कसोय. ॥४४॥

હે સકર્તા ! હું બ્રહ્મ નથી છતાં 'હું બ્રહ્મ છું' એમ કહેવડાવી મને દોષ લગાડનાર આવું વેદાન્ત કોણે રચ્યું હશે ? 'બ્રહ્માસ્મિ' કહી મેં હજારો વાર જખ મારી છે. સાચો ભગવતીજન સત્ય વાતનો પ્રકાશ થતાં આમ પશ્ચાત્તાપ કરે છે.

एही विधि अति अस्तुतही, करत धरही उर छेद;
अहो ! मम नाथ निवाजेहुं, पावहु परम उमेद. ॥४५॥

આ પ્રમાણે અતિ સ્તુતિ કરતાં હૃદય ભેદાય છે એથી વિહ્‌વળતા ઉત્પન્ન થઈ, અહો ! હે મારા નાથ ! મારા અનંત ગુના નિવાજ કરો અને પરમપદ પ્રાપ્ત કરવાના મારા કોડ પૂરા કરો, આ પ્રમાણે તે સ્તવન કરે છે.

परम उमेद परमपति, शिरपर सहाय करंन;
होहु अनाथ सनाथही, तुमहो तारंन तरंन. ॥४६॥

મારી ઉમેદ મારા શિર પર જે સહાય કરનાર પરમપતિ છે તે મેળવવાની છે. પરમપતિ

સિવાય હું અનાથ છું. હે નાથ ! મને સનાથ કરો, કારણ કે તમો તરણ તારણ(તારણકાર) છો. એથી મને આપના શરણમાં સ્થાન આપો.

यावत दल दीनता करी, मरजीवन मनसेत;
परम कृपाल परमपति, गति करही धरी हेत. ॥४७॥

આ પ્રમાણે મન સહિત શરીરનાં સઘળાં તત્ત્વોને દીન બનાવી જે મરજીવા થશે તેના ઉપર પરમ કૃપાળુ પરમપતિ હેત ધરીને તેને ગતિ આપશે.

पति परमके हेतकी, जांनी परे जबी सोय;
जनम मरंण भये भवतणी, चिंता कछु न कौंय. ॥४८॥

ભગવતીજનને જ્યારે પરમપતિના હેતની જાણ પડશે ત્યારે તેને ભવ વિષે જન્મમરણની ચિંતા કિંચિત્ માત્ર રહેશે નહિ. (ચંત્યા = ચિંતા)

निजपतिसे निरभय तणो, जदपि भये करार;
तदपि तन मन उपर, काल न करप करार. ॥४९॥

નિજપતિ તરફથી સુજાણ જાણ પ્રાપ્ત થઈ નિર્ભય થવાનો કરાર થાય છે ત્યારે તે ભગવતીજનને કાળ દંશ કરી શકતો નથી.

जब निजपति किरतारसे, सुरत भई एकतार;
जनम मरण तीनकु जेसे, सेहेल करंन जुगसार. ॥५०॥

જ્યારે નિજપતિ કર્તા ધણીની સુરતા સાથે ઐક્યતા થાય ત્યારે આ જગતમાં જન્મ-મરણરૂપ સહેલ કરવા આવ્યા છીએ એમ સમજાશે.

आवंन जावंन की जीनुं, स्वाधीन सेहेज सभेव;
तीतके तो निज दासही, ईत देवंनके देव. ॥५१॥

તે વખતે આવવા-જવાનું સ્વાધીન હોઈ સહજ સ્વાભાવિક દેખાશે. વળી તે બાજુ આવેલા સકર્તાનો દાસ થતાં આ મૃત્યુલોક આદિ સંસારમાં તે ભગવતી જન દેવતાઓથી પણ અધિક ગણાશે.

ओरु निजपतिके अंश होई, ईत ईश्वर केहे सोय;
तो भी वचन प्रमांण हे, जीनके दोष न कोय. ॥५२॥

વળી 'હું નિજપતિનો અંશ છું' એમ દૃઢ કરી આ બાજુ આવેલા સંસારમાં 'હું ઈશ્વર છું' એમ બોલે તો પણ તે પ્રમાણયુક્ત હોઈ તેને કોઈ જાતનો દોષ લાગતો નથી.

ज्यौं नरपत प्रधांनही, धरत आप अभिमांन;
पण नरपत्यकु शिर धरी, निर्भे सो करे गुमांन. ॥५३॥

જેમ રાજાનો પ્રધાન રાજાના હિતને મસ્તક પર ધારણ કરી અભિમાન ધારણ કરે તો પણ તે નિર્ભય હોઈ દોષને પાત્ર લેખાશે નહિ.

पुनी जोतां ब्रंह्म विशेषण, तुम नहि तीनके अंश;
ईंद्री सकल नपुचक, कोहो कीनु प्रसवत वैश. ॥५४॥

બીજીવાર કહું છું કે હે બ્રહ્મજ્ઞાનીઓ! બ્રહ્મનું વિશેષણ તપાસતાં તમે તેના અંશ હો એમ લાગતું નથી. કારણ કે તેની સર્વ ઈંદ્રિયો નપુંસક છે; તો પછી તમે જ કહો કે તે આ બધા વંશની ઉત્પત્તિ શી રીતે કરી શકે?

माटे ब्रंह्म अकतरके, आपण अंश न होय;
गुण ईंद्री तत्त्वातीत, ईच्छ विना कीनु कोय. ॥५५॥

એટલા જ માટે ગુણ, ઈંદ્રિય અને તત્ત્વોથી તીત હોઈ ઇચ્છા સિવાયનું અકર્તા બ્રહ્મ છે, એથી જ આપણે તેના અંશો નથી.

तो ब्रंह्म आपने क्या लगे, जेही सगुणातीत व्याप;
तीनके कहुं द्रष्ठांन्तही, देखहुं नेन अद्याप. ॥५६॥

જે બ્રહ્મ સગુણરૂપ ગુણ સિવાયનું હોઈ વ્યાપક રૂપે રહેલું છે તેની અને આપણી વચ્ચે કશો સંબંધ નથી તે વિષે એક દૃષ્ટાંત આપું છું તે તમારા નેત્રોથી જોઈ વિચારી જોજો.

ज्यौं रवि तेज प्रकाशते, द्वितीयो दीप न थाय;
जीनके व्याप सतंतर, उदे अस्त ल्यौं ताय. ॥५७॥

જેમ સૂર્યનો પ્રકાશ ઉદયથી અસ્ત થતા સુધી સ્વતંત્રરૂપે આખા બ્રહ્માંડમાં વ્યાપી રહે છે, તથાપિ તે પ્રકાશ વડે દીવો કરવો હોય તો થતો નથી.

**पण दिनकर एक देशी ते, चसमेमे चाक जरंत;**
**तो व्यापक सर्व देशकी, अदकु कुण मतंत. ॥५८॥**

પણ એક દેશી સૂર્યનું કિરણ સૂર્યકાન્ત એટલે એક જાતનો મણિ જેના પર સૂર્યનાં કિરણ પડતાં અગ્નિ ઉત્પન્ન થાય છે તેના ઉપર પડતાં જે અગ્નિ ઝરે છે તે અગ્નિ સૂર્યનો અંશ હોઈ તેનાથી દીવો થઈ જગતનો વહેવાર ચાલે છે, પણ સૂર્યના વ્યાપક પ્રકાશથી દીવો થતો નથી; તો પછી વ્યાપક પ્રકાશમાં સૂર્યના કરતાં અધિકપણું શું લેખાય ? આ પ્રમાણે વ્યાપક અકર્તા બ્રહ્મથી કંઈ બનતું નથી. પણ એક દેશી સકર્તા સત્‌કેવલથી અંશો ઉત્પન્ન થઈ જગત થયું છે.

**रवि चैहीतंन द्रष्ठा पखे, सकरत सांम्रत सोय;**
**प्रकाशतो व्यापक पण, चैतंनता नहि कौय. ॥५९॥**

સૂર્ય ચૈતન્ય હોઈ દૃષ્ટાંતરૂપે છે અને તેનો પ્રકાશ વ્યાપક છે, પણ તેમાં ચૈતનતા (ચૈતન્ય) નથી એટલે તેમાંથી કાજરૂપ અગ્નિ ઉત્પન્ન થઈ શકતો નથી; તેવી જ રીતે સમર્થ સકર્તા ચૈતન્ય હોઈ તેમના અંશો જગતભરમાં વસેલા છે અને તેમનો પ્રકાશ વ્યાપક બ્રહ્મરૂપે રહેલો છે. પણ તે સૂર્યના પ્રકાશની માફક જડ હોવાથી ક્રિયારૂપ કાર્ય કરી શકતો નથી.

**विनु चैतंन द्रष्टा पखे, सकरत रहित अकाज;**
**जबते दीपक ताय ते, जरे न सरे सकाज. ॥६०॥**

વ્યાપક પ્રકાશ ચૈતન્ય સિવાયનો હોઈ દ્રષ્ટારૂપે ન હોવાથી અકર્તા છે, જેથી તે કંઈ પણ કાર્ય કરી શકતો નથી. વળી તે પ્રકાશમાં દીવો કરવા ગમે તેટલી મહેનત કરીએ તો પણ તે જડ હોવાથી દીવો થઈ શકતો નથી.

**तेसे ही व्यापक बंह्महीं, कैवल सूर प्रकाश;**
**अंश न उपजत ताईते, ज्यौं दीपकहि रविभास. ॥६१॥**

જેમ સૂર્ય અને સૂર્યનો પ્રકાશ, તેમાં સૂર્ય એકદેશી અને પ્રકાશ સર્વદેશી છે, તે પ્રકાશ નિર્ગુણરૂપે નપુંસક છે. જેથી તેનાથી કોઈ પણ તત્ત્વ ઉત્પન્ન થતું નથી. તેવી જ રીતે સૂર્યની

જગ્યાએ કેવલ હોઈ તેમનો પરમ પ્રકાશ વ્યાપક બ્રહ્મરૂપે રહેલો છે. જેમ સૂર્યના પ્રકાશથી દીવો થતો નથી તેમ નિર્ગુણ, અકર્તા, નપુંસક, વ્યાપક બ્રહ્મથી અંશો ઉત્પન્ન થતા નથી.

रवि चैतंन द्रष्ठा पखे, त्यौं कैवल किरतार;
प्रकाश नहि द्रष्ठा पखे, त्यौं ब्रंह्म शून्य पसार. ॥६२॥

સૂર્ય ચેતન હોઈ દ્રષ્ટારૂપે છે પણ તેનો પ્રકાશ જડ હોવાથી દ્રષ્ટારૂપ નથી. તેવી જ રીતે કેવલકર્તા સર્વ અંશોના મહદ્ દ્રષ્ટારૂપે છે પણ તેમનો પ્રકાશ જે બ્રહ્મ તે મહા શૂન્યરૂપે પ્રસરેલો છે. પણ તે જડ હોવાથી દ્રષ્ટારૂપે નથી.

तबते निज कैवल पति, सकरत सरजंनहार;
आपन अंश हे तेहुनके, नहि ब्रंह्म शूंन्य करतार. ॥६३॥

એટલા જ માટે શૂન્ય જેવું જે બ્રહ્મ તે આપણો કર્તા નથી પણ નિજ કૈવલપતિ સર્વકૃતના કરનાર હોઈ સર્જનહાર છે. અને આપણે તેમના જ અંશો છીએ.

अद्वैत औरु द्वैता गति, निजपति बिनु विलाप;
अंतसकल के अनुभवे, कौउ कीनु क्रता न थाप. ॥६४॥

અદ્વૈત સિદ્ધાંતના બ્રહ્મવાદીઓ અને દ્વૈત સિદ્ધાંતના સગુણ આદિ કર્મવાદીઓ આ બન્નેનો વિલાપ નિજપતિ સિવાયનો છે. કારણ કે તેઓ અંતઃકરણના અનુભવ દ્વારા કાલ્પનિક સિદ્ધાંતમાં વળગી પડેલા હોવાથી કોઈએ કર્તાપદની સ્થાપના કરી નથી.

एही सब आचारजंनके, कीन मरम गति भेव;
जेही जीनके अनुभव भव, कारंन कलित सबेव. ॥६५॥

જગતભરમાં જે જે આચાર્યો થયા તેમના અનુભવનું જે કારણ હતું તે જાણીને તેમની ગતિનો પ્રકાશ કરી બતાવ્યો છે.

अकरत पद ओरु ईश्वर, जीनमे कर्ता न कौय;
विनुं कर्ता क्रत अखिलके, विविधी भात क्यौं होय. ॥६६॥

અકર્તા અદ્વૈત બ્રહ્મપદ અને અવતારાદિ ઈશ્વરોનાં પદ આ બન્ને પૈકી કોઈ પદમાં કર્તા નથી તો પછી વિવિધ ભાતવાળું અખિલ બ્રહ્માંડનું કૃત કર્તા સિવાય કેમ કરીને બન્યું હશે ?

तेहु ते सकल पसारंन, अणुनी आद्य लयौं जौत्य;
शक्ति सहित विनु सरजंन, कछु न होत उद्योत. ॥६७॥

વળી અણુરેણુની આદ્ય લઈ જ્યોતિ નારાયણ તથા શક્તિ સુધીના સર્વ લોક પ્રસારો કરવાવાળા હોઈ તેમાંના કોઈ સર્જનહાર નથી અને તેમનાથી કંઈપણ નવીન બની શકે તેમ નથી.

जीनु अकरत प्रतिपादंन, कीनु विनु वारनपार;
शून्य समोवड को सुने, जनको परम पोकार. ॥६८॥

આ ઉપરાંત બ્રહ્મજ્ઞાનીઓએ અકર્તા બ્રહ્મનું પ્રતિપાદન કર્યું છતાં આ પારાવાર જગત તેનું બનાવેલું નથી, તથાપિ તે શૂન્ય સમોવડ હોઈ અખંડ મૌનદશામાં રહેવાવાળું હોવાથી જગત પૈકી કોઈ ભગવતીજન પરમાત્માના નામનો પરમપોકાર કરે તો તે મૌનધારી બ્રહ્મ કેમ કરીને સાંભળશે ?

बीनु जंन परम पोकारकी, सुने बीना जबी सोय;
ज्ञांन भक्ति वैरागकी, कष्ट सहे कीनु कौय. ॥६९॥

હે ભગવતીજનો ! જગતભરમાં પરમ પોકાર સાંભળે એવું કોઈ નથી તો પછી જ્ઞાન, ભક્તિ અને વૈરાગ ધારણ કરી કષ્ટ શા માટે ભોગવો છો ? અગર ભકતોના દિલની કરૂણાજનક વાતો ભગવાન સાંભળતા નથી તો દુઃખ ભોગવીને જ્ઞાન, ભક્તિ અને વૈરાગના અતિ તાપમાં શા માટે તપો છો ? કદાચ આમ જ હોય તો કોઈ કષ્ટ સહન કરી પ્રભુને શરણે જાય નહિ !

बीनहु त्याग बीनु ज्ञांनही, भक्ति विना भव मांहांय;
अतही धोर तंम वत सबे, अंधा धुंध जग जांहांय. ॥७०॥

જગત જ્યારે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ સિવાયનું થશે ત્યારે અતિઘોર અજ્ઞાન પ્રસરી જગતમાં અંધાધુંધી ફેલાઈ જશે.

भो मंडल भर भोवंनमे, ज्ञांन भक्ति वैराग;
करन प्रकाश सदोदित, नेंन नीम खील उमाग. ॥७१॥

ભૂમંડળના ભવરૂપ ભુવનમાં જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય ખોટા માર્ગે જતાં અટકાવનારાં હોઈ અખંડ પ્રકાશ કરવાવાળાં છે અને અનુભવરૂપ નેત્રો ખીલવે છે. (જ્ઞાન ચક્ષુ ઉઘાડે છે.)

तदपि बीज एही त्रियंनके, द्वैत भोम उदयंत;
बिनहु द्वैत अद्वैत पदे, कोहो कीनु कुन चितवंत. ॥७२॥

અદ્વૈતપદ અકર્તા છે, અને દ્વૈત કાલ્પનિક છે. તેમાં કોણ કોનું ચિતવન કરે ? એટલા જ માટે પૃથ્વી ઉપર ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય જીવદશા મટાડી અંતર્દશામાં લાવી ખરા કર્તાને ઓળખાવનારાં અંશનાં અંગત આભૂષણરૂપ સાધનો છે.

बीनु चितवंन पर आपनपु, भिन्न भाव नव होय;
भिन्न भाव विनु त्रियंनके, लाग लगत नहि कोय. ॥७३॥

આ આપનપુ ચિતવન કરી શકે એવું નથી તેમાં બીજો ભાવ ઉત્પન્ન થાય જ નહિ અને જો બીજો ભાવ ઉત્પન્ન ન થાય તો ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યની લક્ષણા લાગી શકતી નથી.

तब मेरे गुरु परमके, सकरत अद्वैत संच;
तीत कारंन ईत क्रतविनु, कोहुं न त्रतीयो वंच. ॥७४॥

એટલા જ માટે મારા પરમ ગુરૂના સકર્તા અદ્વૈતથી કૃતરૂપ જગતના સંચ રચાયા છે. જો આપણે તે બાજુ આવેલા સકર્તાનું આ બાજુ આવેલું જગતરૂપ કૃત નથી એમ કહીએ તો ભક્તિ, જ્ઞાન અને વૈરાગ શું કામ આવે ? માટે કર્તા છે જ.

जेही कारन प्रथम परमही, सकरत सांम्रत सोय;
अविलोक्युं उतईत मही, आद्य अंत मद्य ओय. ॥७५॥

અને તે પદ પ્રાપ્ત કરવા ભક્તિ, જ્ઞાન અને વૈરાગ ધારણ કરી જે સર્વના આદિ પ્રથુ = પ્રથમ કારણરૂપ સમર્થ સકર્તા છે તેને ભજ્યા સિવાય કોઈનો છુટકો નથી. મને પણ આ બાજુ અને તે બાજુ સર્વલોકને અવલોકનપૂર્વક તપાસી જોતાં આદ્ય, અંત અને મધ્યમાં કર્તા સિવાય કશું દેખાયું નથી.

पंच तत्त्व गुण घण लयौहु, पुरुष प्रकृति समेत;
ब्रंह्म परंतु छेवट, सो निजक्रता सहेत. ॥७६॥

પંચતત્ત્વ, ત્રણ ગુણ, શક્તિ, જ્યોતિ અને બ્રહ્મ આ સર્વથી છેવટે નિજકર્તા પદ આવેલું હોઈ તેમનું સર્વ લોક પર હેત રહેલું છે.

निश्चे निज मत एही मम, कारंन क्रता सिद्धांन्त;
ताय विना अनुभव सबे, निष्फल श्रम उबरंत. ॥७७॥

અચરત કહે છે કે મારો નિજમત આ પ્રમાણે હોઈ સર્વલોકના કારણરૂપ સકર્તા-અદ્વૈત-સિદ્ધાંત સત્ય છે. અને તે સિવાયના બીજા સર્વ અનુભવો નિષ્ફળ નકામા ફળ વગરના હોઈ તેની સાથે શ્રમ કરવા છતાં કોઈ પણ ઉગરી શકે તેમ નથી.

पढन पढावंन उचरंन, करंन ग्रंथ अविलांन;
निज जंनकु मंगलिक सदा, क्रता संमंधी ज्ञांन. ॥७८॥

અચરત કહે છે કે આ ગ્રંથને અવિલાન એટલે વંદનપૂર્વક ભણે અને ભણાવે વા ઉચ્ચાર કરે, તેવા ભગવતીજનો સદાય મંગલમય સ્થિતિમાં રહી શકશે અને કર્તા સંમંધી (સંબંધી) જ્ઞાન મેળવી શકશે.

सो निज मरम लहे बिनु, निजपतिपद करताय;
जीव चराचर अचरके, कौउ कीनु मोक्ष न पाय. ॥७९॥

આ પ્રમાણે નિજકર્તારૂપ પતિપદના મર્મને જાણ્યા સિવાય સ્થાવર જંગમ આદિ કોઈપણ જીવ ગતિરૂપ મોક્ષ પામી શકશે નહિ.

जदपी परम गुरु परंमके, लायेहु मरम मुदाय;
निज जंन अति अधिकारीकु, पावंन परम सुधाय. ॥८०॥

એટલા જ માટે સકર્તા સત્‌કેવલનો પરમ મુદ્રારૂપ મર્મ લઈને શ્રી સમર્થ પરમગુરૂ આવેલા છે. જે આ પદના અધિકારી ભગવતીજન હશે તે જ આ ગતિનું પરમ સુધાપાન પ્રાપ્ત કરી શકશે.

परम सुधा पति परमके, मरम मनोरथ सार;
तेही लख विनु गुरु परमही, क़ोउ न लखावंनहार. ॥८१॥

પરમપતિનો મર્મ પરમસુધા (અમૃત) સમ મનના મનોરથ પૂરા પાડનાર છે. આ લક્ષ પરમગુરૂ સિવાય કોઈ લખાવી શકે તેમ નથી.

अरूढ ज्ञांन गति छेवट, परमगुरु अधिकार;
त्यौं छेवट कैवलपद, अचरत निज करतार. ॥८२॥

આ અરૂઢ જ્ઞાનની ગતિ સર્વ પ્રકારના જ્ઞાનની છેવટે આવેલી છે, અને તે ગતિના પરમગુરૂ અધિકારી છે. તેવી જ રીતે કૈવલપદ સર્વલોકની છેવટે આવેલું છે. અચરત કહે છે કે તે જ મારા નિજકર્તા ધણી છે.

जेही सकरता आद्यके, परम पुरातंन पेड;
तीनके पर पति कोई नहि, कीनेहु सकल नवेड. ॥८३॥

સર્વલોકના આદિ, પરમ પુરાતન, પેડ (કંદ) રૂપ જે સકર્તાનું ધામ છે તેનાથી પર બીજા કોઈ પતિ નથી. એ વાતનો સર્વ પ્રકારે નિવેડો લાવી કહી દીધું છે.

निज नवेड कीयेहु मम, सुनो ताय परिमांन;
ज्यौं छेवट गत्य शूंन्य है, त्यौं निजपति निरबार. ॥८४॥

અચરત કહે છે મેં નિજકર્તા સંબંધી નિવેડો લાવીને જે છેવટની વાત કરી છે તે સંબંધી એક પ્રમાણ આપું છું તે સાંભળો. જેમ ઉપાધિરૂપ પંચ તત્ત્વોની છેવટ ગતિ શૂન્ય છે જેની આગળ રજમાત્ર પણ કલ્પી શકાય નહિ તેમ ચૌદલોક એક પાછળ એક એમ સમાઈ જતાં આખરે નિર્વાણરૂપ એક સકર્તાપતિ એકલા જ રહેશે.

निज नभके करता नहि, जेहि अपरंम अविकाश;
ओरु तीनके पर कोई नहि, पुनी जीनके नहि नाश. ॥८५॥

નિજ નભરૂપ અવિગત આકાશનો કોઈ કર્તા નથી કારણ કે તે પારાવાર હોઈ અવકાશરૂપે ખાલી છે. વળી તેના પર કોઈ નથી અને તેનો નાશ પણ નથી.

त्यौं कैवल सबके पर, ज्यौं नभ कीये अनाद्य;
आद्य अंत मध्य विश्वने, पोते परम अगाद्य. ॥८६॥

જેમ નભ એટલે આકાશ અનાદિનું હોઈ જેનો કોઈ કર્તા નથી તેમ કૈવલ સર્વ લોકથી પર હોઈ તેમનો કોઈ કર્તા નથી; તથા આદ્ય, અંત અને મધ્ય જગતને લાગે છે, પણ અગાધ પોતે પરમપુરુષ પરમપતિને તે લાગતાં નથી.

पण नभतो शुन्यवत सदा, अमथो अति अविकाश;

वास्तविक वस्तुता नहि, फोगट फरके फेलास. ॥८७॥

અચરત કહે છે હું નભને કર્તા જેવું અજન્મા અને અખંડ કહું છું એ વાત ખરી છે, પણ એ નભ અમસ્તું અતિ અવકાશરૂપે ખાલી હોઈ વાસ્તવિક રીતે વસ્તુરૂપ મુદ્દા સિવાયનું ફોગટ ફેલાઈ રહેલું છે. આ બન્ને વચ્ચે ફરક એટલો જ છે કે કર્તા ચૈતન્ય હોઈ રોમેરોમ જાગૃત છે. જ્યારે નભ જડ હોઈ વસ્તુતઃ કંઈ જ નથી.

करंनवाद प्रतिवादीके, शुंन्य पण सुसक अनाद्य;

तबते निज़ करतायकु, कीनेहु परम अगाद्य. ॥८८॥

અહીં પ્રતિવાદી વાદ ન કરે એટલા માટે કહી દઉં છું કે શુન્ય પણ અનાદિનું હોવા છતાં શુષ્ક અને જડ છે. એટલા જ માટે નિજ કેવલકર્તાને પરમ અગાધ કહું છું.

परम अगाध परमपद, तेही निज सद किरतार;

ओर सकल पद ईतनके, उपजीत खपे अपार. ॥८९॥

જે પરમ અગાધ પરમ પદ છે તે જ નિજ સત્યરૂપ સકર્તા સત્‌કેવલ છે. અને તેમના સિવાયનાં આ બાજુ આવેલાં સર્વલોકનાં પદ અપાર ઉત્પન્ન થાય છે અને પાછાં ખપી જાય છે.

तबते सकल समेटहौ, ओहोरलये पद अनुराग;

मिलंन चाहोव अपने पति, अदभुत करो उमाग. ॥९०॥

એટલા જ માટે જો તમારા અદ્‌ભુત પતિને મળવા ચાહતા હો તો ઉમંગને ધારણ કરો, અને આ બાજુ આવેલાં પદમાંથી સર્વ અનુરાગને સમેટી લો.

अदभुतसो अविगत्य गति, निजपति परम आराद्य;

तेही निज मरम लखावही, परमगुरु पद माहाद. ॥९१॥

અદ્‌ભુત એટલે નિજ પરમપતિની પરમ અવિગત ગતિને પ્રાપ્ત કરવા આરાધના કરો. તે નિજ પરમપદનો લક્ષ મહદ્ પરમ ગુરૂપદ લખાવશે.

परम गुरुपद माहादके, सकरत सरल सिद्धांन्त;
जांहां कछु दोषायत्य नहि, कोटिक मथो मतंत. ॥९२॥

પરમગુરૂનું પદ મહદ્ હોઈ તેમનો સરળ સકર્તા સિદ્ધાંત છે. કરોડો પ્રકારે મતમતાંતરોના પક્ષ લઈ મથો તો પણ તે પદમાં કિંચિત્ માત્ર દોષ કાઢી શકશો નહિ.

सकल सिद्धांन्त मतंतके, चीन लीयेहु ततसार;
तेही सकल तीनकी परे, सांम्रथ सरजंनहार. ॥९३॥

દુનિયાભરના સર્વ મતમતાંતરોના સિદ્ધાંતોનો સાર જાણી લીધો છે. તે સર્વની પર સમર્થ સર્જનહાર સકર્તા કેવલપતિ છે.

जेतेही ईंड कटाक्षही, मध्य कैवल किरतार;
तीनके अनुभवकी आंहां, क्यौं आवही पतियार. ॥९४॥

ઈંડ કટાક્ષરૂપ વૈરાટના મહા મંડળના મધ્ય ભાગે કેવલકર્તાનું સ્થાન છે. આવી અગમ્ય રીતે કેવલકર્તા રહેલા હોઈ અહીં તેમના અનુભવની પ્રતીતિ આવવી મુશ્કેલ લાગે છે.

विनुं पतियारनके पद, द्रढता धरे न कोय;
बीनु द्रढता द्रढ सजनंही, समरंण सुरत न प्रोय. ॥९५॥

જ્યાં સુધી પ્રતીતિ ન આવે ત્યાં સુધી તે પદમાં કોઈ દ્રઢતા ધારણ કરે નહિ, અને દ્રઢતા સિવાયનો ભગવતી જન સ્મરણ કરવામાં સુરતા કેવી રીતે પરોવી શકે ?

तीनके जेही परिमांण ही, सुनो सकल जंन सोय;
हस्तांमल करीके कहुं, संसे रहे न कोय. ॥९६॥

હે સર્વ સજ્જનો ! તે વિષે હસ્તામલકવત્ પ્રમાણ આપીને કહું છું તે સાંભળો; જેથી કોઈ જાતનો સંશય રહેશે નહિ.

કંદ છટ્ઠો સમાપ્ત



# અંશ અંશી દરશાવન કર્તા નિશ્ચયકો સકત સિદ્ધાન્ત



## કંદ ૭મો

निजपति सजे सरायंम, प्रथंम दिव्य जेही देव;
तीनुं अंश तनु आपनमे, दरशावहु सभेव. ॥१॥

જ્યારે નિજપતિ તરફથી સર્વ લોકની સામગ્રી સર્જવામાં આવી ત્યારે પ્રથમ દિવ્ય દેહધારી દેવતાઓ સર્જેલા છે. અને તે દેવતાઓના અંશ મૃત્યુલોકમાં વસતા જીવ માત્રનાં શરીરોમાં આવેલા છે. તે વિષે સર્વ હકીકત જણાવું છું તે સાંભળો.

श्री पति अजभव सुरवर, पुरुष शक्ति ब्रंह्मसेत;
ओरु कैवल करता खुद, जीनके अंश समेत. ॥२॥

લક્ષ્મીના પતિ વિષ્ણુ, બ્રહ્મા, મહાદેવ, દેવતાઓના પતિ ઈંદ્ર, પુરુષ, પ્રકૃતિ અને બ્રહ્મ તથા તે પર આવેલા ખુદ કેવલકર્તા વગેરે સર્વના અંશો આપણામાં કેવી રીતે આવેલા છે તે કહું છું.

सुनवा सकल सचेतन, हरखवंत हुशियार;
होहु सरल गत शुद्ध चित्ते, तजी तन तरक विकार. ॥३॥

હે ભગવતી જનો ! આ જ્ઞાન સાંભળવા હરખભેર હોશિયાર થઈ સચેત રહી શરીરના તર્ક-વિતર્કરૂપ વિકારને તજી દઈ હું જે સરલ ગતિરૂપ જ્ઞાન કહું છું તે શુદ્ધ ચિત્તે સાંભળો.

संम दरशे सहु समझशो, जेही जेही कहु कहांण;
नहितरतो तुम रही जशो, निजपति अंश अजांण. ॥४॥

હું જે જે કહેણીઓ કહું છું તે સમદષ્ટિ રાખીને સમજશો; અને તેમ નહિ કરો તો હે નિજપતિ કેવલ કર્તાના અંશ ! આ તક ફરી મળશે નહિ.

रज तंम सात्विक आपनमे, जीनुं प्रोक्ष अंशेश;
हुते तो भासे भव विषे, ब्रंह्मा विश्नुं माहेश. ॥५॥

વૈરાટમાં આપણાથી પરોક્ષ રહેલા શિવ, બ્રહ્મા અને વિષ્ણુ હતા. એથી જ આપણા શરીરમાં તમો, રજો અને સાત્ત્વિક ગુણ રૂપે તેમના અંશો આવેલા છે.

नेंन रवि भुज सुरपती, करण देव दीगपाल;
रसना वरुण अगन्य मुख, मारुत त्वचा समाल. ॥६॥

નેત્રમાં રવિ (સૂર્ય), હાથે ઈંદ્ર, કર્ણ (કાન) સ્થાને દિકપાલ, જિહ્‌વાએ વરૂણ, મુખમાં અગ્નિ અને ત્વચાએ મારૂત એમ પૃથક પૃથક દેવતાઓ રહેલા છે.

नासा अश्वनी कुमारक, गुदा गणपत अस्तांन;
ईंद्री अनंग सहित रज, उभे करत अविलांन. ॥७॥

નાસિકાએ અશ્વનિકુમાર, ગુદાસ્થાને ગણપતિ તથા ઉપસ્થ ઈંદ્રીએ અનંગ અને બ્રહ્મા બન્ને આવેલા છે.

सतो चरंन रवि सहितंम, एही दरशंनके देव;
शूंन्यमे हुते तो भासेहुं, जीनके सकल अवेव. ॥८॥

વિષ્ણુ અને સૂર્ય પગે આવેલા છે. આ પ્રમાણે આ દશ દેવતાઓ શૂન્યમાં હતા એથી જ મનુષ્યોના જુદા જુદા અવયવોમાં તેમનો ભાસ દેખાય છે.

कहत अंश अब पुरुषके, शक्ति सहित संमदाय;
अहंमपद वृत्ति उभये तंत, जीनकी अंश पसाय. ॥९॥

હવે પુરૂષ પ્રકૃતિના જે અંશ આપણામાં આવેલા છે તે એક પુરૂષનો અંશ અહમેવરૂપે અને પ્રકૃતિનો વૃત્તિરૂપે છે.

ॐकार जेही प्रणवही, रहे सकल तनुधार;
रोम रोम रगरग मही, जीनके प्रबल पसार. ॥१०॥

સર્વ શરીરને ધારણ કરી રાખનાર જે પ્રણવરૂપે ૐકાર છે તે રોમ રોમ અને રગેરગમાં પ્રબળ પ્રસારો કરી વ્યાપી રહેલો છે.

ब्रह्म अंश तीनु हिरणीत, ॐकार बीज अंकुर;
निजपति परम प्रकाशके, अंशे प्रणव सफुर. ॥११॥

હિરણ્ય ગર્ભના અંકુરરૂપે જે ૐકાર એ જ બ્રહ્મનો અંશ છે; અને તે બ્રહ્મ નિજપતિનો પરમ પ્રકાશ છે. તેમજ તે પ્રણવ નિજપતિના અંશથી સ્ફુરણા પામેલો છે.

सुनकादिक नारद शुख, शंकर आद समेत;
नव जोगी दत अजगर, भये जो भवके खेत. ॥१२॥

સનકાદિકો, નારદ, શુકદેવ તથા શંકરની આદ્ય લઈ નવયોગી, દત્તાત્રય અને અજગર આ બધા ભવરૂપ ક્ષેત્રમાં મહાપુરુષો થયેલા છે.

तीनके साधन प्रथमही, प्रणव जापते केत;
तदाकार तदवत थई, भये सकल ब्रंह्मवेत. ॥१३॥

ઉપર કહેલા મહાપુરૂષો સાધનરૂપ પ્રણવનો જાપ જપીને તદાકાર તદ્વત્ થયા એથી એ પુરૂષો બ્રહ્મવેત્તા થયેલા છે.

ब्रंह्म अंश जोथा सद, प्रणव जापमे सोय;
तब तीनुं साधनसे भये, ब्रंह्मज्ञांनै सब कौय. ॥१४॥

આપણે ઉપર કહી ગયા છીએ કે પ્રણવ જાપમાં બ્રહ્મનો અંશ આવેલો હતો એથી તેઓ પ્રણવના સાધનબળે કરીને બ્રહ્મજ્ઞાની થયા છે.

अबके ज्ञांनी मुखरके, वाचालही विटंड;
इश्वरता अणुभर नहि, भव करननके भंड. ॥१५॥

હવે આ જમાનાના જ્ઞાનીઓ વાચાળ, વિતંડાવાદી માત્ર મુખેથી જ્ઞાનની વાતો કરનારા હોઈ જેમનામાં અણુમાત્ર ઐશ્વર્યતા હોતી નથી, ભવના બીજા લોકોમાં અને તેમનામાં કંઈ પણ ફેર દેખાતો નથી.

लख विनु वदित हुसे, भये ब्रंह्म भंभेर;
मीले न अरब हसाबीकी, ज्यौं कौडीनके बेर. ॥१६॥

લક્ષ સિવાય બોલેલા વચનોથી જગતભરના સર્વ જીવોને જગત બ્રહ્મરૂપ છે એમ કહીને ભંભેર્યા છે. આ પ્રમાણે મોઢેમોઢે અબજોની વાતો કરે છે. પણ બોર ખરીદવા પૂરતી કોડી પણ તેમની પાસે હોતી નથી.

जेही जेही लख तीनुं साधंन, प्रथम कीये विनु कोय;
ईश्वरता अनुभव नहि, बकेसो बुध्यकी बोहोय. ॥१७॥

જેનો જે લક્ષ છે તે તેણે પ્રથમ સાધ્યા સિવાય ઐશ્વર્યતા અને અનુભવ પ્રાપ્ત થતાં નથી અને તે સિવાય જેટલો બકવાદ કરવામાં આવે છે એ બુદ્ધિની બોલી છે.

पुरुष पुरांने प्रथमही, साधंन कीये सवेत;
उलटेही प्रणव पुरीत घट, जतमत राखी शकेत. ॥१८॥

જુના જમાનામાં જે મહાપુરૂષો થઈ ગયા તે સાધન સાધવા વહી જતા પ્રણવને અટકાવી પોતાના ઘટમાં જતમત પૂરી રાખી ઉન્મત્ત દશા ભોગવતા હતા.

ब्रंह्म अंशके गरभीत, प्रणव पेच ॐकार;
तीनके जतमत राखंन, क्रता अंश हुंशियार. ॥१९॥

બ્રહ્મના ગર્ભિત અંશ પ્રણવને પકડી રાખનાર ૐકારને જતમત રાખવામાં કર્તાનો અંશ હોશિયાર છે.

जेही अंश निजपतिके, सब गतिके गतियार;
जीनते कबज सकल कल, सहित संच ॐकार. ॥२०॥

નિજપતિ કર્તાનો અંશ સર્વ ગતિઓનો રાજા હોઈ ૐકાર સહિત સર્વ કળકુંચીઓને કબજે રાખી શકે છે.

भेद अवस्ता जेहुनत्ये, करत नहि अंतराय;
अंतःसकरण रहित वित, जीनुं सुरत एकताय. ॥२१॥

અવસ્થાઓના જે ભેદ છે તે કર્તાના અંશને અંતરાય કરી શકતા નથી. વળી તે અંશરૂપ વિત્ત અંતઃકરણ રહિત હોઈ તે સુરતા વડે પ્રણવ આદિમાં એકતા રાખે છે.

सदचिद आनंदके जेही, सहित प्रणव पत्यजांण;

तीनके कर्ता कैवल, सधर सिद्धांन्त प्रमांण. ॥२२॥

સદ્, ચિદ્, આનંદ અને પ્રણવનો પતિ સુજાણ જાણરૂપે અંશ અને તેના કર્તા કેવલ આ સિદ્ધાન્ત સદ્ધર પ્રમાણવાળું છે.

कोहु न मरम लहेजीनुं, अलकित अंश अभेद;

अकरत पदके अनुभवी, पाय न परम सभेद. ॥२३॥

કળી ન શકાય એવા અભેદ્ય અંશનો મર્મ કોઈએ જાણ્યો નહિ, એથી જ અકર્તા બ્રહ્મપદનો અનુભવ કર્યો. એ કારણે પરમપતિનો ભેદ પામી શક્યા નહિ.

जीनके पद अकरत बजे, तीनके वैंसत सेर;

आतो अंश क्रतारके, ग्रहीत ज्ञांन संमशेर. ॥२४॥

જેનો અકર્તા બ્રહ્મ સિદ્ધાન્ત છે તેનો વંશ પણ તેવો જ હોય છે. પણ આ તો કર્તાનો અંશ હોઈ જ્ઞાનરૂપ સમશેર ગ્રહણ કરવાવાળો છે.

साक्षी अंशन ब्रंह्मके, वृथा वदत विद्वांन;

लक्षण तो लहेता नथी, जेसे ब्रंह्म निदांन. ॥२५॥

જેને સાક્ષી કહેવામાં આવે છે તે સાક્ષીરૂપ અંશ બ્રહ્મનો અંશ નથી. પણ આ બાબતમાં વિદ્વાનોએ વૃથા વિવાદ કરેલો છે. જો તેમણે અંશના લક્ષણ વિષે તપાસ કરી હોત તો આમ બોલત નહિ. કારણ કે જો બ્રહ્મ શૂન્ય જેવું છે તો પછી તેના અંશમાં કર્તવ્ય (કર્તૃત્વ)નો ગુણ ક્યાંથી આવે ? આ ઉપરથી સમજાય છે કે તેઓ વિચાર કર્યા સિવાય બોલેલા છે.

जाणपणुं जीनमे क्यांहां, शून्यवत जीनुं सभाव;

ओरु संकल्प रहितंम शंम, द्रष्टा द्रष्ट न काव. ॥२६॥

જેનો સ્વભાવ શૂન્યના જેવો છે તેવા બ્રહ્મને જાણપણું ક્યાંથી હોય ? વળી તે શમરૂપે સ્થિર હોઈ સંકલ્પરહિત છે, જ્યાં દ્રષ્ટા અને દૃષ્ટ સંભવતાં નથી; આવા અકર્તા બ્રહ્મમાંથી ભાવ ક્યાંથી કાઢી શકાય ?

साक्षी तांहां नव संभवे, जांहां नहि आप न और;
ते साक्षी ते केहुनके, नीरखंन कुनही ठौर. ॥२७॥

જ્યાં 'હું પોતે' નથી અને બીજો પણ નથી એવા સંજોગોમાં સાક્ષી ક્યાં સંભવે છે? વળી જ્યાં નીરખવાનું ઠેકાણું નથી ત્યાં સાક્ષી કોનો થાય અને કોને જુએ?

जांहां साक्षी तांहां सर्वत्र, संकलं ज्ञांन सजांण;
एतो अंश करतारके, नहि ब्रंह्मके निरवांण. ॥२८॥

જ્યાં સાક્ષી છે ત્યાં તે સાક્ષી સંકલ્પ, જ્ઞાન અને સુજાણ જાણવાળો હોય છે; જેથી કરીને તે સર્વ જાણી શકે છે. આવો સાક્ષી તો કર્તાનો અંશ છે; પણ અકર્તા બ્રહ્મનો નથી.

ब्रंह्म सदापद अकरत, औरु निरगुण निरलेप;
एतो गुण गम सांणसे, सब विधि रचे रचेत. ॥२९॥

બ્રહ્મ સદા અકર્તા હોઈ નિર્ગુણ અને નિર્લેપ છે. પણ આ તો કેવલ કર્તા હોઈ ગુણયુક્ત સાંણસીરૂપી પકડવાળી સર્વ વિધિથી સંપૂર્ણ રચના રચે છે.

जेही निरगुण निरलेपही, निरवे अवैव निरजीव;
तीनते सकल पदारथ, क्यौं करी होय सजीव. ॥३०॥

બ્રહ્મ નિર્ગુણ, નિર્લેપ અવયવ સિવાયનું કોઈ નિર્જીવ છે. તો પછી તેના જે કંઈ પદાર્થો હોય તે બધા સજીવ ક્યાંથી હોઈ શકે? આમ હોવા છતાં બ્રહ્મને સાક્ષીરૂપે કયા કારણે અને કેવી રીતે કહ્યું હશે?

जो कहेशो सभराभर्यो, जांहां घट तांहां बीच होय;
तीनत्ये होत सचेतंन, अकरतसे बिनु मोंहोंय. ॥३१॥

જો કહેશો કે જ્યાં જ્યાં ઘાટ છે ત્યાં ત્યાં તે બ્રહ્મ સિવાય ખાલી નથી. તો પછી તે મુખ સિવાયના ઘડા બ્રહ્મથી ચેતન કેમ થતાં નથી?

तबतो जड घटकी सबे, आवत ब्रंह्म मोझार;
करत नहि क्यौं चैहीतंन, घडी तल घाट कुंभार. ॥३२॥

સર્વ જડ ઘાટો બ્રહ્મમાં આવી જાય છે તો પછી કુંભારના ઘડેલા ઘડાને તે ચેતન કેમ બનાવતું નથી ?

ओर घात घट काष्टके, कंचनके जेही पहांण;

तीनके अंदर आवत, पण नहि बोलत जांण. ॥३३॥

વળી ધાતુ, કાષ્ટ, સોનું અને પથ્થર વગેરેના જે જે ઘાટ છે તે સર્વ બ્રહ્મમાં આવેલા છે, તથાપિ તે બોલતા હોય એમ જણાતું નથી. અર્થાત્ કોઈએ તેમને બોલતાં સાંભળ્યા નથી. (આ બાબતમાં બ્રહ્મજ્ઞાનીઓએ વિચાર કરવા જેવું છે.)

प्रकृति पुरुष गुण सहितंम, जो कहेशो घट होय;

तीनकी बीच आईत जीत, बोलत ब्रंह्म सतोय. ॥३४॥

કદાચ તમો કહેશો કે પ્રકૃતિ, પુરૂષ, ગુણની આદ્ય લઈ આ બધા ઘાટો બ્રહ્મની વચમાં આવેલા હોવાથી જે કંઈ બોલે છે તે બ્રહ્મરૂપ હોઈ બ્રહ્મ જ બોલે છે.

प्रकृति पुरुष गुण सहितंम, संजंम को करनार;

बिनुं संकल्पसे क्यौं बने, विविधी भात घटसार. ॥३५॥

બ્રહ્મ અકર્તા છે તો પછી પ્રકૃતિ, પુરુષ અને ગુણ સહિત સર્વ ઘાટોનો સંયમ કરનાર કોણ છે ? અને સંકલ્પ સિવાય વિધ વિધ પ્રકારના ઉત્તમ ઘાટો કેવી રીતે બન્યા છે ?

जबते निज करताकर, संकल्प जांण समेत;

तीने रची कुल पुदगल, अंशे कीया सचेत. ॥३६॥

એટલા જ માટે નિજકર્તાએ સંકલ્પરૂપ હાથ વડે સુજાણ જાણથી જાણીને આ બધું પુદગળ રચેલું છે. અને અંશોએ તેમાં આવી તેને સચેતન કર્યું છે.

तबते अंश करतारके, साक्षी सब घट सोय;

सहित ज्ञांन संकल्पनसे, विचरतहे सब कौय. ॥३७॥

એથી જ આ બધા અંશો કર્તાના હોઈ ઘટોઘટમાં સાક્ષીરૂપે રહેલા છે. વળી તે અંશો જ્ઞાન સહિત સંકલ્પવાળા હોવાથી સર્વ કોઈ વિચરી શકે છે.

जेही संकल्पी अंशनहुके, संकल्पी क्रता सनात;
भासेहु कारण क्रत मही, जोथा अंश सजात. ॥३८॥

જેનાથી જે ઉત્પન્ન થાય તેમાં તેનો ગુણ આવે છે. એ ન્યાયે સનાતન સંકલ્પીરૂપ જે કર્તા છે તે કર્તાનો સંકલ્પ તેના સજાતીય અંશોમાં આવેલો છે; એથી અંશો પણ સંકલ્પ કરી શકે છે.

याते ब्रंह्म सिद्धांन्तके, क्रता करत नहि दोय;
अंश सजातीन जेहुंनके, वृथा चीत कीत प्रोय. ॥३९॥

આ પ્રમાણે બ્રહ્મ સિદ્ધાન્તમાં કર્તા અને કૃત બન્ને છે જ નહિ, તથા અંશ તેનો સજાતીય નથી તો પછી તેમાં ચિત્તને વૃથા શા માટે પરોવો છો ?

तबते निज करतापद, सकल सिद्धांन्त समेर;
अंश सजाती मीले तीनुं, जंनकी बूझ न बेर. ॥४०॥

એટલા જ માટે નિજ સકર્તાપદ સર્વ સિદ્ધાંતથી શ્રેષ્ઠ હોઈ મેરૂ સમાન છે. અંશો જ્યારે પોતાના સ્વજાતીય કર્તા કેવલને મળે ત્યારે તેમને ઓળખતાં જરાય વાર લાગે નહિ.

देव अंश जेही आपनमे, हुते सो भासे आंन्य;
कारजके कारंन जेही, बसे तेही अंसमान्य. ॥४१॥

જે આસમાનમાં રહેતા હતા તે દેવતાઈ અંશો કાર્ય કારણ રૂપે આપણા શરીરમાં આવીને પ્રકાશ કરે છે.

पृथ्वी अप तेज पवन नभ, महा भूतके जेही अंश;
तेही पण आयेहु आपनमे, थीरचर आद्य सबैस. ॥४२॥

વિરાટમાં રહેલાં પૃથ્વી, પાણી, તેજ, પવન અને આકાશ આ પંચ મહાભૂતોના અંશો તે પણ આપણામાં આવેલાં હોઈ સ્થાવર જંગમ આદિ સર્વમાં રહેલા છે.

पंच तत्त्व गुण घण सुर, पुरुष प्रकृति समेत;
सहित अंश करतारके, बसे अचल कीनुं खेत. ॥४३॥

પંચતત્ત્વ, ત્રણ ગુણ, ત્રણ ગણ, દેવતાઓ, પુરુષ, પ્રકૃતિ અને કર્તાનો અંશ આ બધાં કયા અચળ ક્ષેત્રમાં વસે છે ?

**सूक्ष्म ओरु कारण माहा, परम कारण जेही देह;**

**अजर अमर अविचलतंन, आवी रहत तीनु गेह. ॥४४॥**

સૂક્ષ્મ, કારણ, મહા કારણ અને પરમ કારણ આ ચાર દેહ અજર, અમર અને અવિચલ હોઈ ઉપર કહેલાં તત્ત્વોના અંશો આ દેહરૂપ ઘરમાં આવીને રહે છે.

**स्थूल बिछरे बिछरत नहि, ए चहुतंन ते अंश;**

**कोटी कल्प जुग जुग लहु, संघे सदा रहंश. ॥४५॥**

ઉપર કહેલા ચારે દેહના તત્ત્વ યુક્ત અંશ સ્થૂલ શરીર નાશ પામે છતાં જુદા પડતા નથી. વળી કરોડો યુગના અંતે પણ સદા સાથે જ રહે છે.

**जा दिन मीले क्रतारकु, अंश चतुर तनु त्याग;**

**देव अंश पण तेही दिन, लगे सौ आपने भाग. ॥४६॥**

જે દિવસે કર્તાને મળવાનો પ્રસંગ આવે તે દિવસે અંશ ચારે શરીરોનો ત્યાગ કરે છે; અને તે દેહોની અંદર રહેલા દેવતાઈ અંશો જેમાંથી જે આવ્યા છે તેમાં તે મળી જાય છે.

**कोटि कलपके विछरंन अंश मीले घर सोय;**

**ता सुखकी मुखसें कछु, वरनी शकुं नहि कोय. ॥४७॥**

તે વખતે કરોડો કલ્પથી છૂટો પડેલો અંશ પોતાના નિજ ઘરમાં મળે છે, તે ઘરનું સુખ એટલું તો અનહદ હોય છે કે જેનું વર્ણન મુખથી થઈ શકે તેમ નથી.

**प्रोक्षदेव प्रति तंन हुकी, अंश वांनगी कीन;**

**प्रगट पंडमे लखायेहु, हस्तांमल जीनु चीन. ॥४८॥**

દરેક પરોક્ષ દેવના અંશ વાનગીરૂપે આ શરીરમાં આવેલા તેમનાં ચિન્હો આ પ્રગટ શરીરમાં હસ્તામલકવત્ દેખાડ્યાં છે. (वांनजी)ચોપાઈમાં છાપેલું છે = વાનગી સમજવું

अब कोउ नवीन आचारज, करी न शके भव भ्रांत;

अंश विना अंशी थपे, तो वृथा जीनुं सिद्धांन्त. ॥४९॥

હવે પછી વિચારવાનું એટલું જ છે કે કોઈ નવીન આચાર્ય જગતભરના સર્વ લોકોમાં ભ્રાન્તિ પેદા ન કરે એટલા માટે અંશ અને અંશી એ બન્ને શરીરમાં જેમ છે તેમ ઠીક રીતે સમજાવ્યા છે. જેથી બીજાનું કહેવું આ સિદ્ધાંત પ્રમાણે ન હોય તો તેનું બોલવું વૃથા છે એમ જાણી તેનો ત્યાગ કરવો.

देव अंश ते देव थपे, सोही वचंन वेद वांण;

क्रता अंश करनारकु, थपे सो पद परमांण. ॥५०॥

આ શરીરમાં દેવના અંશો તથા કર્તાના અંશની સ્થાપના કરવા ઉપરાંત કૈવલ કર્તાને ઓળખાવતાં હોય તેવા વચન વિદ્વત્તાવાળાં હોઈ પ્રમાણયુક્ત છે.

ओर घने पर भाविक, उडघंण आद्य सुरेश;

तीनके अंश न आपनमे, अल्पज्ञे जीनुं वेश. ॥५१॥

હું આ શરીરમાં જે અંશો બતાવું છું તે સિવાયના તારામંડળની આદ્ય લઈ બીજા પરભાર્યા દેવતાઓ ઘણા છે. પણ તે અલ્પ વેશધારી હોઈ તેમના અંશ આપણામાં નથી.

तीनके बरनन लोकिक, करंन परे जो कोय;

थावर जंगम जल थल, गणतीपणे गत्य ओय. ॥५२॥

આ શરીરમાં જે દેવતાઓની ગણતરી કરેલી નથી તેમની લૌકિક ગણતરી કરવામાં આવે તો સ્થાવર, જંગમ, જળ અને સ્થળની જે પ્રમાણે થાય છે તે પ્રમાણે જ તેમની પણ સમજી લેવી.

देव अंशके आपनमे, कीये जेही अस्तांन;

करत काज तेही तेहुंनके, पण नहि ज्ञांन निदांन. ॥५३॥

દેવોના જે અંશો આપણામાં આવેલા છે તે તેમને સ્થાને રહી પોતપોતાનું કાર્ય કરે છે, પણ તેમને તેનું જ્ઞાન નથી.

ब्रह्म अंश ॐकारमे, तेही पण जांण बेहुंन;
जदपि लगे ससोपति, प्रणव रहतहे शूंन्य. ॥५४॥

બ્રહ્મનો જે અંશ ૐકાર તે પ્રણવમાં રહેલો હોઈ જાણ સિવાયનો છે. કારણ કે સુષુપ્તિ અવસ્થા થતાં પ્રણવ શૂન્યવત્ થઈ જાય છે.

मंन बुध ओरु अहंकारही, समेटे निजपति अंश;
होय ससोपतिमे सबे, त्रिगुण करत निरवैश. ॥५५॥

નિજ કૈવલપતિનો અંશ મન, બુદ્ધિ અને અહંકારને સુષુપ્તિ અવસ્થામાં સમેટી લે છે. ત્યારે ત્રણ ગુણનું કૃત બંધ પડી જતા નિર્વંશ જેવું થઈ જાય છે.

तीनकी पर उभये तन, महाकारण ओरु परम;
पुनही अवस्ता तेहुनकी, जांण लेहे जेही मरमे. ॥५६॥

તેના ઉપર મહાકારણ અને પરમકારણ શરીરો છે અને તેની અવસ્થા તુરીયા અને ઉન્મની છે. તે બન્નેના મર્મને અંશ જાણે છે.

जेही अवस्ता पंचके, साक्षी सरल सवेत;
क्रता अंश सोही सांम्रथ, जेही सर्वज्ञ सचेत. ॥५७॥

અંશ આ પાંચે અવસ્થાનો સરલ સાક્ષી હોઈ વેત્તા છે. કારણ કે તે કર્તા કૈવલનો અંશ હોઈ સમર્થ, સર્વજ્ઞ અને સચેત છે.

तेही सचेतंनके पति, अतही सचेत सदाय;
जीनके शुद्ध संकल्पमसे, पलमे करे सौ चहाय. ॥५८॥

તે સચેતન અંશનો પતિ સદાને માટે અતિ સચેતન છે, જે પોતાના શુદ્ધ સંકલ્પથી પળ માત્રમાં ધારે તે કરી શકે છે.

तीनु पण लगे विशेषण, सदचित ओरु आनंद;
रहत अनाद्य निरोधीत, फंद थकौ निरबंध. ॥५९॥

તેમને પણ સદ્, ચિદ્ અને આનંદનાં વિશેષણ લાગેલાં છે છતાં અનાદિથી નિરોધ પામ્યા સિવાયના જગતરૂપ ફંદથી નિર્બંધ એટલે છુટા છે.

सदतो सदहां आस्तिक, चित ज्ञानमये सोय;
आनंद सदा विलासिक, जीनुं बंधन नहि कोय. ॥६०॥

સદ્ એટલે સદા અસ્તિત્વવાળા, ચિદ્ એટલે જ્ઞાનમય અને આનંદ એટલે સદાય ભવરૂપ જગતના વિલાસી છે છતાં કોઈ તેમને બંધનકર્તા નથી.

विलासी पण संकल्प हुते, द्रष्टा रही जोनार;
अंगीक्रत नहि आपनमे, अंशे करे खेलार. ॥६१॥

સકર્તા સંકલ્પ વડે વિલાસ કરે છે અને દ્રષ્ટારૂપે રહી જુએ છે. તેમાંનું કંઈ પોતામાં અંગીકૃત ન હોઈ માત્ર અંશોથી ખેલ કરાવે છે.

मेरे तो न्याव लगे एही, सक्रतपद परमेश;
ओरु सकल तीनकी पर, वारी धरुं विदेश. ॥६२॥

મને તો આ સકર્તા પદમાં સંપૂર્ણ ન્યાય લાગે છે; એથી જ એમના ઉપર વારીને વિદેહ દશામાં રહું છું.

सक्रत कुल जीव अंशके, अणुनी आद्य भव भेश;
अचरत तेही पद पायेहु, परमगुरु उपदेश. ॥६३॥

અણુરેણુથી લઈ ભવભરના સર્વ અંશોના રચનાર સકર્તા સત્કૈવલને અચરત કહે છે કે પરમગુરૂના ઉપદેશથી મેં પ્રાપ્ત કર્યા છે.

કંદ ૭મો સમાપ્ત





# સંત ભક્ત શિરોમણિ અધિકારીકો સક્રત સિદ્ધાન્ત



## કંદ ૮મો

ओरु संत हरिजंन मही, जीनुं एही पद कहेत;
परम गुरु पर वारेहु, तंन मंन सहित समेत. ॥१॥

સાતમા કંદમાં જે સકર્તાપદ સંબંધી વર્ણન કર્યું છે તે પદ પામવા સંતજનો વા હરિજનો પૈકી જેણે તનમન સહિત સર્વ પરમગુરૂ પર વારી દીધું હશે એવા ભગવતી જનની આ અંગમાં ગણતરી કરવામાં આવે છે. ( कवेत ) કથવું, કહેવું, જાણવું, જણાવવું, માટે ( कहेत ) લીધું છે.

तामही अतही उजागर, तारंन तरंन पुरेश;
नांम सुनावहु तायके, जीनुं निज लक्ष उरेश. ॥२॥

મારા પવિત્ર સંત હરિજનોમાં જે અતિ જાગ્રત દશામાં રહેનારા તરણ તારણ મહાપુરૂષો છે. અને જેના ઉરમાં કેવલ કર્તાનો અખંડ નિજ લક્ષ રહેલો છે તેમનાં નામ જણાવું છું.

संत शिरोमणि प्रथमही, जंन रणछोड सहेत;
जुगलदास सहितमगंम, उभे पमरगुरु वेत. ॥३॥

સંત શિરોમણિ પૈકી પ્રથમ રણછોડદાસ અને જુગલદાસ બન્ને પરમગુરૂના વેત્તા હતા.

नारणदास निरणे कीये, प्रेमदास पुनी चीन;
आरतीदास अनवे गति, गुरु पद अपमंन मीन. ॥४॥

નારણદાસ ગુરૂપદનો નિર્ણય કરી દૃઢ થયેલા, પ્રેમદાસે ગુરૂપદ ચીનેલું અને આરતીદાસ અનન્ય ગતિના હોઈ માછલી જળ વિયોગ સહન કરી શકતી નથી તેમ એમનાં મન ગુરૂપદમાં લીન થયેલાં હોઈ તે ગુરૂપદનો વિયોગ સહન કરી શકતા ન હતા.

लालदास गोवरधंन, बालकृष्ण हनुमांन;
एही चतुर गुरु परमके, आयेहु शरन निदांन. ॥५॥

લાલદાસ, ગોવર્ધન, બાલકૃષ્ણ અને હનુમાન એ ચારેય છેવટે પરમગુરૂના શરણે આવેલા.

ओर लक्षी गुरु परमके, इच्छाराम जेही संत;
सक्रत सरल सिद्धांन्तमे, जीनकी गति अनंत. ॥६॥

બીજા પરમગુરૂના લક્ષ્યવાળા ઇચ્છારામ કરીને સંત હતા. સકર્તાના સરલ સિદ્ધાન્તમાં તેમની ગતિ એકમેક હતી.

भीखमदास भलभेदीये, गुरु पद सुरती अभिन्न;
आद्य अंत मध्यके जही, परम भेद परवीन. ॥७॥

ભીખમદાસ કરીને સંત હતા. તેમની વૃત્તિ ગુરૂપદમાં અભિન્ન રૂપે હતી. આદ્ય, અંત અને મધ્યના પરમ લક્ષમાં પ્રવીણ હતા.

वरजलाल आचारज, छोटमदासजीनु बंध;
एतने निजगुरु परमके, जीनके परम संबंध. ॥८॥

વૃજલાલ કરીને ગુજરાતી સાહિત્યના આચાર્ય હતા અને તેમના નાનાભાઈ છોટમદાસ કરીને હતા. તેમનાં મન નિજગુરૂપદ સાથે જોડાયેલાં હતાં.

संत शिरोमणि बरणीये, जेही परम गुरु वेत;
अब भक्त न भरकी कहुं, सुनीयो सकल सहेत. ॥९॥

જે સંતશિરોમણિ પરમગુરૂના વેત્તા હતા તેમનું વર્ણન કર્યું. હવે ભક્તો વિષે કહું છું તે સર્વ હેતપૂર્વક સાંભળો.

जेही न्याय गुरु परमही, दीनेहु क्रता देखाय;
तेही न्याव लख नरणीत, भक्तशिरोमणी ताय. ॥१०॥

જે ન્યાયથી શ્રી પરમગુરૂએ સકર્તા સત્કૈવલનો લક્ષ બતાવ્યો છે તે પ્રમાણે ન્યાયસહિત લક્ષનો નિર્ણય કરનાર હોય તેને જ ભક્ત શિરોમણિ જાણવા.

ओरु अंत गुरु सेवंन, तंनमंन सहित समेत;
ज्ञांन भक्ति वैरागके, उपजावंन के खेत. ॥११॥

વળી સંતની અને ગુરૂની સેવા કરવામાં તનમન અર્પણ કરી જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યનું ક્ષેત્ર ઉત્પન્ન કરનાર પણ ભક્તશિરોમણિ છે.

कहत कीरत अब तेहुनकी, जेही नगर जीनुं वास;
गुण गरवा गतिगंम जंम, तंम तीनुं कहु प्रकाश. ॥१२॥

હવે તેમની કીર્તિ વિષે કહું છું તે સાંભળો. જે જે ભક્ત જે જે ગામના છે તે તથા ગુણ ગ્રહણ કરવામાં જેની જેટલી ગમગતિ છે તે તે પ્રમાણે તેનો પ્રકાશ કરું છું.

जंन रणछोड शाहकुल, भये नगर बोरीयाय;
चीनत सो गुरु परमकु, लहे परमपद ताय. ॥१३॥

બોરીયાય ગામમાં શાહકુળમાં રણછોડ ભક્ત થયેલા. તેમણે પરમ ગુરૂની ગતિને જાણી પરમપદ મેળવેલું.

देखीत सकल मतंतर, जीनकी द्रष्ट सचेत;
सार असार नवेरके, भये परमगुरु वेत. ॥१४॥

તે સચેત દૃષ્ટિ વડે ઘણા મતમતાંતરો જોઈ સાર-અસારનો નિર્ણય કરી છેવટે પરમગુરૂના વેત્તા થયા.

वेत भये गुरु परमके, उघडे हरदे कपाट;
परख परी चरअचरकी, जेतनेभर जुग नाट. ॥१५॥

જ્યારે ભક્ત રણછોડ પરમગુરૂના વેત્તા થયા ત્યારે તેમનું હૃદયરૂપ કબાટ ઉઘડી ગયું અને તે નાટકરૂપ જગતના ચર-અચર સર્વની પરીક્ષા કરી શક્યા.

ते सब दीये पसारी के, पाई परम उपदेश;
जांनीत करता जथारथ, पावन परम पुरेश. ॥१६॥

પરમપુરૂષ પરમગુરૂ પ્રાપ્ત થવાથી પરમ ઉપદેશ પામી કર્તાપદને યથાર્થ ઓળખી લીધું; એથી તેમના સિવાયનું બીજું બધું છોડી દીધું.

जब दलकी दझणा मीटी, स्वांती सदंन घन पाय;
परमपुरु ष पतिपदमही, सोयेहु शरण पसाय. ॥१७॥

જ્યારે શાન્તિરૂપ ભુવનનું જ્ઞાનરૂપ પાણી પ્રાપ્ત થયું, ત્યારે તેમના દિલની દાઝ મટી ગઈ, અને પરમપુરૂષના પતિપદમાં સદાને માટે લાંબા થઈને સૂતા.

वीरक्षेत्र एक नगरही, विक्रम तजे शरीर;
गुर्जरधर नरपत जांहां, करे सो राज सधीर. ॥१८॥

ગુજરાતની રાજધાની વડોદરા જ્યાં વિક્રમ રાજાએ પોતાની જિંદગીની છેવટે દેહ છોડેલો.

सो पुर भक्त भये दोहु, ईश्वर दुरलवदास;
तंनमंन सहित समरपण, गुरु पद कीये निवास. ॥१९॥

તે શહેરમાં ઈશ્વર અને દુર્લભદાસ એ બે ભક્તો થયા. તેમણે તનમન સમર્પણ કરીને ગુરૂપદમાં નિવાસ કર્યો છે.

धीरजवंत अहंगमत, डगे नहि व्रध हांण;
शूरवीर संतन पखे, सेवत दूर न प्रांण. ॥२०॥

તે જરા પણ ડગ્યા સિવાય ધીરજને ધારણ કરી પોતાનો મત દઢ કરી સંતની સેવાપક્ષમાં શુરવીર હોઈ પ્રાણાન્તે પણ દૂર ખસ્યા નથી. ( वीशे ) ( पखे )

नरणीत सार असारके, खट दरशंनमत वेत;
परखेहु परम गुरु पद, जाहां निज वृत्ति छकेत. ॥२१॥

તેઓ છ શાસ્ત્રના વેત્તા હોવાને લીધે તેમણે સારઅસારનો નિર્ણય કર્યો; જેથી પરમગુરૂપદ શ્રેષ્ઠ છે. એમ પરખાતાં તેમની વૃત્તિ ત્યાં ચકિત થઈ ગઈ.

ओर कछु उबरीत कीत, रही न मनकी दोर;
उतईत देखी सकल मत, रही परमगुरु ठोर. ॥२२॥

વળી આ સિવાય બીજું કંઈ ઉગરતું નથી એમ જાણી તેમના મનની દોડાદોડ જતી રહી તથા આ બાજુ અને તે બાજુના સર્વ મત જોઈ આખરે તે પરમગુરૂના શરણમાં રહ્યા.

कीनेहु अडग आरोपण, सबते सुरत समेट;
किंचित चलित न चित कीत, परमगुरु पद् भेट. ॥२३॥

મત પંથના સર્વ સિદ્ધાંતોમાંથી સુરતાને સમેટી લઈ પરમગુરૂના પદમાં કદી ડગે નહિ એવી સુરતા આરોપણ કરી. તેમાંથી ચિત્તવૃત્તિ કિંચિત્ માત્ર ચલાયમાન થઈ નથી.

एसेही द्रढ गंभीर गत, पावंन परम उदार;
पिता पुत्र उभये जंन, धंन्य भये भवपार. ॥२४॥

આ પ્રમાણે દૃઢ, ગંભીર ગતિ રાખીને પિતાપુત્ર બન્ને પરમ ઉદાર પદને પામ્યા છે. ધન્ય છે આવા ભક્તને કે જે ભવપારંગત થયા છે !

नात लवांणा शाहामत, भइजी भक्त भवेत;
प्रगट भये व्यारापुर( वेरापुर ) जीन उर संत सहेत. ॥२५॥

ગામ વ્યારામાં લુવાણા જ્ઞાતિમાં ભઈજી કરીને ભક્ત થયા હતા, જેમને સંતની સેવા કરવામાં અતિ હેત હતું.

संम दरशी सरल चित्त, खटदरशंन मत चीन;
अति उदार अविगत गति, भवते फरक रहीन. ॥२६॥

તેમનું ચિત્ત સરલ હોઈ સમદર્શી હતું. તેમણે છ દર્શનોના મતોને ખૂબ જોયા. જેથી અતિ ઉદાર અવિગત ગતિ ભવથી જુદી છે એમ જાણ્યું; પણ મનને સંતોષ થયો નહિ.

वेद पुरांण शास्त्र गत, ओरु ईतिहास प्रवीन;
सकल सिद्धांन्तके सद, लहीत भेद भिन्न भिन्न. ॥२७॥

વેદ, શાસ્ત્ર અને પુરાણની ગતિને જાણવા ઉપરાંત ઈતિહાસમાં પણ પ્રવીણ હતા. એથી જ સર્વ સિદ્ધાંતોના મતોના ભેદ ભિન્ન ભિન્ન છે એમ સમજતા હતા.

अविलोकंन गति ग्रंथकी, न्यावीक सुरत पसार;
करीत करांमत सबनकु, परहरी अखिल असार. ॥२८॥

ન્યાયપૂર્વક સુરતા પ્રસારીને ગ્રંથની ગતિનું અવલોકન કર્યું ત્યારે દરેકે દરેક મતપંથવાળાની કરામતને જાણતા થયા. એથી જ અખિલ સંસાર અસાર છે એમ સમજી મતપંથના ધર્મો છોડી દીધા.

तबते उबरी आंन्य मति, छकी न कोहु सिद्धांन्त;
बोहोरु लगी जुग हेरंन, कुंन बतावही तंत. ॥२९॥

આમ બધું તપાસતાં છેવટે પોતાની મતિ (ગતિ) ઉગરતી વસ્તુ છે એમ જણાયું, છતાં તે કોઈ પણ સિદ્ધાન્તમાં તરબોળ થયા નહિ. એથી આ મહાન જગતમાં દૃષ્ટિ નાખીને જોવા લાગ્યા કે મને સત્ય માર્ગનું પરમ તત્ત્વ કોણ બતાવશે ?

तंत सोई कुल कारन, सरजंनहार सबेत;
सो पति परम मेलावन, कीत पावहु निजवेत. ॥३०॥

તંત એટલે આ જગતનું મૂળ કારણ જે સર્વના સર્જનહાર છે તે પરમ ગતિનો મેળાપ કરાવનાર નિજવેત્તા ક્યાંથી પ્રાપ્ત કરું એમ આતુરતાપૂર્વક જણાવવા લાગ્યા.

एही विधि अति व्रेहेवंतही, आरत धरत अनुराग;
खोजत मीले परमगुरु, लखे पुरवके भाग्य. ॥३१॥

આ વિધિ પ્રમાણે અતિ વ્રેહવંત દશામાં આવી અનુરાગપૂર્વક આરત ધરીને ખોજ કરવા લાગ્યા. તેમ કરતાં પૂર્વના ભાગ્યબળે શ્રી સમર્થ પરમગુરૂ મળ્યા.

परमगुरु परते पुनी, कीये परम प्रतिवाद;
छकीत भये सुध बुध सबे, देखीत गति अघाद. ॥३२॥

તેમણે પરમ ગુરૂની પાસે પરમ પતિ સકર્તા સંબંધી ઘણો પ્રતિવાદ કર્યો પણ તેમ કરતાં પરમ ગુરૂની અગાધ ગતિ જોઈને તેમની શુદ્ધિ અને બુદ્ધિ સર્વ ચકિત થઈ ગયાં.

पाय परे ते गुरु परमके, सब विधि वाद बहाय;
त्राहा त्राहा तुम शरनही, आयेहु करो सहाय. ॥३२॥

તે વખતે સર્વ પ્રકારનો વાદ છોડી દઈ ત્રાહિ ત્રાહિ પોકારતા પરમ ગુરૂના ચરણમાં પડી કહેવા લાગ્યા. કે હું આપના શરણમાં આવ્યો છું માટે મને સહાયતા આપો ને મારી ગતિ કરો.

परमकृपाल परमगुरु, निजपति दीये लखाय;
कोटिजनमके बिछरंन, जीनुं कीये एकताय. ॥३४॥

પરમ કૃપાળુ પરમગુરૂએ કરોડો જન્મથી વિખુટા પડેલા ભક્તના હૃદયમાં નિજકર્તા સંબંધીનો લક્ષ જણાવી તેને એકતા કરી આપી.

भये निज भक्त नरोत्तंम, अजरपरे अनुसार;
आद्य अंत मधके पुनी, जीनकु तत्त्वविचार. ॥३५॥

અજરાપરામાં નરોત્તમ કરીને ભક્ત થયા છે. તેમણે આદ્ય, અંત અને મધ્યના સર્વ તત્ત્વનો વિચાર કરેલો હતો.

तत्त्वविचार विलोकीके, ब्रंह्म दरशनके भाव;
जीनमें निज करतायके, लगे नहि कछु न्याव. ॥३६॥

તત્ત્વનો વિચાર કરીને વિલોકન કરતાં બ્રહ્મદર્શીપણાના ભાવમાં નિજ કર્તાના જ્ઞાનનો ન્યાય દેખાયો નહિ.

तबते सुरत नूरत धरी, गये परमगुरु पास;
पूछन लगे परायकी, परहरी ब्रंह्म विलास. ॥३७॥

એટલા જ માટે સુરત-નુરતને ધારણ કરી બ્રહ્મના વિલાસને છોડી દઈ પરમગુરૂની પાસે જઈ બ્રહ્મથી પર વસ્તુ શું છે ? એમ પૂછવા લાગ્યા.

महेर करी गुरु परमही, उचरे अमित वचन;
जबते क्रता चीनाईते, अहो परमगुरु धंन. ॥३८॥

ભક્ત કહે છે કે મારા ઉપર અઢળક મહેર કરી અમૃતસમ વચનથી મારા મનનું સમાધાન કરી કર્તા કૈવલને ઓળખાવ્યા. અહો ! હે પરમગુરૂ, તમોને ધન્ય છે.

करता चीन चकित भये, गये अटाट अमोघ;
निजपतिसे एकताईय, जीनसे हुता विजोग ॥३९॥

કર્તાપદ જાણીને ચકિત થયા એથી બીજા બિનઉપયોગી સિદ્ધાન્તને નકામા જાણી દિલથી કાઢી નાખીને જે કર્તાનો વિયોગ થયેલો હતો તે નિજકર્તા સાથે એકતા કરી.

तीनकी आद्य सकल जंन, जेही पुरके पुनी लोक;
साचे साच सबनकु, दीये परमपद मोक्ष. ॥४०॥

તે ગામના બીજા ભક્તજનો જેમનાં દિલ સાચાં હતાં તેમને પણ પરમ મોક્ષ આપ્યો છે.

पण निज भक्त नरोत्तंम, सबके शिर मुखीयंत;
परख करी गुरु परमकी, जीनकी गति अनंत. ॥४१॥

તથાપિ નરોત્તમ ભક્ત સર્વથી શ્રેષ્ઠ હોઈ મુખ્ય હતા, જેણે અનંત ગતિ વડે પરમગુરૂને પારખી લીધા હતા.

दामोदर निज भक्तही, प्रगटे पुर भांनेर;
जीते जगत जीनुं न्यावते, ग्रही ज्ञान समशेर. ॥४२॥

ભાંનેર ગામમાં દામોદર ભક્ત હતા, જેણે જ્ઞાનરૂપ સમશેર વડે ન્યાયથી જગત જીતી લીધું હતું.

पकर लेत पखवादीकु, धर धर देत जबाप;
अरुढ ज्ञांन अविलोकीके, पतवे सकल अबाप. ॥४३॥

અવલોકનપૂર્વક મેળવેલા અરૂઢ જ્ઞાને કરીને બાપ સિવાયના બ્રહ્મના પક્ષકારોને તે ધડાધડ જવાબ આપી બોલતાં બંધ કરી દેતા હતા.

जीनकी तरक गरक जांहां, परम पुरु ष पतिधांम;
सद चिद आनंदकी परे, पाये परम विसरांम. ॥४४॥

જેની પ્રબળ તર્કશક્તિ સદ્, ચિદ્ અને આનંદની પર હોઈ પરમપુરુષ પતિના ધામમાં ગરક થઈ ગયેલી હતી, તે આખરે પરમપતિ પદમાં વિશ્રામ પામ્યા છે.

चंगावत एक नगरमे, भये भक्त ततवेत;
अंकित किशोरदासही, कया कहु जीनको हेत. ॥४५॥

ચાંગા ગામમાં કિશોરદાસ નામના ભક્ત થયેલા. તે તત્ત્વવેત્તા હોઈ તેમનું મારા પરત્વે અનહદ હેત હતું.

अंत नहि अनीनायके, प्रमित प्रेम गुण खांन;
हरदे कमल मल रहितंम, वचंन वेत विद ज्ञांन. ॥४६॥

અંત ન આવે એવો એમનો અનન્ય ભાવ હતો. વળી તેમનો પ્રેમ અપરિમિત હોઈ તે ગુણોની ખાણરૂપ હતા. તથા તેમનું હૃદયકમળ મળ રહિત હોવાથી વચનના વેત્તા હોઈ જ્ઞાનને જાણનાર હતા.

तन मन सहित समरपण, कीये परमगुरु शरण;
उबरीत रखे न अणुभर, होई रहे अशरंण शरण. ॥४७॥

પોતાની પાસે અણુમાત્ર નહિ રાખતાં તનમન સહિત સર્વ પરમગુરૂના શરણમાં સમર્પણ કરી અશરણ શરણ થઈ રહ્યા.

दावलपुर एक भक्तही, जुक्तं जथारथ जांण;
अंकित नारणदासही, जीनकी गति प्रमांण. ॥४८॥

દાવોલ ગામમાં નારણદાસ ભક્ત થયા છે તે જગતને યથાર્થ જાણવામાં પ્રમાણસર ગતિવાળા હતા.

परसे परम पुरेशकु, दरसे सकल सिद्धांन्त;
कारज कारन सहितंम, छेक लहे जीनुं अंत. ॥४९॥

પરમગુરૂનો સ્પર્શ થતાં તેમને સર્વ સિદ્ધાંત દૃશ્યમાન થયા. તેથી કારણકાર્ય સહિત છેવટ ગતિને જાણી લીધી.

परमगुरु परतापही, व्यापक तजे विवाद;
एकल अरस तखतपर, परखेहु क्रता अनाद. ॥५०॥

પરમગુરૂના પ્રતાપથી વ્યાપક બ્રહ્મનો વિવાદ તજીને એક અરસ (અંતરિક્ષ) તખ્ત પર આવેલા અનાદિ કર્તાને પારખી લીધા.

सो कैवल करुणेशही, अचराचर धरनार;
अंश सकल अनुकरमीत, मरमीत जांननहार. ॥५१॥

તે કેવલ કરુણેશ ચર-અચરને ધારણ કરનાર હોઈ સર્વ અંશોના મર્મના અનુક્રમને જાણવાવાળા છે.

तेही पद परे पहेचांनमे, ज्ञांनमे करी समास;
अखिललोक रजतज ल्यहुं, जीने सब कीये उपास. ॥५२॥

જ્ઞાને કરી રજ તજથી લઈ સર્વ લોકને ઉત્પન્ન કરનાર, સર્વથી પર આવેલા સકર્તાને પારખી લીધા.

सकरत सांम्रतकी विभु, विगत सहित बितपंन;
अंश सहित अविलोकतां, दीसत क्रता न आनं. ॥५३॥

સમર્થ સકર્તાની વિભૂતિ, વિગતવાળી ઉત્પત્તિ તથા અંશનું અવલોકન કરતાં બીજા કોઈ કર્તા દેખાતા નથી.

एही विधि नरणीत पायेहु, परमगुरु परतीत;
सत सत प्रभु तम तणो, अनुभव अकल अजीत. ॥५४॥

આ વિધિ પ્રમાણે નિર્ણય કરવાથી પરમગુરુ પર પ્રતીતિ આવી એટલે ભક્ત કહેવા લાગ્યો કે હે પ્રભુ! અનુભવ કળી ન શકાય એવો અજીત છે.

ब्रंह्मादिक भव सात्विक, सरसती शेष समेत;
ताही सकल ते अकलित, सांम्रत तुमरी वेत. ॥५५॥

બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, સરસ્વતી અને શેષ, આ બધા કરતાં તમો અકળ ગતિના હોઈ સમર્થ વેત્તા છો.

हमकु जांन परी जबी, तुमकु करी विलोक;
नारणदास निरभे भये, पाई परमपद रोक. ॥५६॥

નારણદાસ કહે છે કે હે ગુરૂદેવ! તમારું વિલોકન કરવાથી અમોને જાણ પડી; એથી નિર્ભય થઈ પ્રત્યક્ષ પરમપદ પ્રાપ્ત કર્યું.

ओर सकल हरिजंन सबे, जीनुसमझ एही सोय;
निरभे थई निजपद मही, भये शरन गत ओय. ॥५७॥

બીજા સર્વ હરિજનો જે આ પ્રમાણે સમજી નિર્ભય થઈ, નિજ પદમાં ભળ્યા હશે તેમને આ ગતિ પ્રાપ્ત થઈ છે.

रास नगर दोहु भक्तही, भये उजागर अंश;
परमगुरु कु परसतां, मीटेसकल आकंश. ॥५८॥

રાસ ગામના બે ભક્ત હતા. તે ઉજાગર (જાગ્રત) વૃત્તિના હોઈ પરમગુરૂ પદનો સ્પર્શ થતાં તેમની સર્વ આકાંક્ષા મટી ગઈ.

भेदु हुते ब्रंह्मज्ञांनके, आगे हुते कराल;
निरगुण लक्ष चराचर, नीरखंन शून्य निराल. ॥५९॥

મને મળતા પહેલાં તેઓના દિલમાં 'બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા' એ નિશ્ચયાત્મક માન્યતા હતી. વળી તેમનો ચરાચર નિર્ગુણ બ્રહ્મ લક્ષ હોઈ તે શૂન્યની માફક દ્રષ્ટારૂપે ન્યારું રહેલું છે એમ માનતા હતા.

सो पलटे गुरु परमसे, सुनीतब शब्द सचेत;
सुसक ज्ञांन तजी अकरत, सकरत भये सवेत. ॥६०॥

તે ભક્ત શ્રી પરમગુરુના સચેતન શબ્દ સાંભળીને જાગૃત થયા; એથી શુષ્ક અકર્તા જ્ઞાન તજી દઈ સકર્તાપદના વેત્તા થયા.

परम पुरुष परनालीके, कीनेहु तत्त्व विचार;
दीरघ चक्षुकर देखतां, परखे हु सार असार. ॥६१॥

પરમ પુરૂષની પ્રણાલિકા પ્રમાણે દીર્ઘ ચક્ષુ કરી, તત્ત્વ વિચાર કરી જોઈ સારરૂપ પરમ પદને પારખી લીધું.

सार सकरता सांम्रत, अकरत अगुन असार;

न्याय सहित निज नरणवी, लखवायेहु किरतार. ॥६२॥

સારરૂપ સમર્થ સકર્તા છે અને અકર્તા નિર્ગુણ બ્રહ્મ અસારરૂપ છે. એમ ન્યાય સહિત નિર્ણય કરી કર્તાનો લક્ષ જાણી લીધો.

नहितर वहितल ज्ञांनमे, जाते हु शूंन्यद्वार;

धंन्य धंन्य गुरु परमही, साम्रंत लीये उबार. ॥६३॥

અમોને આમ સમજ ન પડી હોત તો શૂન્યરૂપ બ્રહ્મના વિતંડા જ્ઞાનમાં જીવન વહી જાત. હે સમર્થ ગુરૂદેવ ! આપને ધન્ય છે કે અમોને ઉગારી લીધા ! આ પ્રમાણે કહેવા લાગ્યા.

जदपि जातजो शून्यमे, अंश न शून्य समात;

साहाय करतको पति विनु, भटक भटक जुग जात. ॥६४॥

વળી જો હું શૂન્યમાં જાત તો મારો અંશ શૂન્યમાં સમાઈ જાત નહિ. કારણ કે અંશ શૂન્યથી સર્જાયેલો નથી. તો પછી પતિ સિવાય ભટકીને અનેક યુગ વહી જાત તો પણ કોઈ સહાય કરનાર મળત નહિ.

सो भटकण भव दुःखनकु, मेट दीये गुरु देव;

निज करता ओरु आपनपु, समझे सकल सभेव. ॥६५॥

આમ ભવમાં ભટકવાનું દુઃખ ગુરૂદેવે મટાડી દીધું. ઉપરાંત મને મારું સ્વરૂપ અને નિજકર્તા બન્ને સમજાવ્યાં.

पाहे पाहे गुरु परमही, मरम लखाये हु महाद;

अवनि रची अबलग मही, आ लख अगम अघाद. ॥६६॥

પાહે પાહે એટલે મારું રક્ષણ કરો, હે ગુરૂદેવ ! મારું રક્ષણ કરો આમ કરી અમો શરણે થયા એટલે પતિનો જે મહદ્ મર્મ હતો તે અમોને જણાવ્યો. એ ઉપરથી એમ સમજાયું કે અવનિ રચાઈ ત્યારથી આજ પર્યંત આ લક્ષ અગમ્ય હોઈ અગાધ ગતિનો છે.

सहित पतिपद बिनु हुते, सुणीत शून्यवत् ज्ञांन;
अहो धंन्य सोही पतिनकौ, करवायेहु अविलांन. ॥६७॥

અમો બન્ને આજ સુધી શૂન્યવત્ જ્ઞાન સાંભળીને પતિના પદ સિવાય રહેલા હતા. તો અહો! ધન્ય છે તે પતિને કે તેમના જ્ઞાનનું અવિલાન કરવાની તક મળી!

एही परकारंन वीनवी, परम गुरु की सोय;
लालदास ओर शांमल, भये शरन गत दोये. ॥६८॥

આ પ્રમાણે પરમગુરૂને વીનવી લાલદાસ અને શામળ બન્ને શરણાંગત થયા.

ओरु भये एक भक्तही, चीखोदरा पुर गांम;
कुलके कनक सधारंन, भईजीदास जीनुं नांम. ॥६९॥

ગામ ચીખોદરામાં એક ભક્ત થયા. તે જાતે સોની હોઈ ભઈજીદાસ તેમનું નામ હતું.

अति निरमल मत गत जीनुं, दिन दिन प्रेम विशेष;
पुरु ष नार सहितंम सदा, पद पायेहु परमेश. ॥७०॥

તે અતિ નિર્મળ ગતિના હોઈ દિવસે દિવસે પ્રેમમાં વિશેષ વધારો કરતા હતા. તે સ્ત્રી-પુરુષ બન્ને પરમેશ્વરપદ પ્રાપ્ત કરવામાં એક જ વિચારનાં હતાં.

परमगुरु उपदेशते, परम पुनीत भये दोय;
जनम मरण भये भव तणो, संशे रह्यो न कोय. ॥७१॥

પરમગુરૂના ઉપદેશથી બન્ને પરમ પવિત્ર થયાં જેથી તેમને ભવોભવના જન્મ મરણનો ભય રહ્યો નહિ.

निकट निकटके बरनीये, भक्त शिरोमणि सोय;
दूर रहनके भक्तही, बोध अगाधे जोय. ॥७२॥

મારી સમીપ રહેનારા ભક્ત શિરોમણિ કહ્યા અને દૂર રહેનારા ભકજનો વિષે 'અગાધ બોધ'માં કહેલું છે તે જોઈ લેવું.

ओरु संत हरिजंन सबे, लखे न जीनके अंक;
सारधार सनमुखनकु, निजपद पाये निशंक. ॥७३॥

ઉપર વર્ણવ્યા સિવાયના સંત તથા હરિજનો સારધાર ગુરૂ સન્મુખ રહ્યા હશે, તેમને પણ નિઃશંક નિજપદ મળ્યું છે.

को हरिजन को संतही, जेही शरण गत आय;
उदे अस्त बिछेरे नहि, तेही परमपद पाय. ॥७४॥

કોઈ હરિજન વા કોઈ સંત, જે જે મારે શરણે આવ્યા હશે અને ઉદયથી અસ્ત થતા સુધી મારાથી જુદા નહિ પડ્યા હોય તેમને જ પરમપદ મળશે.

उदे अस्त जीनकु कहे, मरम लखावहु तास;
उदे शरन आये जबी, अस्त होय तनु नाश. ॥७५॥

મારા શરણે આવ્યા તે દિવસનો ઉદય અને શરીરનો નાશ થાય તે અસ્ત; આ પ્રમાણે ઉદય અને અસ્તનો મર્મ છે.

ए दोनुं हद बीच रहे, सनमुख आद्यने अंत;
तीनु मोक्ष कैवल तणो, सहित भक्त ओरु संत. ॥७६॥

ઉપર કહેલા ઉદય અસ્તની વચમાં આદિથી અંત સુધી પરમગુરૂની સન્મુખ રહેનાર સંત વા ભક્તનો કૈવલ મોક્ષ થાય છે.

शरणांगत आये पीछे, जेही जंन बिछरे सोय;
घोर नरक रोउ रोउ परे, पार न पावही कोय. ॥७७॥

મારા શરણમાં આવ્યા પછી જે કોઈ જન પાછો પડી જાય, તો તે રૌરવ નામના ઘોર નર્ક કુંડને વિષે પડે છે, જેનો. કોઈ પાર પામી શકશે નહિ.

કંદ ૮મો સમાપ્ત



# શિષ્ય નરક પરન ગુનેગારીકો સકત સિદ્ધાંત



## કંદ ૯મો

बोले हु जेही प्रतिवादीते, तुमेरे बचन सुनीत;
रोउं रोउंकी पीछे कही, तीनकी कोहो गनीत. ॥१॥

હે ગુરૂદેવ ! તમારાં પાછલાં વચન સાંભળીને પ્રતિવાદી કહે છે કે રૌરવ નામના નર્ક કુંડમાં કોણ કોણ જાય તે તે વિષેની વિગતવાર ગણતરી કરીને કહો.

कुकरम करत सकल जुग, तेही भुगतत तनुधार;
ग्रभीत दोष नहि जावत, पतिपे कोउ संसार. ॥२॥

જગતભરના સર્વ લોકો કુકર્મ કરે છે તે ભોગવવા વખતો વખત શરીર ધારણ કરવાં પડે છે. વળી ગર્ભિત દોષ મટતો ન હોવાથી સંસાર પૈકીનો કોઈ પતિ તરફ જતો નથી.

जीव हनत जेही जीवकु, कोटिक अपरंमपार;
बोहोरु हनत हननारकु, सकलवार के वार. ॥३॥

જે જીવ જેનો પાર કાઢી ન શકાય એવા કરોડો જીવનો નાશ કરે છે તે જીવને નાશ પામેલા જીવો ફરીથી જન્મ પામ્યા બાદ મારી નાખે છે. આમ પરસ્પર એકબીજાના હાથે વારંવાર નાશ થયા કરે છે.

केतेक भजन प्रतापसे, मेटत अध अगनीत;
केतेक रहेणी करणीसे, होवत पाप अनीत. ॥४॥

કેટલાંક પાપ ભજનના પ્રતાપે મટી જાય છે તથા કેટલાંક અનીતિથી કરેલાં પાપ રહેણીકરણીથી બળી જાય છે.

केतेक शील व्रत शंमदंमे, दया दीन ते जात;
अलप घुना अनुचितनके, गनत नहि निज तात. ॥५॥

કેટલાંક પાપ શમદમ કરી ગરીબ ઉપર દયા રાખી શીલવ્રત પાળવાથી ટળી જાય છે. તે સિવાયના અયોગ્ય વર્તનના અલ્પ ગુના નિજ તાત ધણી ગણતા નથી.

केतेक संत भाषंन हुते, असत न उचरत रंच;
हलंन चलंन गत सहेज के, आगसे कछु न वंच. ॥६॥

કેટલાંક પાપ રંચમાત્ર અસત્ય બોલ્યા સિવાય સત્ય ભાષણ કરવાથી તથા કેટલાંક સહેજા સહેજ એટલે વાંછના સિવાય હલનચલન કરવાથી નાશ પામે છે.

केतेक सरल स्वभावसे, कछु न मंन कुटलाय;
न्याय करत नर ओरनके, दुभवीत् दोस न ताय. ॥७॥

કેટલાંક પાપ મનમાં કોઈપણ પ્રકારની કુટિલતા લાવ્યા સિવાય સરલ સ્વભાવના વર્તનથી નાશ પામે છે. તેમાં વળી કોઈ પુરુષ ન્યાય કરનાર હોય તો સત્ય ન્યાય આપતાં બન્ને પક્ષ પૈકી એકનું દિલ દુભાય તો તેનો દોષ ન્યાય કરનારને લાગતો નથી.

केतेक मुनिव्रत धरहीते, सहित साच पतिहेत;
वृथा वदन अधताईकु, क्यौं करी लागी शकेत. ॥८॥

કેટલાંક પાપ સત્યતાપૂર્વક પતિ ઉપર હેત રાખીને મુનિવ્રત ધારણ કરવાથી નાશ પામે છે. કારણ કે મુખદ્વાર વૃથા બોલતાં જે પાપ લાગે છે તે પાપ મૌન વ્રતધારીથી થતાં નથી, તો પછી તેવાં પાપ તેને કેમ કરીને લાગી શકે ?

देत दाब ईतके ईत, तीतके नहि गुनेगार;
कीये वीश अठ कुंडकु, कवन काज किरतार. ॥९॥

આ પ્રમાણે અહીંનાં કરેલાં કર્મ અહીં જ ભોગવી લેતાં તે બાજુનો ગુનેગાર રહેતો નથી; તો પછી અઠ્ઠાવીસ કુંડ કયા પાપ ભોગવવા કર્તાએ કરેલા હશે ?

सुनो कहत गुरु परमही, मो मुख करी उच्चार;
तीनके जेही परिउत्तर, देत सुनो पूछनार. ॥१०॥

અચરત કહે છે કે તે પ્રશ્નનો જે પ્રતિઉત્તર છે તે પરમગુરૂ મારા મુખ દ્વારા ઉચ્ચાર કરીને કહે છે કે તે હે પૂછનારાઓ ! સાંભળો :

कहुं आगु प्रतिवादीने, जीनकी कहो गनीत;
एक एक ते करीके कहुं, जेही जीनुं होय अनीत. ॥११॥

નર્ક કુંડમાં જનારાઓની ગણતરી કરીને કહો એમ પ્રતિવાદીએ આગળ પૂછેલું છે, તે વિષે જેની જે અનીતિ છે તે એક પછી એક એમ વિગતવાર કહું છું તે સાંભળો.

प्रथमो दीरध सबन हुते, क्रता होड गुरु द्रोह;
त्रितीयो निज आतम हती, विषय चतुरथो सोय. ॥१२॥

સર્વથી પ્રથમ મહાન દીર્ઘ ગુનો કર્તા વિષે હોડ બાંધવી છે તે, અને બીજો ગુનો ગુરૂદ્રોહ કરવો તે છે. ત્રીજો ગુનો આત્મહત્યા કરવી તે છે. તેમજ ચોથો ગુનો પરસ્ત્રીગમન કરવું તે છે. આ ચારે ગુના કરનારા નરકે જાય છે.

निंदक हरिजंन संतके, पंचम कीये पुरेश;
छठ्ठो अंश अवतारके, अवगुन धरन उरेश. ॥१३॥

હરિજન વા સંત જનોની નિંદા કરનાર શખસ પાંચમો ગુનેગાર હોઈ નરકે જાય છે. વળી અંશાવતારી પુરૂષોના અવગુણ ઉરમાં ધારણ કરનાર છઠ્ઠા ગુનેગાર છે અને તે પણ નર્કમાં જાય છે.

छते पंड सनमुखनके, नंदीक हने सघात;
तीनके तो ईतके ईत, प्राश्चित भये निपात. ॥१४॥

પણ તેમની હયાતીમાં તેમના સન્મુખ તેમની નિંદા કરનાર શખસનો તેમણે પોતે નાશ કર્યો છે. તે બદલ અવતારી પુરૂષને લાગેલો દોષ પ્રાયશ્ચિત્ત કરવાથી અહીંને અહીં જ નાશ પામે છે.

हरिके हने नलायक, नंदीक कहे सो ओर;
तीनुं तसकीरंनकी गति, खपेसो खटके ठोर. ॥१५॥

રામ, કૃષ્ણ આદિ અવતારી પુરૂષોએ જે જે જીવોનો નાશ કર્યો છે તે તે જીવો દેશમાં અધર્મ વર્તાવનાર હોઈ નાલાયક હતા; એથી જ તેમણે તેમનો નાશ કર્યો છે. પણ તેમના હણ્યા સિવાયના જે નિંદકો રહી ગયા હોય તે તસ્કર ગતિના હોઈ તેમની ગણતરી ઉપર કહેલા છઠ્ઠા ગુનેગારોમાં થાય છે.

एही खट अपराधीयंनके, काज कीन नरक कुंड;
ओर सबे अवगुननकु, भुगते सकल अकुंड. ॥१६॥

ઉપર કહેલા છ પ્રકારના અપરાધીઓને માટે કુંડ કરેલા છે. એ સિવાયના બીજા અવગુણોથી જે પાપ થયાં હોય તે નર્ક કુંડ સિવાય ભોગવવાનાં છે.

समदरशी गुरु परमही, सरल स्वभाविक सोय;
कही शकत नहि निजमुखे, जबी उचरे मुख मोय. ॥१७॥

સમદર્શી એટલે સૌના તરફ સરખી દૃષ્ટિથી જોનાર નિષ્પક્ષપાતી, એવા જે પરમગુરૂ તે સરલ સ્વભાવના હોવાથી પોતાના નિજ મુખે આ બાબત કહી શક્યા નથી. જેથી મારા (અચરતના) મુખ દ્વારા તેમણે ઉચ્ચાર કરેલો છે.

કંદ ૯મો સમાપ્ત



## જન મુખ ઉચરન પ્રતીતકો સકત સિદ્ધાન્ત




ओर मुखके उचरन जेही, ताडन करन तगाज;
ज्यौं सिंघन शिर फोरही, परमुख नाल अवाज. ॥१॥

આપણા શબ્દો શિખામણના હોય છતાં સાંભળનાર આપ્તજનને તેની અસર થતી નથી. પણ તેના તે જ શબ્દો બીજાના મુખ દ્વારા ઠપકાના રૂપમાં નીકળે તો તેને તેની અસર થાય છે તથા આપણો અવાજ સિંગ (તુરાઈ)માં ગયા પછી માથું ફોડી નાખે એટલો જોરદાર નીકળે છે. આમ અવાજ બીજાના મુખ દ્વારા નીકળવાથી તેની કિંમત અંકાય છે.

त्यौं मेरे मुख बचनही, सतगुरु उचरन सोय;
ब्रंह्मादिक भव सात्त्विक, मेट शके नहि कोय. ॥२॥

તેવી જ રીતે મારા મુખ દ્વારા પરમગુરૂએ જે વચનોનો ઉચ્ચાર કર્યો છે તે બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવથી પણ મટાડી શકાય તેમ નથી.

मीटे नहि एही बचनकु, कहो कुनही अभिप्राय;
सरस अधिक एक एकनसे, ईष्टभेद कहु न्याय. ॥३॥

આ વચનો મટાડી શકાય એમ નથી, એ બાબતમાં શું શું પ્રમાણો છે તે કહો ? ઈષ્ટભેદના વર્ણન વિષે એકબીજાથી અધિક સરસ હોય એવાં પ્રમાણ આપીને તેનો ન્યાય કહું છું.

सकलदेव शिरगुन त्रिये, गुनशिर प्रकृति पुरेश;
प्रकृति पुरुष शिर ब्रंह्महीं, व्यापक सकल उरेश. ॥४॥

દુનિયાભરના સર્વ દેવતાઓથી ત્રણ ગુણ શ્રેષ્ઠ છે અને ગુણથી શ્રેષ્ઠ પ્રકૃતિ પુરૂષ છે અને તેનાથી શ્રેષ્ઠ બ્રહ્મ છે. જે સર્વવ્યાપક હોઈ સર્વ લોકોને પોતામાં રાખીને ઈષ્ટરૂપે રહેલું છે.

ब्रंह्म परंतु कैवल, छेवट निज करतार;
जीनके शुद्ध संकल्पनसे, कीन सकल विस्तार. ॥५॥

બ્રહ્મની પર કૈવલપદ આવેલું છે, જે સર્વ લોકની છેવટનું નિજકર્તાપદ હોઈ તેના શુદ્ધ સંકલ્પથી જગતભરનો સર્વ વિસ્તાર થયેલો છે.

प्रकृति पुरुष सहितंम गुण, व्यापक ब्रंह्म सतंत;
तेही सबनके शिर जेही, अधिपति कैवल अंत. ॥६॥

પ્રકૃતિ, પુરૂષ અને ત્રણ ગુણ તથા સતંત સર્વવ્યાપક બ્રહ્મ, આ સર્વને શિર શ્રેષ્ઠ, સર્વના અંતે અધિપતિરૂપે કૈવલકર્તા છે.

तेही पति ओरु तीनके जंन, उभये करन प्रतिपाद;
कुन मेटे तेही वचनकु, जीनके सकल आराध. ॥७॥

તે કૈવલ પતિ અને તેમના બીજા અંશો આ બન્નેનું પ્રતિપાદન કરનારાં જે વચનો છે તેને મટાડી દેવા કોણ સમર્થ છે ? એના વડે તો સર્વ લોકો આરાધના કરી શકે છે.

**अगम अथाह के थाहही, करंन परमगुरु जांन;**
**परमुख प्रतीत बढावंन, मम घट उचरे आंन. ॥८॥**

કૈવલપદ અથાહ એટલે પાર વિનાનું હોઈ અગમ્ય છે. તે પદની જગતભરમાં જાણ કરાવવા, અને તેના પર પરમુખથી વિશ્વાસ બેસાડી તેની વૃદ્ધિ કરાવવા, મારા ઘટમાં રહીને મારા મુખ દ્વારા સમર્થ પરમગુરૂએ ઉચ્ચાર કરેલો છે.

**ओरु निजमुखके वचनकु, आवत नहि विश्वास;**
**तेही वचन परमुख सुने, सब कोई धरत हुलास. ॥९॥**

વળી સ્વમુખના વચન પર વિશ્વાસ ઓછો આવે છે પણ તેનાં તે જ વચનો બીજાના મોઢેથી નીકળતાં હોય ત્યારે સર્વ કોઈ તે આનંદપૂર્વક સાંભળે છે અને તેના ઉપર વિશ્વાસ લાવે છે.

**ज्यौं नांणा ते चालत, जुगके सकल वहेवार;**
**देवनवाला जो सत कहे, लेहेन नहि पतियार. ॥१०॥**

દૃષ્ટાંત તરીકે જગતભરનો સર્વ વહેવાર નાણાંથી ચાલે છે. તે નાણું આપનાર તે સાચાં છે, એમ કહે તો પણ લેનારને તેના ઉપર પ્રતીતિ (વિશ્વાસ) આવતો નથી.

**तेही दांम दरशावही, नांणांवट के हाट;**
**लेनहार प्रतीत आवही, परमुख कीया ते माट. ॥११॥**

પણ નાણાવટીની પેઢી ઉપર જઈ તે નાણું બતાવે અને તે કહે કે તે ખરું છે ત્યારે તે લેનારને વિશ્વાસ આવે છે. એટલા જ માટે મેં આગળ કહ્યું છે કે બીજાના મુખથી સાંભળ્યા સિવાય વિશ્વાસ આવતો નથી.

**श्रीमुखके निज वचनकु, नरपत दीये उठाय;**
**पांडवकी पीछे बोलत, एकु न मांनी ताय. ॥१२॥**

કુરૂક્ષેત્રમાં શ્રી કૃષ્ણચંદ્રે કહેલાં વચન માની પાંડુપુત્ર અર્જુને છોડી દીધેલાં હથિયાર ફરીથી

ધારણ કર્યાં. પણ ત્યાર પછી અર્જુનને કહેલાં તે જ વચનો તેમણે સ્વમુખે બીજાઓને કહ્યાં પણ કોઈએ તે માન્યાં નહિ.

तेही वचन व्यासंन मुख, उचरन गीता ज्ञांन;
कोहुं न मीटत जुगमही, करत सकल अविलांन. ॥१३॥

તે જ વચનો વ્યાસના મુખે ગીતાજ્ઞાનરૂપે નીકળ્યાં, જેને કોઈ મટાડી શકતું નથી પણ સર્વ તેનું વંદન કરે છે.

ओरु अगन निज दाहमे, दरद मीटे नहि कोय;
परमुखके लोह तपनसे, दाग दीये सुख होय. ॥१४॥

વળી નિજ અગ્નિના દાહથી દરદીનું દર્દ મટતું નથી. પણ તે અગ્નિથી તપેલા લોઢા વડે ડામ દેવામાં આવે તો તેનાથી સુખ થાય છે.

जेतने भर नर श्वासके, सूक्ष्म प्रणव पोकार;
तेही श्वास वार्जींत्रमे, करतही प्रोढ टहंकार. ॥१५॥

જગતભરના મનુષ્ય માત્રના મુખથી નીકળતા સૂક્ષ્મ પ્રણવથી પોકારો થાય છે. પણ મનુષ્યનો તે જ શ્વાસ કોઈ વાજિંત્રમાં ભરીને ફૂંકવામાં આવે તો ટહંકારરૂપ પ્રૌઢ અવાજ થાય છે.

माहाद अगनसुत रविनते, निजतन नीर न होय;
परमुख आभ्र घटायसे, बरस जीवावत लोय. ॥१६॥

મહદ્ અગ્નિના પુત્ર સૂર્યના નિજ શરીરથી પાણી ઉત્પન્ન થતું નથી. પણ તેના રજોગુણી કિરણો આકાશમાં મળવાથી અભ્રઘટા થઈ વરસાદરૂપે પૃથ્વી ઉપર પડવાથી સમસ્ત સંસારને જીવન આપે છે.

ज्यौं तोयंनसे, नवतरे, परमुख नाव विनाय;
यौं परपरसे बहु सरे, कहुं द्रष्टांत सुनाय. ॥१७॥

જેમ પથ્થર આદિ ઘન પદાર્થો પાણી ઉપર તરી શકતા નથી પણ તેમને પર મુખરૂપ નાવમાં મૂકવામાં આવે તો તે પાણી ઉપર રહી તરી શકે છે. એ જ પ્રમાણે પર સ્પર્શથી એટલે પરમુખરૂપ બીજાની મારફતે ઘણાં કામ થાય છે તે વિષે દૃષ્ટાંત કહું છું તે સાંભળો.

ज्यौं बीजग तरुनिज मुखे, एक एक पे जीनुं अंत;
तेही बीजग जमी परमुखे, एक ते होय अनंत. ॥१८॥

જેમ ઝાડનાં બીજા નિજમુખે એટલે ઝાડમાં હોય ત્યારે છેવટ સુધી એકનાં એક જ રહે છે. પણ જ્યારે તે પરમુખરૂપ પૃથ્વીમાં આવે છે ત્યારે એક હોવા છતાં તેના અનંત થાય છે.

निज कारंन कारज मही, करतही प्रौहोढ पसार;
अकल अंश कलमही रही, अगणित करत उच्चार. ॥१९॥

નિજ કારણ કાર્યમાં આવે તો જ પ્રૌઢ પ્રસારો થઈ શકે છે. તેવી જ રીતે અકળ અંશ શરીરરૂપ કળમાં આવે તો જ અગણિત ઉચ્ચાર કરી શકે છે.

नीर सकल सब कुपके, सुर सलिता जेही आद;
परमुख ईक्षुतमे जई, होवत मिष्ट सवाद. ॥२०॥

નાની નદીથી લઈ દેવગંગા સુધી સર્વ નદીઓનું તથા સર્વ કૂવાનું પાણી પરમુખરૂપ ઈક્ષુ એટલે શેરડીમાં જવાથી મધુર સ્વાદવાળું થઈ જાય છે.

त्यौं जेतने पद माहादही, परमुख देत बडाय;
आपतो अविगत रही, परके स्वर दरशाय. ॥२१॥

તેવી જ રીતે જેટલાં ઐશ્વર્યતાવાળા મહદ્ પદ છે. તે બીજાઓના મુખથી જ પ્રશંસા પામી મહાન મોટાં દેખાય છે. વળી આપ પોતે અવિગત છો તે બીજાના સ્વરમાં આવવાથી જ દર્શાયા છો.

तब मेरे गुरु परमही, मो मुख उचरे आय;
अचल करन निज बचनकु, राखन परमपराय. ॥२२॥

એટલા જ માટે મારા પરમગુરૂએ મારા (અચરતના) મુખદ્વારમાં આવી પોતાના નિજ વચનોને અચલ-દૃઢ કરી કાયમ રાખવા ઉચ્ચાર કરેલો છે.

दासंनके हीरदे रही, अविगत उचरे आप;
जुग जांणे एही जंन वदे, अहो धंन्य गुरु बाप. ॥२३॥

પોતે દાસના હૃદયમાં રહી અવિગત સકર્તાનો ઉચ્ચાર કર્યો છે. પણ જગત જાણે છે કે આ વચનો અચરત બોલે છે. હે ગુરૂદેવ ! ધન્ય છે તમારી કળાને !

एही विधि कीरती बढावत, जन आपने केहेत;
ताय शरन् तजी भरमत, सो नर अधम अचेत. ॥२४॥

પોતાના હરિજનરૂપ દાસ ઉપરના હેતને લીધે આ પ્રમાણે ઉચ્ચાર કરી કીર્તિનો વધારો કરનાર, સમર્થ પરમગુરૂના શરણને તજી મતમતાંતરોના ભ્રમમાં પડનાર મનુષ્ય અધમ તેમજ અચેત છે.

परम क्रपाल दयाकर, भवके करंन उधार;
खुद घरसे धर आयेहु, सांम्रथ मनु अवतार. ॥२५॥

જગતભરના જીવોનો ઉદ્ધાર કરવા પરમ કૃપાળુ પરમગુરૂ ખુદ ઘરથી સમર્થ અવતાર ધારણ કરી દિવ્ય મનુષ્યરૂપે પૃથ્વી ઉપર આવ્યા છે.

निजपतिसे जबी विलसेहुं, अगणित अंश अनंत;
बोहोरुकरंन निवासकु, क्रता रचेहु बहु तंत. ॥२६॥

નિજકર્તા પતિથી જે અગણિત અંશો ઉત્પન્ન થયા છે તેમણે વિલાસ કરવા તેમના માટે કર્તાથી બહુ પ્રકારે રચાયેલાં તત્ત્વોનાં શરીરોમાં આવી નિવાસ કર્યો.

तेही तंत मही जंतही, सकल बिराजेहु आंन;
जेही पदसे सद आयेहुं, भूल गयेहुं तेही ज्ञांन. ॥२७॥

સકર્તા સત્કૈવલે જે તત્ત્વ સામગ્રીનાં પાત્રો રચ્યાં હતાં તેમાં સર્વ અંશો આવીને બિરાજેલા છે. પણ જે પદમાંથી આવ્યા તે પદનું જ્ઞાન શરીર ઘાટના યોગે કરી ભૂલી ગયા છે.

करन बोध तेही जीवनकु, भूलेहु जेही घर आद्य;
तबते आये परमगुरु, धरही परम तनु महाद्य. ॥२८॥

સર્વ જીવો સકર્તાપદ રૂપ આદિ ઘરને ભૂલી ગયા છે. તેમને બોધ કરી તેમના ખરા સ્વરૂપું ભાન કરાવવા શ્રી સમર્થ પરમગુરૂ મહદ્ પરમ તત્ત્વનો દિવ્ય ઘાટ ધારણ કરીને આવ્યા છે.

जो जांनो तो जांन हो, मांनहो वचन हमार;
तो शरणांगत आवहो, जीनकु परम भवपार. ॥२९॥

હમારાં વચન માનીને જેણે તે નિજપતિ પદ જાણવું હોય તે જાણવા હમારા શરણમાં આવશો તો ભવ પારંગત કરી નિજપતિને ત્યાં પરત મોકલીશ.

पार करंन निज जननकु, पठवावन पतिधांम;
अचरत जबी करुणामये, करुणासागर नांम. ॥३०॥

જે જે ભગવતીજનો સમર્થ પરમગુરૂના શરણમાં આવે છે. તેમને તે પતિના ધામમાં પહોંચાડી દે છે. અચરત કહે છે કે આ પ્રમાણે નિજ જનને પતિના ધામમાં મોકલી કરુણામય કરી દેનાર પરમગુરૂનું નામ કરુણાસાગર છે.

કંદ ૧૦મો સમપ્ત

## પરમગુરૂ નામ નિરણીતકો સક્રત સિદ્ધાંત




जेही केहे गुरु परमके, करुणासागर नांम;
जीनके अरथ बतावहु, पावंन परम विरांम. ॥१॥

પરમ વિરામ પ્રાપ્ત કરાવનાર પરમગુરૂદેવ જેમનું બીજું નામ કરુણાસાગર છે તેમના તે નામનો અર્થ નીચે પ્રમાણે બતાવું છું.

सलिता सकल समोहको, ज्यौं निज सिंधु समाय;
तबते पुष्टि पायके, सागर नांम सराय. ॥२॥

ઘણી નદીઓનો સમૂહ જેમાં મળતો હોય તે સિંધુ કહેવાય અને એવી ઘણી નદીઓની પુષ્ટિ પામીને સાગર થયો છે.

या विधि कहु करुणायकी, संच समोहंन सोय;
ते जीनुं मांही समावही, करुणासागर ओय. ॥३॥

આ પ્રમાણે કરુણાઓના સંચનો સમૂહ જેમાં સમાય તે કરુણાસાગર છે.

देव सकल करुणायके, तीनके भई समोह;
पुनही परमगुरु तंनमही, जाई मीले सब सोय. ॥४॥

સર્વ દેવ કરુણામય હોઈ તેમનો સઘળો સમૂહ પરમગુરૂના અગાધ કરૂણાસાગર સ્વરૂપ-રૂપ શરીરમાં સમાય છે.

प्रथम पुरुष करुणायते, अहंमपद धरत सधीर; ॥५॥
होवत शक्ति करुणायसे, सब तनु साज सहीर.

પ્રથમ આધિ પુરૂષ નિરંજન તે અહંપદ રૂપ અહમેવને ધારણ કરનાર છે. એટલે તેઓ અહંપદરૂપે કરુણામય હોઈ સર્વ શરીરોમાં અહમેવ વધારનાર છે. તથા શક્તિની કરુણા સર્વ શરીરોમાં હેતુ વધારનાર હોઈ સહીરરૂપે રહેલી છે.

गुण घणकी करुणायके, तंनके गुण घण सोय; ॥६॥
स्थूल सूक्ष्म तनकु रखे, आक्रंतीवत ओय.

રજો, તમો અને સાત્ત્વિક ગુણ તથા અહંકાર ગણ અચંતગણ અને સ્વકાશ ગણ, એ ગુણગણની કરુણા શરીરોમાં આવેલા ગુણોથી સ્થૂલ, સૂક્ષ્મ શરીરોને આકૃતિવાળાં રાખે છે.

रवि करुणा नेंनन मीली, दरशावत सब तंत; ॥७॥
वरुण अगन रसना मुख, उचरत गीरा अनंत.

સૂર્યની કરુણા નેત્રમાં મળી સર્વ વસ્તુને દેખાડવાનું કામ કરે છે તથા વરૂણની કરુણા જિહ્વાએ રહેલી હોઈ અનંત પ્રકારના શબ્દોચ્ચાર કરાવે છે.

श्रवंन साहाय दिगपालकी, नासा अश्वनी कुमार; ॥८॥
त्वचा मारुत कर सुरपति, सब तंनु एहि अनुसार.

કર્ણદ્વારે દિક્પાલની કરુણા, નાસિકાએ અશ્વિનીકુમારની કરુણા, ત્વચાએ મારૂત દેવની તથા હાથે ઈંદ્રની કરુણા રહેલી છે. આ પ્રમાણે શરીરોમાં જુદા જુદા દેવોની કરુણા આવેલી છે.

सुर सकल एही विधि, एक एक करुणा अंग; ॥९॥
सरव समेट सभोमही, पायेहु परम उतंग.

આ વિધિ પ્રમાણે સર્વ દેવો માત્ર એક એક કરુણારૂપ અંગવાળા છે. આ સર્વ કરુણાઓ સભોમ એટલે પરમગુરૂની શુદ્ધ ભૂમિકામાં સમેટાઈ જાય છે અર્થાત્ ત્યાં એકઠી થાય છે.

જેથી તે ભૂમિકા પરમ ઉતંગ (ઉત્તમાંગ) એટલે સર્વથી પરમ ઉત્તમ અંગોવાળી છે.

परम उतंग परमगुरु, जीनुं तंन कीये निवास; ॥१०॥
करुणा सकल समोहको, रहत सदोदित वास.

જ શરીરમાં સર્વ કરુણાઓના સમૂહે નિવાસ કરેલો હોઈ જે સદા સદોદિત એટલે નિત્ય પ્રકાશમય અખંડ છે. તે પરમ ઉત્તમ અંગોવાળા શરીરમાં શ્રી પરમગુરૂનો નિવાસ છે.

एही विधि परमगुरु मांही, सुर करुणाय समोह; ॥११॥
ताते करुणासागर, नांम तदा निरदोह.

આ પ્રમાણે દેવતાઓની કરુણાઓનો સમૂહ પરમગુરૂમાં સમાયેલો હોવાથી તેમનું કરુણાસાગર નામ નિર્દોષ છે.

निरदोषी जेही नांमही, जीनके शिर पर होय; ॥१२॥
तीनकु कहत परम गुरु, देत परमपद सोय.

આ પ્રમાણે જેના શિર પર નિર્દોષ નામ હોય તેમને જ પરમગુરૂ કહેવા અને તે જ પરમપદ આપી શકે છે.

देव सकल करुणामये, करता नांम करुणेश; ॥१३॥
सागर नामं न काहुको, बिनु परम गुरु भेश.

સર્વદેવ કરુણામય છે અને સકર્તાનું નામ કરુણેશ છે, કારણ કે તે સર્વ કરુણાઓના ઈશ એટલે ધણી છે. જેથી પરમ ગુરૂ સિવાય કરુણાસાગર નામને ધારણ કરી શકે એવું કોઈ નથી.

देव सकल करुणामये, एक एक अंगी अंत;
बकसी निज करतायकी, प्रेरक सुर गुणवंत. ॥१४॥

સર્વદેવ કરુણામય હોઈ છેવટ સુધી એક એક અંગી છે. અને તેમને નિજકર્તા તરફથી જેટલી કરુણારૂપ બક્ષિસ મળી છે તેટલી જ કરુણા દેવતાથી લઈ ગુણ સુધી પહોંચાડી શકે છે.

ओर सकल सबतंन मही, करुणा एही परकार;
पण करुणासागर नहि, तीनके कहु अनुसार. ॥१५॥

આ સિવાય બીજાં જેટલાં દેવતાઈ શરીરો છે. તે શરીરોમાં આ જ પ્રકારે કરુણા આવેલી છે. પણ તે બધા કરુણાસાગર નથી. તેમનામાં કરુણાસાગરથી કેટલું જુદાપણું છે તે કહું છું.

परमगुरु जांनत सबे, पर करुणा तंनु ठांम;
तीनके मिलित समोहकु, करुणासागर नांम. ॥१६॥

સર્વ દેવતાઓની કરુણાનું ઠેકાણું પરમગુરૂ જાણે છે. તે તમામ કરુણાઓ એકત્ર મળી જે સમૂહ થયો તેનું જ નામ કરુણાસાગર છે.

नांम कहीए जेही सागर, परमगुरु तनुसार;
पण निज अलग परमगुरु, जेही तंनु मही वसनार. ॥१७॥

મેં જે કરુણાસાગર નામ કહ્યું તે સારરૂપ પરમગુરૂનું શરીર છે. તે શરીરમાં વસવાટ કરનાર પરમગુરૂ પોતે ન્યારા છે. અર્થાત્ કરુણાસાગર એ પાત્રરૂપ શરીરનું નામ છે અને તે શરીરમાં પરમગુરૂએ આવી નિવાસ કરેલો છે.

तीनकु करुणा कोहुनकी, लागी शकत नहि सोय;
देव सकल आश्रित जीनुं, परसे परस सकौय. ॥१८॥

પરસ્પર આશ્રિત રહેલા દેવોની કોઈ કરુણા પરમગુરૂને લાગી શકતી નથી.

परमगुरु तनु सागर, अलग परमगुरु आप;
तांहां नहि सागर संभवे, जेही निज परम अजाप. ॥१९॥

પરમગુરૂનું કરુણાસાગરરૂપ જે શરીર છે તે શરીરથી પોતે પરમગુરૂ અલગ છે. કારણ કે તે પરમગુરૂ મન વાણીથી પર આવેલા હોઈ અજાપરૂપે છે. તેથી જ ત્યાં સાગર નામ સંભવતું નથી.

पर उपगारी परमगुरु, जेही करुणाके रुप;
जड सागर तंन तेहुंनसे, क्यौं कीये नांम निरुप. ॥२०॥

પરમગુરૂ મહાન પરોપકારી હોઈ તે કરુણાસાગરરૂપ શરીરમાં આવેલું તેમનું મૂળ સ્વરૂપ છે. જ્યારે તેમનું કરુણાસાગરરૂપ શરીર જડ છે ત્યારે નામનું નિરૂપણ શા માટે કર્યું ?

जड सागर जीनके तंनु, करुणा करंन तनेश;
तीनके लक्ष लखावहु, सुनीयो सकल जनेश. ॥२१॥

જેને પરમગુરૂ કહેવામાં આવે છે તેમનું કરુણાસાગરરૂપ જડ શરીર અંશો ઉપર કરુણા કરવા માટે છે. તે વિષેનો લક્ષ કહું છું તે હે સજ્જનો! સાંભળો.

जेही जेही अंशनकी पर, करुणा करही जदीप;
तांहां तांहां जड तनु सागर, आवत अरथ तदीप. ॥२२॥

પરમગુરૂ પોતે અવ્યક્તરૂપે છે એટલે તે સ્વરૂપે જીવ ઉપર કરુણા કરી શકે નહિ એટલા જ માટે તેમણે કરુણાસાગરરૂપ જડ શરીરમાં વસવાટ કર્યો છે. એથી જ્યારે અંશો ઉપર કરુણા કરવી હોય ત્યારે કરુણાસાગર રૂપ જડ શરીર પરમગુરૂને કામ લાગે છે.

निमणा देखन नेंनही, सुनवा श्रोत अस्तुत;
गीरा करन उपदेशही, लगत काज संजुत. ॥२३॥

નિર્મળરૂપ જોવાને આંખ, સ્તુતિ સાંભળવાને કાન, ઉપદેશ કરવાને વાણી આમ કાર્યવશાત્ આ બધાં કામ આવે છે.

एही परकार सकल तनु, लागत गुरु के कांम;
जब ते जड चैतंन मीली, करुणासागर नांम. ॥२४॥

આ પ્રમાણે સર્વ શરીર ગુરૂદેવને કામ આવે છે. એથી જ જડ-ચૈતન મળી કરુણાસાગર નામ છે.

करुणा तंन गुरु परमके, जड सागर तंनु वेश;
उभयेको एकता मीली, होवत जंन उपदेश. ॥२५॥

કરુણારૂપ શરીર પરમગુરૂનું છે તથા સાગરરૂપ જડ શરીર પરમગરૂનો વેશ (પોશાક) રૂપ છે. આ બન્નેની જ્યારે એકતા થાય ત્યારે ભગવતીજનો પરત્વે ઉપદેશ થઈ શકે છે.

ओर अंशकु एही विधि, अनुभव नहि अनुसार;
जड तंन सागर आपनपु, ज्यारे न तत्त्व विचार. ॥२६॥

આ વિધિને અનુસરીને બીજા અંશોને અનુભવ નથી. કારણ કે સાગરરૂપ જડ શરીર અને આપનપુ ન્યારાં છે, એ વિષે તત્ત્વ વિચાર કર્યો નથી.

तब तेही करुणा कोहु पर, करी शकत नहि कोय;
आप तरंनकी ना बने, ओरकी कुन कहोय. ॥२७॥

એટલા જ માટે આ બધા અંશો કોઈના ઉપર કરુણા કરી શકતા નથી કારણ કે, જ્યારે પોતાને ભવપારંગત થવાનું બની શકતું નથી, તો પછી બીજાને તારવાની શી ગુંજાશ છે?

जड तंन सागर आपनपु, लहे नहि भिन्न सभेद;
तब तीनुं सागर नांमको, उभय सहित उछेद. ॥२८॥

સાગરરૂપ જડ શરીર અને આપનપુ એટલે પરમગુરૂનું મૂળ સ્વરૂપ આ બન્નેની ભિન્નતા વિષેનો ભેદ કેમ અને કેટલો છે તે સમજતો ન હોય તો સાગર નામ કોને કહેવું? કારણ બન્નેને જુદાં પાડ્યાં નથી.

तबते करुणासागर, परमगुरु एक सोय;
ओर सकल सब अंशमे, करुणावंत न कोय. ॥२९॥

એટલા જ માટે કરુણાસાગર ફક્ત પરમગુરુને જ કહી શકાય, કારણ કે જગતભરના સર્વ અંશો પૈકી કોઈ અંશ કરુણાવંત નથી.

एही परमगुरु नांमकौ, निरणीत कीये निराल;
जेही कोहुंनके शिर नहि, देखहो द्रष्ट निहाल. ॥३०॥

આ પ્રમાણે સર્વ લોકથી નિરાળા પરમગુરુના નામનો જે નિર્ણય કર્યો છે તે નામ કોઈના શિર ઉપર નથી; એ દૃષ્ટિ નાખીને નિહાળી જુઓ.

परमगुरु जीनकु कहे, देत परम पद दांन;
परम पुरुष दरशावही, जेही निज क्रता निदांन. ॥३१॥

જેને પરમગુરુ કહેવામાં આવે છે તે જ પરમપદનું દાન આપે છે. એટલે કે જે નિજકૈવલકર્તારૂપ પરમપુરુષ છે તેમને નિશ્ચયપૂર્વક દર્શાવી આપે છે.

निरगुण सीरगुणकी परे, परम पुरुष परमेश;
ओर सकल परभावके, उपासक भव भेश. ॥३२॥

પરમપુરુષ પરમેશ્વર નિર્ગુણ અને સગુણથી પર આવેલા છે. એ સિવાયના બીજા સર્વ જે જગતમાં પ્રભાવથી પુજાતા હોય તે વેષધારી છે.

परभाविकमे सब पचे, जीनुं जेही द्रढ विश्वास;
पण निजकर्ता चीनायते, सफलित सकल उपास. ॥३३॥

જગતમાં ચાલતા આવેલા પ્રભાવશાળી પુરૂષોના સ્થાપેલા મતપંથમાં જેને જ્યાં ઠીક લાગ્યું ત્યાં દંઢ વિશ્વાસ લાવી સર્વ જીવો પચી ગયેલા છે. પણ નિજકર્તાને જાણે તો જ સર્વ ઉપાસના સફળ થાય છે.

કંદ-૧૧મો સમાપ્ત



# દિવ્ય પરમગુરૂ ઉપાસકો ન્યાયસક્રત સિદ્ધાન્ત




उपासक बिनुं अंशके, कारज कबु न होय;
तबते करही उपासना, परमगुरु की सोय. ॥१॥

સકર્તા પતિનો અંશ ઉપાસના ન કરે ત્યાં સુધી ગતિને પામે નહિ, એટલા જ માટે સર્વ અંશોએ પરમગુરુની ઉપાસના કરવી.

परमगुरु बिना ओरनकी, करही उपासना अंश;
कोई काल फलदायक, निरफल नहि निरवंश. ॥२॥

કેવલના અંશો પરમગુરૂ સિવાય બીજાઓની ઉપાસના કરે તે ધારેલા દિવસો સિવાય (અણધાર્યું) કોઈ કાળે ફળદાયક હોઈ નિષ્ફળ જશે નહિ.

फल प्रापत पण तेहुंनकी, जेहुंनकी करही उपास;
ज्यौं कण बोहीत तेहीत फले, ओरकी नहिन आश. ॥३॥

જે જે અંશ જે જે દેવની ઉપાસના કરે તેને તે તે પ્રમાણે જ ફળ મળે છે. જેવું બીજ વાવીશું તેવું જ તે ફળશે. તેનાથી જુદી જાતના ફળની આશા રાખી શકાય નહિ.

जबते परमगुरु बिना, लहे न निज करताय;
क्रता लहे बिनु कारज, सरे न कोटि उपाय. ॥४॥

એટલા જ માટે પરમગુરૂ સિવાય નિજકર્તાને જાણી શકાય નહિ અને કર્તા જાણ્યા સિવાય કરોડો ઉપાયે પણ કાર્ય સિદ્ધ થાય નહિ.

कोटि उपाय सौ क्रतनके, साधंन सकल सबैस;
जो निज क्रता न पावही, रहत विमुख सब अंश. ॥५॥

નાના પ્રકારનાં સર્વ કૃતનાં સાધન સાધવા કરોડો ઉપાય કરીએ છીએ તો પણ આપણા નિજવંશની પ્રાપ્તિનું એમાં એકે સાધન નથી. વળી તેનાથી કર્તા સાથેના કાયમ સંબંધથી સદાને માટે વિમુખ રહેલો હોઈ અંશ કદી પણ કર્તાપદ પ્રાપ્ત કરી શકતો નથી.

एही परकारंन अंशकु, भ्रमित देखी भव मांहांय;
क्रता आप करुणा करी, भेजे परमगुरु आंहांय. ॥६॥

આ પ્રમાણે મતપંથના કર્મકાંડના ઝઘડામાં અંશોને ભ્રમિત થયેલા નિજપતિ કર્તાએ જોયા, એથી તેમણે તેમને સત્ય વાત સમજાવવા પરમગુરૂને આ ભવને વિષે મોકલ્યા છે.

परख करो गुरु परमकी, निज गंम नेंन उघाड;
जीनके सरभर कोय नहि, अति अथाह गति घाहाड. ॥७॥

તમારા નિજગમનાં નેત્રો ઉઘાડીને પરમગુરૂને પારખજો, કારણ કે પરમગુરૂ અતિ અથાહ ગાઢ ગતિના હોઈ આ બાજુ આવેલા ચૌદ લોક તેમની બરોબરી કરી શકે તેમ નથી.

चौदेई तबक अचरचर, देखहो द्रष्ट निहाल;
रचेहु स्त्राष्टि जीनु अब लगी, कोहुन क्रता निहाल. ॥८॥

ચરાચર ચૌદે તબક્કા દૃષ્ટિ નાખી નિહાળી જોતાં સૃષ્ટિ રચાઈ ત્યારથી આજદિન પર્યંત કોઈએ નિજકર્તાને નિહાળેલા નથી.

सकल आचारज आद्य ल्यौं, ओर ईश्वर अवतार;
ब्रंह्मास्मि भये ज्ञांनसे, कीये न आद्य विचार. ॥९॥

જગતભરના સર્વ આચાર્યોથી લઈને અવતારાદિ મહાપુરુષો સુધીના સર્વ 'અહંબ્રહ્માસ્મિ' જ્ઞાનવાળા હોઈ નિજકર્તાનો કોઈએ વિચાર કર્યો નથી.

आदि विचारत अंशकु, जांहां सब बंधु संमांन;
सो करता न चीने कोहु, भूलेहु ब्रह्म ज्ञान. ॥१०॥

અંશોના આદિ ઘરનો વિચાર કરતાં જ્યાં સર્વ અંશો ભ્રાતૃભાવથી એક સમાન રહે છે ત્યાંનાં નિજ કેવલકર્તાને બ્રંહ્મજ્ઞાનમાં ભૂલા પડી કોઈએ જાણેલા નથી.

जबते परमगुरु प्रथी, आई धरीत मनुवेश;
ईश्वर सहित आचारज, जीनुं करंन उपदेश. ॥११॥

એટલા જ માટે આચાર્યોથી લઈ અવતારાદિ પુરુષો સુધી સર્વને ઉપદેશ કરવા સમર્થ પરમગુરુ મનુષ્યવેશ ધારણ કરીને આ પૃથ્વી ઉપર આવેલા છે.

उपदेशी गुरु परमके, अनुभव अकल अरूढ;
ब्रंह्मादिक भव सात्त्विक, लहे न जीनकी गूढ. ॥१२॥

પંચમવેદના મહાન સમર્થ ઉપદેશક શ્રી પરમગુરુનો આરૂઢ અનુભવ કોઈથી કળી ન શકાય તેવો હોઈ શિવ, બ્રહ્મા અને વિષ્ણુ જેવા પણ તેમની ગૂઢ ગતિને જાણી શકતા નથી.

एही निज अचरत सागर, ग्रंथ सुधारस ज्ञांन;
अजर अमर अविगत्य गति, पाय करही अविलांन. ॥१३॥

આ અચરત સાગર ગ્રંથનું અમૃતસમ અજરામર અવિગત ગતિનું જ્ઞાન વારંવાર અવિલાન કરવાથી પ્રાપ્ત થાય તેમ છે.

करता करतकी किंमत, कलित सकल तंनु ज्ञांन;
पुनही परमपद परखही, करही ग्रंथ अविलांन. ॥१४॥

આ ગ્રંથનું અવિલાન કરવાથી શરીરનું સર્વ જ્ઞાન કળીને કર્તાના કૃતની કિંમત કરી શકશે અને પરમપદને પણ પારખી શકશે.

बोहोरु न्याय निज नरणीत, करंन लखीत किरतार;
सो सुध सकल सिद्धांन्तकी, पावही ग्रंथ मोझार. ॥१५॥

ઘણા પ્રકારે નિજ ન્યાયથી નિર્ણય કરીને નિજ કેવલકર્તાનો લક્ષ લખાવ્યો છે તથા સર્વ મતપંથના સિદ્ધાંતની શોધ કરવાની શક્તિ આ ગ્રંથમાંથી પ્રાપ્ત થાય છે.

जब एही ग्रंथ आलोचतां, सकल सोज समझाय;
पुनही मीले गुरु परमकु, अंश पारंगत थाय. ॥१६॥

જ્યારે આ ગ્રંથના જ્ઞાનનું આલોચન કરશો ત્યારે સર્વ મતપંથના સિદ્ધાંતની જાણ કોની કેટલી છે તે સમજાશે અને પછી પરમગુરૂને મળતાં ભવપારંગત થશો.

ता बिन अवर उपासन, क्रता मीलंनको कौय;
अंश पारंगत करनकु, एक परमगुरु सोय. ॥१७॥

આ સિવાય બીજી ઉપાસનાથી કર્તાપદ મળશે નહિ. એટલા જ માટે ભવ પારંગત થવું હોય તો પરમગુરૂની ઉપાસના કરો.

सकल सिद्धांन्तके सद, देखेहु दीरघ मतंत;
प्रकृति पुरुष गुण ब्रंह्म ल्यौं, सबमे थपे सतंत. ॥१८॥

અચરત કહે છે કે જગતભરના સર્વ સિદ્ધાંતો ઉપર દીર્ઘ દષ્ટિ નાખીને તેમના મતમતાંતરો જોયા. તો તે સર્વમાં પ્રકૃતિ, પુરુષ, ત્રણ ગુણ તથા વ્યાપક બ્રહ્મની સ્થાપના કરેલી છે.

जीनमे क्रता न कोहु कीनु, अंश उपावंनहार;
पति विनु अपति पदारथ, कथी कथी गये अपार. ॥१९॥

ઉપર કહેલા સિદ્ધાંતોમાં અંશોને ઉત્પન્ન કરનાર કોઈ કર્તા નથી. પણ પતિ સિવાયના, કર્તાથી ઉત્પન્ન થયેલા કૃતનું વર્ણન કરી ગયા છે.

निगम चतुर खट शास्त्र, ओरु ईतिहास पुरांन;
अकरत पुनी पद क्रतनके, करी गये सकल बखांन. ॥२०॥

ચાર વેદ, છ શાસ્ત્ર તથા અઢાર પુરાણ આ સર્વ અકર્તા બ્રહ્મ અને કર્તાથી ઉત્પન્ન થયેલા કૃતનાં વખાણ કરી ગયા છે.

एही परकारही नरणीत, ग्रंथ निगंम गति जोय;
सबमे छेक विचारतां, निजपति क्रता न कोय. ॥२१॥

આ પ્રકારે નિગમ આદિ ગ્રંથોની ગતિનો નિર્ણય કરી જોઈ છેવટ વિચાર કરતાં તેમાં કોઈએ નિજકર્તાની સ્થાપના કરેલી નથી.

ओर मतांतर भिन्न भिन्न, रखी सबनके सोय;
रच बेठे निज स्वारथ, क्रता न चीनेहु कोय. ॥२२॥

વળી જગતભરના આચાર્યો અને ધર્મગુરૂઓ પોતપોતાના સ્વાર્થની ખાતર ભિન્ન ભિન્ન મતમતાંતરો રચી બેઠેલા છે. તે પૈકી કોઈના સિદ્ધાંતમાં કર્તાની જાણ નથી.

[illegible] विधि द्रष्ट चराचर, करीत आद्य मध्य अंत;
देखा देखी सब धुरतीये, जीनुं मोहित सब जंत. ॥२३॥

આદ્ય, અંત અને મધ્યમાં દૃષ્ટિ નાખીને ચરાચર જોતાં જગતનાં આગવા ગણાતા ધૂર્તરૂપ ધર્મગુરૂઓના ફાંદામાં જગતના સર્વ જીવો દેખાદેખી મોહવશ થઈ અટક્યા છે.

[illegible]होरु परमगुरु शरनमे, आई मीले मम सोय;
सकलभाव समरस भई, तरक न बंची कोय. ॥२४॥

અચરત કહે છે કે મેં ઉપર કહ્યા પ્રમાણે હકીકત જોઈ જેમાં કોઈ ખરું તત્ત્વ દેખાયું નહી. એટલે પરમગુરૂના શરણમાં આવી સર્વભાવથી સમરસ થઈ; જેથી તર્કવિતર્ક કરવાનું કંઈ [illegible]ણ બાકી રહ્યું નહિ.

तरक तमा कछु नां रखी, जेही जेही बूझ बुझांण;
तेही तेही परि उतरनमे, परमित परी पेहेचांण. ॥२५॥

અચરત કહે છે કે તર્ક કે તમા રાખ્યા સિવાય મને જે જે પ્રમાણે સમજ પડી તે તે પ્રમાણે ગુરુદેવથી પ્રતિઉત્તર મળતાં પરમ તત્ત્વના મર્મને જાણી લીધો.

जब तेही परम पेहेचांणते, लहे परमगुरु सोय;
तंन मंन करीत समरपण, भई शरणां गत मोय. ॥२६॥

જ્યારે તે મર્મને મેં જાણ્યો ત્યારે હું પરમગુરુને ઓળખી શકી એટલે કે તેમના શરણમાં તન-મન અર્પણ કરી હું શરણાંગત થઈ.

देखी समरपण सत मम, परमगुरु प्रति आय;
निजगंम लक्ष कर्ता पद, जबते दीये लखाय. ॥२७॥

સમર્થ પરમગુરૂને મારું તન મનથી કરેલું સમર્પણ સત્ય દેખાતાં પ્રતીતિ આવી એટલે તેમણે મને કર્તા સંબંધી નિજગમનો લક્ષ લખાવી દીધો.

कर्ता न्याव देखीत खुले, अविगत नेंन अनुप;
जुगधर जेही मतंतर, पायेहु सकल जनुप. ॥२८॥

જ્યારે મેં કર્તા સંબંધી ન્યાય જોયો ત્યારે ઉપમા ન આપી શકાય એવાં અવિગત નેત્રો ઉઘડી ગયાં, જેથી કરીને જગતભરના સર્વ મતમતાંતરોના સિદ્ધાંતની મને જાણ પડી.

खट दरशन द्वादश पुनी, निगंम चतुर जेही वांण;
अष्टादश नव नरणीत, कीनेहु सकल पेहेचांण. ॥२९॥

વળી છ દર્શન, બાર પંથ, ચાર વેદ, અઢાર પુરાણ અને નવ વ્યાકરણ આ સર્વની મને જાણ થઈ.

पण सोले अचरत ईत, तेही सबंनकी पेज;
कर्ता सहित जीनुं अकरतही, जीनका कीया सबेज. ॥३०॥

આ ગ્રંથમાં સોળ અચરત નામે (પશ્ન) કરેલા છે તે સર્વની ગતિના પેજ (પેચ, યુક્તિ) હોઈ કર્તા તથા અકર્તા બ્રહ્મ વિષે સર્વ ખુલ્લું કરી દે છે.

जेही जीनका था तेही तीनुं, दीया सिद्धांन्त देखाय;
पण निजपरम क्रतायके, कोहु मरम नहि पाय. ॥३१॥

જેનો જે સિદ્ધાન્ત હોય તેનો તે પ્રમાણે કહ્યો છે. પણ ખેદ એટલો જ થાય છે કે પરમ નિજ કર્તાનો મર્મ કોઈ પામી શક્યું નથી.

तेही परम गंम सबनते, अकलित रहे अपेख;
जब निजकर्ता पठायेहु, धरी परमगुरु भेख. ॥३२॥

તે મર્મની ગમ સર્વ કોઈથી કળી શકાય એવી ન હોવાને લીધે કોઈ જાણી શક્યું નથી. એટલા જ માટે સકર્તા સત્કેવલે સમર્થ પરમગુરુને આ બાબત સમજાવવા ભેખ ધારણ કરાવી મોકલ્યા છે.

भेख धरी गुरु परमके, दरशे दुनी मोझार;
आई मीले जेही सनमुख, तीनु करती भवपार. ॥३३॥

જ્યારે પરમગુરુએ ભેખ ધારણ કર્યો ત્યારે જ દુનિયાના લોકોને તેમનાં દર્શન થયાં છે. કોઈ ભગવતીજન આ પુરુષને આવી મળે તો તે તેને તરત જ ભવ પારંગત કરશે.

विनु परमगुरु पावत, परम मोक्ष नहि कोय;
अचरत तब गुरु परमकु, आई मीलो सब कोय. ॥३४॥

પરમગુરુ સિવાય પરમ મોક્ષ કોઈ પામી શકશો નહિ. એટલા જ માટે અચરત કહે છે કે મોક્ષની ઈચ્છાવાળાએ પરમગુરુના શરણમાં એકમેક થઈ રહેવું.

मीलो तो मीलतां महासुख, तुरत शरंनमे जात;
जीनुं सरजे तुम अंशकु, सोही मीलावही तात. ॥३५॥

હે ભગવતિ જનો ! સમર્થ પરમગુરુને મળતાં તે તમો સર્વ અંશોને ઉત્પન્ન કરનાર કેવલ કર્તાના પરમધામને પ્રાપ્ત કરાવી આપશે અને તે શરણનું મહા સુખ મેળવી શકશો.

तात मीलंन त्रपतीयंनकी, कही न जात सहेत;
कोटि जंनमके बिछरंन, पायेहु परम सखेत. ॥३६॥

સકર્તા ધણીને મળતાં તેમના પરમ હેતથી જે મહાસુખની તૃપ્તિ થાય છે તેના આનંદનું વર્ણન કરવું મુશ્કેલ છે. વળી પરમપદ પ્રાપ્ત થતાં કરોડો જન્મનો જે વિયોગ હતો તે મટી જાય છે.

अंश दुःखही कही कालके, रहेहु कर्ता विजोग;
अब तेही सुखकी कया कहुं, जीनके मीले संजोग. ॥३७॥

કર્તાના વિયોગને લીધે ઘણાય કાળથી અંશો દુઃખી થઈ રહેલા હતા તેમને જ્યારે કર્તાનો સંયોગ થયો ત્યારે જે સુખ પ્રાપ્ત થયું તેનું શું વર્ણન કરું?

अल्प जीवन आयुसंनके, ज्यौं शिशु बिछरंन मात;
आई मिलत दिन थोरमे, तब केसे सुख पात. ॥३८॥

અલ્પ આયુષ્યના જીવનવાળું માતાથી વિખૂટું પડેલું બાળક હોય છે. તેને થોડા દિવસ બાદ માતા આવી મળતાં જે સુખ ઉત્પન્ન થાય છે. તે સુખમાં બાળક કેટલો ગરક (લીન) થઈ જાય છે?

तेही ते आतो अचल सुख, कर्ता मिलनको सोय;
तेही अचरत गुरु परमसे, पाई सकल विधि सोय. ॥३९॥

તો પછી આ તો કર્તાના મિલનથી પ્રાપ્ત થતું અચળ સુખ! જે સુખ પરમગુરુના પ્રતાપે અચરત સર્વ વિધિથી પામ્યાં છે.

जेही निजपति निरभयतणुं, परम पुरातंन धांम;
अचरत अखिल सुखद मही, पांमेहु अचल विरांम. ॥४०॥

જે નિજપતિનું પરમ પુરાતન ધામ છે તે ધામના અખિલ અચળ સુખમાં નિર્ભયપણે અચરત સદાને માટે વિરામ પામ્યાં છે.

एही ग्रंथके उचरंन, हरदे रही मम सोय;
करंनहार गुरु परमही, धरी मम बोज शिरोय. ॥४१॥

પરમ ગુરૂએ મારા હૃદયમાં રહીને આ ગ્રંથનો ઉચ્ચાર કરેલો છે. હું તો નિમિત્ત માત્ર હોઈ મારા શિર પર બોજો ઉઠાવવાવાળી છું.

नुकशा एक नवीन निज, ग्रंथ मही घुंझुंभेद;
सोले अचरतकी जीनुं गति न पावही वेद. ॥४२॥

આ ગ્રંથમાંના સોળ અચરતની ગતિનો વેદ જેવા (પણ) પાર પામી શકે તેમ નથી કારણ કે તેમાં નુકતા તરીકે એક નવીન ઘુઢ ગુપ્ત ગુરૂગતિનો ભેદ રહેલો છે.

जेही विनु गंम गति अचरत, करत लहत जीनुं अंत;
अचरतके अनुभव कीये, मे भी भई अचरंत. ॥४३॥

ગમગતિ ન પહોંચી શકે એવા કર્તાના કૃતને છેવટ સુધી જાણીને અચરતમાં તેનો અંત આણેલો છે. આ સોળ અચરત એટલા તો ગૂઢ ગતિના છે કે તેમનો અનુભવ કરતાં અચરત કહે છે કે હું પોતે પણઅચરત (આશ્ચર્યચકિત) થઈ છું.

खटदश अचरतको मीली, रहंन समोह सठांम;
जबते अचरत सागर, एही ग्रंथको नांम. ॥४४॥

સોળે અચરતના સમૂહને એકત્ર થઈ રહેવાનું ઠેકાણું આ ગ્રંથરૂપ સાગર છે જેથી એનું નામ અચરતસાગર છે.

अचरत सागर ग्रंथको, गावतही गुण ग्रांम;
अचरत अचरत ग्रंथशे, मेरो अचरत नांम. ॥४५॥

અચરતસાગર ગ્રંથના ગુણગાન ગાતાં ગ્રંથના દરેક અંગમાંથી અચરત નીકળતાં હું પણ અચરત (આશ્ચર્યચકિત થઈ છું. એથી જ મારું નામ પણ અચરત છે.

ओर विशेषण सहितंम, कहत नांम नरणेश;
सब अचरतके सदनसे, जब अचरत अरणेश. ॥४६॥

અચરતસાગર એ વિશેષણ હોઈ એ નામનો નિર્ણય કર્યો. સર્વ અચરતના ગ્રંથરૂપ સદનમાંથી જ્યારે અચરતરૂપ અરૂણેશનો ઉદય થાય છે ત્યારે જગતભરમાં રહેલા અજ્ઞાનરૂપ અંધકારનો નાશ થાય છે.

जेही अचरत अरणेशको, ग्रंथ बरन गुण ग्रांम;
शीखे सुने शुद्ध चित्ते मने, पावही परम सधांम. ॥४७॥

અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરનાર અચરતસાગર ગ્રંથને શુદ્ધ ચિત્તે મન પરોવી સાંભળીને શીખશે અને તેમના વર્ણનનું ગુણગાન કરશે તેને પરમધામની પ્રાપ્તિ થશે.

जीनमे निज करतायको, निश्चे करन निरुप;
सहित परम गुरको जीमे, निरणीत लक्ष स्वरुप. ॥४८॥

આ ગ્રંથમાં નિજ કેવલકર્તાનું નિશ્ચયપૂર્વક નિરૂપણ કરેલું છે. તેમજ પરમગુરુનો નિર્ણય કરી તેમના લક્ષનું સ્વરૂપ જણાવ્યું છે.

ओर लक्ष अगणित अति, ग्रंथ मही सुविचार;
पण करता निज अचरत, परमगुरु त्रिये सार. ॥४९॥

વળી આ ગ્રંથમાં અગણિત લક્ષનો સારી રીતે વિચાર કરી નિજકર્તા, સોળ અચરત અને પરમગુરુને સારરૂપે તારવેલા છે.

त्रिये सार सरव ग्रंथमे, अरथ अलोकित मरम;
अचरत जीनुं अविलोकतां, पाय सकल पद परंम. ॥५०॥

સારાય ગ્રંથમાં સારરૂપે આ ત્રણ (નિજકર્તા, અચરત અને પરમગુરૂ)ના અલૌકિક મર્મનો અર્થ રહેલો છે. અચરત કહે છે કે તેનું અવલોકન કરતાં સર્વ સજ્જનો પરમપદ પ્રાપ્ત કરે છે.

કંદ ૧૨મો સંપૂર્ણ

સંત શ્રી ગુરૂ તુકારામ ની જય હો

## અચરતસાગર નિધિ ગ્રંથ સમાપ્ત

